


આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૨૦૦૧ કારતક

સંચાલક:

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ

૨ ૦ ૦ ૧
ના વર્ષમાં
પ્રકાશ રૂપેરી
પરદા પર લાવે છે:

શકોની ગુલામીમાંથી ભારતને
મુક્ત કરનાર પરદુઃખભંજન
મહારાજાઓની જીવનકથા

# વિક્રમાદિત્ય

'ભરતમિલાપ' અને
'રામરાજ્ય' જેવાં
ચિત્રોની સર્જક સંસ્થાનું
ઐતિહાસિક સર્જન.

દિગ્દર્શક
વિજય ભટ્ટ

કલાનિર્દેશક
કનુ દેસાઈ

'રામરાજ્ય'ની
સર્જક સંસ્થાનું
આગામી ચિત્ર:

કલાધરો:
પૃથ્વીરાજ
પ્રેમ અદીબ
બાબુરાવ પેંઢારકર
રત્નમાલા
રંજના
વગેરે.




કલાધરો:
પ્રેમ અદીબ
રત્નમાલા
જીવન વગેરે

પ્રકાશચિત્ર
## • પોલીસ •

મોડેલ ટોકીઝ
માં ચાલુ છે.

ચીફ એજન્ટસ: એવરગ્રીન પીકચર્સ :: મુંબઈ-૪

# ' કેળવણીની રાષ્ટ્રીય સંયોજના '

રસિકલાલ છોટાલાલ પરીખ

હિન્દુસ્તાનની કેળવણીના પ્રશ્નની બાબતમાં સલાહ આપવા માટે હિન્દી સરકારે કેટલાંક વર્ષો થયાં એક સમિતિ નીમેલી છે. આ સમિતિએ લડાઈ પૂરી થયા પછી આપણા દેશમાં કેળવણીનો કેવો અને કેવી રીતે પ્રચાર કરવો તે અંગે એક અહેવાલ તાજેતરમાં પ્રગટ કર્યો છે. આ અહેવાલ હિન્દી સરકારના કેળવણી સલાહકાર મિ. જ્હોન સારજન્ટે ઘડેલો છે. તેથી તે 'સારજન્ટ રિપોર્ટ' તરીકે જાણીતો થયો છે. આ અહેવાલની પ્રતિષ્ઠિત કેળવણીકારો તરફથી ઘણી કિંમત અંકાઇ છે. તેથી તેનો કંઈક ખ્યાલ આપવા પ્રયત્ન કરું છું.

'આ દેશના લોકોની કેળવણી ઉપર આ દેશનું ભાવી નિર્માણ અવલંબે છે' એ બ્રિટિશ કેળવણી અંગેના શ્વેતપત્રનું પ્રથમ વાક્ય આ અહેવાલમાં આદિસૂત્ર તરીકે મૂક્યું છે; અને અન્તિમ બોધ ચીની કહેવતમાંથી ઉતાર્યો છે :

'વર્ષનો વિચાર કરતા હો તો દાણા વાવજો;
'દશકાનો વિચાર કરતા હો તો વૃક્ષો રોપજો;
'સૈકાનો વિચાર કરતા હો તો માણસ ઉછેરજો.'

આ બે સૂત્રો મનુષ્યઘડતરનું અને કેળવણીનું દેશકલ્યાણ માટે કેટલું અસાધારણ મહત્ત્વ છે તેનો બોધ આપે છે. દરેક દેશહિતેચ્છુએ આ વિષય જાણવો જોઈએ અને વિચારવો જોઈએ તે કહેવાની જરૂર નથી. સારજન્ટનો નિબંધ આ વિષય સમર્થ રીતે ચર્ચે છે તેમાં જ તેનું મહત્ત્વ છે.

આ અહેવાલનું પ્રયોજન, 'શિક્ષણની રાષ્ટ્રીય સંયોજના' રજૂ કરવાનો છે. આખા યે અહેવાલમાં 'નૅશનલ' 'રાષ્ટ્રીય' વિશેષણનો વારંવાર ઉપયોગ ધ્યાન ખેંચે એવો છે. 'તત્ત્વતઃ હિન્દુસ્તાની રહે એવી રીતે યોજના ઘડવાનો ઉદ્દેશ' સ્પષ્ટતાથી કહેવામાં આવ્યો છે. એટલે 'તત્ત્વતઃ હિન્દુસ્તાની શું' અથવા 'રાષ્ટ્રીય શું' એ જાણવાની અપેક્ષા ઊભી થાય છે. પણ 'દરેક બાબતમાં આપણે પછાત છીએ' એ સિવાય બીજી કોઈ રાષ્ટ્રીય વિશેષતા આ અહેવાલમાંથી ધ્યાનમાં આવતી નથી ! તેમ છતાં આને આ અહેવાલનું દૂષણ માનવાની જરૂર નથી. ઊલટું આ અહેવાલનો એક મોટો ગુણ એ છે કે એમાં પ્રજાકીય કેળવણીના વર્તમાન યુગને માન્ય સિદ્ધાન્તોને હિન્દુસ્તાનમાં પ્રામાણિકપણે લાગુ પાડવાનો પ્રયત્ન છે. હાલનાં પ્રગતિશીલ રાષ્ટ્રો શિક્ષણ અને કેળવણીના ઉદ્ધારમાં સામાજિક ઉદ્ધાર કેવી રીતે જુએ છે તે આ અહેવાલમાંથી તરી આવતી એક મુખ્ય બાબત છે.

'એવા કેટલાક સિદ્ધાન્તો છે કે જે જગતના કોઈ પણ સ્થળનાં ભાવી નાગરિક કે દેશજનની કેળવણીના ઘડતરમાં પાયા રૂપ છે'—એ માન્યતા વાસ્તવિક છે. એ પણ બાંજબી છે કે 'પોતાની ઊગતી પ્રજામાં શારીરિક લાયકાત, સમજશક્તિ, અને ચારિત્ર્યબલના ગુણોનો વિકાસ કરવાનું મહત્ત્વ જે રાષ્ટ્ર કે સમાજ પૂરેપૂરું સ્વીકારે નહિ તેનો કદી ઉદય થાય નહિ.' 'શિક્ષણના બધા ક્રમોમાં બુદ્ધિ અને ચારિત્રની તાલીમ સાથેસાથે જ ચાલવી જોઈએ એ તત્ત્વને પોતે ખૂબ મહત્ત્વનું ગણે છે' એમ લેખકો ભાર દઈ જણાવવા ઇચ્છે છે.

સમગ્ર પ્રજાની કેળવણીની યોજનામાં ઓછામાં ઓછું કેટલું સ્વીકારાવું જોઈએ તે વિષે પણ તેમનો મત ધ્યાનમાં લેવા યોગ્ય છે.

'આજીવિકા મેળવવાની આવડત થાય તથા વ્યક્તિ તરીકે કૃતાર્થ જીવન ગાળતાં આવડે અને દેશજન તરીકે પોતાની ફરજો અદા કરી શકે એટલા પૂરતી તો કેળવણી દેશનાં બધાં યે બાળકોને મળવી જોઈએ: ઉપરાંત, જેમનામાં યોગ્યતા હોય તેમને જીવનના સર્વ માર્ગોમાં જવાબદારીનાં સ્થાનનાં અધિકારી બનવાની તાલીમ મળે એવી ગોઠવણ પણ હોવી જોઈએ.'

આટલી ઓછામાં ઓછી આવશ્યકતા ઉપરથી તેઓ બીજા ત્રણ સિદ્ધાન્તો તારવી કાઢે છે જે તેમની નવી યોજનામાં અનુસ્યૂત છે. 'એક, રાષ્ટ્રીય સંયોજના એટલે પ્રજાના સર્વજન માટેની યોજના; એ વિના એ રાષ્ટ્રીય ન કહેવાય. બીજો, જો અત્યારે ચાલતો બગાડ અટકાવવો હોય તો કેળવણી ફરજિયાત જોઈએ. અને ત્રીજો, જો કેળવણી સર્વકોય અને ફરજિયાત કરવી હોય તો ન્યાયબુદ્ધિ એમ માગે કે તે મફત મળવી જોઈએ—નહિ તો બધી સ્થિતિના માણસો તેનો લાભ લઈ ન શકે, અને વ્યવહારુ બુદ્ધિ એમ માગે કે મૂળ ઉદ્દેશ સફળ કરવો હોય તો કેળવણી પૂરતો લાંબો સમય ચાલવી જોઈએ.

આ ઉપરથી કેળવણીનું ક્ષેત્ર કેટલું વિશાળ, વ્યાપક અને વિવિધ બાજુઓવાળું છે તેનો કંઈક ખ્યાલ આવશે. આ ક્ષેત્રની માપણી બરાબર કરવા તેને અનેક રીતે તપાસવું જોઈએ. એવી તપાસણી સાર્જન્ટ અહેવાલમાં બાર મુદ્દાઓની ચર્ચા મારફત કરી છે. તેમનો નિર્દેશ કરવાથી કેળવણીના વિષયમાં કયા કયા પ્રશ્નો ચર્ચવાના હોય છે તેનો કંઈક ખ્યાલ આવશે: (૧) પાયાની કેળવણી—પ્રાથમિક અને માધ્યમિક, (૨) પ્રાથમિક પહેલાંની—પૂર્વપ્રાથમિક, (૩) હાઈસ્કૂલની કેળવણી—એટલે કે માધ્યમિક, (૪) યુનિવર્સિટી અગર વિશ્વવિદ્યાલયની કેળવણી, (૫) હુન્નર કળા અને વેપારની કેળવણી, (૬) મોટેરાંની કેળવણી, (૭) શિક્ષક તાલીમ, (૮) શાળાના બાળકનું આરોગ્ય, (૯) ખોડવાળાંની કેળવણી, (૧૦) વિદ્યાસ્થાનોમાં હળવા મળવા અને વિનોદની હીલચાલો, (૧૧) ભણેલાંને કામમાં ગોઠવવાની વ્યવસ્થા અને (૧૨) કેળવણીની યોજનાને અમલમાં મૂકવાની ગોઠવણ.

આ બાર મુદ્દાઓમાં પહેલા ચારમાં પ્રાથમિક કેળવણીથી વિશ્વવિદ્યાલય સુધીનાં શિક્ષણની ચડતી શ્રેણીનો વિચાર છે. પાંચમો કેળવણીના ક્ષેત્રમાં આપણા દેશમાં ઉપેક્ષા પામેલા હુન્નર ઉદ્યોગ આદિ વિષયોને યોગ્ય મહત્ત્વ આપે છે. છઠ્ઠો, મોટેરાંની કેળવણી નાની ઉમ્મરમાં રહી ગયેલી કેળવણીની ખોટ પૂરી પાડવાની દૃષ્ટિએ જ ફક્ત નહિ પણ 'સૌ કોઈને પોતપોતાની યોગ્યતા પ્રમાણે સતત જીવન પર્યન્ત સંપૂર્ણ કેળવણી પૂરી પાડવાના લોકશાહીના સિદ્ધાન્તની' દૃષ્ટિએ આવશ્યક બને છે. સાતમો, શિક્ષકની તાલીમ—શિક્ષણની કોઈ પણ યોજનાને અમલમાં મૂકવાના પ્રથમ અને સૌથી મહત્ત્વના હથિયારને ઘડવાની જરૂર સમજાવે છે. આઠમો—બાળકનું આરોગ્ય—એવો વિષય છે કે જેના વિનાની કેળવણી માથા વગરની પાઘડી જેવી થાય. નવમો—ખોડવાળાંની કેળવણી—ખોડના ભેર-ચાલમાંથી બચાવવી અને ત્યાં સુધી બીજાની હારમાં મૂકવાની લોકકલ્યાણની દૃષ્ટિએ આવશ્યક બને છે. અગિયારમો મુદ્દો, કેળવાયેલા બધા રોજગાર વગરના ન રહે અને એ

રીતે આખા પ્રશ્નને નકામો થઈ જતો અટકાવે એવી ચોખવટની જરૂર બતાવે છે. બારમો મુદ્દો એ કેળવણીને અમલમાં મૂકવાની ગોઠવણ રચે છે. વિચારોને વ્યવહારમાં મૂકવાનું એ સાધન છે. કેળવણીના વિષયમાં ચર્ચાતા કેટલાક પ્રશ્નોનો આમાં નિર્દેશ કેમ દેખાતો નથી એવી શંકા ઉઠાવી તેનો યોગ્ય ખુલાસો અહેવાલના પ્રવેશકમાં કર્યો છે અને એ પદ્ધતિએ શિક્ષણ વિષેના પોતાના કેટલાક મતો વ્યક્ત કરવાની તક લીધી છે. ઉ૦ ત૦, આ મુદ્દાઓમાં સ્ત્રીકેળવણીનો વિષય મૂકી દીધો છે તેનું કારણ 'આ અહેવાલ ઘડનારની દૃષ્ટિમાં સ્ત્રીકેળવણીનું મહત્ત્વ નથી એમ નથી. ઊલટું તેઓ તેનું ઘણું મહત્ત્વ સ્વીકારે છે: તેઓ માને છે કે આધુનિક સમાજમાં પિતા કેળવાય તેના કરતાં માતા કેળવાય એ વધારે મહત્ત્વનું છે, અને તેથી કેળવણીની બધી સગવડો સ્ત્રીઓ અને પુરુષોને એકસરખી જ મળવી જોઈએ. જૂની રૂઢિવાળા ધારે છે એટલો કેળવણીના વિષયમાં જાતીય ભેદ મૂળગત નથી; અને તેથી છોકરા અને પુરુષો માટે જે જરૂરનું છે તે છોકરીઓ અને સ્ત્રીઓ માટે જરૂરનું છે. કેટલાંક વર્ષો પછી હુન્નર ઉદ્યોગની કેળવણીમાં પણ આ વિધાન લાગુ પડશે.'

આ મતને સમિતિના એક સભ્ય સર મેવેરલ સ્ટેથામ (Sir Meveral Statham) સ્વીકારતા નથી. તેમના મતે હજી કેટલાયે દાયકાઓ સુધી છોકરીઓ અને સ્ત્રીઓની કેળવણી માટે અલગ ગોઠવણી જોઈશે. હું ધારું છું આવું અલગપણું જલદી દૂર થાય તેમાં જ સ્ત્રીકેળવણીને લાભ છે.

બીજી શંકા એમ થાય કે આમાં કોમી બાબતનો કેમ ઉલ્લેખ નથી. તેનો ખુલાસો એ છે કે 'કેળવણીની રાષ્ટ્રીય સંયોજના—જે એ નામને યોગ્ય હશે તે દરેકની જરૂરિયાતને પક્ષપાત વિના સંતોષવાનું લક્ષ્ય રાખશે. કેળવણીમાં નાત જાત કે ધર્મના ભેદને સ્થાન હોય નહિ.' આ મત દરેક દેશહિતેચ્છુ કેળવણીકારે સ્વીકારવા યોગ્ય છે.

સર મેવેરલ સ્ટેથામ આ અભિપ્રાય સાથે સંમત થતા નથી. તેમજ ઓનરેબલ મિ. તમિઝુદ્દિનખાન તથા ઓન. ખાનબહાદુર સયિદુર રહેમાન કોમી રાજકારણની દૃષ્ટિએ આ પ્રશ્નને જુએ છે.

ત્રીજી શંકા એમ થાય કે આ અહેવાલમાં ધાર્મિક કેળવણીનો મુદ્દો કેમ નથી ચર્ચ્યો. 'ઉદાર અર્થમાં ધર્મભાવના સર્વ કેળવણીમાં પ્રેરક બળ હોય અને ચારિત્ર ઘડવાના વલણ વગેરેનો અભ્યાસક્રમ અંતે વંધ્ય થવાનો' એ સિદ્ધાન્ત આ અહેવાલમાં સ્વીકારાયો છે. સંપ્રદાયવાળાઓને પોતપોતાની ગોઠવણ કરવાનો અવકાશ રહેશે એવો નિર્દેશ પણ કર્યો છે. રાષ્ટ્ર નવે મતે કેળવણીનું સામર્થ્ય વધારવું હોય તો સંપ્રદાયની સંકુચિતતાને તેમાં સ્થાન ન મળવું જોઈએ.

પરીક્ષાઓથી ટેવાયેલાઓને થશે કે અરે આમાં પરીક્ષાનું કંઈ કેમ નથી? તેમને આશ્વાસન આપ્યું છે કે 'રાષ્ટ્રીય સંયોજનામાં પણ કોઈક જાતની પરીક્ષાને સ્થાન તો હશે. છતાં વધારે જરૂરનું એ છે કે પ્રથમ રાષ્ટ્રીય સંયોજના અમલમાં આવે અને પછી તેને અનુકૂળ પરીક્ષાઓ ગોઠવાય; નહિ તો પરીક્ષાઓની દૃષ્ટિએ અભ્યાસક્રમ યોજી કેળવણીની નવી સંયોજનાને પરીક્ષાને અનુકૂળ બનાવવાનું પ્રલોભન ઘણા રોકી શકશે નહિ.' પરીક્ષા એ કેળવણીનું સાધ્ય નથી પણ ફક્ત એક સાધન છે એ જેટલું જલદી સમજાય અને સ્વીકારાય એટલો લાભ છે.

કેળવણીની રાષ્ટ્રીય સંયોજના અંગે જુદા જુદા જે પ્રશ્નો થાય તે કેવી રીતે આ બાર પ્રકરણોમાં આવી જાય છે તે જોયા પછી, એમાં જે મહત્ત્વના વિચારો છે તેમાંથી થોડાક જોઈએ.

આ આખી સંયોજનામાં મહત્ત્વનું સ્થાન શિક્ષકને મળ્યું છે. શિક્ષકમાં સામર્થ્ય હશે તો શિક્ષણમાં આવશે એ શ્રદ્ધા આખા અહેવાલમાં પ્રતીત થાય છે. પ્રારંભમાં જ કહેવામાં આવ્યું છે કે આ નવી સંયોજનાના ખર્ચનો આંકડો અને તેને અમલમાં મૂકવાની સમયમર્યાદા એ બન્ને નક્કી કરનાર તત્ત્વ તે શિક્ષક છે. આગળ જતાં સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે 'સર્વ શિક્ષણની સફળતાનું સર્વોપરિ અંગ શિક્ષકની લાયકાતમાં જોવામાં આવ્યું છે.' શિક્ષકોની સ્થિતિની જે રીતે ઉપેક્ષા થઈ છે તે માટે સખત શબ્દો વાપર્યા છે. 'કેળવણી એ કોઈ મહત્ત્વની સામાજિક સેવા નથી' એવી અધિકારીઓની માન્યતા હશે એ સિવાય બીજી કોઈ રીતે શિક્ષકોની જે કંગાળ દશા કરવામાં આવી છે તે સમજી શકાય એમ નથી. શિક્ષકોની તાલીમના પ્રકરણમાં કહ્યું છે કે

'કેળવણીની સંયોજનાના કોઈ પણ સર્વાંગીણ વિકાસની મૂળ જરૂર શિક્ષક અને તેને તાલીમ આપનારી સંસ્થા છે. આ સંસ્થા શિક્ષકને શિક્ષણનાં શાસ્ત્ર અને કલા શીખવે એ પૂરતું નથી. એ એક જીવનપ્રવૃત્તિ છે, જીવનધર્મ છે એમ પણ તેને સમજાવે.' આને અંગે જરૂરી ખર્ચ કર્યા વિના શિક્ષણના ફળની આશા રાખવી વ્યર્થ છે. યુનિવર્સિટીના પ્રકરણમાં કહ્યું છે તેમ, 'કેળવણી ચલાવવામાં સસ્તું શોધવું એ ખોટામાં ખોટી કરકસર છે.' ટૂંકામાં, કેળવણીના કોઈપણ પ્રકારની સફળતા શિક્ષક ઉપર અવલંબે છે એ આ અહેવાલનો વાદી સૂર છે.

હવે બીજા થોડાક વિચારો લઈએ.

પ્રાથમિક કેળવણીના નિરૂપણમાં વર્ધાની યોજનાને મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે. 'કામ કરતાં જવું અને શીખતાં જવું' અગર 'ક્રિયા દ્વારા શિક્ષણ' એ સિદ્ધાન્તને સ્વીકારવામાં આવ્યો છે. પણ શિક્ષણસંસ્થા પોતાનું ખર્ચ પોતે જે ઉદ્યોગ કે ઉદ્યોગો શીખવે તેના વાસમાંથી કાઢે એ નીતિ માન્ય રાખવામાં આવી નથી.

લોકશાહીના સિદ્ધાન્તની દૃષ્ટિએ પ્રાથમિક કેળવણી—ઉદ્યોગ ક્રિયામાંથી ફલિત થતી એવી—ફરજિયાત અને મફત હોવી જોઈએ. તે છથી ચૌદ વર્ષની ઉમ્મર સુધી ઓછામાં ઓછી આઠવી જોઈએ—તો જ પૂરતો લાભ મળે.

રાષ્ટ્રીય સંયોજનામાં પૂર્વપ્રાથમિકનું મહત્ત્વ પણ બરાબર બતાવ્યું છે.

માધ્યમિક શાળાને રાષ્ટ્રીય કેળવણીની કરોડરજ્જુ કહી છે. સમાજના અગ્રેસરો અને જીવનના વિવિધ માર્ગોના નિષ્ણાતો ત્યાં તૈયાર થવાના. હાઈસ્કૂલ, હાલ છે તેમ, ફક્ત યુનિવર્સિટીની પૂર્વતૈયારીની સંસ્થા નથી. તે સ્વપર્યાપ્ત સંસ્થા છે. તેમાંથી માણસ ધંધાના જીવનમાં જાય અને જો યોગ્યતા હોય તો ઉચ્ચતર વિદ્યા માટે વિશ્વવિદ્યાલયમાં જાય એવી તેની સામગ્રી હોય, વાહન સ્વભાષા હોય, અને છ વર્ષનો અભ્યાસક્રમ હોય;—અગિયારથી સત્તર વર્ષની ઉમ્મર સુધી.

હુન્નર-ઉદ્યોગ અને વેપારની કેળવણીમાં મહત્ત્વની બાબત એ ધ્યાનમાં રાખવાની છે કે તે ફક્ત 'ધંધો શીખવતી નથી પણ બીજા વિષયોની જેમ તેનામાં પણ માણસને ખીલવવાની અને સંસ્કારી કરવાની શક્તિ છે.'

કારખાનું અને ઉદ્યોગની કેળવણી–એક બીજાં–વધારે સંપર્કમાં આવે તો પરસ્પર વધારે ઉપકારક થાય એ ઉપર યોગ્ય ભાર મૂક્યો છે.

મોટેરાંની કેળવણીનો પ્રશ્ન પણ આની સાથે ગુંથાયેલો છે. કામ કરતા મજૂરોને કેળવણીની સગવડ અને મદદ આપવા બાબત ઉદ્યોગપતિઓને તેમની ફરજનું યોગ્ય ભાન કરાવ્યું છે. 'અક્ષરજ્ઞાન સાધ્ય નથી પણ સાચી કેળવણીનું સાધન છે' એ વિવેક મોટેરાંની કેળવણીમાં કામ કરનારાઓએ ભૂલવા જેવો નથી. ખરી રીતે એ સૂત્ર કેળવણી સમસ્તને લાગુ પડે છે.

હવે વિશ્વવિદ્યાલય : 'સમાજનું બૌદ્ધિક ધોરણ ઊંચું કરવું, પ્રજામાનસને ખેડવું, રાષ્ટ્રીય રુચિને શુદ્ધ કરવી, જનતાના અભિલાષોને સાચા સિદ્ધાન્તો પૂરા પાડવા, જમાનાના વિચારોને વિશાળતા અને સંયમથી અંકિત કરવા, રાજકીય સત્તા વાપરતા લોકને મદદરૂપ થવું અને ખાનગી જીવનવ્યવહારને સંસ્કારી કરવો'—આ યુનિવર્સિટીનું લક્ષ્ય હોવું જોઈએ. ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળ આ ધ્યાનમાં લેશે.

સારજન્ટ રિપોર્ટમાં કેળવણીનું એવું શોભનીય રૂપ ખડું થયું છે કે તે તરત પ્રાપ્ત કરવાની તાલાવેલી થાય. પણ આ રૂપ મેળવતાં 'લગભગ બે અબજ અને સિત્તોતેર કરોડ રૂપિયાનું ખર્ચ થશે અને ચાળિશ કરતાં વધારે વર્ષ થશે' એ સાંભળતાં આપણે ધીરજનો પાઠ લેવો પડે છે. ઘડીભર એમ પણ શંકા થાય કે આ આકાશના તારા બતાવવાની વાત તો નથી ને ? સારજન્ટસાહેબ અહેવાલના પ્રારંભમાં જ કહે છે કે 'કેળવણીના રાષ્ટ્રીય સંવિધાનની સર્વોપરિ આવશ્યકતાનો સમય થયો છે કે નહિ એનો નિર્ણય હિન્દુસ્તાન પોતે કરે!' આપણે કહીશું કે સમય તો ક્યારનો થયો છે, મોડું થઈ ગયું છે. તેથી ચાળિશ વર્ષ સુધી રાહ જોવડાવો એ અમને આકરું લાગે છે. ચાળિશ કરોડની પ્રજાને પોતાની કેળવણી માટે ત્રણ અબજ રૂપિયા મોટી કિંમત લાગતી નથી, અને જેના હાથમાં હિંદનું તંત્ર છે તે પ્રજાનું તંત્ર હોય તો તે રૂપિયા અને સમય બન્નેની ગાંઠ ઉકેલી આપે! સારજન્ટસાહેબે કેળવણીની આ યોજનાને વારંવાર રાષ્ટ્રીય કહી છે તેનો ખુલાસો એવો ન હોય કે રાષ્ટ્રીય સરકાર જ કેળવણીનું રાષ્ટ્રીય સંવિધાન કરી શકે? અસ્તુ. *

* ઑલ ઇંડિયા રેડિયો, મુંબઈ સ્ટેશનથી તા. ૧૯–૧૦–૪૪ના રોજ આપેલી રેડિયો ટૉક ઉપરથી–ઑલ ઈંડિયા રેડિયોના સૌજન્યથી.



## આભાર–દર્શન

આ ચાલુ વર્ષ દરમ્યાન — આ વિશ્વયુદ્ધનાં વર્ષો દરમ્યાન — અમારા ગ્રાહકોએ પોતાનો સહકાર ચાલુ રાખી અમને આભારી કર્યા છે. ખાસ તો, બેપારી ભાઈઓએ તેમજ પેઢીઓએ પોતપોતાની જાહેરખબર આપી અમને જે પ્રોત્સાહન આપ્યું છે તે બદલ તેમનો જાહેર રીતે આભાર માનવાની આજે તક લઉં છું. શ્રદ્ધા રાખું છું કે હવે પછીનાં એકએ વર્ષ સહકાર આપી સવિશેષ આભારી–ઋણી કરશે.

વ્યવસ્થાપક, 'પ્રસ્થાન'

# હિંદમાં આર્થિક આયોજનની મર્યાદાઓ

પ્રો. જશવંતરાય જ. અંજારીઆ

૧

૧૯૧૪–૧૮ના વિગ્રહ પછીનાં પચ્ચીસ વર્ષ દરમ્યાન ઇંગ્લંડ, ફ્રાંસ, જર્મની અને યુનાઈટેડ સ્ટેટ્સ જેવા સમૃદ્ધ દેશોમાં પણ જે સાર્વત્રિક મંદી અને બેકારી પ્રસરી તેને પરિણામે એક નવો વાદ જાગ્યો જેને આપણે આયોજનવાદ કહીશું. આજે હિંદમાં બધે આયોજનની વાતો ચાલે છે, ત્યારે ખરું આયોજન એટલે શું, આયોજનનાં આવશ્યક અંગો શાં, તેની પૂર્વતૈયારી શી, તેની પદ્ધતિ શી, વગેરે પ્રશ્નોનું સંક્ષેપમાં અવલોકન અસ્થાને નહિ ગણાય.

આજે હિન્દી સરકાર આર્થિક આયોજનની વાતો કરે છે, અને સર અરદેશર દલાલ આવાં આયોજનની રૂપરેખા તૈયાર કરવા વાઇસરૉયની કારોબારીના સભ્ય પણ નીમાયા છે. યુદ્ધવિરામ પછી રસ્તા બાંધવાની, રેલવે વધારવાની, કેળવણીનો પુષ્કળ પ્રચાર કરવાની યોજનાઓ તૈયાર થઈ ગઈ છે, ખેતીવાડી વિષે પણ મધ્યસ્થ સરકારે એક યોજનાની રૂપરેખા ઘડી રાખી છે, અને ઔદ્યોગિક વિકાસને અંગે પણ તેવી જ તૈયારીઓ થવા માંડી છે. બીજી બાજુથી, પ્રાંતિક સરકારો પોતપોતાની યોજનાઓ ઘડે છે, દેશી રાજ્યો પણ આ દિશામાં કામ કરવા લાગ્યાં છે. તે ઉપરાંત, પ્રજા તરફથી પણ આર્થિક આયોજનના પ્રશ્નની છણાવટ થવા લાગી છે. મુંબઈના આઠ ઉદ્યોગપતિઓએ રૂા. દશ હજાર કરોડની આર્થિક યોજના પ્રજા સમક્ષ રજુ કરી છે. એ યોજનાને અંગે ઇંગ્લંડ અને અમેરિકામાં પ્રચારકાર્ય એમણે શરૂ કર્યું છે, અને આ દેશમાં પણ તેના અનુવાદો થયા છે. તે ઉપરાંત, એમ. એન. રૉય તરફથી રૂા. પંદર હજાર કરોડની યોજના મુકાઈ છે. સર વિશ્વેશ્વરાય્યા પણ આવી જ એક યોજનાના હિમાયતી છે. મહાસભાએ નીમેલી નેશનલ પ્લૅનિંગ કમિટીએ આ વિષયની સવિસ્તર આલોચના કરવાનું શરૂ કરેલું, અને તેની જુદી જુદી સબ-કમિટીઓના કેટલાક રિપોર્ટ તૈયાર પણ થયેલા, પણ રાજકારી ક્ષેત્રમાં કેટલાક બનાવોને લીધે નૅશનલ પ્લૅનિંગ કમિટીનું કામકાજ હાલ તો અધૂરું રહ્યું છે. દરમ્યાન, શ્રી. ઝીણાએ પાકિસ્તાનનાં આર્થિક આયોજન માટે કેટલાએક મુસ્લીમ અર્થશાસ્ત્રીઓની એક કમિટી નીમી છે!

આ બધી યોજનાઓ પરસ્પર વિરોધી તો નહિ નીવડે? આવી મહત્ત્વની બાબતમાં પ્રજાનો કંઈ હિસ્સો હોવો જોઈએ કે કેમ? રાષ્ટ્રીય આયોજન કોણ કરી શકે? આ મુદ્દાઓ અવશ્ય ચર્ચાવા જોઈએ. તેમ નહિ થાય તો, more planned against than planning એવાં આપણે–હિંદી પ્રજાના–હાલ થાય એવો ભય છે.

૨

આયોજનવાદનો ઉદ્‌ભવ થયો રશિયામાં. એ દેશમાં બોલ્શેવિક ક્રાંતિ પછી જે નવી આર્થિક વ્યવસ્થા કરવામાં આવી તેનાં આવશ્યક અંગ તરીકે ચોક્કસ ધ્યેયને પહોંચી વળવા માટે રશિયાએ પંચવર્ષીય યોજના ઘડી કાઢી ને અમલમાં મૂકી. પહેલી આવી યોજના પાર

પછી એટલે બીજી યોજનાને તૈયાર થઈ અને એમ દસ વર્ષમાં તો રશિયાની ખેતીવાડી, ઉદ્યોગો, કેળવણી વગેરે બધાં ક્ષેત્રામાં એટલો બધો વિકાસ થયો કે ઇંગ્લંડ, જર્મની અને અમેરિકા જેવા દેશોમાં રશિયાની આ નવી પદ્ધતિમાં કંઈક જોવા–સમજવા–અનુકરણ કરવા લાયક છે એમ સ્વીકારાવા લાગ્યું. પણ રશિયાની ક્રાંતિનું પ્રેરક બળ હતું સામ્યવાદ. મૂડીવાદી દેશોમાં સામ્યવાદ કોણ સ્વીકારે? છતાં, મૂડીવાદની મુશ્કેલીઓ પણ છાની રાખી શકાય તેવી ન હતી. આવા સંજોગોમાં મૂડીવાદી દેશોમાં એક નવો સૂર નીકળ્યો: "ચાલો આપણે આર્થિક આયોજન શરૂ કરીએ." "રશિયામાં આર્થિક આયોજનને પરિણામે આટલી પ્રગતિ થઈ તો આપણે મૂડીવાદી તંત્ર નીચે પણ એવું જ કરી બતાવીએ." રશિયાનાં આયોજનની પાછળનો આદર્શ બાજુ પર રહ્યો, ક્રાંતિની વાતો બાજુ પર રહી, અને ઘડીભર તો સૌને લાગ્યું કે આ ઠીક રસ્તો છે; મૂડીવાદ પણ નહિ ચાલે, સમાજવાદ કે સામ્યવાદની જરૂર નથી, અને આર્થિક આયોજનથી જ ધારેલું ધ્યેય સાધી શકાશે. આ રીતે આયોજનવાદ એ રશિયાની ક્રાંતિ વિના, રશિયાની પ્રજાના મહાન ભોગો વિના, માત્ર મૂડીવાદનાં ચોકઠાંમાં રહીને સામ્યવાદનાં કેટલાંએક પરિણામો મેળવવાનો પ્રયાસ છે.

આયોજનવાદ એ શબ્દ આ જ અર્થમાં વપરાય છે એમ કહેવાનો આશય નથી. સામાન્ય રીતે 'આયોજન' શબ્દ એટલા ભિન્ન ભિન્ન અર્થોમાં વપરાય છે કે એ શબ્દનો કશો જ અર્થ રહ્યો નથી. અથવા કહો કે દરેક જણ તેનો અર્થ પોતાને ફાવતો કરે છે. પણ, જ્યારે સમાજવાદનો સ્વીકાર કર્યા વિના આયોજનની વાતો થાય છે ત્યારે તેનો અર્થ ઉપર કહ્યો તે જ થઈ શકે કારણકે, આપણે ઉપર જોઈ ગયા તેમ, સમાજવાદ કે સામ્યવાદનાં નામ માત્રથી ભડકી ઊઠનારા ઘણાઓને આજે આયોજનની મોટી મોટી વાતો કરતા જોઈએ છીએ. અત્યારે આયોજનની વાતો કરવામાં આવા લોકોને વાંધો નથી કારણકે આવાં આયોજનમાં સ્થાપિત હક્કો પર તરાપ મારવાની વાત નથી.

૩

ત્યારે સવાલ એ છે કે મૂડીવાદી વ્યવસ્થા અને આયોજિત અર્થતંત્રનો પરસ્પર મેળ થઈ શકે ખરો? આવાં મર્યાદિત આયોજનથી કશો અર્થ સરે ખરો? જો લાંબી દૃષ્ટિએ વિચાર કરીએ તો કબૂલ કરવું જોઈએ કે મૂડીવાદી વ્યવસ્થા નીચે મધ્યસ્થ સત્તા તરફથી ખરું આયોજન થઈ શકે નહિ. મૂડીવાદનો પહેલો સિદ્ધાંત છે ખાનગી મિલકત અને ખાનગી નફો અને તે પરત્વે વ્યક્તિની પૂરી સ્વતંત્રતા. આયોજન માગી લે છે સાર્વત્રિક નિયમન. એક ઉદ્યોગ પરત્વે કે એક આર્થિક વિભાગમાં નિયમન શરૂ કર્યું એટલે બીજા ઉદ્યોગો અને વિભાગોમાં તેની અસર થાય જ, અને આ લડાઈ દરમ્યાન આપણે જોયું છે તેમ નિયમનો એક પછી એક વધતાં જ જાય. છેવટે, કાં તો મૂડીદારોના હક્કો,—જેવા કે ગમે લાગે તેમ મૂડીનો ઉપયોગ કરવો,—જતા રહે, અથવા આ નિયમનો તૂટી પડે. લાંબે ગાળે આયોજનવાદ ફેસીઝમ તરફ અથવા સમાજવાદ તરફ લઈ જાય, કારણકે મૂડીવાદનાં લગભગ દરેકે દરેક અંગ પર છેવટે રાજ્યસત્તાનો અમલ વધે, અને એ રાજ્યસત્તાની પાછળ જો મૂડીદારોનું જોર હોય તો આ અખતરામાંથી છેવટે ફેસીઝમ—એટલે કે અમુક સ્થાપિત હક્કોના સંરક્ષણ અર્થે આયોજિત અર્થતંત્ર—પરિણમે. જો આમજનતા કે કામદોરનો વિશેષ સંબંધ હોય તો આવું આયોજન ધીમેધીમે પણ સમાજવાદ તરફ લઈ જાય, પ

આ પ્રકારનો વિકાસ ધારીએ એટલો સહેલો નથી. સ્થાપિત હક્કોને સમજાવી પટાવી તેમનો ડંખ કાઢી નાખવો એ કામ ઘણું જ મુશ્કેલ છે.

૪

આ નજરે જોતાં, અત્યારે આપણા દેશમાં જે પ્રકારનાં આયોજનની તૈયારીઓ થઈ રહી છે તેની ઉપયોગિતા મર્યાદિત છે એ દેખીતું છે. લાંબે ગાળે આવું આયોજન અર્થતંત્રની પાછળના આશયો વિષે—ideological issues વિષે—સ્પષ્ટીકરણ માગી લેશે. છતાં, એટલું પણ ખરું છે કે આજે છેલ્લાં સો વર્ષથી આપણા આર્થિક પ્રશ્નો વિષે સરકારી નીતિ એવી ઉદાસીન રહેલી છે કે આયોજનને નામે એમાં કંઈ ચેતન આવે અને સરકાર મૂડીવાદની મર્યાદામાં રહીને પણ ખેતીવાડી, ઉદ્યોગો, કેળવણી, જાહેર તંદુરસ્તી વગેરે બાબતોમાં રાષ્ટ્રીય હિતની નજરે પોતાની નીતિ ઘડે અને આર્થિક નિયમનો દ્વારા મૂડીનું રોકાણ—investment—ઉત્તેજિત કરી બેકારી ઓછી કરે તો પણ કંઈ નાનોસૂનો લાભ નથી. આર્થિક ક્રાંતિ વિના ઘણી વસ્તુઓ આપણે સત્વર હાથમાં લઈ શકીએ એમ છે, તેમ કરવાની જરૂર છે, પણ તેથી એમ માનવાની જરૂર નથી કે સામાજિક હિતની દૃષ્ટિએ આવાં આયોજનમાંથી નવાં અનિષ્ટો નહિ ઊભાં થાય. પશ્ચિમના દેશોના અનુભવ પરથી તો ચોક્કસ કહી શકાય કે છેવટે તો મૂડીવાદ વિરુદ્ધ સમાજવાદનો પ્રશ્ન એક કે બીજા સ્વરૂપમાં આપણી સમક્ષ આવીને ઊભો રહેશે જ. જો ઇંગ્લંડમાં અત્યારે બને છે તેમ, મૂડીદારો કામદારવર્ગને પોતાની કમાણીમાંથી એક કે બીજી રીતે હિસ્સો આપતા રહેશે, અને રાજ્ય તરફથી કામદારવર્ગના લાભાર્થે બેકારી નિવારણ માટે, દરેકનું જીવનધોરણ અમુક કક્ષા પર જાળવવા માટે, બેવરિજ પ્લેનમાં યોજના ઘડાઈ છે એ રીતે જો સતત પ્રયાસ ચાલુ રહેશે તો આ વિરોધ મોડો બહાર આવશે. પણ એ વિરોધ મટે એમ તો લાગતું નથી, કારણકે છેવટે, ક્યાંક તો સ્થાપિત હક્કો અને આમવર્ગની જરૂરિયાતો—માગણીઓ—આદર્શો વચ્ચે અથડામણ થવાની જ. પણ, આ લાંબા ગાળાની મુશ્કેલી છે. "લાંબે ગાળે આપણે બધા મરી જવાના છીએ" એ સૂત્ર છેક ખોટું નથી. આ નજરે અત્યારના સંજોગોમાં જે મર્યાદિત—સંકુચિત—આયોજન શક્ય છે તે સારામાં સારી રીતે હાથમાં લેવું અને પાર ઉતારવું એ જ આજનો આપણો—પ્રજાનો તેમ જ સરકારનો—પ્રશ્ન છે એમ કહેવું જોઈએ.

૫

પણ કમનસીબીની વાત તો એ છે કે આવા મર્યાદિત આયોજન માટે પણ આવશ્યક તૈયારી આપણે કરી નથી. જુદી જુદી વ્યક્તિઓ, જુદાં જુદાં સરકારી ખાતાં, પ્રાંતિક સરકારો, દેશી રાજ્યો કે મધ્યસ્થ સરકાર પોતાને ફાવતા વિષયોને અંગે યોજનાઓ ઘડે એ આયોજન નથી. એમ તો દરેક વ્યક્તિ આવતાં બે પાંચ વર્ષમાં કેટલું વધારે કમાવું, કેટલું વધારે ખરચવું, કઈ વસ્તુ પર કરકસર કરવી, કયા શોખ કેળવવા, તેનું 'આયોજન' કરી શકે છે! નવા વર્ષને દિવસે આવા ભદ્ર નિશ્ચયો ઘણા કરે છે!

આજે આપણી પાસે જે કેટલીક યોજનાઓ મૂકવામાં આવી છે તે આવા પ્રકારની છે. તેની અંદરના આવક-ખર્ચના અડસટ્ટામાં શાસ્ત્રીય સત્ય કરતાં અટકળનું તત્ત્વ વધારે છે. વળી, આવી યોજના માટે સરકાર અને પ્રજા વચ્ચે પૂરો સહકાર જોઈએ. કારણકે આર્થિક નિયમનો વિના આયોજન સંભવે નહિ, અને પ્રજાના સહકાર વિના આર્થિક

નિયમનોનાં, પરિણામ રૂપે નફાખોરી, કાળાં બજાર, તંગી, અમલદારોની અપ્રામાણિકતા વગેરે જ હોય.

આયોજન માત્ર આર્થિક બાબો વિષે સવિસ્તર માહિતી માગી લે છે. દાખલા તરીકે, હિંદમાં ખોરાકનું ઉત્પાદન વધારવું એમ નક્કી કર્યું: પણ જો હિંદના જુદા જુદા ભાગોમાં જમીનની ફળદ્રુપતા વિષે, વરસાદ વિષે, ખેડૂત–જમીનદારના સંબંધ વિષે, વ્યવહારનાં સાધનોની છત કે અછત વિષે, અને એવા બીજા અનેક વિષયો વિષે ચોક્કસ, સંપૂર્ણ, સત્તાવાર માહિતી ન હોય તો પહેલાં તો શું કરવું તે સમજાય નહિ, અને કંઈક કર્યું, ધારો કે ખેડૂત માત્રને અમુક ટકા વળતર જમીન મહેસૂલમાંથી આપી, તો તેનાં પરિણામો શાં આવ્યાં, ધાર્યા કરતાં વધારે આવ્યાં કે ઓછાં, તેને લીધે બીજી કોઈ મુશ્કેલી આવી કે કેમ, અથવા ધાર્યા કરતાં વધારે કે ઓછી ફતેહ મળી તો તેનાં કારણરૂપે યોજનામાં જ કંઈ ખામી હતી કે તેના અમલમાં ત્રુટિ આવી કે કોઈ અણધાર્યો કુદરતી બનાવ આડે આવ્યો? આવા અનેક દાખલાઓ આપી શકાય. સહેજ વિચાર કરતાં જણાશે કે ઉપર કહ્યું તેવું મર્યાદિત આયોજન પણ કંઈ રમતની વાત નથી. અર્થવ્યવસ્થાની તેમજ સરકાર દ્વારા થતી પ્રવૃત્તિઓની જટિલતાનો જેને ખ્યાલ હશે તે આયોજનની ખરી મુશ્કેલી સહેલાઈથી સમજી શકશે, અને યોજનાની વાતોથી અંજાઈને આશાવાદના હવાઈ કિલ્લા બાંધવા નહિ મંડી જાય.

આયોજનની પૂર્વતૈયારી તરીકે દેશની આર્થિક શક્યતાઓનો, અત્યારની પરિસ્થિતિનો અને ભાવિ જરૂરિયાતોનો ઝીણવટથી હેવાલ તૈયાર કરવો જોઈએ, અને આયોજિત તંત્ર માટે જે નિયમનો અમલમાં લાવવાં પડશે તે કેવા પ્રકારનાં હશે, તેનો અમલ કોણ કરશે, તે અમલદારો પર કોનો કાબુ રહેશે, રાજ્યસત્તા દ્વારા જે આર્થિક પ્રવૃત્તિઓ થશે તે સાંગોપાંગ ઉતારવા નિષ્ણાતો તૈયાર કરવા શાં પગલાં લેવાં જોઈએ વગેરે મુદ્દાઓની ગોઠવટ સત્વર થવાની જરૂર છે.

૬

પણ . . . આ બધા મુદ્દાઓમાં સૌથી મહત્ત્વનો મુદ્દો તો રાષ્ટ્રીય સરકારની આવશ્યકતાનો છે. આયોજન પ્રજાને બિનજવાબદાર તંત્રદ્વારા નહિ બની શકે. સર અરદેશર દલાલે પોતાનો નવો હોદ્દો સ્વીકારતાં કહેલું કે આયોજનની પૂર્વતૈયારી કરવાના ઉદ્દેશથી જ એમણે એ સ્થાન સ્વીકાર્યું છે, પણ આયોજનની શરૂઆત તો રાષ્ટ્રીય સરકાર આવ્યા પછી જ થઈ શકશે. અને રાષ્ટ્રીય સરકારની સ્થાપના થાય તે પહેલાં ક્યાં ક્યાં શરતો આપણે પૂરી કરવાની છે તે કોણ નથી જાણતું? એટલે, ઉપર જણાવેલું મર્યાદિત આયોજન પ્રજાને કંઈક અંશે પણ લાભકારી થાય એ હેતુથી અપનાવી લઈએ તો પણ, રાષ્ટ્રીય સરકારના અભાવે, પ્રજા અને સરકારી અમલદારો વચ્ચે પૂરેપૂરી સમજૂતી અને સહકારને અભાવે, જે ખંડિત આયોજન હિંદી સરકાર અને પ્રાંતિક સરકારો શરૂ કરશે તેને પરિણામે, પ્રજાનું જીવનધોરણ ખાસ ઊંચું થાય કે પ્રજા પ્રાથમિક જરૂરિયાતો વિષે નચિંત બની શકે એ માનવું કઠિન છે. બલ્કે ઇંગ્લંડ અને અમેરિકામાં યુદ્ધ પછીની પુનર્રચનાને અંગે જે મોટા ઉદ્યોગો વિકસાવવાની વાતો ચાલે છે, તે ઉદ્યોગોની પેદાશના ઘરાક તરીકે માત્ર હિંદનાં હિતોનું 'આયોજન' થાય એવો ભય છે, હિંદનું આર્થિક આયોજન એક સ્વતંત્ર દેશ તરીકે નહિ પણ સામ્રાજ્યનાં એક ગૌણ અંગ માત્ર તરીકે જ થાય એવો સંભવ છે.

卐

# સૂક્ષ્મ અને વિરાટ

ડૉ. યશવંત ગુ૦ નાયક

૨

## પ્રકાશ

પ્રકાશ એ શું છે તે હજી સ્પષ્ટ સમજી શકાયું નથી. આમ છતાં પ્રકાશના ઉપયોગથી આપણે પરમાણુની રચના અને વિશ્વની રચના ઉપર અનેક રીતની શોધ કરી જ્ઞાન મેળવી શક્યા છીએ. પ્રકાશ બીજી વસ્તુ ઉપર પ્રકાશ પાડે છે, પરંતુ એ પોતે શું છે અને વિશ્વના અવકાશમાં કેવી રીતે પ્રવર્તે છે તે હજી તદ્દન ચોક્કસ રીતે સમજી શકાયું નથી.

ન્યૂટને પ્રતિપાદન કર્યું કે પ્રકાશ અનેક જાતના રજકણોનો બનેલો છે. એ રજકણો પદાર્થની સપાટી ઉપર પડીને પરાવર્ત થાય ત્યારે તેમને આપણે જોઈ શકીએ છીએ. પરંતુ કેટલીક ઘટનાઓ એવી જોવાની મળી કે આ વાદ છોડી દેવો પડ્યો.

પ્રકાશ પાણીની સપાટી ઉપર પેદા થતાં વીચીની માફક અવકાશમાં રહેલાં કોઈ અજ્ઞાત તત્ત્વમાંથી વીચીરૂપે પ્રસરે છે. પાણીની સપાટી ઉપર પથરો પડે ત્યાં જે હલનચલન પેદા થાય છે તે મોજાંરૂપે ચોમેર પ્રસરે અને એને લીધે પાણીની સપાટીના રજકણો ઊંચેનીચે હાલે છે, છતાં તે ખસતા નથી. એ જ રીતે અવકાશમાં રહેતા ઈથર નામના અજ્ઞાત તત્ત્વના કણો ધ્રૂજે છે અને એ રીતે પ્રકાશનાં કિરણોનાં મોજાંને પેદા કરે છે એ મોજાં પ્રચંડ ગતિથી આગળ વધે છે. અવકાશમાં પ્રકાશની ગતિ સેકન્ડની ૧૮૬૦૦૦ માઈલ છે. એટલે કે એક સેકન્ડમાં પ્રકાશ પૃથ્વીની ફરતે સાતવાર ફરી વળે છે. એ પ્રકાશનાં મોજાં ઘણીવાર આપસઆપસમાં અથડાઈને એક બીજાને નષ્ટ પણ કરે છે. પાણીનાં મોજાં એક ઠેકાણે ઉપસેલાં હોય ત્યારે બીજી જગાએ ખાડો હોય છે. જ્યાં પાણીનો ઉપાસ છે તે જ જગાએ જો બીજે ઠેકાણેથી આવતું મોજું ખાડો પાડે તો તે એકમેકને નષ્ટ કરે. આમ બને તો તે સ્થળે જાણે કોઈ પણ પ્રકારનાં મોજાં ન જ આવતાં હોય એવો ભાસ થાય. આ રીતે પ્રકાશનાં મોજાંમાં પણ બને છે. પ્રકાશના બે જગ્યાથી આવતાં કિરણોનાં મોજાં એક-બીજાને નષ્ટ કરી અંધકાર પેદા કરે છે. આ પ્રયોગો બહુ સૂક્ષ્મ પ્રયોગો દ્વારા કરી શકાય છે અને બે પ્રકાશનાં કિરણો ભેગાં થવાથી અંધકાર પણ પેદા થઈ શકે છે એ પ્રયોગ સિદ્ધ થયેલ છે. એક ઘણા જ બારીક કાણામાંથી પ્રકાશ આવતો હોય અને જો એક અંધારા ઓરડામાંથી તેનો ફોટો લીધો હોય તો માલૂમ પડશે કે એ કાણાનો ફોટો સ્પષ્ટ પડશે નહિ, પરંતુ એ કાણાના મધ્યભાગમાં એક પ્રકાશનું કુંડાળું પડશે અને ફરતે ઊજળી અને કાળી વીંટીઓ આવી રહેલી દેખાશે. જ્યાં કાળી વીંટીઓ હોય ત્યાં એ કાણામાંથી આવતાં અનેક પ્રકાશનાં કિરણો ભેગાં થવાથી અંધકાર પેદા થયેલો હોય છે. જ્યાં ઊજળી વીંટીઓ હોય છે ત્યાં એ કિરણો એકબીજાને મદદ કરી પ્રકાશ પાડે છે. જો પ્રકાશ રજકણોનો બનેલો હોત તો દરેક જગ્યાએ પ્રકાશ વત્તાઓછા પ્રમાણમાં પડ્યો હોત જે જગ્યાએ એક પ્રકાશનો કણ પડે ત્યાં ઓછો પ્રકાશ હોત અને બે અથવા ચાર કણો પડે ત્યાં બેવડો કે ચોગણો પ્રકાશ પડત, પરંતુ કદી બે પ્રકાશના કણો ભેગા થઈ અંધકાર પેદા ન જ કરી શકત. આ રીતે ન્યૂટનના સિદ્ધાંતનો અંત આવ્યો.

પ્રકાશનાં મોજાંની તરંગલંબાઈ પણ માપવામાં આવી. એ પછી મૅક્સવેલ નામના બહુ વિદ્વાન માણસે બતાવ્યું કે પ્રકાશ એ વિદ્યુત–ચુંબક અસરથી પેદા થતાં કિરણો છે અને એવાં જ કિરણો વિદ્યુત–ચુંબક ફેરફારોથી પણ પેદા કરી શકાય. એ કિરણો હર્ટ્ઝે પ્રથમ પ્રયોગથી પેદા કરી બતાવ્યાં અને આજે એ પ્રકાશનાં અથવા વીજળીનાં મોજાંનો ઉપયોગ રેડિયોમાં કેટલો થાય છે તે કોઈના લક્ષ બહાર નથી.

પ્રકાશનાં મોજાં સામાન્ય રીતે લાલથી માંડીને જાંબલી સુધીનાં દૃશ્ય પ્રકાશનાં જ હોય એવી સહજ માન્યતા હતી. પરંતુ ત્યારપછીની અનેક શોધોએ બતાવ્યું કે પ્રકાશનાં દૃશ્ય મોજાં કરતાં અદૃશ્ય મોજાંનો વિસ્તાર અનંત છે. દૃશ્ય પ્રકાશ તો એક બહુ નાનામાં નાનો ભાગ છે. એક બાજુ અતિસૂક્ષ્મ ગામાકિરણો, તેનાથી સહેજ મોટાં ક્ષ–કિરણો, તેનાંથી વધુ મોટાં પાર–જાંબલી કિરણો એ સર્વ અદૃશ્ય પ્રકાશની મોટી હારમાળા પૂરી પાડે છે. ત્યાર પછી જાંબલી, નીલો, ભૂરો લીલો, પીળો, નારંગી અને લાલ પ્રકાશ આપણને જોવાના કામમાં ઉપયોગી છે. એનાંથી મોટાં કિરણો અધોરક્ત, અને તેનાંથી મોટાં રેડિયોનાં કિરણો પણ અદૃશ્ય છે. એ પ્રકાશની હારમાળામાંથી અતિસૂક્ષ્મ ભાગનો ઉપયોગ આપણી નરી આંખે આપણે કરી શકીએ છીએ જો ક્ષ–કિરણો આપણે જોઈ શકતા હોત તો બંધ પેટીની આરપાર, આપણા શરીરની આરપાર, અથવા એવા હલકા પદાર્થની આરપાર જોવાનું પણ શક્ય બન્યું હોત. જો ક્ષ–કિરણ જોવાની શક્તિ હોત તો આપણો કપડાંનો પ્રશ્ન પણ મોટે ભાગે નકામો થઈ પડત!

એ કિરણો એક બીજાંથી કેવી રીતે જુદાં પડે છે, દરેક જાતનાં કિરણો એકસરખી ગતિથી મુસાફરી કરે છે, પરંતુ તેમનાં તરંગોની લંબાઈ વત્તીઓછી હોય છે. પાણીની સપાટી ઉપર પેદા થતા તરંગોના બે નજીકના ઉપસેલા ભાગનું અંતર તે તરંગલંબાઈ કહેવાય છે, તેમ પ્રકાશમાં પણ બે નજીકના ઉપસેલા ભાગનું અંતર તે તેની તરંગલંબાઈ કહેવાય છે. એ પ્રકાશના તરંગો કેટલાં સૂક્ષ્મ છે તે નીચેના કોઠા ઉપરથી માલૂમ પડશેઃ

| પ્રકાશનું નામ | તરંગ લંબાઈ સેન્ટીમીટરમાં | એક સેન્ટીમીટરમાં રહેતાં કિરણોની સંખ્યા |
|---|---|---|
| અધોરક્ત | ·૦૦૧ | ૧૦૦૦ |
| રક્ત | ·૦૦૦૦૮ | ૧૨૫૦૦ |
| જાંબલી | ·૦૦૦૦૪ | ૨૫૦૦૦ |
| ક્ષ–કિરણો | ·૦૦૦૦૦૦૦૦૧ | ૧૦૦૦૦૦૦૦૦૦ |

( ક્રમશઃ )

સુધારો : આ લેખના પહેલા હપ્તામાં ( ૨૦૦૦ : અસો અંક પૃ ૧૬૧ ) મહત્ત્વની છાપભૂલ થઈ છે તે આ પ્રમાણે સુધારવી :

ઈલેક્ટ્રોનનું વજન $૯ \times ૧૦^{-૨૮}$ ગ્રામ જોઈએ.

ઈલેક્ટ્રોનના વ્યાસની લંબાઈ $૧·૯ \times ૧૦^{-૧૩}$ સેન્ટીમીટર જોઈએ.

# નૂતન રશિયામાં શિક્ષણ

જીવણલાલ ચી૦ બારોટ બી.એ., બી.ટી.

રશિયન ઝારશાહી તેના છેલ્લા શ્વાસ લઈ રહી હતી. અંધારપટના ઓળાઓ ધીરે ધીરે અદૃશ્ય થતા હતા. તે સમયે રશિયન ક્રાન્તિએ નિષ્પ્રાણ ઝારશાહીને છેલ્લો ફટકો મારી જમીનદોસ્ત કરી. સર્જન ક્રાન્તિના સૂર સંભળાઈ રહ્યા. એ સૂરોને ઝીલવાને રશિયન પ્રજા ઉત્સુક બની હતી. પરિણામે રશિયાના સમગ્ર જીવનમાં આમૂલાગ્ર પરિવર્તન થયું. શિક્ષણ પણ જીવનનું એક મહત્ત્વનું અંગ છે. તે તેનાથી અલિપ્ત ન જ રહી શકે. બોલ્શેવિક સરકારે લેનિનની પ્રેરણાને અનુસરી શિક્ષણમાં નવચેતન લાવવા માટે કાર્યક્રમ રજૂ કર્યો. ઝારશાહી દરમિયાન શિક્ષણ આપખુદ વહીવટવાળું અને ગુલામી માનસ ઘડનારું હતું. પરંતુ લેનિન તથા તેના બિરાદરોએ (comrades) દરેક વયની વ્યક્તિ માટે જીવનનો આનંદ, સાફલ્ય ને વૈવિધ્ય સુલભ અને સહજ થઈ પડે તે પ્રમાણે કોઈ પણ પ્રકારના ઊંચનીચના ભેદભાવ વગર સર્વવ્યાપી શિક્ષણનું આયોજન હાથ ધર્યું.

લેનિનના મત પ્રમાણે શિક્ષણનું પ્રત્યેક અંગ શાસ્ત્રીય દૃષ્ટિથી ઉજ્જવળ અને વિજ્ઞાન પર રચાયેલું હોવું જોઈએ. કેળવણી દરેક વ્યક્તિના જીવનને સેવા તરફ આકર્ષે તેવી પ્રેરક અને સિદ્ધાંતની દૃષ્ટિએ ઉદાર, વ્યાવહારિક (practical), સર્વવ્યાપી ને ફરજિયાત હોવી જોઈએ. વળી સર્વ વિષયોમાં ને સર્વ વયમાં સહશિક્ષણ રાખવું એમ ઠર્યું. વિદ્યાર્થીઓની વય પ્રમાણે શિક્ષણના ક્રમ પાડવામાં આવ્યા. ૮ થી ૧૭ વર્ષની વયના વિદ્યાર્થીઓ માટે પરીક્ષા કે શિક્ષા વગરનો અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યો. ૩ થી ૮ વર્ષનાં બાળકો માટે શિક્ષણનો દરેક સ્થળે વિશિષ્ટ પ્રબંધ કરવામાં આવ્યો. ૧૮ થી ૨૨ વર્ષના યુવાનો માટે વિશિષ્ટ અભ્યાસક્રમની યોજના ઘડવામાં આવી. આ સૌમાં વધુ ધ્યાન ખેંચનારી દરખાસ્ત તો એ હતી કે શિક્ષણની સર્વ ક્રમિક-શ્રેણીઓમાં સિદ્ધાંત ને વ્યવહાર, અભ્યાસ ને કાર્ય, વિજ્ઞાન ને અખતરો, શિક્ષકનાં વ્યાખ્યાનો ને શિષ્યોનાં સર્જનો એ બધાં ઐક્યની સન્ધીથી સુશ્લિષ્ટ બની શ્રમજીવી ને બુદ્ધિજીવી વચ્ચેનું અંતર ને ભેદભાવ દૂર કરવો. આ મુખ્ય ને વિશાળ રૂપરેખાને અનુલક્ષી રશિયાની સમસ્ત શિક્ષણપદ્ધતિના મંડાણ થયાં.

સર્વવ્યાપકતા એ કેળવણીનું અગત્યનું લક્ષણ છે. શિક્ષણ કે કેળવણી અમુક પ્રજાનો કે જાતનો કે કોમનો ઇજારો નથી. જ્ઞાનસૂર્યનાં કિરણો ઝીલવાનો દરેક વ્યક્તિનો જન્મસિદ્ધ હક છે. માટે જાતિ, ધર્મ કે વર્ણના ભેદ વગર શહેર, કસ્બા ને ગામડાંઓમાં કેળવણી ફરજિયાત ને મફત હોવી જોઈએ. "શિક્ષણ વિના રાજકારણ નથી હોતું પરંતુ ગપાટા હોય છે, સંકુચિત વાતો ને પૂર્વગ્રહો હોય છે," એ લેનિનનું ખાસ મન્તવ્ય છે. બોલ્શેવિકોએ જ્યારે સત્તા હસ્તગત કરી ત્યારે રશિયામાં ૭૦ થી ૮૦ ટકા પ્રજા નિરક્ષર હતી; જ્યારે આજે માત્ર ૬ ટકા જ નિરક્ષર છે. વીસ વર્ષના ગાળામાં કેવું અજબ પરિવર્તન ! બીજા દેશોની માફક સોવિયેટ યુનિયનમાં સમાજના ઉપલા થરની વ્યક્તિઓ માટે નોખી શાળાઓ નથી. કારણ કે 'સમાન અધિકાર' 'Equality of rights' એ સોવિયેટ યુનિયનનો ખાસ મુદ્રાલેખ છે. ઊંચી કેળવણીના વિભાગ વયવાર કે અભ્યાસક્રમવાર નક્કી કરેલા હોય છે. રશિયામાં સર્વ પ્રકારના શિક્ષણ કે જ્ઞાન માટે માતૃભાષાને જ માધ્યમ તરીકે

સ્વીકારવામાં આવી છે. અને તેથી જ શિક્ષણ આટલી ઝડપથી દેશવ્યાપી બની શક્યું છે. ૧૯૩૫ના વર્ષ દરમિયાન ૮૦ ભાષાઓમાં શિક્ષણ આપતી શાળાઓ ચાલતી હતી. આ ભાષાઓમાં રાજ્ય તરફથી અનેક પુસ્તકોનું પ્રકાશન કરવામાં આવે છે. અન્ય ભાષાઓને પણ સાથેસાથે ઉત્તેજન આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે. એકંદરે ૮૮ ભાષાઓમાં અખબારો પ્રસિદ્ધ થાય છે. આથી પછાત જાતિઓએ ખૂબ પ્રગતિ કરી છે. સોવિયેટ યુનિયનના તાર્તાર પ્રજાસત્તાકમાં મહાન વિપ્લવ પહેલાં પ્રજાનો માત્ર ૧૫ ટકા જેટલો ભાગ શિક્ષિત હતો: આજે બે.શૈક્ષિક કેળવણીતંત્ર હેઠળ ૯૫ ટકા પ્રજા શિક્ષિત બની છે. પ્રથમ જ્યાં માત્ર ૩૫ પ્રાથમિક શાળાઓ હતી ત્યાં આજે કેળવણી ફરજિયાત થતાં ૨૦ વિદ્યાપીઠો સ્થાપિતમાં આવી છે, અને તેના આશ્રય હેઠળ પાંચ હજાર વિદ્યાર્થીઓ શિક્ષણ મેળવે છે. માતૃભાષાના ઉત્તેજન પાછળ ચાર મુખ્ય આશય રહેલા છે: (૧) સોવિયેટ સત્તાનો પાયો સુદૃઢ બને તે માટેની આધારભૂત એકતા; (૨) દરેક લઘુમતિએ પોતાની સંસ્કૃતિ જાળવવા માતૃભાષાનો આગ્રહ ધરાવવો; (૩) માતૃભાષા માધ્યમ ( medium ) તરીકે સ્વીકારી નિરક્ષરતા બનતી ત્વરાએ નાબુદ કરવી; (૪) જો માતૃભાષાનો આટલો વ્યાપક ઉપયોગ ન કરવામાં આવે તો સામ્યવાદના મૂળ સિદ્ધાંતોનો તાત્કાલિક પ્રચાર થવો અસંભવિત બને. આ મુદ્દાઓ લક્ષ્યમાં રાખી જુદી જુદી ભાષાઓ દ્વારા શિક્ષણ અપાય છે તેનો અર્થ એવો નથી કે ત્યાં રાષ્ટ્રભાષા નથી. બધી વિદ્યાપીઠોમાં રશિયન તો શીખવવામાં આવે છે જ. આ રીતે સોવિયેટ યુનિયન ભિન્નભિન્ન ભાષાઓ અને સંસ્કૃતિના વિસંવાદમાંથી સંવાદ સાધે છે. અને આમ જુદી જુદી ભાષાઓનું વ્યક્તિત્વ સચવાય ઉપરાંત એકતા સધાય છે. અખબારોનો મોટો ભાગ કમ્યુનિસ્ટ પક્ષના સભ્યો હોય છે. કોઈ પણ સ્થળે કોમી કે પ્રાંતીય ભેદનો સૂર ઊઠતો નથી. પરંતુ વિશ્વબંધુત્વનો, શિક્ષિતો ને શોષિતોની બિરાદરીનો પ્રચંડ ધ્વનિ એકસરખી રીતે સંભળાય છે. કેટલો સુંદર આદર્શ !

પોલીટેકનીકલાઈઝેશન સિદ્ધાંતનો સ્વીકાર—Polytechnical—એટલા માટે કે શિક્ષણમાં વિદ્યાર્થીઓના ઉત્પાદનના આવશ્યક અંગોના શાસ્ત્રીય જ્ઞાન સાથે સક્રિય અને વ્યાવહારિક થવા માટે જરૂરી શારીરિક શ્રમ કરાવવામાં આવે છે. ઉપર્યુક્ત શાળાઓમાં અધ્યાપક માત્ર વ્યાખ્યાનથી જ શિક્ષણ નથી આપતો પરંતુ કાર્યદ્વારા સમગ્ર વસ્તુને સ્પષ્ટ કરી સમજાવે છે. તેવી જ રીતે વિદ્યાર્થીઓને માત્ર અધ્યાપકો કહે તેટલું જ સાંભળવાનું કે ગોખી મારવાનું નથી હોતું. પરંતુ કાર્યદ્વારા કેટલું ગ્રહણ કર્યું તે કરી બતાવવાનું હોય છે. 'Learn by doing' એ શિક્ષણશાસ્ત્રના અતિમહત્ત્વના સિદ્ધાંતનો સંપૂર્ણ રીતે અમલ થયેલો ત્યાં જોવામાં આવે છે. આ પ્રમાણે શાળાને નજદીકના કારખાના અગર ખેતર સાથેના નિકટ પરિચયમાં મૂકવામાં આવે છે. આમ શાળા માત્ર અક્ષરજ્ઞાન માટેની શિક્ષણસંસ્થા જ નહિ પરંતુ વિજ્ઞાનની સહાયથી સર્વ શાળાઓ ઉત્પાદનના કાર્યમાં કેવી રીતે ઉપયોગમાં લઈ શકાય તે માટેના જ્ઞાનની પરબ બની રહે છે. આ પદ્ધતિથી બુદ્ધિ અને શારીરિક વિકાસનો–શારીરિક શ્રમનો–સમન્વય સાધી શકાય છે.

આ પ્રકારના શિક્ષણથી સૌથી મહત્ત્વનો લાભ એ છે કે બુદ્ધિજીવી ને શ્રમજીવીઓ વચ્ચેનું અંતર–ભેદભાવ ભૂંસાતો જાય છે. સમગ્ર સમાજજીવન એક અભેદ્ય અખંડ પ્રવાહરૂપ બની વિલસે છે. જ્ઞાનના અને જીવનના ઉલ્લાસની ( La Joie de Savoir et la

Joie de Vivre ) પ્રતીતિ ઠેરઠેર માલમ પડે છે. શારીરિક શ્રમ પર નભતાં કામોમાં બુદ્ધિના કારણે વધુ કાર્યક્ષમતા અને કાર્યદક્ષતા લાવી શકાય છે. આથી દરેક વ્યક્તિ માટે સમાજરચનાના કાર્યમાં સક્રિય રસ લેવાનું સુગમ બન્યું છે. વ્યક્તિ તેમજ સમષ્ટિના નવસર્જનનું કાર્ય અનેક રીતે વિશદ અને સુતરું બન્યું છે.

વિદ્યાર્થીઓમાં સ્વાશ્રયની ભાવના જાગ્રત કરવા માટે શિક્ષણનાં સર્વ ક્ષેત્રોમાં બને ત્યાં સુધી સઘળું પોતાને હાથે કરી લેવાની ફરજના સિદ્ધાંતને સ્વીકારવામાં આવ્યો છે. શારીરિક શ્રમ યોગ્ય રીતે કરવામાં આવે તો શિક્ષણ વધુ તેજસ્વી ને વેગવંત બને એવી માન્યતા પ્રચલિત છે. કીન્ડરગાર્ટનમાં પણ નાનાં બાળકો કેટલીક બાબતો પોતાના હાથે કરી લે તે માટે કેળવણી આપવામાં આવે છે. જાતે કપડાં પહેરવાં, કાઢવાં, જમ્યા પછી મેજ ને ખુરશી ગોઠવી દેવાં વગેરે બાબતો સામાન્ય ફરજ તરીકે લેખાય છે. પ્રાથમિક શાળાઓમાં પણ પોતાનાં બટન તથા તેના ગાજ હાથે બનાવવાનું શિક્ષણ અપાય છે. નવરાશનો સમય કે સત્રાંત રજાઓનો સમય આળસ કે મોજમઝામાં વેડફી ન દેતાં ખેડૂતોને સહાય કરવા ખેતરોમાં ઊપડે છે ને વાવણી કે લણણીનું કામ કરી આપે છે. આમ સ્વાભાવિક રીતે વિશાળ મેદાનોનો ને કુદરતના નિરીક્ષણનો અચૂક લાભ પણ મેળવી શકે છે. અને તેથી જ કહેવાય છે કે 'The World and Nature both are with the students in Russia.' એક શાળાના વિદ્યાર્થીઓએ પોતાની રજાઓ વીજળીક બળ ઉત્પન્ન કરવામાં તેમજ એક તૂટી ગયેલા પાણીના બંધને દુરસ્ત કરવામાં પસાર કરી હતી. કેટલીકવાર તેઓ શાળા નજદીકના પ્રદેશની તપાસ કરવાની જવાબદારી ઉઠાવે છે અને તેની જમીન, ખનીજસંપત્તિ, પ્રાણી તથા વનસ્પતિ વિશે વિગતવાર જ્ઞાન સંપાદન કરે છે. તદુપરાંત પુરાતત્ત્વ ખાતાનું કાર્ય હાથ ધરી જૂનાં અવશેષો શોધી કાઢે છે. નદી, નાળાં તથા જમીનની માપણીમાં પોતે પ્રાપ્ત કરેલા ભૂમિતિ તથા ત્રિકોણમિતિના જ્ઞાનનો સક્રિય સાક્ષાત્કાર અનુભવે છે. તબીબીશાળા ને મહાશાળાઓમાં શિક્ષણ લેતા વિદ્યાર્થીઓને પોતાની પ્રયોગશાળાની સંભાળ લેવી પડે છે. પોતાની દવાઓ તેઓ જાતે બનાવી લે છે. ખાટલીઓ ધોવાનું કામ પણ જાતે કરી લે છે અને શસ્ત્રક્રિયા તથા ડ્રેસીંગ પણ પોતે જ કરી લે છે. આ પ્રમાણે બુદ્ધિ અને શરીર કેળવણીનાં અંગોને જુદાં નહિ લેખતાં બંને પરસ્પરાવલંબી છે એ વાત લક્ષમાં રાખી બંનેનો સુમેળ સાધવાને માટે સોવિયેટ રશિયાના શિક્ષણશાસ્ત્રીઓ હમેશાં ઉત્સુક રહે છે.

અદ્યતનતા અને નવીનતા એ સોવિયેટ રશિયાના મૌલિક સિદ્ધાંતો છે; કારણકે રશિયન પ્રજા ખસૂસ માને છે કે ' Where there is no vision people perish ' આમ સમગ્ર શિક્ષણતંત્રનો ઉગમ ઉદાર દૃષ્ટિ અને ઉદ્દામ ભાવનામાંથી આવિર્ભાવ પામ્યો છે. પૂર્વ અને પશ્ચિમના શિક્ષણસિદ્ધાંતોનું સનાતન રહસ્ય જ્ઞાત યા અજ્ઞાત રીતે પ્રજાજીવનમાં વણી લીધું છે અને તેથી જ રશિયાને માટે સિદ્ધિ અને અભ્યુદય હસ્તામલકવત્ બની રહ્યાં છે. આજે આપણી નજર સમક્ષ એક સમયની પતિત રશિયન પ્રજા પોતાની માતૃભૂમિને માટે આમરણાંત લડવાનું શૌર્ય ને સ્વાર્પણ દાખવી રહી છે તે માત્ર તેની કેળવણીના સફળ આયોજનનો જ ચમત્કાર છે.

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૯ માગશર : ૨૦૦૧ અંક ૨

## સન્ધ્યાકાશે —

ઉમાશંકર જોષી

સન્ધ્યાકાશે શિશિરરવિ અભ્રોની ગોદે વિરામે,
રાતો જાણે દિવસભરના વેદનાબિંદુ જેવો !
ઘૂમે પૃથ્વી ઉલટભર, ચાલી કયે હા વિસામે ?
હૈયે એને પુર-જનપદોનો હશે રાસ કેવો ?

સન્ધ્યા સાથે પુર પર ઝરે આભથી ઘોર ધૂંવાં,
ઝાંખાં દીસે મનુજમુખ ને માળખાં જીર્ણ પાંખાં.
આંહીં હસ્યો મબલખ અને ત્યાં શ્વસે અર્ધમૂંવાં !
રૂંવાં જાગે તન ઉપર ! એ જાય શે ચિત્ર સાંખ્યાં ?

સન્ધ્યાકાશે ક્ષિતિજ પર મેં આંખ માંડી ઘડી ત્યાં
જોયાં ઘેરાં મનુજકુલનાં વીતકો જે ન-વીત્યાં.
રંગો પારે ક્ષિતિજ અવરે સાથિયા શોણિતોના,
ધૂંવા વીંટે જગહૃદયને સ્વાર્થની ધૂણીઓના.

સન્ધ્યાકાશે તરતીડુબતી ધૂંધળી સંસ્કૃતિ હા !
રાખી કીકી સ્થિર, થથરતે અંતરે જોઈ મેં આ.

અમદાવાદ ૧૯૪૧

卐

# હિંદમાં હીરાનો ઉદ્યોગ

ડો. નરસિંહ મુળજીભાઈ શાહ

ભૂતકાળમાં કેટલાય સૈકાઓ સુધી હિંદુસ્તાન એકલું જગતભરના સઘળા દેશોને હીરા પૂરા પાડતું. આ દેશના હીરાનો ઉદ્યોગ ખૂબ જ ખીલેલો હતો. હિંદુસ્તાનના હીરા સર્વત્ર વખણાતા અને તેની કિંમત સારી ઉપજતી. યુરોપખંડમાં મળેલા સુવિખ્યાત હીરાઓમાંનો મોટો ભાગ હિંદની હીરાની ખાણોની પેદાશ છે. પિટ્ટ યા રેજેન્ટ નામનો ઐતિહાસિક હીરો દક્ષિણ હિંદમાંથી નીકળેલો. ઈ. સ. ૧૭૯૬માં મદ્રાસના ગવર્નર મિ. પિટ્ટે આ હીરો એક ઝવેરી પાસેથી ખરીદી લીધો. તેમણે થોડા સમય પછી ઓરલીન્સના ઉમરાવને તે વેચ્યો. તે ઉમરાવે તેના એક લાખ પાંત્રીસ હજાર પૌંડ કિંમત તરીકે આપ્યા હતા. આજે તેની કિંમત સાડા ચાર લાખ પૌંડ ઉપરની ગણાય છે. આ હીરો અત્યારે ફ્રાંસમાં છે. બ્રિટિશ સમ્રાટના તાજમાં શોભી રહેલો સૌથી મોટો સુવિખ્યાત કોહિનૂર હીરો પણ હિંદની પેદાશ છે. કૃષ્ણા નદી આગળ આવેલી ગોલ્કોન્ડાની મશહૂર હીરા–ખાણોમાંથી તે નીકળેલો છે. કોહિનૂર ખૂબ પ્રાચીન હીરો ગણાય છે. તેને લગતી અનેક દંતકથાઓ ચાલે છે. એક લોકવાયકા અનુસાર આ હીરાની પ્રાચીનતા પાંચ હજાર વર્ષો પૂર્વેની ગણાય છે. દંતકથા એવી છે કે પાંચ હજાર વર્ષો પૂર્વે આ સુવિખ્યાત હીરો મહાભારતમાં સુવિદિત કર્ણના મુગટમાં શોભતો. આ હીરાનું વજન તે સમયે ૭૯૩ કેરેટ ( એક અંગ્રેજી કેરેટ=૩·૧૭ ગ્રૈન=૨૦૫૨ ગ્રામ : એક મેટ્રીક કેરેટ=૨૦૦ મીલીગ્રામ. ) એ પ્રાચીન યુગમાંથી આધુનિક સમયમાં આવીએ. મહાન ફ્રેંચ પ્રવાસી મિ. ટેવરનિયર આ હીરો ઈ. સ. ૧૬૬૫માં જોયાનો ઉલ્લેખ કરે છે. ટેવરનિયરની નોંધ મુજબ તે વખતે કોહિનૂરનું વજન ૨૮૦ કેરેટ રહ્યું હતું. આ બતાવે છે કે તેના પર અનેક વખત કાપકૂપ થઈ હોવી જોઈએ, અને તેના માલિક અનેક બદલાયા હશે. ઔરંગઝેબની અઢળક ઝવેરાતમાં આ હીરો હતો. પછી તો અનેક ફેરફારો થઈ ગયા. નાદીરશાહ હિંદ પર ચડી આવ્યો; દિલ્હીમાં ત્રાસ વર્તાવ્યો અને હિંદુસ્તાનમાંથી મોટી લૂંટ લઈ પાછો ફર્યો. આ લૂંટમાં એ કોહિનૂર ઉપાડી ગયો (૧૭૩૯). ત્યારબાદ અફગાનિસ્તાનના અમીરના હાથમાં તે હીરો આવ્યો. ઇ. સ. ૧૮૪૯માં પંજાબ બ્રિટિશ સત્તા નીચે આવ્યું ત્યારે કોહિનૂર રણજીતસિંહના કબજામાં હતો, એટલે તે કંપની સરકારના કબજામાં આવ્યો અને છેવટે ઈ. સ. ૧૮૫૦માં મરહૂમ મહારાણી વિક્ટોરિયા પાસે એ હીરો પહોંચ્યો. આ વખતે તેનું વજન ૧૮૬ કેરેટ રહ્યું હતું. આજે આ સુપ્રસિદ્ધ હીરાનું વજન ૧૦૬ કેરેટ રહ્યું છે. આ થઈ કોહિનૂરની કથા. બીજા અનેક હીરા હિંદુસ્તાને બહાર મોકલ્યા છે. અકબરશાહ નામના હીરા પર અરેબિક ભાષામાં લખાણ છે અને તેનું વજન ૧૧૬ કેરેટ હતું. પછી કાપતાં કાપતાં અત્યારે તેનું વજન ૭૧ કેરેટ રહ્યું છે. વડોદરાના ગાયકવાડે આ હીરો ૩૫૦૦૦ પૌંડમાં ખરીદ્યો હતો. નિઝામ હીરો હૈદ્રાબાદ દક્ષિણના નિઝામ સરકારના કબજામાં છે. તેનું વજન ૨૭૭ કેરેટ છે. આ ઉપરાંત સાન્સી ( ૫૩ કેરેટ ), દરિયા–ઈ–નૂર ( ૨૪૨ કેરેટ ) અને તાજે–માહ ( ૧૪૬ કેરેટ ) ઈત્યાદિ પ્રસિદ્ધ હીરા આ દેશની ખાણોમાંથી મળી આવેલા છે. છેલ્લા બંને હીરા અત્યારે ઈરાનના શાહ પાસે છે.

આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં હીરાઓનો ઉલ્લેખ વારંવાર આવે છે. આ દેશમાં આવેલ અગાઉના યુરોપના પ્રવાસીઓએ પણ હિંદના હીરાના ઉદ્યોગ સંબંધી પોતાનાં લખાણોમાં નોંધ કરેલી છે. ખાણમાંથી હીરા એકઠા કરવાની રીત અને હિંદી હીરાની ઉત્તમતા વિષે તેમની નોંધોમાંથી પુષ્કળ ઉલ્લેખ મળી આવે છે. છતાં આપણા દેશના હીરાના ઉદ્યોગ અને વેપાર સંબંધી કોઈ સવિસ્તર અહેવાલ કે આંકડા મળી શકતા નથી. એટલે હિંદ દુનિયાના ઝવેરાતનાં બજારોમાં કેટલે અંશે હીરા પૂરા પાડતું એ ચોકસાઈથી કહેવું શક્ય નથી. સત્તરમી સદીની મધ્યમાં હિંદમાં આવેલ ફ્રેંચ પ્રવાસી ટેવરનિયર ઝવેરાતનો ધંધો કરતો. એટલે તે આ દેશની હીરાની બધી ખાણો જોઈ આવેલો. આ ઉપરથી તેણે સવિસ્તર અને સંકલિત અહેવાલ લખ્યો હતો: હિંદી હીરાની ઉત્પત્તિ સંબંધી એ સૌપહેલો અહેવાલ.

પછી તો વર્ષો વહી ગયાં. મરહૂમ મિ. વી. બૉલે હિંદની બધી હીરાની ખાણોને લગતી નોંધ તૈયાર કરી. આ ઉપરથી દેખાઈ આવે છે કે દક્ષિણ હિંદમાં કડપ્પા જિલ્લામાં ૧૧, અનન્તપુરમાં ૪, કુરનૂલમાં ૨૭, કૃષ્ણામાં ૧૩, એમ બધી મળીને હીરાની ૫૫ ખાણો હતી. આ ઉપરાંત મધ્ય પ્રાંતો અને બંગાલમાં પણ કેટલીક ખાણો ચાલતી હોવાની તેણે નોંધ કરી છે. અત્યારે હિંદમાં હીરાવાળો પ્રદેશ–વિસ્તાર નીચેના ત્રણ મોટા વિભાગમાં વહેંચાયેલો છે:

(૧) પેન્નારથી સોન સુધીનો દખ્ખણની પૂર્વ બાજુનો પ્રદેશ;

(૨) કડપ્પા, કુરનૂલ, અનન્તપુર અને કૃષ્ણાનો વિસ્તાર; અને

(૩) બુંદેલખંડથી છોટા–નાગપુર અને મધ્ય પ્રાંતો પર્યંતનો પ્રદેશ.

આ બધામાં કૃષ્ણા જિલ્લામાંથી અને બુંદેલખંડમાં પન્નામાંથી ઉત્તમ હીરા મળી આવે છે. આ બધા વિસ્તારોના કેટલાક ભાગોમાંથી જમીનની સપાટી પરથી મળી આવતા હીરા લગભગ ખૂટી ગયા છે. પણ વૈજ્ઞાનિકો અને હીરાના અનુભવી ખાણીયાઓના અભિપ્રાય અનુસાર નીચલા પડોમાં પુષ્કળ હીરા હજી પડેલા છે. આ કિમતી ખજાનો વણશોધ્યો પૃથ્વીના પટમાં દટાયેલો પડ્યો છે. હજી કોઈએ તેને હાથ લગાડ્યો નથી. નિઝામનાં રાજ્યમાં પણ હીરાવાળા વિસ્તારો આવેલા છે. આ વિસ્તારોને ખીલવવાથી કિમતી હીરા મળી આવવાની આશા છે. પન્નાની ઈશાન દિશાએ એક અગત્યનો હીરાવાળો પ્રદેશ આવેલો છે. અહીંથી મોટા હીરા જડી આવે છે. આ હીરા જરા ઊતરતા પાણીના છે. પણ તેનો જથ્થો અખૂટ લાગે છે.

કૃષ્ણા અને ગોદાવરીની વચ્ચે આવેલો હીરાવાળો પ્રદેશ મદ્રાસ ઈલાકા અને નિઝામ રાજ્યની હદમાં વહેંચાઈ ગયેલો છે. આ પ્રદેશ ગોલ્કોન્ડાની હીરાની ખાણો તરીકે જગમશહૂર છે. બ્રાઝીલ અને દક્ષિણ આફ્રિકાની હીરાની ખાણોની શોધ પૂર્વે દુનિયામાં હીરાના ઉત્પત્તિક્ષેત્ર તરીકે વિખ્યાત ક્ષેત્રો માત્ર બે: એક, હિંદમાં ગોલ્કોન્ડા; અને બીજું, હિંદી પૂર્વ ટાપુઓમાં બોર્નીઓ. બ્રાઝીલ (અઢારમી સદીના ઉત્તરાર્ધમાં) અને આફ્રિકાની ખાણો (ઈ. સ. ૧૮૭૦ પછી) થોડાં વર્ષો પૂર્વે જ અસ્તિત્વમાં આવી છે. ફ્રેંચ પ્રવાસી ટેવરનિયરના સમય સુધી એટલે કે ૧૭મી સદીના ઉત્તરાર્ધ સુધી ગોલ્કોન્ડાની ખાણો મોટા પાયા પર આબાદ ચાલતી

હતી, અને હીરાનો ઉદ્યોગ પૂરજાહોજલાલીમાં હતો. મદ્રાસ ઇલાકાના કર્નુલ જિલ્લામાં રામલ્લકોટા તાલુકામાં કોલ્લુરની આસપાસ સાઠ હજાર મનુષ્યો આ ઉદ્યોગમાં રોકાયેલા હતા એમ મિ. ટેવરનિયર જણાવે છે. આમાં પુરુષો ખોદવાનું કામ કરતા અને સ્ત્રી–બાળકો માટી કાઢવાનું કામ આપતાં. ઓગણીસમી સદીના અંત સુધી હિંદી હીરાનો વેપાર સારી સ્થિતિમાં હતો. આજે સ્થિતિ બદલાઈ છે. હિંદના હીરા પરદેશોની બજારોમાંથી લગભગ અદશ્ય થઈ ગયા છે. આફ્રિકા અને બીજા દેશોએ હરીફાઈમાં હિંદના માલને પાછો પાડ્યો છે. હિંદમાં હીરાની ઉત્પત્તિ સાવ ઘટી ગઈ છે. માત્ર અડધા લાખની કિંમતના હીરા વર્ષે દિવસે આ દેશમાં પેદા થાય છે. આનો ત્રીજો ભાગ પન્નાની ખાણોમાંથી આવે છે. બીજી બાજુ, થોડા સમય પર જ હયાતીમાં આવેલી દક્ષિણ આફ્રિકામાં કીમ્બરલીની ખાણોએ ૧૦ ટન હીરા પેદા કર્યા છે, જેની કિંમત ૬૦ કરોડ રૂપિયા જેટલી થાય છે.

હિંદમાં હીરાની ઉત્પત્તિ ઘટી ગઈ છે એનું કારણ હિંદના હીરાવાળા પ્રદેશોમાંથી હીરા ખૂટી ગયા છે એવું નથી. બીજા દેશોની સરખામણીમાં હિંદુસ્તાનમાં હીરાની પેદાશ એટલી જૂજ લાગે છે કારણકે હીરા કાઢવાની પ્રચલિત રીતો સાવ પ્રાથમિક દશામાં છે. આવી રીતોથી માત્ર જમીનની ઉપરના પડોમાં જ કામ થઈ શકે. પણ વધારે હીરા મેળવવા વધારે ઊંડાઈએ જવાની જરૂર છે. હીરાના ઉદ્યોગને હિંદમાં પૂર્વવત્ આબાદ સ્થિતિમાં મૂકવા અને તેની ખીલવણી અર્થે નીચેના સુધારા દાખલ કરવાની જરૂર લાગે છે :

(૧) જે ખાણોમાં ઓછુંવધતું કામ ચાલતું હોય ત્યાં પદ્ધતિસર હીરા કાઢવાનું શરૂ કરવું;

(૨) ભૂતકાળની જે જે ખાણો ત્યજી દેવાઈ હોય ત્યાં ફરી કામ શરૂ કરવું;

(૩) હીરા કાઢવાની રીતમાં આધુનિક વૈજ્ઞાનિક પદ્ધતિએ કામ લેવાનું આદરવું.

આ રીતે જો કામ શરૂ થાય તો હિંદમાં હીરાના ઉદ્યોગનું ભાવિ ઉજ્જવળ થાય અને આ દ દુનિયાને હીરા પૂરા પાડનાર તરીકે પોતાનું અગત્યનું સ્થાન પુનઃ પ્રાપ્ત કરી શકે.

હીરાના ઉદ્યોગની આવી ખીલવણીમાં મોટી થાપણ રોકવી પડે. એ થાપણ પર પૂરતો બદલો મળી શકે ? એ પ્રશ્ન ઊભો થાય છે. હિંદુસ્તાનના ભૂસ્તરીય માપણી ખાતાના વૈજ્ઞાનિકોના બહાર પડેલા અહેવાલો અને સંશોધન દર્શાવે છે કે આ દેશમાં હીરાના ઉદ્યોગમાં ઘણી ખીલવણી થઈ શકે એમ છે. એટલે એ તદ્દન સંભવિત છે કે હિંદના આ અગત્યના રાષ્ટ્રીય ઉદ્યોગમાં પરદેશી મૂડીવાળા પોતાનો પગપેસારો કરી અડ્ડો જમાવે. આપણે આશા રાખીએ કે આપણા ઉદ્યોગપતિઓ દેશના આ કુદરતી ખજાનાને પરદેશીઓના હાથમાં નહિ જવા દે અને વખતસર ચેતી હિંદના આ કિંમતી ઉદ્યોગનું પુનરુત્થાન કરવા યોગ્ય પગલાં ભરશે. એ આનંદની વાત છે કે પન્નામાં હીરા કાઢવાનું કામ કરતી એક કંપનીનું સુકાન અમદાવાદની સર ચિનુભાઈ માધવલાલ અને કંપનીના હાથમાં છે. ×



× હીરા સંબંધી સામાન્ય માહિતી માટે ડૉ. એન. એમ. શાહ અને બી. ઠાકોરલાલ બી. ઠાકોરનો 'ગુજરાત સમાચાર' દીપોત્સવી અંક (૧૯૯૫)માં પ્રગટ થયેલો લેખ 'હીરા—ઉત્પત્તિ, બનાવટ અને માન્યતાઓ' વાંચવાની ભલામણ છે.

# ઓરડાની પૂનઈ

[ એકાંકી નાટિકા ]

પુષ્કર ચંદરવાકર

[ નાનકડા ખડકીથી ઘેરેલ ઓરડાની ઓશરીનો આગલો ભાગ અને ફળિયું. ઓશરીમાં ભીંત પર હીરે ભરેલ ચાકળા ઓપ્યા છે. ચાકળામાં ખાપું અને આથમતા સંધ્યાના તેજમાં ઝળાંઝળાં થાય છે.

ઓશરીમાં ઓરડામાં જવાનું બારણું છે. બારણાના ટોડલે તાફેતાનું તોરણ બાંધ્યું છે. તોરણનાં પાનકાથળિયાં આતલસનાં છે. દરેક કાથળિયે હીરનાં ફૂમતાં છે. બારણાના ટોડલે ચાકળાવાળા હીરે ભરેલ ટોડલિયા છે. ઝાંખા થઈ ગયેલ લાલ કિનખાબની ચાખિયાથી સાંખો મઢી છે. ઉંબરામાં કંકુનો સાથિયો છે. બારણાની જમણી બાજુએ માણેકથંભ બિરાજે છે. ટોડલે રેશમી તોરણ ઉપર પીંપળના પાંદડાંનું ચીમળાયેલ તોરણ છે.

ઓશરી પૂરી થાય છે ને બારણા સામે જ ત્રણ વાંસ ખોડી ઉપર કડબના પૂળા નાખી, ચંદરવે મઢ્યો માંડવો છે. એક વાંસના સ્થાને બેકી ( બેરતનું બેતર બેડવાનું ઓજાર) ખોડી છે. બેકી પર કંકુનાં છાંટણાં છે.

ઓશરીમાં લાલ ગજીની ફાટલ મોદ છે. ઓશરીના જમણા ખૂણામાં ઉઘાડા મોંએ તુવેરદાળનાં, ચોખાનાં, ઘઉંના લોટનું પીપ વગેરે પડેલાં છે. તેની પડખે જ ગોળના બે રવા પડ્યા છે. ઓશરીને છેડે થાંભલી ને ભીંત વચ્ચે લોઢાનો એક ચાસણ ચૂલો છે. તેની પડખે સુંઢાવાળી નાનકડી એક તપેલી ને સાણિયું પડી છે.

આથમતા દિવસના અજવાળામાં ખીમચંદ બેઠા છે. તેણે રેશમી ખમીસ પહેર્યું છે. ગળામાં સોનાનાં પારેણાંનો હારો નાખ્યો છે. હાથની આંગળીઓમાં વેઢ અને વીંટીઓ પહેરી છે. કાંડે પોંચી પહેરી છે. ગલોફામાં પાનનો કૂચો છે. લાલ કિનારનું પાણીના નિર્મળ પ્રવાહ જેવું ઝીણું ધોતિયું પહેર્યું છે. ખુલ્લા માથે છે. માથાના અડધા વાળ ધોળા થઈ ગયા છે. ગાલના ડાચા બેસી ગયા છે, પણ પાનના કૂચાથી આ વાત અડધી ગુપ્ત રહી શકે છે.

તેની પડખે ન્યાલચંદ, દીપચંદ અને માણેકચંદ બેઠા છે. સૌનો થાળો ઓશરીમાં મોદ પર છે. આમની સામે પિત્તળના એક તાસમાં ગાંઠિયા, પેંડા અને ઝીણી કળી છે. ખીમચંદ સિવાય બધા બુકડાવે છે. ]

માણેકચંદ : ( પેંડાની ફડસને મોંમાં મૂકતા ) વરરાજા ક્યો ને !

દીપચંદ : પાકા વાણિયા ! નહિ, ભાઈ. ( ગાંઠિયાનો ફાકડો મારે છે. )

માણેકચંદ : કેમ બટક્યાં બોલ્યો ?

દીપચંદ : આજ ભઈનો હરખ માતો હશે ? આજ ભઈને ભૂખ કેવી ?

માણેકચંદ : અલ્યા ખીમા, હરખપટકી નો થઈ જાય. બાયડી મેળવતાં મન નો ગુમાવતો. સંભાળજે.

ન્યાલચંદ : થઈએ જાય, ભઈ !

માણેકચંદ : દીપા, તું વાત મૂળમાંથી નથી જાણતો એમ લાગે છે. નઈ તો આવું વેણ તારા મોંમાંથી નો નીકળે.

ન્યાલચંદ : ( જડબું દેખાડતાં ) ભાઈ, મોંમાં માતાનો ગોખલો થીયો, તારે તારી ભાભીનું ગોરું ગોરું મોં ભાળ્યું'તું. પણ અમને કાંઈ હરખપટકી નો થઈ ગઈ. મનમનનાં કારણ છે. ભઈ, આપણને નખરા આવડે જ નઈ.

દીપચંદ : એમાં નખરા વળી શેના !

માણેકચંદ : નખરા નઈ, ઈ તો તપસ્યા. ( હસીને ) ઉંધા માથે તપસ્યા.

દીપચંદ : માફ઼, તપસ્યા કરવાની વેળા જ આવી કે'વાય. કીમ અલ્યા ખીમા, મોઢે સત્તર શેરનું ખંભાતી તાળું મારી બેઠો છે. સાસરે ધંટીનું પડ તો મોઢે નો'તું માર્યું ને! માફ઼, જો દોસ, આજથી વાંકા રે'શો, ભઈ, વાંકા! જોઈ છીં કેવાક અસૂરસવાર જ્યાંત્યાં ભટકો છો ઈ!

ન્યાલચંદ : હાં, દીપા, દોસ્ત. તેં માપ્યું લાગે છે! (ખડખડાટ હસે છે.)

દીપચંદ : (ન્યાલચંદના વાંસામાં ધબ્બા મારતાં) અલ્યા તું કે'દી જોઈ ગીયો'તો! તારો મનખો પાર તારે ઉતરી ગીયો.

ન્યાલચંદ : ભઈ, દાળમાં કંઈ કોળાણું લાગે છે.

માણેકચંદ : (તડાક દઈને) ખીમો નો ખાય ત્યાંલગણ આપડે આ હરામ.

ન્યાલચંદ : દીપા! જોયું ને આ ખીમાનું પોલિટીકલપણું! આપણને ખાવા નથી દેવું. (ન્યાલચંદ, ખીમચંદ અને માણેકચંદ મોંના ગલોફામાં સારી રીતે ધરબીને હાથ ખંખેરે છે.)

દીપચંદ : ગા'ની માટી ખપે તો આપડને આ ખપે.

માણેકચંદ : આપડે તો પે'લેથી મીઠું મૂકી દીધું.

ન્યાલચંદ : (હાથ ખંખેરતા) વાઈ, ઈના પેટને હું કળી ગયો છું. ઈના મોંથી કે'વાય ઈમ નથી ને આમ સેવાય ઈમ નથી.

ખીમચંદ : ભગવાનના દીકરા, લે તારે તું ભાખી નાખ! મારે તમને ખાવા નથી દેવું! (પેંડો મોંમાં મૂકતા) લે, ખાવ. નો ખાય ઈને ઈમની . . .

માણેકચંદ : હાં...હાં...આકરા સમ નો દેતો. નઈ તો પરાણે ખાવું પડશે.

ન્યાલચંદ : ભાઈ, આ હાથીવાળી વાતો છે! ચાવવાનાય જુદા, દુનિયાને દેખાડવાનાય જુદા. અલ્યા, (દાઢીએ હાથ ફેરવતાં) હુંય વાણિયાના ફંદનો છું. (હસીને) આજ કંઈ સંખ્યા ખીલી છે!

દીપચંદ : આજ તો બધું ય ખીલવાનું! ખીમાના મોં સામું તો જો. તેજનો નર્યો ઉભરો!

ખીમચંદ : (વચ્ચે જ) કરમફૂટિયાળ આગળ લીલાં ખેતર મૂક્યાં છે ચરી ખાવ, ચરી! પણ મોં માલવાનું આજ ઈને સૂઝે છે ખરું?

ન્યાલચંદ : અલ્યા ભઈ, ખવડાવવું હશે ઈ આમ મસાંતલાં કરતા હશે! ઈ તો કોળિયા-વાળી કરે! દીપા! સાંભરે છે ને: હીમાશેઠના પેમલાની નાત વેળા કોળિયાવાળી ઊડી'તી ઘ! વાભીટ ચોપું'તું વાભીટ.

ખીમચંદ : (આખો પેંડો ન્યાલચંદના જડબામાં ઘાલતા) નો ખા તો તને તારી . . . (અટકી જાય છે.)

દીપચંદ : હં...હં...જોજે. કાળો કેર થઈ જશે. હવે ઈ ધરે કોઈ . . .

ન્યાલચંદ : નો તો શું ચડે! તણ કોથળી મોકળી મૂકી દઈ તો સોળ વરસની કપાસના ફૂલ જેવી ઘનગનતી આવી ઊભી રે! સમજ્યો. પણ...સે...ને. ખીમા, આ સંખ્યા ટાણે ખોટું નો હાંકતો. તું વનમાં ખરો કે?

ખીમચંદ : તું બધાને વનમાં જ ભાળે છે.

ન્યાલચંદ : તારે માથાના મોવાળા તો સાંપટા જેવા ધોળા ને મોંમાં માતાનો ગોખલો!

ખીમચંદ : મારી માને તું નો'તો ઓળખતો! કે'દિ ઘણું મને દાદું ખવડાવ્યું છે! માથાના આ મોવાળાનો વાંક છે! જા, ઓલ્યા આમદા સરૈયાને પૂછી આવ. અંતરિના આ માથે બીજું તેલ શોધ્યું છે!

ન્યાલચંદ : ભાઈ, આજ ખોટ્યે નહિ ફાવવાનો. એપોચ્ય છબોવાળો ખીમલો!

દીપચંદ : ન્યાલચંદ, આજથી ભાભીને ગામ આખું ખીમાને દાદા! દાદા! કહીં કરે. જિંદગાનીમાં સાંપડવા જેવું હતું ઈ સાંપડી ગીયું.

ખીમચંદ : એમશું સાંપડ્યું છે? રાત દિ' મણીકા ઉંચકી નસોડા ઊંચા ચડાવ્યા છે તારે સાંપડ્યું છે!

ન્યાલચંદ : તારે તો આવનારીની...જિંદગાની...

ખીમચંદ : બેસ, બેસ, હવે. (ગુસ્સે થાય છે.)

ન્યાલચંદ : અલ્યા, છે કાંઈ! ટાઢું પાણી જોશે.

ખીમચંદ : ટાઢું પાણી શું કામ! તણ કોથળી હતી તારે ...

ન્યાલચંદ : (ફળીનો ફાકડો મારતાં) હા, ભાઈ, હા. અમનેય ખબર છે.

ખીમચંદ : (મોં ભુમાડીને, ચાળા પાડતાં) ખબર છે!

દીપચંદ : મોકા, આ વડકા શેના થાય છે ઈ તમે જાણો છો? ચાલો, ભાઈ, ચાલો. મોડું કરવામાં માલ નથી.

ખીમચંદ : બેસોને. મારું શું તમે લૂંટી લો છો! અલ્યા નાનકા, બત્તી સળગાવ તો! ઘરમાં ફાનસ મૂક્યું?

ન્યાલચંદ : ક્યારથી સાયબી માણવા શીખ્યા? આજ લગણ ચૂલીકરમેય હાથે કરતો'તો!

દીપચંદ : સાત ભવની તપસ્યાએ રતન સાંપડે ઈ સાચવતાં આવડવું જોયે ને!

ન્યાલચંદ : (દાઢમાંથી) રતન તો ઉકરડેથી ય ગોતી લેવું જોયે ભાઈ!

ખીમચંદ : હં. હવે સમજ્યો!

ન્યાલચંદ : (દાઢમાંથી જ) હા, બાપુ, હા. ઈ ય આવડત છે. (નાનકો કીટ્સનલાઇટ મૂકી જાય છે.)

દીપચંદ : હવે ખબર પડી કે ખીમો પરણ્યો.

ખીમચંદ : અતાર લગણ બધું અંધારામાં હતું, ખરું ને!

ન્યાલચંદ : હા જ તો! જાનમાં નો લઈ ગીયો એટલે અમને ક્યાંથી જાણ થાય. લે તારે, ભાભીને તો બતાવ!

દીપચંદ : ઈમનામ ખાલી હાથે બતાવશે?

ન્યાલચંદ : મારા ઘરના કંઈ નોતરું દેવા આવે ઈમ નથી. લે, ખીમા, કાલે જમવાનું આપવા ધરે.

દીપચંદ : ને પરમ દિ' ભાભીસા'બને આપવા ધરે.

માણેકચંદ : ને ખીમલો નઇ!

દીપચંદ : આંગળીએ ય તો ખરો જ.

ખીમચંદ : (સહેજ ચીડાઈને, મોંઢા પર હાથ ફેરવતાં) કોઈને ત્યાં ...

ન્યાલચંદ : ખીમા, ભાભીએ ઓરડામાંથી જ તારા સામે ડોળા કાઢ્યાં કે શું?

દીપચંદ : વાણિયો થઈ વાત સમજતો નથી.

ખીમચંદ : સમજી જ મૂક્યા છીએ.

ન્યાલચંદ : અલ્યા ભાઈ......

દીપચંદ : રાત પડી ગઈ ઈની ય સમજણ પડતી નથી કે શું!

ન્યાલચંદ : હં. જીવ હવે-તો બીજે ......

**દીપચંદ** : તારે, ભઈ! વાણિયો થઈ એટલું સમજતો મા.

**ન્યાલચંદ** : ખીમા, જોજે. કસર મૂકવી પડે તો વાણિયો નો થાતો.

**દીપચંદ** : ઈ કંઈ શીખડાવવું પડશે? પાકો વાણિયો.

[ત્રણે જણ ઊભા થાય છે. ચાલતા થઈને ઓશરીના પગથિયે આવે છે. તેજ વખતે મોતીભાભી પ્રવેશે છે. વૃદ્ધાની છાયા મોં પર, વિધવા મોતીભાભી. ઝાંકણી રંગનો સાડલો ને તેવા જ રંગનું પરસેવાથી ધોળા વળીઆ પડી ગયેલું કાપડું પહેર્યું છે. સાગા જ આ ત્રણ બેઠ છે.]

**મોતીભાભી** : કાં ભઈલા! શાતા ને? ભઈને મળવાને!

**ન્યાલચંદ** : ખીમે લગનમાં તો નક્કરટઈ કરી પણ આપડે કાંઈ કરે હાલે! ઈ તો કાંઈ થાય. પણ આપણે કાંઈ ગાંઠ તોડયે પાલવે?

**મોતીભાભી** : ગમે તેમ તોય એકલોઈયા.

[મોતીભાભી ઓશરી પર આવી પહોંચે છે. ખીમચંદ ઓશરીમાં બત્તીના પ્રકાશમાં ઊભો છે. મોતીભાભીને દેખતાં મોં પર હાસ્ય લાવે છે પેલા ત્રણેય વિદાય લે છે. ત્રાસક એમ ને એમ મોઢ પર છે.]

**ખીમચંદ** : ભાભી આવો.

**મોતીભાભી** : હા. ફતેહ કરી આવ્યા ને!

**ખીમચંદ** : (છેક નજીક આવીને) તમારા આશીરવાદ.

**મોતીભાભી** : ભઈ, ખોરડાની પૂનઈએ. ભઇ, ઘીના ઠામમાં ઘી ઢળ્યું ને ભાગલો પેટ ફૂટતો રહ્યો. ભલે ને હવે કટમ્બી પેટ ફૂટતાં. મારા ભાગવાને કર્યું તે ઇમિના મોઢામાં લોઢાની ફાક. ક્યો, ભઈ. વહુનું નામ શું?

**ખીમચંદ** : સોનાના નામે નામ.

**મોતીભાભી** : ભઈ, આપડને એવું નામ તો ... સોના! પણ આપણી નાતમાં એવું નામ હોય નઈ.

**ખીમચંદ** : ના, ના.

**મોતીભાભી** : તારે? ભઈ, મારી આગળ તો તમારે છૂટે મોંએ વાત કરવી જોયે. આપડે આમ સરખી હેડીના. મારી આગળ લાજમરજાદા નો હોય.

**ખીમચંદ** : (મોં મલકાવતાં) કં...ચ...ન.

**મોતીભાભી** : લો. કંચનવન તારે! નામે ય હવે તો હૈયે નો રેઓવાં. બાપા! ક્યારના આવ્યા છો, ભઈ!

**ખીમચંદ** : સવારની ગાડીમાં.

**મોતીભાભી** : તમે તો ધડિયા લગન લીધા. ઝટઝટ પરણી આવ્યા. વાતનું ચકલું ય ફરકવા ન દીધું

**ખીમચંદ** : આ કામમાં ઊંટે ચડી આવાનું હશે!

**મોતીભાભી** : (હસીને) ગાડે ચડીને અવાય ને! પણ તમારા ભઈ તો અમને આમ છાનામાના નો'તા લઈ આવ્યા!

**ખીમચંદ** : ઈ વાત ને આ વાતમાં ફેર.. મરજાદ, ભાભી!

**મોતીભાભી** : હું ય સમજું છું.

**ખીમચંદ** : નાખ્યો માંડવો વીંખાવે ઈ માથલા આપણા કટંબી, ભાભી! અણિયાળીવાળો જુરોશેઠ વાત લઈ ને આવ્યો'તો ત્યારે વિઠ્ઠલ વાણિયે ઠેણું મારી ગીયો'તો ઇ સંભાર

છે ને! કસ્તૂર કદિયે ય ઈ જ હારમાં બેસનાર. ત દિ' મારી પાસે આટલો જીવ નહીં. ખેતરના દસ્તાવેજ ઈના ઘેર ગીરવવા ગીયો'તો પણ છેલ્લી ઘડીએ ઈ ણે મારું નાકનું ટેરવું વસડકાપી લીધું. કરેલ કમાણી બધી એળે ગઈ. આખી નાત વચ્ચે મારું સાજે નાક લીધું. આવા કટમ્બી. ઈમાં વાતનો શું કંકેરો કરે!

**મોતીભાભી :** ભાઈ! ભગવાનનું ધાર્યું ઈ ફેરવી શકે એમ નથી. તમારું બારણું બંધાવાનું હતું તે બંધાણું જ. પણ ભાઈ, હા, ખાવાની કંઈ સોઇ કરી?

**ખીમચંદ :** ડબ્બામાં નાસ્તો પડયો છે.

**મોતીભાભી :** ક્યાંથી લીધો'તો? શું શું છે?

**ખીમચંદ :** ઘણું મનભાવતો લીધો છે ભાભી, મારું માનશો? આખી તો આવડી જંદગાનીમાં એવાં એલફેલવેડાં નથી કર્યાં.

**મોતીભાભી :** ભાઈ એ તો વેળાની છાંયડી છે. પઈપઈ કરીને બે પૈસાનો જીવ ભેગો કરવા માથે માટલું મૂકી પાણી જતા એ ય હજી આ નજર આગળ છે ને! ભાઈ, ઈ શું કરવા? આવનારી સારું જ ને! ઈને સખી કરવા જ ને!

**ખીમચંદ :** હા જ તો ભાભી!

**મોતીભાભી :** સવારે કીયાટાણે હાલ્યા'તા?

**ખીમચંદ :** ન્યાંકણેથી તો વેલેરા, પણ ઈનો ભાઈ ઠેઠ લગણ હારે આવ્યો'તો. છોરુ બચારીએ આપણા ઠારની ધરતી જ પેલવેલી જોઈ લો!

**મોતીભાભી :** એમ છે ને ભાઈ!

**ખીમચંદ :** સાચું કહું છું ભાભી! મેં તો પૂરું મોં ય નથી જોયું. છે તો લાજવાળાનું છોરું! ટેશનમાં ભાતું ખાતા'તા ત્યાં મારાથી બોલાવ્યા વગર નો રેવાણું...ને ઈ વખતે બોલી, "મોટાભાઈ સાથે છે ને તમે આમ કરો!"

**મોતીભાભી :** ન્યાં જ જાતવાનનાં છોરુંનું પારખું. ઘરડાં અમથા ઊંચા ઘરનું છોરું મો'રતા'તા! જાતભાત વગરનાની તો વાત મેલો ને! લાંબાટૂંકા હાથ કરી બજારમાં રાગોડતી હોય.

**ખીમચંદ :** તારે ભાભી, આમાંનું આમાં કશું ય નથી.

**મોતીભાભી :** ભાઈ, ખોરડાની પૂનઈયે જ આવી ઘરલખમી સાંપડી, ભાઇ! બેસનો પગ સારા સારું જ માંગે. તમારું નસીબ જ ભારે છે. ઠાબકું વળગાડવા સંધાય તીયાર હોય પણ કપાળના મોડેલ કોણ ઉકેલી શકે!

**ખીમચંદ :** ભાભી! તમ જેવાં પૂનશાળીના આશીરવાદે.

**મોતીભાભી :** કોઈના સારાખોટાંમાં ન હોઈ તો સંધાય દેવ પાંશરા, સમજ્યા! અમારા તો આશીરવાદ છે જ. તમારી વેલ વધજો. ઈથી વધારે અમે શું આપી શકીએ!

**ખીમચંદ :** મારે ઈની જ ખોટ છે.

**મોતીભાભી :** મારા ભાઈ, તમારા ઘરે બાઈમાણુસ નઇ એટલે શુકનઅશુકનનું શું ભાન હોય! આપણ ઘરે લખમી આવે તારે તો કંસાર...

**ખીમચંદ :** પણ ઘર તો ઈનું જ છે ને! મારે કંઇ હવે કે'વાનું હોય!

**મોતીભાભી :** ભાઈ, હજુ તો છોકરું છે ને!

**ખીમચંદ :** (ગંભીરપણે) ભાભી, ઈની આ રોઈ છે કંઇ! કે'તી કે ચૌદ વરસે આજ ઘરબા'ર પગ મૂકે છે. મેં તો ફૂલ જેમ સાચવી છે......

**મોતીભાભી :** ( ટાવકી રીતે ) આપણને આપણા માણસની ખેવના હોય જ ને ! હો, માણસનું ત્યાં જ પારખું. સારાં ઘરના માણસ થોડાંમાં ઝાઝું કરી દે.

**ખીમચંદ :** તારે જ ભાભી, તમે સામે પૂણ્યમાં જોઈ આવો ને ! મેં મારી આટલી ઉંમરમાં જારનો રોટલો ને અડદની દાળ સિવાય બીજું કંઈ ખાધું'તું ! પણ આ તો વાંસીની ગુણ, દે'રાદુનની દાળ...ને વીવાજમાં જ મેં તો બકરીના દૂધ સિવાય બીજું દૂધ ખાધું છે ! પણ આજથી જ ભગવાન પટલના ઘરે ભેંસનું દૂધ બંધાવ્યું.

**મોતીભાભી :** ભઈ, વેળા વરતે ઈ માણસ. ભઈ, પૈસો કોણે કર્યો ?

**ખીમચંદ :** પૈસા તો કાલ સવારે પાછુ મારી પેદા કરી લઈશ.

**મોતીભાભી :** ભઈ, તારે . . .

**ખીમચંદ :** ભાભી, બેસોને !

**મોતીભાભી :** ( હસતાં ) સામટો હરખ ઉભરાવી ન દેતાં. કાલ સારું રાખી લ્યો. ભઈ. ખોટું ન લગાડતા. આ તો હસવાની વાતો. હું તો હવે મારી દેરાણી પાસે જવાની. ( મશ્કરી કરતાં ) તમે તો મને નો દેખાડી. તમારા પેટના પાપને સમજું ને ! ખોડખાંપણ હશે તો નઈ ઢોલ વગડાવીએ ! અલી કંચનવઉ ? ! ( અંદરથી કશો ય જવાબ આવતો નથી. ખીમચંદ સરવા કાને, ત્રાંસી નજરે જરા હસતો હસતો ઊભો છે.)

**ખીમચંદ :** ભાભી, અંદર જાવને. અંદર બેઠાં છે.

**મોતીભાભી :** લ્યો, આજથી જ તમે તો તેમની આગળ ગળી ગયા ને શું !

**ખીમચંદ :** ( હસતાં હસતાં ) શું કરીએ ભાભી ! છૂટકો છે કંઈ ?

**મોતીભાભી :** શેકાણી ખોટનાં ખશને !

**ખીમચંદ :** તમે મારા ભઈને ખોટનાં નો'તાં ? પારકી ટાપશીઓ સારી આવડે છે, ભાભી !

**મોતીભાભી :** માન આપે કાંઈ નઈ, જવાબ આપે ! અલી વઉ...ઓ...વઉ !

**ખીમચંદ :** ભાભી, ગાવીપા જ જાવ તો ! ? ( મોતીભાભી ખીમચંદની લગોલગ આવે છે. ખીમચંદ ઉત્સુકપણે, ધીમે રહીને મોતીભાભી સાથે વાતે વળગે છે. )

**મોતીભાભી :** ભઈ ! ઈ તો મરજાદવાળાનું ફરજંદ. હા, ઈ તો કે'વું પડશે. આપણા ઓરડે આવી જ શોભે.

**ખીમચંદ :** ભાભી ! વાણિયાણના કોઠામાં નવ મણનો આળોટ્યો છું.

અપૂર્ણ ]

❂

# વિરાટ અને સૂક્ષ્મ

૩

ડૉ. યશવંત ગુલાબભાઈ નાયક

આગળના બે લેખોમાં સૂક્ષ્મ સૃષ્ટિનું અવલોકન કર્યું છે. અણુ, પરમાણુ, ઇલેક્ટ્રોન, પ્રકાશનાં મોજાં વગેરે સૂક્ષ્મ સૃષ્ટિના ઘટકો છે. ઇલેક્ટ્રોન, પોઝિટ્રોન અને ન્યૂટ્રોન નામના ત્રણ મૂળભૂત કણો વડે ૯૨ મૂળતત્ત્વોની રચના થયેલી છે. એ ૯૨ મૂળતત્ત્વોનાં અણુ અને પરમાણુ વડે જડ અને ચેતન સૃષ્ટિની વિવિધ રચનાઓ આપણને જોવાની મળે છે. એ સૂક્ષ્મ જગતમાંથી મોટાં જગતની રચના થયેલી છે. નરી આંખે દેખાતા જગતના નાનામાં નાના કણો એ સૂક્ષ્મ જગતના કણોના કરતાં લાખોગણા મોટા છે. સૂર્યના પ્રકાશમાં દેખાતાં હવામાં ઊડતાં ધૂળ, ધુમાડા અને બીજા પદાર્થોના રજકણો એ દૃશ્ય જગતના નાનામાં નાના કણો છે. એવા વિવિધ કણો ભેગા થઈને જમીનનાં પડો, પહાડો, જીવ-જંતુઓ, વનસ્પતિસૃષ્ટિ અને નાનાંમોટાં પ્રાણીની રચના થયેલી છે. જીવંત સૃષ્ટિમાં પણ નરી આંખે ન દેખાય તેવા સૂક્ષ્મ જીવો છે અને હાથી, વ્હેલ, જેવા મોટા જીવો પણ છે. એ સર્વ નાનામોટા જીવની કોટીમાં માણસ એક મધ્યમ જીવ છે. આમ છતાં પોતાની બુદ્ધિબળથી તે જગતમાં સરસાઈ ભોગવે છે.

આપણે જ્યારે આપણી પૃથ્વી અને તેનાથી પર એવા વિરાટ વિશ્વનો ખ્યાલ કરીએ છીએ ત્યારે સર્વ જીવોમાં સરસાઈ ભોગવતો એ માનવ જીવ કેટલો તુચ્છ છે તેની ઝાંખી થાય છે. આ લેખમાં એ વિરાટ વિશ્વના દર્શન કરાવીને આ લેખમાળા પૂરી કરવામાં આવશે.

આખી પૃથ્વી ઉપર આજે જેટલાં માનવી વિચરી રહેલાં છે તે સર્વને એક જ સ્થળે ભેગાં કરી ખીચોખીચ ખડકી દઈએ તો અર્ધો માઈલ પહોળો, અર્ધો માઈલ લાંબો અને અર્ધો માઈલ ઊંચો એક નાનો શો ડુંગર ખડકાઈ જશે. આ ડુંગર માથેરાનના ડુંગરથી પણ નાનો થશે. આ ઉપરથી ખ્યાલ આવશે કે પૃથ્વીના પડ ઉપર પણ માનવ સમુદાય કેટલી તુચ્છ જગા રોકે છે.

આપણી પૃથ્વીનો વ્યાસ ૮૦૦૦ માઈલનો છે. પૃથ્વીની આરપાર કાણું પાડીએ અને તેમાં માણસને એકએકના ઉપર ઊભા રાખીએ તો કુલ્લે ૮૦ લાખ માણસો જોઈએ. છતાં જો માણસ અને પૃથ્વીના કદની સરખામણી કરીએ તો માલૂમ પડે છે કે પૃથ્વી કદમાં માણસના કરતાં આશરે ૧૬૦૦,૦૦૦ કરોડ, અબજ (૧૬,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦) ગણી મોટી છે.

સૂર્ય પૃથ્વીથી ૯ કરોડ ૨૭ લાખ માઈલ દૂર છે. સૂર્યનો વ્યાસ ૮,૬૬,૦૦૦ માઈલનો છે. આમ પૃથ્વી કરતાં સૂર્યનો વ્યાસ ૧૦૮ ગણો છે. કદમાં સરખામણી કરતાં માલૂમ પડે છે કે આશરે ૧૦ લાખ પૃથ્વીના જેવા ગોળા એક સૂર્યની અંદર સમાઈ જઈ શકે છે.

આમ પૃથ્વીને છોડીને બહારનાં વિશ્વનું અવલોકન કરવા જતાં આકાશી પદાર્થોનાં દૂરતા અને કદ આપણને આશ્ચર્ય પમાડે છે. સૂર્યમંડળનો છેલ્લો ગ્રહ પ્લુટો સૂર્યથી લગભગ ૪૦૦૦૦ લાખ માઈલ દૂર છે.

સૂર્ય અને સૂર્યમંડળ આકાશમાં જે અનેક તારાઓ દેખાય છે તેવા એક તારાના

કુટુંબરૂપે છે. દરેક પ્રકાશિત તારો એક સૂર્ય છે. એ તારા આપણાથી અને એકમેકથી એટલા દૂર છે કે તેમનાં અંતરની ગણતરી માઇલમાં થઈ શકે તેમ નથી.

આકાશમાં સફેદ વાદળ જેવો એક પટો દેખાય છે. એ પટો પણ અગણિત તારાનો સમુદાય છે. દૂરબીન વડે જોતાં એ સફેદ પટાનું વાદળ એ નાનામોટા અસંખ્ય તારાનું બનેલું છે એમ સ્પષ્ટ માલૂમ પડે છે. આકાશગંગાના સર્વ તારા અને નરી આંખે દેખાતો દરેક તારો એક નાનુંસરખું વિશ્વ રચે છે. એ નાના વિશ્વને આપણે તારામંડળ કહીએ છીએ. આપણો સૂર્ય પણ એ આકાશગંગાના તારામંડળનો સભ્ય છે.

સૂર્યથી બીજા તારાનું અંતર માપવા માટે માઇલોની ગણતરી કરતાં પાર આવે તેમ નથી. આથી અંતરની ગણતરી કરવામાં બીજો એકમ વપરાય છે. એ એકમ તે પ્રકાશવર્ષ. પ્રકાશનું કિરણ એક વર્ષ સુધી મુસાફરી કરે અને જેટલું અંતર કાપે તેને એક પ્રકાશવર્ષ અંતર કહેવામાં આવે છે. પ્રકાશની ગતિ એક સેકન્ડની ૧૮૬,૦૦૦ માઇલ છે. એટલી ઝડપે ચાલતું પ્રકાશનું કિરણ એક વર્ષમાં ૫૮૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ( આશરે ૫૮૦૦ અબજ ) માઇલની મુસાફરી કરે છે. સૂર્યમાંથી નીકળેલું કિરણ આઠ મિનિટમાં પૃથ્વી ઉપર આવી પહોંચે છે અને લગભગ ૨॥ કલાકમાં છેલ્લા ગ્રહ ઉપર પહોંચી જાય છે. સૂર્યમંડળ છોડયા પછી એ કિરણને માર્ગમાં ૪॥ વર્ષ સુધી કોઈ તારો મળતો નથી. બરાબર ૪॥ વર્ષ પછી એટલે કે ૪॥ પ્રકાશ-વર્ષ જેટલા અંતરે નરતુરંગ (૨) નામનો તારો ( દક્ષિણમાં જૂન માસમાં સ્પષ્ટ જોડકા રૂપે) દેખાય છે તેને સૂર્યમાંથી નીકળેલું કિરણ પહોંચી શકે છે. આમ આપણા સૂર્યમંડળથી નજીકમાં નજીક તારાનું અંતર ૪॥ પ્રકાશ-વર્ષ છે. એનો અર્થ એ થાય છે કે એ નરતુરંગ (૨) તારામાંથી આજે જે કિરણ આપણને મળે છે તે બરાબર ૪॥ વર્ષ ઉપર નીકળેલું હતું. આજે નીકળેલું કિરણ હજી ૪॥ વર્ષ પછી આપણને આવી મળશે

પરંતુ આ નજીકનો તારો છોડીને દૂર જઈએ તો લગભગ ૧૦ પ્રકાશવર્ષ અંતર સુધી બીજો કોઈ તારો માલૂમ પડતો નથી. મૃગશીર્ષ નક્ષત્રમાં આર્દ્રા નામનો પ્રકાશિત તારો આપણાથી ૧૪૨ પ્રકાશ-વર્ષ દૂર છે. ફેબ્રુઆરી માસમાં દક્ષિણે દેખાતો અગસ્ત્ય નામનો બહુ ચમકતો તારો ૩૬૦ પ્રકાશવર્ષ દૂર છે.

આપણું તારામંડળ એક સાપકાના પૈડા આકારનું છે. એનો વ્યાસ આશરે ૪,૦૦,૦૦૦ પ્રકાશ-વર્ષનો છે, એની વચ્ચેની પહોળાઈ આશરે ૩૦,૦૦૦ પ્રકાશ-વર્ષની છે, અને એની અંદર નાનામોટા ૪૦ અબજ તારા છે. એમાંના કેટલાક તારા સૂર્યના કરતાં લાખો ગણા મોટા છે, અને સૂર્યના કરતાં લાખો ગણા પ્રકાશિત અને ઉષ્ણ છે. એ સર્વ તારા આશરે સેકન્ડમાં ૧૦ થી ૨૦૦ માઇલની મુસાફરી કરે છે. આમ છતાં તેમનાં પ્રચંડ અંતરને લીધે આકાશમાં સૈકાઓ સુધી એક જ જગાએ સ્થિર હોય તેમ દેખાય છે.

આપણા તારામંડળને છોડીને આગળ વધીએ તો વળી પાછો પ્રચંડ અવકાશનો શૂન્ય પ્રદેશ આવી રહે છે. મોટાં દૂરબીનોથી આપણા તારામંડળની બહારનાં નાનાં વિશ્વો જેને નિહારિકા કહેવામાં આવે છે તે દશ્યમાન બને છે. એ નિહારિકા આપણા તારામંડળના જેવાં જ સ્વતંત્ર વિશ્વો છે. એમની સંખ્યા લગભગ ૭,૫૦,૦૦,૦૦૦ ( સાત કરોડ પચાસ

[ અનુસંધાન પૃ. ૪૧

# 'ઉપહાર અને ઉપાલંભ'

[ એક સુસાયટીના ગોટલા તરફથી ]

[ મિશ્ર ]

ઇશ્વરપ્રસાદ જોષીપુરા

સોસાયટીના શ્રમશીલ કાર્યથી
વિમુક્ત, આજે નિકળી પડયો હું
શહેરની ધાંધલથી વછૂટવા—
અશાન્તિથી દૂર–સુદૂર પન્થે
ઉદ્યાનની શીતળ કો' ઘટામાં.

અહીં તહીં સ્હેજ લટાર મારતાં
વૈવિધ્ય ઉદ્યાનતણું નિહાળતાં
પ્રફુલ્લ પુષ્પો તણી સૌરભે કરી
ગુલ્ફી ગયો એ સ્થલ હું ય તો કરી.

ત્યહીં ધીમા પ્રસ્વનમાં ઝુકન્તી
કોકિલનાં મંજૂલ ગાન સુણતી
મન્દાનિલે પર્ણ–મૃદંગ ગૂંજતી
પુષ્પોથી આમ્રપટા હસી દીઠી.

સુકોમળાં પલ્લવમાં મહોરતી
ઉચ્ચ હતી શાખ મુકુલ શી ફળી
નંદી અહી અંગુલિ ગ્રીષ્મની ઉચ્ચ
સુધા સીંચાયેલ વસન્તની બધી.

વસન્તનો માદક માતરિશ્વા
કરાવતો કોકિલને પ્રતીક્ષા
ઉદ્યાનમાં એકલ આમ્રવૃક્ષને
મહોરવાની; ફળની સુપ્રાપ્તિની.

નિહાળીને આમ્રપટા—
થયું મને : " વાડી શ્રીમન્તની વિષે
અર્પેલ લાખ્ખો તણું જન્ય આ ફળ!
અનેકની આંતરડી નિચોવતા
હમેશ આ આમ્રતરુ નિશામય !
વારિ નહિ, સીંચન અશ્રુનાં કર્યાં
હશે કુવિકાર તણી જમાતે!
ઝંઝાનથી યે મૃદુ આત્મભાવથી
ઉછેર આનો અહ્હો થયો હશે!
હું દેખશે બાળક માત્ર એમનાં

લચેલ આ શાખ; અને શું માણશે
શ્રીમન્ત-સંતાન વિના મજુરીએ?
ને પેખશે પીયૂષ આમ્રનું મીઠું
તમારીની સ્વચ્છ સફેદ ગોદમાં?

અકિંચનો એક નિહાળશે શું
ઊંચી ટશે?"

વિચારતંદ્રા મહીંથી ઝબૂકતાં
હું જાગીને એક જરા, સુણું ત્યાં
અગમ્ય કો' વૃક્ષની ભીતરોમાં.

" જાણું ઘટે ના!
ભૂલ્યો અરસ્યા મિત્ર! હજી નથી ગયો
સુદૂર એ કાળ—જ્યહાં હમેશાં
હું આંહીં, ને એક અસ્વચ્છ ગોટલો
કરેલ સ્પર્શો તુજ હાર્દ-તંત્રીને.

સ્વાતંત્ર્યના જંગ વિષે ઝુકાવતાં
તુરંગનો કેદી બન્યો તું, એ સમે
ચુસાયલો એક હતો હું ગોટલો
પડેલ તારી નજદીક, ને મને
નિહાળી આશ્વાસન અર્થ તેં દીધી
ભવિષ્યની ઉજ્જવળ માહરી કથા.
અને કહેલું:
" સ્વતંત્રતાનો બની પુષ્પ યાત્રી
હું કોઈ દિ' આવીશ આ સ્થળે તો
તારું મહાભાગ્ય ખીલ્યું નિહાળી
પિછાન જૂની હૃદયે સ્મરીશ."

ભૂલ્યો ભલા એ તુજ હાર્દ ઉક્તિને?
કે વિસ્મર્યો તેં તુજ ભૂતકાળને?
દારિદ્ર્યનો દર્દ ભર્યો હું ગાયક!
પતિતનો કલાન્ત હતો ઉપાસક!
સ્પર્શી તને તે દિન દીન આર્દ્રના.
ચુસાયલાની—મુજ ભાગ્યહીનની.

અને હવે આમ જરી શું વિસરી?
ખરું! નથી આંહીં તુરંગ ભૂતની
હતાશ વા એ દિવસો ન ગોટલો
તુરંગવાસી નથી તું ય—તે છતાં
અગમ્ય એ સંસ્મરણો ખડાં થતાં!
સંબંધ એ શું ગરવા નથી ભલા?

ને આજ? હા! સાક્ષર તું હવે બન્યો
અને અહીં એકલ હું ખીલી ઊઠયો.

દુરંગવાસી કથમ બેય આપણે
વિકાસના પંથ વિષે વિમાસીએ.

ને સંસવે, સ્પર્શ તને કરે ના
કુમેર શું સાગ્ર ખીલેલ માહરું.

છતાંય તેં જે ગીત માહરું કીધું
દરિદ્રતામાં, કયમ એહ ભૂલવું ?
લે એહનું વેતન...... '

....હું સ્હેજું ત્યાં,
વર્ષી રહી કોમળ આમ્રમંજરી
અરીઠ કો' વૃક્ષની ભીતરેથી
સુકેસરી શાખ ઘણી ઢળી પડી.

અને થયું : " એક 'સુસાપલા' વિષે
લખ્યું ત્યહીં વેતન આટલું મળ્યું.
તો, જો લખું કાવ્ય "ચુસ્યા વિનાના"
અસંખ્ય આ ઉપર—શું નહિ મળે ?

રહેશે પછી નોકરીની કશી તમા ?
કવિપણાની પરવા ?



અનુસંધાન પૃ. ૨૯ ]

લાખ ) જેટલી હોય એમ ગનાય છે. એ દરેક નિહારિકામાં આપણા તારામંડળ કરતાં વત્તા-ઓછા તારા હોય છે. કેટલીકમાં હજી તારાઓ રચાયા નથી અને માત્ર ઉષ્ણ વાયુરૂપે જ પ્રવર્તે છે.

એવી દશ્યમાન થયેલી દૂરની નિહારિકા આપણાથી કરોડો પ્રકાશવર્ષ દૂર છે. બે નિહારિકા વચ્ચેનું સરેરાશ અંતર ૨૦ કરોડ પ્રકાશવર્ષ છે. એ નિહારિકા પણ સેકન્ડની ૨૦૦ થી ૨૦૦૦ માઈલની ઝડપે એકમેકથી દૂર ભાગતી માલૂમ પડે છે. આ ઉપરથી આપણને આપણા સમગ્ર વિશ્વના વિરાટ વિસ્તારની ઝાંખી થાય છે. હજી તો આજ સુધીનું શોધાયેલું વિશ્વ માત્ર ૧૦૦ ઈંચ વ્યાસના કાચવાળાં દૂરબીનથી જોવાનું મળ્યું છે. અત્યારે અમેરિકાની માઉન્ટ વિલ્સન વેધશાળામાં ૨૦૦ ઈંચ વ્યાસનું દૂરબીન રચાઈ રહ્યું છે. એના વડે આપણા વિશ્વની હજી પણ દૂર રહેલી નિહારિકાનાં દર્શન થશે.

વિશ્વ અનંત છે કે પરિમિત, અને પરિમિત હોય તો તેનાથી પર કોઈ અવકાશ અને બીજું વિશ્વ છે કે કેમ વગેરે પ્રશ્નો આપણને મૂંઝવે છે. અનંતતાનો ખ્યાલ આપણને બુદ્ધિગમ્ય લાગતો નથી તેમ પરિમિત વિશ્વનો ખ્યાલ પણ તેટલો જ અગમ્ય લાગે છે.

એ ઉપરાંત એ વિશ્વ ક્યારે શરૂ થયું, ક્યાં જઈ રહ્યું છે, ભવિષ્યમાં ક્યાં સુધી વિસ્તરશે, કદી વળી પાછું સંકોચાશે કે કેમ, ફરીથી વિશ્વનો લય થશે કે કેમ વગેરે પ્રશ્નોની પરંપરાના જવાબો હજી સ્પષ્ટ રીતે આપણને મળ્યા નથી. એવાં પ્રચંડ વિશ્વની ગૂઢ સમસ્યા ઉકેલવા કુદરતે એક તારામંડળના સૂર્ય જેવા મધ્યમ તારાના પૃથ્વી જેવા મધ્યમ ગ્રહ ઉપર સાડાપાંચ ફૂટ ઊંચાઈના સૂક્ષ્મ માનવીને સર્જીને એ માનવજાતની હાંસી કરી છે કે કેમ તે પણ સમજાતું નથી. સૂર્યમંડળની પૃથ્વી સિવાય બીજે વસતી હોય તેવું સંભવિત જણાતું નથી. વળી એ વિશ્વ તો અનાદિકાળથી ચાલુ આવે છે જ્યારે જીવન તો છેલ્લાં ૫૦૦ કરોડ વર્ષથી વહેલું પૃથ્વી ઉપર આવ્યું નથી. વળી ભૂતકાળમાં કદાચ બીજાં ૨૦૦૦ કરોડ વર્ષે પછી પૃથ્વી ઉપરથી જીવન અદશ્ય થઈ જશે અને તેમ છતાં જ વિશ્વનો ક્રમ તો ચાલ્યા જ કરશે. તો એ થોડા કાળમાં જીવનનાં સર્જનનો હેતુ શો હશે ?

વિશ્વનાં દિક્-કાળની અનંતતામાં મનુષ્યના જીવનનો અને તેની કોટીનો જીવનકાળનો સમય એક ક્ષુદ્ર ક્ષણ જેટલો પણ નથી. એમાં છેલ્લાં ૪૦૦૦ વર્ષની મનુષ્યની સંસ્કૃતિ અને તેના પરિણામે પ્રાપ્ત કરેલું જ્ઞાન પણ કેટલું અલ્પ જ હોય તે સહેજે સમજાય તેમ છે. અત્યારે તો ચોમેરના વિશ્વનાં વિરાટ દર્શનથી જ આપણે સંતોષ માનવો રહ્યો અને તે સાથે આપણી અલ્પતાનો પણ ખ્યાલ રાખવો રહ્યો છે. (સમાપ્ત)

૩

# હસ્તલિખિતો અને તેનું સંચાલન*

પ્રો. અનંતરાય રાવળ

આ હસ્તલિખિતોના આજના લેખકો અને ચિત્ર-સુશોભન-કારોમાંથી જ આવતી કાલના લેખકો તથા કલાકારોની ભરતી થવાની છે. આ જોતાં, કલમ અને પીંછીની કસરતની તેમની પૂર્વતૈયારીરૂપ આ પ્રવૃત્તિને અત્યારના પ્રાપ્તકીર્તિ લેખકો વધાવે, ઉત્તેજે અને દોરે એ તો ઘણું જ આવકાર્ય. આપણા સાહિત્યકૂવામાં પાણીની આવ સતત ચાલુ રાખવાનો એ ય એક માર્ગ છે. અમદાવાદના લેખકમિલને હસ્તલિખિતોનું પ્રદર્શન યોજી એ કાર્ય બજાવ્યું છે.

પણ લેખકમિલન તો હજી કાલ સવારે ઉદ્‌ભવ્યું. તેની પહેલાં જુદાં જુદાં શહેરોની સાહિત્યસભાઓને આ સૂઝવું જોઈતું હતું. લેખકમિલન હોય ત્યાં તે, અને સાહિત્યસભા હોય ત્યાં સાહિત્યસભા, પોતાની સાહિત્યસેવી પ્રવૃત્તિઓમાં, પોતાના ગામ કે શહેરનાં હસ્તલિખિત સામયિકોના આવા પ્રદર્શન દ્વારા તેનાં સંગઠન, વ્યવસ્થિત માર્ગદર્શન અને સંચાલનનો એક પ્રવૃત્તિ લેખે સમાવેશ કરી શકે તેમ છે.

અમદાવાદના લેખકમિલને આ પ્રવૃત્તિ ન કરી હોત તો, તરુણોનો આ ઉત્સાહ, પ્રગટું પ્રગટું થતી આ સિસૃક્ષા, અને સાહિત્ય, સંસ્કાર અને કલાની આવી મુગ્ધ ઉપાસનાની ગુપ્તગંગા આ શહેરના વેપારી વાતાવરણની ધરતી નીચે આમ વહેતી હશે એનો સમગ્રદર્શી ખ્યાલ કોને આવત ? ને કોણ એનું દર્શન કરત ? આ બધાં હસ્તલિખિતોનું સમગ્ર દર્શન આપણને એ કહી જાય છે કે એ તેના સંપાદકોની લેખનશક્તિ તથા કલાસાધનાનાં નહિ તેટલાં તેમના ઉત્સાહની પારાશીશીરૂપ છે. એ બધાંની વ્યક્તિગત કડક ગુણદોષપરીક્ષા કે ટીકા અત્યારે છાજે નહિ. આ નિર્મળ મુગ્ધ ઉત્સાહને અને એમાં અંતર્હિત શક્યતાઓને પ્રથમ તો ટોપી ઉતારી સલામ ભરવી અને પછી હસ્તલિખિતો અંગે કેટલીક સદ્‌વિચારણા કરવી એ જ અત્યારે ઉચિત તેમ પ્રસ્તુત.

એવી વિચારણા આરંભતાં સૌપહેલો પ્રશ્ન આવો ઉપસ્થિત થવાનો, તે આ : આ ઉત્સાહ શાને છે ? બીજા શબ્દોમાં, હસ્તલિખિતોની શી જરૂર ? ઉત્તર વિચારીએ. છપાતાં સામયિકોમાંથી ઘણાં તો આ કિશોરો ને તરુણોની કક્ષા ઉપરનાં હોય, એટલે એનાથી એ સંતોષાય નહિ. વળી તેમને ક્યાં એકલું વાંચવું હોય છે ? એ તો પોતાની જાતને વ્યક્ત કરવા અને એવી આત્માભિવ્યક્તિ દ્વારા સર્જનનો આનંદ માણવા માગે છે. પોતાના મગજમાં સળવળેલો કોઈ વિચાર કે તરંગ, ઝબકી ઊઠતી કોઈ કલ્પના, કે હૃદયને હલાવી જતી કોઈ ઊર્મિને ભાષામાં ઉતારતાં એવી આત્માભિવ્યક્તિ તથા સર્જનનો જે આનંદ એમને મળશે તે માત્ર છાપેલાં સામયિકોના વાચનથી નહિ મળવાનો. પોતાની પાસે ભાવના વિચાર આદિની જે કંઈ સૂક્ષ્મ મૂડી હોય તેને અભિવ્યક્ત કરી સર્વજનસુલભ ન કરનાર તો એકપ્રકારનું સામાજિક પાપ કરે છે એ એચ. જી. વેલ્સવાળી સમજ તો ગોટપણમાં આવે. પણ તે પહેલાં ય તરુણોમાં સહજભાવે સિસૃક્ષા તો જાગે જ છે. એ તો છે પવિત્ર પ્રેરણા. એને અવગણાય નહિ. નર્મદ અને તેના સાથીઓએ મંડળીઓ સ્થાપી તેમાં

* અમદાવાદના લેખકમિલને યોજેલા હસ્તલિખિત પ્રદર્શન વેળા પ્રમુખસ્થાનેથી તા. ૨૩-૭-૪૧ ના રોજ આપેલા વ્યાખ્યાનનો સાર.

નિબંધવાચન અને ભાષણો કર્યાં, અને પછી માસિક–ચોપાનિયા દ્વારા જે પ્રવૃત્તિ ઉપાડી, તેમાં સમાજસુધારણાની ધગશ સાથે આવી આત્માભિવ્યક્તિ જ પ્રેરકબળ હતી.

હસ્તલિખિતની એક વિશિષ્ટતા છે. છાપેલાં માસિકોમાં, અલબત્ત લેખકો પાસેથી લેખો આવે છતાં, જાણે એકલા તંત્રીનો જ દીકરો પરણતો હોય તેવું ઘણી વાર બનતું હોય છે; જ્યારે હસ્તલિખિતોમાંથી સંપકર્તૃત્વનો સામૂહિક આનંદ મેળવી શકાય છે. કોઈ સારી વારતા અને કોઈ સારી કવિતા લખે, બીજો તેને સારા અક્ષરમાં લખી આપે, ત્રીજો એને સુશોભનોથી શણગારે, ચોથો સારાં ચિત્ર કરી આપે, તો કોઈ વળી કાગળ-ખરીદી, બાઈન્ડીંગ ઈની કામગીરી હોંસપૂર્વક બજાવે: આમ એક હસ્તલિખિતની પાછળ એકરાગી ખંતીલી મિત્રમંડળી કામ કરતી હોઈ, તે મંડળીનો દરેક સભ્ય પોતા પાસે તેને ખપે એવી જે હોય તે શક્તિનો તેને અર્થે ઉપયોગ કર્યાનો એકસરખો આનંદ લઈ શકે છે. ભિન્ન રુચિ અને શક્તિવાળા એવા દરેક જણનું તેની પોતાની રીતે હસ્તલિખિત નાટકની જેમ એકસરખું સમારાધન આ રીતે બની જાય છે.

બીજી ય એક વાત છે. એકસરખો અવિનિધ માલ પૂરો પાડતાં યંત્રોનું ગૌરવ કરીને આજની સંસ્કૃતિએ હાથની કલા ને સર્જનનો કારીગરને થતો જોઈતો આનંદ ઉડાડી મૂક્યો છે. મુદ્રણયંત્ર આવતાં મરોડદાર અક્ષર લખતા લહિયાઓનો વર્ગ મરી પરવાર્યો છે એ ઓછું નુકસાન નથી થયું. પોતાનાં વ્યક્તિગત વિશિષ્ટતા, મરોડ અને દસ્કતકલા દાખવવાની તક હસ્તલિખિતો એના લહિયાઓને આપી, મુદ્રિત સામયિકો નથી આપતાં તેવો હાથની કલાકારીગીરી અને સર્જનાનંદ તેમને બક્ષે છે.

અને સૌથી મહત્ત્વનું તો એ કે પોતાના વિચારોને સ્પષ્ટ રીતે ભાષામાં મૂકવાનું, હૈયે હોય તેને હોઠે ને કલમે લાવવાનું, જીવનના કોઈ પણ ક્ષેત્રમાં માણસને માટે કંઈ નહિ તો વ્યવહારુ સફળતાય તે ક્ષેત્રમાં મેળવવા સારુ જે અનિવાર્ય રીતે અગત્યનું કાર્ય, તેને માટે આવાં હસ્તલિખિતો તાલીમનો સારો અખાડો બને છે. શરુઆતનું લખાણ ભલે કાચું અને મુગ્ધ દેખાતું હોય, પણ લેખન જ માણસને ચોક્કસ બનાવે છે એ એકતનસત્ર મુન્દ્રણ, આવી કલમ–લેખન–કસરત જ વિચારની સ્પષ્ટ રજુઆતની ફાવટ આપનારી. જતે દહાડે હસ્તલિખિતોનાં ઇંડાંમાંથી કોચલાં ફોડી પાંખ ફફડાવી આખરે આકાશમાં ઊડનારાં લેખક–પંખીઓ જન્મવાનાં. સુન્દરમ્ અને શ્રીધરાણીના કલાવિકાસમાં હસ્તલિખિતોનો સારો હિસ્સો છે એ જાણીતું છે. સુશોભનો અને ચિત્રોથી હસ્તલિખિતોને શણગારનાર ઊછરતા તરુણોમાં જ ભવિષ્યના કોઈ રાવળ કે કનુ દેસાઈ છૂપાના હોય. એમની એવી શક્યતા-ઓને બહાર લાવવાનું, તેમજ હોય તે શક્તિને તેમની સાધકદશામાં કેળવવા–વિકસાવવાનું, શ્રેય પણ હસ્તલિખિતોને જ જાય.

આ બધું વિચારતાં, 'હસ્તલિખિતોની જરૂર ખરી કે' એ આપણા પ્રશ્નનો ઉત્તર મળી જાય છે. ઉત્તર છે અસંદિગ્ધ નિઃસંકોચ હકારમાં. અને તેથી, હસ્તલિખિતની પાછળ તરુણો જે સમય ગાળે છે તે સમયનો દુર્વ્યય નથી. એ પ્રવૃત્તિ સરવાળે એમના વિકાસને લાભકર્તા છે.

ત્યારે, જોઈએ તો ખરાં; તો કેવાં જોઈએ હસ્તલિખિતો? બીજી રીતે બોલીએ તો, એની અગત્ય અને એની સેવા આમ સમજાઈ ગયા બાદ હવે એનો આદર્શ વિચારવો રહ્યો. એ સંબંધમાં એના આદર્શ અને એના સંચાલન પરત્વે કેટલીક સીધી વાતો સંક્ષેપમાં જ સૂચવી દઉં. એ આટલીઃ—

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૬ પોષ : ૨૦૦૧ અંક ૩

# સાથે સાથે—

ઉમાશંકર જોષી

સાથે સાથે,
હૈને ભાથે ઋજુ હૃદયની ઊર્મિઉલ્લાસલીલા,
લેશું કેડી નવતર કંઈ છોડી પ્રાચીન ચીલા.
રેલો ચાલ્યો સહુ ય રસશે માર્દવે સ્નેહશીલા.
એ યાત્રામાં સુભગ બળશે ચંદ્રમા મુગ્ધ માથે,
સાથે સાથે.

સાથે સાથે—
એ સંગાથે કંઈ જનમના તૂટશે તો અબોલા,
હૈયે સંચ્યા રસ તરપશે આત્મને ત્યાં અમોલા.
આનન્ત્યે ક્યાં ક્ષણ પણ અરે ઝૂલવી પ્રીતિદોલા !
હા ! ચાલ્યાં યે જઈશું હસતાં હાથ ગૂંથી જ હાથે,
સાથે સાથે.

[ પં ચૈ, ૧૯૪૪ ]

卐

# કવિશ્રી ન્હાનાલાલની પ્રતિભા

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

આજથી ત્રીસ-બત્રીસ વર્ષ ઉપર એક રમણીય રાત્રિના બીજા પ્રહરમાં શાન્ત શીતલ' નિર્મલ ચન્દ્રિકાનું પૂર ચોપાસ રેલાઈ રહ્યું હતું તે વારે ગૂજરાત કૉલેજના એક ટેનિસ કોર્ટ ઉપરથી કોઈ અપૂર્વ કોમળતાથી ગવાતી નીચેની પંક્તિઓ મેં સાંભળી:

" સુન્દર-બધી સૃષ્ટિ હસે મનમોહિની અભિરામ,
ન્યારા અમારા ધામ, એકાકી આવે ઊતરી,
એકાકી બની ઊડું, પણ એકલો ઊડું
* *
રસના ઉછળતા ધોધ, અધિ સૌન્દર્યના સિન્ધુ,
મુજ ખૂટિયાં બિન્દુ
* *
બ્રહ્માંડ બધે પાથર્યું સૈબકુંજ સમ ઊંડું.
ત્યાં એકલો ઊડું.

કવિશ્રી ન્હાનાલાલના એક પરમ પ્રતિભાવાળા ' ધૂમકેતુ ' કાવ્યની પૂર્વોક્ત પંક્તિઓ જ્યારથી મેં સાંભળી ત્યારથી એનો મધુર ધ્વનિ મારા હૃદયમાં અને મગજમાં એવો ને એવો કોતરાઈ ગયો છે. આ પંક્તિઓ કવિશ્રીનાં જીવન અને કવન—ઉભય—ઉપર સુન્દર પ્રકાશ નાંખે છે. એમના કાવ્યનો 'ધૂમકેતુ' આકાશનો જ્યોતિર્ગણ છે. એનામાં દિવ્ય તેજ પુષ્કળ છે. એ પાર્થિવતાથી બહુ દૂર ઊંચે આકાશમાં ઊડે છે. એ સૃષ્ટિની સુન્દરતા જોઈને રાચે છે પરંતુ એના પાર્થિવ અંશો સાથે ભળી શકતો નથી. એની ભાવના અગાધ છે અને એ ભાવનાપ્રકર્ષમાં રસની છોળો ઉછળે છે અને સૌન્દર્યનો સિન્ધુ વહે છે.

*

કવિ ન્હાનાલાલની કાવ્યસૃષ્ટિ જેમ ભાવનાથી સભર ભરી છે તેમ કવિ દલપતરામનો કાવ્યદેહ ઐહિક જીવનના રસથી ભરપૂર ભરેલો છે. દલપતરામના સમયમાં વાસ્તવિક જીવનની સીમાઓ વિસ્તરવા માંડે છે, જડતા ઓસરે છે, જૂનાં બંધનો તૂટે છે, વહેમગઢ પડે છે, અનેક સ્થળે નવપ્રકાશ ફેલાય છે અને વિજ્ઞાનની નવી નવી શોધોથી નવાં નવાં આદર્શો ઉત્પન્ન થાય છે: આ નવી સૃષ્ટિ નિહાળીને દલપતરામ વિસ્મય પામી બોલી ઊઠે છે :

અહો ! આજ આંહી મને કેમ લાગ્યું !
નવું વિશ્વ શું ઈશ્વરે આ વસાવ્યું !
ગયું ક્યાં હતું જેહ જોતી પ્રજાનું !
અહો ! સૃષ્ટિ આ તો નવી હું નિહાળું.

કવિ દલપતરામ નવા વિચારપ્રવાહોને જૂની ગુજરાતીનો સંબન્ધ સાચવી પ્રાચીન પદ્ધતિએ પોતાનાં કાવ્યોમાં ઉતારે છે; પરન્તુ કવિ ન્હાનાલાલ નવા વિચારો અને ભાવનાઓને અપૂર્વ રસે રસેલી અને તેજે ભરેલી અભિનવ ગુજરાતીમાં ઉતારી કાવ્યો રચે છે. 'વસન્તોત્સવ'ના કવિની ભાષા, આકાંક્ષા, અભિલાષા, સર્વ અનેરા. ઓગણીસમી સદીના સમાપ્તિકાળે બદલાતા જમાનાનું કવિ ન્હાનાલાલ કાન્તદર્શન કરે છે અને સ્વદેશ અને સર્વદેશમાંથી જોરજોશ વાતી અને જોતજોતામાં આસપાસ વિસ્તરતી સંજીવન વાયુલહરી-

એનો આશા અને ઉત્સાહપ્રેરક સંસ્પર્શ સત્કારે છે અને નવજીવનની વસન્તનું મધુર મનોહર ગાન ગુજરાતને સંભળાવે છે.

અમારા અભ્યાસકાળમાં કવિશ્રી ન્હાનાલાલનાં 'વસન્તોત્સવ', 'ઇન્દુકુમાર ભાગ ૧', 'જયા અને જયન્ત', 'ન્હાના ન્હાના રાસ', 'કેટલાંક કાવ્યો ભાગ ૨'—એટલાં—વિદ્યાર્થીઓનાં પ્રિય પુસ્તકો ગણાતાં. 'જયા જયન્ત'ની નીચેની રસમય પંક્તિઓનું અમે વારંવાર સ્મરણ કરતા અને રસની છોળોથી ભીંજાતાઃ—

પરમ પ્રેમ પર બ્રહ્મ,
માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ,
દંપતીના દેવ પ્રેમ, પ્રેમ છે સંસાર સાર.

*

મ્હારો હીંચકો રે અમર વેલડીની માંહ્ય;
વીજળી જેમ ગગન માંહ્ય,
કવિતા કવિજીવન માંહ્ય,
પ્રેમરાજ ગાય;

*

ગોરસ લેઈ લેઈ પીજો,
હો! ગોપિકાની ગોરસી ભરેલી.

*

ઢળે છે પ્રભાત આજ ધીમે ધીમે;
ઢળે છે ઉષાનું રાજ્ય ધીમે ધીમે;
રજનીની ચુંદડીના, ઉરના હીરલા શા
ડૂબે છે તારલા આજ ધીમે ધીમે.

*

વડ વડને પાને પ્રીતમ નામ જો વાંચું છું;
રેખા રેખામાં પ્રીતમ ભાગ્ય તો મારું છે.

*

એક જ્વાલા જલે નભમંડળમાં, રસજ્યોત નિહાળી નમું હું નમું.

આ ઉપરાંત, ન્હાનાલાલની 'અમરકલાથી અંકિત' 'મ્હારા કેસરભીના કંથ હો' અને 'ધન્ય હો ધન્ય જ પુણ્ય પ્રદેશ' એ પણ પરમ ભાવથી ગવાતા. કવિશ્રીની પ્રાચીન અને મધ્યકાલીન સૌરાષ્ટ્ર અને ગુજરાતની કીર્તિકથાઓનાં કાવ્યચિત્રો અમને અત્યંત ગમતાં અને એમની આર્ય સંસ્કૃતિની ભાવનાઓ વિદ્યાર્થીઓને પ્રેરણા આપતી. એમના 'કાઠિયાણી'ના ગીતની નીચેની લીટીઓ અનેકના મુખે ચડી જતી.

નેણથી ભાલા કાઢતો, કોઈ આંકડિયાળા કેશ,
પણ વાળીને વળશે મ્હારો કંથડ જોબન વેશ.

અને નીચેની ચાર પંક્તિઓ ગાતાં ગાતાં તો આશાનિરાશાના હીંચકે ઝૂલે સાક્ષાત અમે હીંચતાઃ—

સાગરનાં નીર આભમાં ઊછળે,
ઊછળી ઢળે છે ઊંડા ગર્તમાં;
એમ હીંચે જગ આશાનિરાશાનાં,
આ જગના મહેરામણમાં.

કવિશ્રી ન્હાનાલાલને આપણા સાક્ષરશિરોમણિ ગોવર્ધનરામ પ્રત્યે પરમ પ્રેમ અને આદર છે. એમના 'સરસ્વતીચન્દ્ર'માંની ભાવનાના એ પૂજારી છે અને પોતાનાં નાટકોની પ્રેરણા કેટલેક અંશે ગોવર્ધનરામમાંથી પોતે લીધી હોય એમ જણાય છે. પરંતુ 'સરસ્વતીચન્દ્ર'નો અંત જે

" શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો,
નાચી રહ્યો જગ નચાવી રહ્યો. "

ઈત્યાદિમાં સૂચવાતા 'વસન્તવિજય' આવે છે તે કવિશ્રીને અભિપ્રેત નથી અને તેથી જ 'જયા-જયન્ત'માં નૈષ્ઠિક બ્રહ્મચર્યની ભાવના પોતે ગાય છે. કવિશ્રીને સરસ્વતીચન્દ્ર અને કુસુમના લગ્નમાં ભાવનાનું પતન જણાય છે અને તેથી કાંઇક વિષણ્ણ થઈ ને જયા-જયન્તનો દિવ્ય પ્રેમ-એમનું આત્મલગ્ન કલ્પે છે. ગોવર્ધનરામની કુમુદ, ન્હાનાલાલની જયા અને કનૈયાલાલની મંજરી એ ત્રણે સ્ત્રીજીવનની ઉન્નતતાની મનોહર મૂર્તિઓ છે. જેમ વાલ્મીકિની સીતા, કાલિદાસની શકુન્તલા અને શૂદ્રકની વસન્તસેના—એ ત્રણેમાં—ભાવનાનું સળંગપણું છે, તેમ કુમુદ, જયા અને મંજરીમાં, વાતાવરણનો આવશ્યક ભેદ છતાં, ભાવનાની નિકટ સગાઈ રહેલી છે. પ્રત્યેક લેખકની કલાની ભાષા ભિન્ન છે અને પ્રત્યેકના વસ્તુનિરૂપણમાં પણ ભેદ છે, તથાપિ ત્રણે સ્ત્રીરત્નોમાં એકજ આર્યભાવના પ્રવર્તે છે.

કવિશ્રી ન્હાનાલાલ જેટલા 'તેજ ઘડેલા શબ્દો' ગૂજરાતને કોઈએ આપ્યા નથી. સને ૧૯૧૬-૧૭ના વર્ષમાં કાર્ડિનલ ન્યૂમેનના ' લીડ કાઇન્ડલી લાઇટ એમિડ ધ એન્સરકલિંગ ગ્લૂમ'થી શરૂ થતા પોતાના પ્રિય ભજનનું ભાષાંતર ગાંધીજીએ ગૂજરાતના કેટલાક કવિઓ પાસે કરાવ્યું અને સ્વ. નરસિંહરાવનું ' પ્રેમળ જ્યોતિ ! તારો દાખવી મુજ જીવનપન્થ ઉજાળ ' એ સર્વોત્તમ તરીકે સ્વીકાર્યું. ગાંધીજીને કેટલીક પંક્તિઓ તો મૂળ કરતાં પણ વિશેષ ગમી પરંતુ ' પ્રેમળ જ્યોતિ'ને બદલે વધારે સહેલો અને અર્થસૂચક શબ્દ શોધી કાઢવા શ્રી. નરસિંહરાવને પોતે કહ્યું. નરસિંહરાવે તત્કાળ ઉત્તર આપ્યો: " આપ ન્હાનાલાલને પૂછો. એ વધારે સારો શબ્દ આપી શકશે. શબ્દની પસંદગી અને ઔચિત્યમાં આપણે ત્યાં ન્હાનાલાલનો જોટો નથી." ગૂજરાતી ભાષાની શબ્દસમૃદ્ધિમાં કવિશ્રી ન્હાનાલાલનો આ અનન્યસાધારણ ફાળો છે.

અંતમાં, મિ. એચ. જી. વેદ્દસની ગ્રન્થમાળાને એના પ્રશંસકોએ ' મિ. વેદ્દસની ઓટોમેટિક સીરિઝ ' એવું નામ આપ્યું છે. કવિ ન્હાનાલાલે આજ સુધીમાં એંશીથી પણ અધિક ગ્રન્થો ગૂજરાતને સમર્પણ કર્યા છે. આ ગ્રન્થસમૂહને કોઈ સુંદર વિશિષ્ટ નામ આપે તો તે સર્વથા યોગ્ય ગણાશે. ગૂજરાતના આ કવિવર ઘણું જીવો અને ગૂજરાતી સાહિત્યની અધિકાધિક સેવા કરો. ×

卐

× કવિવર-ન્હાનાલાલ કવિશ્રીની ૬૧ મા વર્ષની કાવ્યોપાસનાના ઉત્સવ પ્રસંગે આપેલું એક ટૂંકું વ્યાખ્યાન.

# સૌંદર્યવતી

ડાલરકુમાર ભટ્ટ એમ. એ.

કલ્યાણી જરા યે સૌંદર્યવંતી નહોતી. નાનપણથી જ તેના વિષે તેનાં માબાપને ચિન્તા થવા લાગી હતી. આવી કુરૂપ છોકરીને શે પરણાવાશે ? પોતાની પુત્રીનો સૌભાગ્યનાંધ કોઇ જ નહિ થાય એવી બીક તેનાં માબાપને પેસી જતાં, તેમના દિવસો કાઢવા મુશ્કેલ થઈ ગયા. ગરીબ સ્થિતિ, ને ભણવાનું સાધન નહિ, એટલે કલ્યાણી નહિ જેવું જ ભણેલી. બધા જ એને તિરસ્કારતા ને તે કોઈ હલકું જન્તુ છે એવો ખ્યાલ કરાવતા. આવા આત્મ-તિરસ્કારનાં વાતાવરણમાં કલ્યાણી સોળ-સત્તર વર્ષની થઇ ગઇ. શરીર પહેલેથી જ તંદુરસ્ત; ને, પછીથી ચાર ભાઈને રીઢું થઈ જતાં અત્યારે એતો સંપૂર્ણ કલાત્મકતાએ પહોંચેલું. પણ એ શ્યામવર્ણ, એ બિલકુલ મેળ વગરની કદરૂપી મુખમુદ્રા, એ કઢંગી ચાલ, એ કર્કશ અવાજ ! પણ પરમેશ્વરે તેના પર કરેલી આટલી અવકૃપાના બદલામાં જાણે આપ્યા હોય તેવા તેના સુંદર, લાંબા, ચળકતા, લીસા વાળનો અંબોડો વળતો ત્યારે તેની માતા પણ બોલી જતીઃ " શા–નો ચોટલો કેવો સરસ છે ! " રસ્તે ચાલી જતાં માથેથી સાડલો કેમ હેઠો પાડી નાખવો એ એની એક ઠીક ઠીક ગણાતી સખીએ શીખવ્યું હતું તેનો ઉપયોગ તે વારંવાર કરતી—ને એ ભવ્ય કેશકલાપનું સુભગદર્શન થઇ જતાં રસ્તા પરના સૌંદર્યયાત્રાના યાત્રાળુઓ અનિમિષ નયને જોઇ રહેતા. અને એ ખ્યાલ આવ્યા પછી તો તે ક્વચિત ચોટા ફુલની વેણી પણ નાખતી. ક્વચિત અંધારી રાતે પાછલે પહોરે તે ઓચિન્તી જાગી ઊઠતી—ને ચળકતા શુક્રતારા તરફ અદેખી નજરે જોઈ રહેતી—ને પછી છાતી પર હાથ મૂકી ફરી ઊંઘી જતી.

* * *

બધા જ મિત્રોનું માન મેળવેલો માર્તંડ દેખાવડો, ચપળ, જીવનથી થનગનતો અને આદર્શવાદી યુવક હતો. નીતિશાસ્ત્ર, જાતીય વિજ્ઞાન, માનસશાસ્ત્ર, ધર્મ અને સમાજ વગેરેની ચોટીઘૂંટીને ઘોળીને પી ગયો હતો. કટ્ટર દેશસેવક હોઇ સાદાઇ તેનામાં ઓતપ્રોત થઇ ગઈ હતી. આત્મભોગ, સત્યપ્રિયતા અને નિડરતા તેના ગુણો હતા.

મસ્તીખોર વિનયથી એક વખત ન રહેવાયું: " લગ્નમાં પ્રેમને સ્થાન નથી એમ જે માનતો હોય તેણે ગમે તેની સાથે પ્રેમ કે ગમે તેની સાથે લગ્ન કરવું જોઇએ. પ્રેમ, ને પછી લગ્ન, તેના પરિણામ રૂપ છૂટાછેડા—ને સગવડના બનેલા સહચાર; લગ્ન, ને પછી પ્રેમ, તેમાં કેવળ વિષયવાસનાનું ઊર્ધ્વગમન–Sublimation of sex—કે પડ્યું પાનું નિભાવી લેવાની બાપડી મનોવૃત્તિ : એમ છે ત્યારે તો માર્તંડ, તું કંઇક નવું કરને ! કોઈ ગરીબ વિધવા, કોઇ ગરીબ માતા આશિષ આપશે. તારા જીવનનું દાન, સ્વાર્થત્યાગ, આત્મભોગના મોટા આદર્શ પર, ન આપે ? જગતમાં રહીને એકાદ આત્માને સુખી કર્યો તો યે જીવન કૃતકૃત્ય થઇ જાય—"

માર્તંડને તેમાં તથ્ય લાગ્યું. પોતે નીતિમાન હતો. સુપથે ચાલનાર હતો. સત્યપ્રિય, નિડર તથા સેવાભાવી ને નિઃસ્વાર્થ હતો. " જરૂર, વાત વિચારવા જેવી તો છે. કોઇ દુઃખિ-

કવિશ્રી ન્હાનાલાલને આપણા સાક્ષરશિરોમણિ ગોવર્ધનરામ પ્રત્યે પરમ પ્રેમ અને આદર છે. એમના 'સરસ્વતીચન્દ્ર'માંની ભાવનાના એ પૂજારી છે અને પોતાનાં નાટકોની પ્રેરણા કેટલેક અંશે ગોવર્ધનરામમાંથી પોતે લીધી હોય એમ જણાય છે. પરંતુ 'સરસ્વતીચન્દ્ર'નો અંત જે

" શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો,
નાચી રહ્યો જગ નચાવી રહ્યો. "

ઇત્યાદિમાં સૂચવાતા 'વસન્તવિજય' આવે છે તે કવિશ્રીને અભિપ્રેત નથી અને તેથી જ 'જયા-જયન્ત'માં નૈષ્ઠિક બ્રહ્મચર્યની ભાવના પોતે ગાય છે. કવિશ્રીને સરસ્વતીચન્દ્ર અને કુસુમના લગ્નમાં ભાવનાનું પતન જણાય છે અને તેથી કાંઇક વિષણ્ણ થઈ ને જયા-જયન્તનો દિવ્ય પ્રેમ-એમનું આત્મલગ્ન કલ્પે છે. ગોવર્ધનરામની કુમુદ, ન્હાનાલાલની જયા અને કનૈયાલાલની મંજરી એ ત્રણે સ્ત્રીજીવનની ઉન્નતતાની મનોહર મૂર્તિઓ છે. જેમ વાલ્મીકિની સીતા, કાલિદાસની શકુન્તલા અને શૂદ્રકની વસન્તસેના—એ ત્રણેમાં—ભાવનાનું સગપણ છે, તેમ કુમુદ, જયા અને મંજરીમાં, વાતાવરણનો આવશ્યક ભેદ છતાં, ભાવનાની નિકટ સગાઈ રહેલી છે. પ્રત્યેક લેખકની કલાની ભાષા ભિન્ન છે અને પ્રત્યેકના વસ્તુનિરૂપણમાં પણ ભેદ છે, તથાપિ ત્રણે સ્ત્રીરત્નોમાં એકજ આર્યભાવના પ્રવર્તે છે.

કવિશ્રી ન્હાનાલાલે જેટલા 'તેજે મઢેલા શબ્દો' ગૂજરાતને કોઈએ આપ્યા નથી. સને ૧૯૧૬-૧૭ના વર્ષમાં કાર્ડિનલ ન્યૂમેનના ' લીડ કાઇન્ડલી લાઇટ એમિડ ધ એન્સરકલિંગ ગ્લૂમ'થી શરૂ થતા પોતાના પ્રિય ભજનનું ભાષાંતર ગાંધીજીએ ગૂજરાતના કેટલાક કવિઓ પાસે કરાવ્યું અને સ્વ. નરસિંહરાવનું ' પ્રેમળ જ્યોતિ ! તારો દાખવી મુજ જીવનપન્થ ઉજાળ ' એ સર્વોત્તમ તરીકે સ્વીકાર્યું. ગાંધીજીને કેટલીક પંક્તિઓ તો મૂળ કરતાં પણ વિશેષ ગમી પરંતુ ' પ્રેમળ જ્યોતિ'ને બદલે વધારે સહેલો અને અર્થસૂચક શબ્દ શોધી કાઢવા શ્રી. નરસિંહરાવને પોતે કહ્યું. નરસિંહરાવે તત્કાલ ઉત્તર આપ્યો: " આપ ન્હાનાલાલને પૂછો. એ વધારે સારો શબ્દ આપી શકશે. શબ્દની પસંદગી અને ઝીણવટમાં આપણે ત્યાં ન્હાનાલાલનો જોટો નથી." ગૂજરાતી ભાષાની શબ્દસમૃદ્ધિમાં કવિશ્રી ન્હાનાલાલનો આ અનન્યસાધારણ ફાળો છે.

અંતમાં, મિ. એન. એમ. ત્રિપાઠીની ગ્રન્થમાળાને એના પ્રકાશકોએ ' મિ. ત્રિપાઠીની ક્લાસિક સીરિઝ ' એવું નામ આપ્યું છે. કવિ ન્હાનાલાલે આજ સુધીમાં એંશીથી પણ અધિક ગ્રન્થો ગૂજરાતને સમર્પણ કર્યા છે. આ ગ્રન્થસમૂહને કોઈ સુંદર વિશિષ્ટ નામ આપે તો તે સર્વથા યોગ્ય ગણાશે. ગૂજરાતના આ કવિવર શતાયુ જીવો અને ગૂજરાતી સાહિત્યની અધિકાધિક સેવા કરો. ×



× દલપત-ન્હાનાલાલ કવિવરોની ૧૧૧ વર્ષની કાવ્યોપાસનાના ઉત્સવ પ્રસંગે આપેલું [illegible]

# સૌંદર્યવતી

ડાલરકુમાર ભટ્ટ એમ. એ.

કલ્યાણી જરા યે સૌંદર્યવતી નહોતી. નાનપણથી જ તેના વિષે તેના માબાપને ચિન્તા થવા લાગી હતી. આવી કુરૂપ છોકરીને શેં પરણાવાશે ? પોતાની પુત્રીનો સૌભાગ્યનાંથ કોઈ જ નહિ થાય એવી બીક તેના માબાપને પેસી જતાં, તેમના દિવસો કાઢવા મુશ્કેલ થઈ ગયા. ગરીબ સ્થિતિ, ને ભણવાનું સાધન નહિ, એટલે કલ્યાણી નહિ જેવું જ ભણેલી. બધા જ એને તિરસ્કારતા ને તે કોઈ હલકું જન્તુ છે એવો ખ્યાલ કરાવતા. આવા આત્મ-તિરસ્કારના વાતાવરણમાં કલ્યાણી સોળ-સત્તર વર્ષની થઈ ગઈ. શરીર પહેલેથી જ તંદુરસ્ત; ને, પછીથી માર ખાઈને રીઢું થઈ જતાં અત્યારે સ્રીત્વ સંપૂર્ણ કલાત્મકતાએ પહોંચેલું. પણ એ શ્યામવર્ણું, એ બિલકુલ મેળ વગરની કદરૂપી મુખમુદ્રા, એ કઢંગી ચાલ, એ કર્કશ અવાજ ! પણ પરમેશ્વરે તેના પર કરેલી આટલી અવકૃપાના બદલામાં જાણે આપ્યા હોય તેવા તેના સુંદર, લાંબા, ચળકતા, રીસા વાળનો અંબોડો વળતો ત્યારે તેની માતા પણ બોલી જતીઃ " રાં—નો ચોટલો કેવો સરસ છે ! " રસ્તે ચાલી જતાં માથેથી સાડલો કેમ હેઠો પાડી નાખવો એ એની એક ઠીક ઠીક ગણાતી સખીએ શીખવ્યું હતું તેનો ઉપયોગ તે વારંવાર કરતી—ને એ ભવ્ય કેશકલાપનું સુભગદર્શન થઈ જતાં રસ્તા પરના સૌંદર્યયાત્રાના યાત્રાળુઓ અનિમિષ નયને જોઈ રહેતા. અને એ ખ્યાલ આવ્યા પછી તો તે ક્વચિત ચોટી ઝુલતી વેણી પણ નાખતી. ક્વચિત અંધારી રાતે પાછલે પહોરે તે ઓચિન્તી જાગી ઊઠતી—ને ચળકતા શુક્રતારા તરફ અદેખી નજરે જોઈ રહેતી—ને પછી છાતી પર હાથ મૂકી ફરી ઊંઘી જતી.

*　　　*　　　*

બધા જ મિત્રોનું માનં મેળવેલો માર્તંડ દેખાવડો, ચપળ, જીવનથી થનગનતો અને આદર્શવાદી યુવક હતો. નીતિશાસ્ત્ર, જાતીય વિજ્ઞાન, માનસશાસ્ત્ર, ધર્મ અને સમાજ વગેરેની ચોટીઘૂંટીને ઘોળીને પી ગયો હતો. કટ્ટર દેશસેવક હોઈ સાદાઈ તેનામાં ઓતપ્રોત થઈ ગઈ હતી. આત્મભોગ, સત્યપ્રિયતા અને નિડરતા તેના ગુણો હતા.

મસ્તીખોર વિનયથી એક વખત ન રહેવાયુંઃ " લગ્નમાં પ્રેમને સ્થાન નથી એમ જે માનતો હોય તેણે ગમે તેની સાથે પ્રેમ કે ગમે તેની સાથે લગ્ન કરવું જોઈએ. પ્રેમ, ને પછી લગ્ન, તેના પરિણામે રૂપ છૂટાછેડા—ને સગવડતા ભર્યો સહચાર; લગ્ન, ને પછી પ્રેમ, તેમાં કેવળ વિષયવાસનાનું ઊર્ધ્વગમન–Sublimation of sex—કે પડ્યું પાનું નિભાવી લેવાની બાપડી મનોવૃત્તિઃ એમ છે ત્યારે તો માર્તંડ, તું કંઈક નવું કરને ! કોઈ ગરીબ વિધવા, કોઈ ગરીબ માતા આશિષ આપશે. તારા જીવનનું દાન, સ્વાર્થત્યાગ, આત્મભોગના મોટા આદર્શ પર, ન આપે ! જગતમાં રહીને એકાદ આત્માને સુખી કર્યો તો યે જીવન કૃતકૃત્ય થઈ જાય—"

માર્તંડને તેમાં તથ્ય લાગ્યું. પોતે નીતિમાન હતો. સુપથે ચાલનાર હતો. સત્યપ્રિય, નિડર તથા સેવાભાવી ને નિઃસ્વાર્થ હતો. " જરૂર, વાત વિચારવા જેવી તો છે. કોઈ દુઃખિ-

યારું. જગતથી તિરસ્કૃત એવું કોઈ મળે, તો હું જરૂર તેને સુખી કરવાનો પ્રયત્ન કરું—"

"તો પેલી તે દિવસે આપણે ઘોબીઘાટ પર નહોતી જોઈ ? પેલી યુવાનીમાં મસ્ત—"

"હાં—પેલી કદરૂપી કલ્યાણી—"

"નામ પણ આવડે છે ? તેના વાળ કેટલા સરસ છે, ખબર છે ? જાહેરખબરમાં ફક્ત ચોટલો ફોટો આપે તો હેરઓઈલવાળા કમાઈ જાય."

"હા—પણ નામ કેવું મધુર છે ! કલ્યાણી–કલ્યાણમયી—"

* * *

આમ એ કદરૂપી, સુંદર લાંબા ચળકતા લીસા વાળવાળી મધુરનામધારી કલ્યાણીને એ પરણી ગયો. દુઃખી માબાપ તો અકલ્પ્ય સુખથી, આભારથી મૂઢ થઈ ગયાં. કલ્યાણી તો આ યુવાન પોતાને શું કામ પરણ્યો છે તેનો વિચાર સરખો પણ નહોતી કરતી—સુખ એટલું મધુર લાગતું હતું કે તેની કલ્પનાશક્તિ બહેર મારી ગઈ—કશું જ સંભવિત લાગતું નહોતું.

સમજીવન કે મુક્તસહચારજીવન–એમાં શારીરિક ભૂખને અવકાશ છે એમ તો માર્તંડ ઘણા વખતથી જાણતો હતો. આરોગ્ય જેમ વધુ તેમ એ ભૂખ વધુ સબળ એ પણ પોતાનો અનુભવ હતો. છતાંયે પોતાના સામર્થ્યનો, સિદ્ધિનો ખ્યાલ તેણે જરાપણ ગુમાવ્યો નહોતો. જોકે શરીરની ભૂખ, પોતાની અગર બીજાની, ન જ ભાંગવી એવું તેનું મત નહોતું. પણ પોતાના વિચારને દૂર કરી બીજાના વિચાર કરવાની ટેવ તેણે ઘણા વખતથી પાડી હતી. સ્વાર્થ કરતાં પરાર્થ તરફ તેની વિશિષ્ટવૃત્તિ હતી. આથી સમજીવનના સ્થૂલ સંબંધની આગતમાં પણ કલ્યાણી નિરાશ ન થઈ. આમ ને આમ આઠ વર્ષ વહી ગયાં ..માર્તંડ અને કલ્યાણી વચ્ચે હવે પહેલાં કરતાં વિશેષ સહવાસ હતો. માર્તંડે આ આઠ વર્ષમાં કલ્યાણીને અનેક રીતે કેળવી હતી. ખૂબ ભણાવી–સંસ્કૃત શ્લોકો–આખું 'મેઘદૂત' ને 'રઘુવંશ'–મોઢે કરાવ્યા હતા. શેક્સપિયર અને અપ્ટન સિંક્લેર, તેમજ ક્રાઉન ને રાધાકૃષ્ણન્ સમજી શકે એવી સ્થિતિએ પહોંચાડી હતી. આત્મત્યાગ ને પરોપકારવૃત્તિનો એ જ્વલંત દાખલો. કલ્યાણીની પગલી પગલીએ ટંકાતો. એમના અનિર્વચનીય સાયુજ્ય પર સહૃદય મનુષ્યનાં કાર્યોની સુંદરતાના હાર અંકાતા.

પોતાની મહેનત, આત્મત્યાગ, પરોપકાર, ને આદર્શની જ્વલંત સિદ્ધિ—એ સર્વ પર માર્તંડ રાચતો. અશક્ય જેવો લાગતો આદર્શ સિદ્ધ કર્યો—સડેલા બીજમાંથી ફલરૂપ વૃક્ષ બનાવ્યું—પશુમાંથી દેવ મનુષ્યની જ સહૃદયતાથી થાય છે તે જગતને દેખાડી આપ્યું.

ધીમે ધીમે તેને લાગવા માંડ્યું કે આવા સુંદર પરિણામથી પોતે તદ્દન અલિપ્ત તો નહિ જ રહી શકે. હવે તો કલ્યાણીનો આત્મા એ જ પોતાનો હતો. ને સ્વાર્થ તો હતો જ નહિ, પહેલેથી. ને કલ્યાણી હવે કંઈ "પર" નહોતી—"સ્વ"જ હતી ! આમ એક રીતે તે "પરાર્થ"માંથી "સ્વાર્થ"માં જ લપટી પડ્યો હતો ! વિચારોની આપ–લે, સંયુક્ત આદર્શોને પહોંચવાની વૃત્તિ ને પ્રવૃત્તિ, સમદૃષ્ટિ અને સહયોગ એ એમનું જીવનકાર્ય થઈ રહેતાં, માર્તંડ તે પ્રવાહમાં પૂરતા જોર સાથે ઝંપલાવી ચૂક્યો હતો. હવે બન્ને સરખા જ —અથવા લગભગ સરખા જ પ્રદેશ પર હતાં. અત્યાર સુધી કલ્યાણી પહોંચે તેની વાટ જોતો,

ને કાપી નાખેલા અંતરને ઊંડે ઊભો હતો. હવે કલ્યાણી સાથે થઈ, તો ચાલવામાં વાંધો નહોતો. સ્થૂલ પરથી સૂક્ષ્મ ભાવો પર આવવાની આ ભૂમિકા પ્રાપ્ત થતાં થતામાં તો માર્તંડને અનિવાર્ય છતાં અપૂર્વ અને અણધાર્યો ફટકો પડ્યો—અને...અને તેના પ્રાસાદની મજબૂત મહેલાત ઘડીના છઠ્ઠા ભાગમાં જમીનદોસ્ત થઈ ગઈ !

દરેક રીતે હવે સુંદર લાગતી કલ્યાણી શારીરિક રીતે પણ સુંદર લાગવા માંડી હતી. આઠ વર્ષનું અતિમહેનતે સાચવેલું યૌવન, મહેનતના ગઢામાં જાણે હજી એવું જ રહ્યું હતું—ફક્ત વધુ સ્થિર, ગંભીર અને ઘટ્ટ થયું હતું. પહેલાના તરંગો, તરંગો મટી શક્તિશાળી પ્રવાહો બન્યા હતા. સરસ કપડાં ને યોગ્ય કસરત તથા માલીના પ્રયોગે તેના શરીરમાં સ્ફૂર્તિ અને કાંતિ આણ્યાં હતાં. માર્તંડે મહેનત લેવામાં કંઈ જ મણા રાખી નહોતી. પણ એ અદમ્ય ઉત્સાહમાં, એ નિઃસ્વાર્થતાના, આત્મત્યાગના ઘેનમાં તે ભૂલી ગયો હતો કે કલ્યાણીને આત્મા જેવું કંઈક હોઈ શકે. અલબત્ત, તેની લાગણી તથા લાલસાને તે હમેશાં માન આપતો. પરંતુ એ આત્માને કોઈક બીજો આદર્શ હોઈ શકે, અગર આવી સરસ જીવનસરણી કરતાં કંઈક જુદું જોઈએ, એવા સંભવને તે કલ્પી પણ શક્યો નહોતો. આટલી ઉચ્ચ કક્ષાએ થઈ જતાં પહેલાંથી કલ્યાણીનું હૃદય જુદા ગૂંચવાડામાં પડી ગયું હતું તેનો તેને ખ્યાલ સુદ્ધાં નહોતો.

* * *

આજે માર્તંડ આવ્યો ત્યારે કસરતના ને આરોગ્યના વિષયનાં બેત્રણ પુસ્તકો લાવ્યો હતો. *The Perfect Manhood* (સંપૂર્ણ પુરુષત્વ) તથા *The Perfect Womanhood* (સંપૂર્ણ સ્ત્રીત્વ)માં આપેલા મુકાબલાના માપનો આજે પાઠ ઘડો લેવાનો હતો. પોતે હજી પીંડીના 'મસલ્સ'—માંસપેશીઓના માપમાં જરા ઓછો હતો. બાઈસેપ્સનું માપ હજી સ્ટૅન્ડર્ડ થયું નહોતું. કલ્યાણીનું પણ કમરનું માપ ઓછું થવાને બદલે વધ્યું હતું—પણ આદર્શ સ્થિતિએ પહોંચવામાં વધુ વાર નહોતી.

એ આદર્શને પામવાની તેની વૃત્તિ ઘડીભર કલ્યાણીના ઓરડામાં પગ મૂકતાં જ ભાંગી ગઈ. કલ્યાણી તદ્દન મેલાં વસ્ત્રો પહેરી વિખરાયેલા વાળ રાખી બેઠી હતી ! પાસે તેની ચોથી ઉમરથી સંપૂર્ણ દેહસૌષ્ઠવવાળી મોટી છબી ફૂટેલા કાચના છિન્નભિન્ન આવરણ નીચે દેખાતી હતી. એ કપડાં, મુખ પરનો એ ભાવ લગ્ન પહેલાંની કદરૂપી કલ્યાણીના હતા. તે હસી—નિરાશાજન્ય શાંત કરુણાભર્યું હાસ્ય! મોઢામાં એક કૃત્રિમ દાંત હતો તે પણ અત્યારે દેખાતો નહોતો.

'ક...લ્યાણી !' માર્તંડ, આશ્ચર્યમૂઢ, કિંમૂઢ માર્તંડ માંડ બોલી શક્યો.

"હાં" કલ્યાણીએ જવાબ આપ્યો, ને ઊભી થઈ પેલો કૃત્રિમ દાંત માર્તંડના હાથમાં મૂક્યો.

"પણ આ શું? મેલી થઈ છે? આ જો, તારી Perfect Woman લાવ્યો છું—આ શું કરે છે? તને થયું છે શું ?"

'કંઈ જ નહિ'—કલ્યાણી ગાલી ગઈ. આ ધક્કો માર્તંડ માટે ઘણો નવીન હતો. માથે હાથ દઈને તે ખુરસીમાં બેસી ગયો. આજે તેણે કેવા અનિર્વચનીય સુખની કલ્પના

કરી હતી. શરદપૂનેમનો ચંદ્ર—હોડીમાં ફરત...કાવ્યજીવનનો અનુભવ......પણ આનું મન શા વિચારે ચડ્યું હશે ? આટલા વખતમાં કદિ પણ ન અનુભવેલી લાગણી તેણે અનુભવી. કલ્યાણીના સુવાના ઓરડામાં જઇને જોયું તો કલ્યાણી બિછાના પર પડી રૂદન ખાળવાનો જબ્બર પ્રયત્ન કરી રહી હતી. મોડી રાતે જ્યારે પૂર્ણેન્દુનું તેજ સાઓજ્ઝ ઝાંખી ગયું હશે ત્યારે, અગર સવાર થતાં, હૃદય શાંત પડશે ત્યારે આ પ્રશ્નનો નિકાલ લાવવાનો યત્ન કરીશ એમ ધારી, માર્તંડ પાછો ફરી ગયો.

* * *

સવાર ક્યારે પડ્યું તેનો તેને ખ્યાલ પણ ન રહ્યો. રામાએ દૂધનો કપ લાવીને ટેબલ પર મૂક્યો. માર્તંડે પૂછ્યું: "બાઈ હૂઠે આહે?" તેના જવાબમાં રામાએ કહ્યું: "બાઈ બાહેર ગેલી વાટતે." માર્તંડે પીતાં પીતાં દૂધનો પ્યાલો હેઠો મૂકી દીધો. તે દોડીને કલ્યાણીની રૂમમાં ગયો. ડ્રેસીંગના ટેબલ પર એક પત્ર પડેલો હતો. તેની પડખે એક નાની પોટલી હતી. તે પત્ર ફોડી વાંચવા લાગ્યો :

રા. માર્તંડરાય,

ગઈ કાલનું વર્તન તમને વિચિત્ર લાગ્યું હશે. ગઈ કાલે પૂર્ણિમા હતી—શરદ પૂર્ણિમા ! રસિક લોકોની જાણે માઝમ રાત હતી.—પણ મને તમે જૂની, કદરૂપી કલ્યાણીનાં ગંદા રૂપમાં જોઈ આભા બની ગયા. તમારો પ્રેમ, તમારી રસવૃત્તિ એકદમ સુકાઈ ગઈ. ખરે, તમારો શાઉક પણ તમને કહેવા ન આવ્યો કે આ પણ એક જાતીય વિકૃતિ છે ? ના, ના, મને જરા પણ રસવૃત્તિ ઉભરાતી નહોતી. તમારો મારા પ્રત્યેનો પ્રેમ, મારા પરનો ઉપકાર, મારા માટેનો સ્વાર્થત્યાગ ખરે જ અદ્ભુત છે. તે માટે ઉપકાર ન દેખાડું તો કૃતઘ્ની કહેવાઉં : તમારા જેવા શક્તિશાળી માણસોને માટે મારા જેવા જીવો તો બહુ જ અલ્પ, તુચ્છ કહેવાય. તમારી સાથે હું સાયુજ્ય સાધી શકું જ નહિ.

તમે મારી પ્રગતિ, મારો નવા સંસ્કાર, મારી કેળવણી—બધાંને માટે જવાબદાર છો. તમે ન હોત તો હું હતી તેવી જ કદરૂપી, ગુણહીન, કલાહીન, સંસ્કારહીન હોત–ને કદાચ, કોઈ એવા જ અણઘડની ક્ષુદ્ર રસવૃત્તિને પોષતી હોત. પણ એમ ન બન્યું. છતાં જે બન્યું તે મારી દષ્ટિએ કંઈ વધુ લાભદાયક નથી.

ખોટું ન લગાડશો. પણ જગત પૂછશે, પરાણે પ્રેમ થઇ શકે ખરો ? હું કહું છું : થઈ શકે. આઠ વર્ષથી જાણે મને તમે દેવ જેવા, રક્ષણહાર જેવા, પ્રેમની નવી નવી કળા જાણનાર અનન્ય પ્રેમી જેવા લાગ્યા છો. પણ તમે તો પરાણે પ્રેમમાં માનતા નથી. મારે માટે તમને માન હશે કદાચ, દયા હશે જરૂર. પણ પ્રેમ ? શાને એ આ જગતના સર્વથી વધુ દુરુપયોગ થએલા શબ્દનો ફરી દુરુપયોગ કરવો ? તમે કહેશો—' મેં તને આપી છે ' —જો ઈચ્છા, આશા માત્ર પૂરી કરવામાં પ્રેમ આવી જતો હોય તો. તમે મને ભણાવી–મને ઉચ્ચ બનાવી મારી સાથે લગ્ન કર્યાં—મારા પર દયા લાવીને. મારું શરીર, મારું મન, મારું સૌંદર્ય વધે તે માટે તમે બનતા પ્રયત્નો કર્યા—તમારી કલાત્મકતા પોષવા. મારું કદરૂપું શરીર સુંદર, સુબદ્ધ થયું—આદર્શ ઓળતને લગભગ પહોંચી ગયું. મારું મન દરેક રીતે ઉચ્ચ થયું. ઉચ્ચ આદર્શો—ઉચ્ચ જીવન શું કહેવાય તે સમજ્યું—ને તેમાં મહાલ્યું.

પણ મારાં મન તથા શરીર બન્ને પર તમે ખૂબ ધ્યાન આપતા. મારી પર આટલી કૃપા શાને કરો છો એ વાત મને બરાબર સમજાતી નહોતી. એ, તમારી ઉપકારવૃત્તિને સંતોષવા કરતા હતા કે મારા પરના ખરા પ્રેમને કારણે કરતા હતા; કે પછી તમારી ઉચ્ચ ને કેળવાયેલ રસવૃત્તિને મારી નીરસ, બિનકેળવાયેલ, કદરૂપી ને જાડી રસવૃત્તિ સાથે મેળ ખવરાવવા કરતા હતા તે મને સમજાતું નહોતું. અસુંદરને સુંદર બનાવવાનો તમારો મોહ મને પહેલાં તો શુભ્ર જ લાગેલો. પણ તમારી વૃત્તિઓનું સૂક્ષ્મ પૃથક્કરણ કરતાં મને લાગ્યું (આ પૃથક્કરણ કરતાં પણ તમે જ મને શીખવ્યું હતું. ન શીખવ્યું હોત તો?) કે તમારી રસવૃત્તિને યોગ્ય બનવા માટે મારી કઢંગી ને જાડી રસવૃત્તિને ઢંગવાળી અને નાજુક બનવાનું હતું; મારાં અંગ પ્રત્યંગને તમારી ઉચ્ચ રસવૃત્તિએ રચેલા આદર્શની સાથે મેળ પાડવાનો હતો. ટૂંકમાં, કાચા અખાદ્ય અને બેસ્વાદ પદાર્થને પક્વ, ખાદ્ય અને સ્વાદિષ્ટ બનાવવાનો પ્રયોગ થતો હતો. મને હરઘડીએ થતું કે આમ ઓછીશ ને તમારી નાજુક રસવૃત્તિ ઘવાશે તો? આમ કરીશ ને તમારી આદર્શ રસવૃત્તિ શુષ્ક થઈ જશે તો? તમારા આદર્શને પહોંચવા જતાં મારો આત્મા—પેલો કદરૂપા, ગંદા શરીરનો આત્મા, ભોળો, સાદો સીધો ગુણ અને દોષથી ભરેલો દુર્બળ આત્મા—થાકી જતો. એ એક જ વસ્તુ બતાવે છે કે તમે ત્યાં હાર્યા હતા. મારું શરીર મારું મન, મારા સંસ્કાર બધું જ પલટાવી શક્યા. પણ એની સાથે મારો આત્મા પણ હતો—તેને તમે પલટાવી ન શક્યા તે ન જ શક્યા. કાં તો તમારી વૃત્તિ હલકી અગર તો તમારી શક્તિ ઓછી. એ આત્મા મને હંમેશા કહ્યા કરતો કે "આ બધું, તે પોતાની રસવૃત્તિને લાયક તને બનાવીને પછી તારો રસાસ્વાદ કરવા માટે જ કરે છે. દયા, માયા, એ બધું જુઠાણું છે." પણ એ અસંસ્કારી આત્માનું મેં વર્ષો સુધી સાંભળ્યું જ નહિ. મારું હૃદય પણ કાંઈ બહુ ચોકામાં હતું. માટે જ મારાં સરળ અને અંધારા જીવનના સમયનાં કપડાં મેં પહેરેલાં. મારા એ નાનકડા ક્ષુદ્ર આત્માને તમારાં રેશમી વસ્ત્રોમાં ગૂંગળામણ થતી. મને ખ્યાલ છે કે તમે કદાચ તમારી સંયમી, ઉચ્ચ ભૂમિકા પરથી મારી સાથે પાર્થિવ રસનું પાન કર્યું હશે. મારી, તમારી દૃષ્ટિએ હલકી એવી મનોવૃત્તિ-રસવૃત્તિને પોષી હશે. પણ કાં તો તમારી મારી પ્રત્યેની 'દયા'ને લીધે, અગર એમાં તમને જ એક પ્રકારનો રસ આવતો હશે તેથી, ગમે તેમ હોય પણ મને તો લાગ્યું હતું કે તમે મારા શારીરિક તથા માનસિક જીવનમાં ખરેખર રસ લઈ રહ્યા છો; સમજાવવાથી, દયાથી કે ઉચ્ચનો નીચ પર જે હક હોય છે, તેની અદાથી નહિ. કદાચ હું ભોળી હોઉં, કે મૂર્ખી હોઉં તેથી મને તેમ લાગ્યું હશે—કદાચ તમે કુશળ નટ હશો. તમારી હાલની *Perfect Woman*ની ચોપડી જોઈને મને અત્યંત જુગુપ્સા થઈ છે. મારે *Perfect Woman* થવું એ મારી પ્રગતિ ખાતર નહિ, પરંતુ તમારા સંસ્કાર દેવની સંસ્કારસંપૂર્ણ રસવૃત્તિ ખાતર; મારામાં તમને મનગમતા સ્વાદનો અનુભવ થાય માટે; હું ગંદી, હલકી, કદરૂપી મટી, સ્વચ્છ, ઉચ્ચ, સૌંદર્યવતી બનું, ને—ને પછી તમે મારો ઉચ્ચ પ્રકારે ઉપયોગ કરી શકો માટે!

માફ કરજો, પણ મારો દુર્બળ, દુર્ગુણી ને કદરૂપો આત્મા પણ એ સહન નથી કરી શકતો. તમારા એ સભાન ગુણ—conscious virtue—ને સહન કરવાની મારી તાકાત નથી. ને તમને હું એટલી બધી ચાહું છું કે મારી આ હાર જોયા પછી જગતમાં

રસ જેવું મને કંઇ બીજું રહેતું નથી. ને મારામાં તો–કલ્યાણીમાં તો–કલ્યાણી તરીકે મધુર નામ, તમે આપેલાં સૌંદર્ય–સંસ્કાર સિવાય તમને ય કયાં રસ છે ?

ઠીક ત્યારે, સાહેબજી.

લિ૦

હંમેશની તમારી કદરૂપી

કલ્યાણી

તા. ક. તમે આપેલાં રેશમી ઉપવસ્રો સાથેની પોટલીમાં છે.

卐

# ચીનનો સહકારી ઉદ્યોગનો પ્રયોગ

વિઠ્ઠલદાસ કોઠારી

## પ્રાસ્તાવિક

ઈ. સ. ૧૯૩૭માં જાપાને ચીન ઉપર આક્રમણ કર્યા પછી, ચીનનો જે ભાગ જાપાનના કબજામાં આવ્યો, ત્યાંના ઉદ્યોગો કાં તો જાપાનીઓએ પોતાને કબજે કર્યા અગર તેનો નાશ કર્યો. બીજા પણ કેટલાંય ગામડાં અને શહેરોમાં બૉમ્બમારો કરીને તેમણે ઉદ્યોગોનો નાશ કર્યો અને લાખો લોકોને ઘરબાર વિનાનાં કરી મૂક્યાં. આવા લોકોની સંખ્યા લગભગ ૪ થી ૫ કરોડ જેટલી ગણાય છે. તેવા લોકોને ઠેકાણે પાડવા અને જાપાન સામે લડાઈ ચાલુ રાખવી એ ચીન માટે મહાન પ્રશ્ન ખડો થયો હતો. તેમાંથી સહકારી ધોરણે નાના ઉદ્યોગો ચલાવવાની પ્રવૃત્તિ ૧૯૩૮ના ઑગસ્ટમાં ત્યાં શરૂ થઈ અને તે ફૂલીફાલી. લગભગ બે વરસમાં તેની કેટલી પ્રગતિ થઈ હતી, તેની પ્રજાજીવન ઉપર કેવી અસર થઈ છે અને તે પ્રવૃત્તિ માટે ભવિષ્ય કેવું છે તેનો ખ્યાલ *China Builds for Democracy* By Nym Wales (Mrs Edgar Snow)* એ પુસ્તકમાં આપેલો છે. ચીનની સ્થિતિ ઘણે ભાગે હિંદના જેવી છે; એટલે તે પ્રવૃત્તિ આપણે માટે ઉપયોગી છે અને આપણી અર્થરચનામાં અપનાવી લેવા જેવી છે. આથી તે પુસ્તકમાંથી, તે પ્રવૃત્તિ કેવી રીતે ઉદ્ભવી અને કેમ ખીલી તેનો થોડો ખ્યાલ અહીં આપ્યો છે.

શ્રી. પં. જવાહરલાલે આ પ્રવૃત્તિ વિષે કેટલીક વાર ઉલ્લેખ કરેલો છે. ૧૯૩૯ના ઑગસ્ટમાં તેઓ ચીનની મુલાકાતે ગયા ત્યારે તેમણે આ મંડળીઓનું કામકાજ જાતે જોયું હતું અને હિંદ પાછા ફર્યા પછી તે માટે થોડી મદદ મોકલવાની વ્યવસ્થા કરી હતી. ઉપરના પુસ્તકની પ્રસ્તાવના પણ તેમણે લખી છે. તેમાં તેઓ જણાવે છે કે 'હિંદ કે ચીનને હવે સામાન્ય મૂડીવાદી ધોરણે ઔદ્યોગિક વિકાસ કરવો નથી. છતાં ઉદ્યોગોમાં આગળ તો વધવું જ રહ્યું અગર તો નાશ વહોરી લેવો રહ્યો. આથી આર્થિક વિકાસનું સમતોલપણું મેળવવા આપણે આપણી રીતે કંઈક રસ્તો શોધવો પડશે. બનવાજોગ છે કે આપણે અને બીજા દેશો સહકારી સમાજવ્યવસ્થા તરફ વળીએ. એ પણ બનવાજોગ છે કે દુનિયાને, જો અવારનવાર થતાં યુદ્ધો અને માનવસંહારની પાશવી દશામાંથી ઊંચે આવવું હોય તો, આવી કોઈ રીતે સમાજરચના કરવી પડશે.'

આવી કંઈક અભિલાષા સાથે, આપણે આ પ્રવૃત્તિનો થોડો ખ્યાલ મેળવીએ.

## પ્રયોગની શરૂઆતની સ્થિતિ

સહકાર પ્રવૃત્તિ તો દુનિયાના ઘણા દેશોમાં ચાલે છે. હિંદમાં પણ લગભગ સવા લાખ સહકારી મંડળીઓ છે અને તેના ૫૦ લાખ જેટલા સભ્યો છે. ચીનમાં પણ તેવી સહકારી પ્રવૃત્તિ તો ચાલતી હતી પણ તે, આપણા દેશમાં થયું છે તેમ, સફળ નહોતી

* હિંદમાં પ્રકાશક: કિતાબીસ્તાન, અલ્હાબાદ; જુલાઈ ૧૯૪૨; કિં. રૂ. ૫-૪-૦

થઈ. ઉપર જણાવેલી ચીનની નવી સહકારી પ્રવૃત્તિ તે નાના ઉદ્યોગો અંગેની છે અને તેની શરૂઆત યુદ્ધના વિશિષ્ટ સંજોગોમાં થઈ હતી. જાપાની આક્રમણ અને બૉંબમારાથી નિરાધાર થયેલા લાખો લોકો રખડતા હતા. પરદેશથી માલ આવતો નહોતો. આવતો હોય તો ખરીદી શકાય તેવી સ્થિતિ નહોતી. આ સ્થિતિમાં નિરાધાર લોકોને ભેગા કરીને, તેમને થોડા પૈસા ધીરીને, નાના પાયા પર સહકારી ધોરણે ઉદ્યોગો શરૂ કરવામાં આવ્યા.

શાંઘાઈ, હાન્કો અને કેન્ટોન વિભાગમાં ચીનના મોટા ઉદ્યોગોમાંથી ૯૦ ટકા ઉદ્યોગો આવેલા હતા. તેનો નાશ થયા પછી અગર તે જાપાનીઓને કબજે પડ્યા પછી, ૨૦ લાખ કારીગરો ધંધા વિનાના થઈ ગયા હતા. આ બાબત પર વિચાર કરવા ૧૯૩૮ ના એપ્રીલમાં શાંઘાઈમાં કેટલાક માણસો ભેગા થયા અને તેમણે ઔદ્યોગિક સહકારી મંડળો સ્થાપવાની તૈયારી કરવા માટે એક કમિટી નીમી. કમિટીના સભ્યોનાં નામ શરૂઆતમાં ખાનગી રાખવામાં આવ્યાં, કારણ કે એવી કોઈ દેશહિતની પ્રવૃત્તિમાં ભાગ લેનારને જાપાનીઓ તરફથી હેરાનગતિ થવાનો ભય હતો.

કેટલાક લોકોની એવી સૂચના હતી કે મોટાં કારખાનાંને ભયગ્રસ્ત શહેરોમાંથી ખસેડી લેવાં. પણ યુદ્ધના સમયમાં તે શક્ય નહોતું. તેને બદલે કારીગરો પાસે નાના સહકારી ઉદ્યોગો શરૂ કરવાની યોજના કરવા જેવી લાગી. શ્રી. રેવી એલે નામના એક આઈરીશ ભાઈ ચીનમાં કારખાનાંના નિરીક્ષક તરીકે કેટલાક વખતથી કામ કરતા હતા. તેમણે આ નવા વિચારને અપનાવી લીધો અને તેને ખૂબ વેગ આપ્યો. સહકારી મંડળીઓના વ્યવસ્થાપક શ્રી. લુ કોન્ગ મીન અને તેમણે બન્નેએ તે કામને પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું. તે બન્નેએ અને કેટલાક બેલી યુવાનોએ× જ ખરી રીતે ' સી. આઈ. સી. ' ( Chinese Industrial Cooperatives )ની શરૂઆત કરી. આ પ્રવૃત્તિને ' ઈન્ડસ્કો ( Indusco ) પણ કહેવામાં આવે છે.

સહકારી ઉદ્યોગોની શરૂઆત કરવા માટે પહેલી જરૂર મૂડીની હતી. તે મદદ બહારથી મળે કે ચીનની સરકાર આપે. બહારથી તાત્કાલિક મદદ મેળવવાની આશા બહુ ઓછી નહિ અને સરકારનું સ્થયિયું, પક્ષાપક્ષીથી ભરેલું ખાતું જલદી હાલે તેમ નહોતું. કમિટીના પ્રમુખ તરીકે શાંઘાઈની એક બેન્કના મેનેજર શ્રી. શુ શિન્ગલો હતા. તેઓ એક પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ હતા. તેમણે આ નવી પ્રવૃત્તિને ૨ લાખ ચીની ડૉલરની+ લોન અપાવવા વ્યવસ્થા કરી અને વિશેષ મદદ અપાવવા માટે તેઓ ફરતા હતા. તેવામાં તેમનું વિમાન જાપાનીઓએ તોડી પાડ્યું અને તેમનું મરણ થયું.

ત્યાર બાદ ચાર માસ કંઈ થયું નહિ. કમિટીએ ૫૦ લાખ ચીની ડૉલરની એક યોજના કરી; પણ સરકારી મંડળ હાલે તેમ નહોતું. છેવટે બ્રિટિશ એલચી સર આર્ચી-

× જોસેફ બેલી નામના એક અસાધારણ શક્તિશાળી અને ભાવનાશાળી મિશનરીએ ચીનમાંથી કેટલાક ખ્રિસ્તી યુવાનોને અમેરિકા ફોર્ડના કારખાનામાં ઈજનેરી શીખવા મોકલ્યા હતા અને ત્યાર બાદ શાંઘાઈમાં તેમણે ઈજનેરીનું શિક્ષણ આપવા શાળાઓ કાઢી હતી. આ રીતે તૈયાર થયેલા યુવાનોને ' બેલી યુવાનો ' કહેવામાં આવે છે.

+ રૂ. ૧૩૧ = ૧ પૌંડ = ૫ અમેરિકન ડૉલર = ૫૦ ચીની ડૉલર.

બાદની ભલામણથી તે યોજના શ્રીમતી ચાંગ સુધી પહોંચી અને તેમણે શ્રી. રેવી એલેને હાન્કો બોલાવ્યા. એલે તે વખતે શાંધાઈની સુધરાઈમાં ઔદ્યોગિક ખાતાના વડા-અધિકારી તરીકે કામ કરતા હતા. ત્યાંથી છૂટા થઈને તે હાન્કો પહોંચ્યા. અને કામ શરૂ કર્યું. તેમની ભલામણથી વડાપ્રધાન ડૉ. કુંગના પ્રમુખપણા નીચે નવી વ્યવસ્થાપક કમિટી નીમવામાં આવી. તૈયાર કરેલી યોજના મુજબ તે પ્રવૃત્તિ માટે ૫૦ લાખ ચીની ડૉલર મંજૂર કરવામાં આવ્યા, પણ શરૂઆતમાં તેમાંથી થોડી જ રકમ મળી શકી હતી. એટલે નાણાંભીડ ચાલુ રહ્યા કરતી.

ડૉ. કુંગ સરકારી ખાતાના વડા હતા. પણ તેમણે આ પ્રવૃત્તિને સામાન્ય રાજકારણથી અલગ રાખી અને બીનપક્ષી પ્રવૃત્તિ તરીકે તેનો વિકાસ થવા દીધો હતો.

## પહેલી મંડળીની સ્થાપના

૧૯૩૮ના ઑગસ્ટની ૫મી તારીખે આ પ્રવૃત્તિની રીતસર શરૂઆત થઈ. તેના વ્યવસ્થાપકો નિરાધાર થઈ ગયેલા પ્રદેશોમાં ઊપડયા, અને શ્રી લુ ચૅન્ગમીનના પ્રયત્નથી પાવચીમાં નવ લુહારોની પહેલી મંડળી સ્થપાઈ. લુહારો સામાન્ય રીતે એકલવાયા સ્વભાવના હોય છે. એટલે આવાં મંડળો સ્થાપવા માટે તેઓ જલદી સંમત થાય એમ બને નહિ. છેલ્લાં પાંચ હજાર વરસમાં કોઈ સરકારી માણસ આવી રીતે તેમને મદદ કરવા આવ્યું નહોતું; એટલે તેમને વિશ્વાસ પડે તેમ નહોતું. પણ શ્રી. લુએ તેમને સમજાવ્યું કે "જો તમે ભેગા મળીને કામ કરો તો ઘણા માણસો માટે ભેગું રાંધવા માટે એક જ તવો જોઈએ. તેથી સમય બચે અને માથાકૂટ ઓછી થાય. નાનાં મોટાં બધાં ભેગાં કામ કરી શકે. ઘણું ભેગાં થાઓ તો ઘણું કામ થઈ શકે...તમે તમારાં સાધનોનો ભેગો ઉપયોગ કરો, માલ ખરીદવાનું અને વેચવાનું ભેગા મળીને કરો, સાથે ખાવાપીવાનું રાખો અને સાથે રહો તો ઘણું ખર્ચ બચે. આમ કરવા તમે તૈયાર થાઓ અને સહકારી મંડળી સ્થાપો તો માલ-સરનો ધંધો શરૂ કરવા તમને લોન મળશે."

આવી સમજાવટ અને પ્રચારથી લુહારો સમજ્યા અને મંડળી સ્થાપવા સંમત થયા. તેમની પાસે પૈસા તો હતા નહિ; એટલે દરેકની પાસે ભાગતી વખતે સાથે લાવેલાં ઓજારો અને લોખંડ હતું તે તેમણે મૂડી તરીકે આપ્યું અને ૨૪૦ ચીની ડૉલરની મૂડી ઊભી કરી. તેમને ૧૨૦૦ ચીની ડૉલરની લોન આપવામાં આવી અને કામ શરૂ થયું. દરેક સભ્યે ૩૬ ચીની ડૉલરનો શૅર લીધો અને તેની જવાબદારી ૨૦ ગણી ગણવામાં આવી. બીજી કોઈ જાતની બાંહેધરી કે જામીનગીરી તેમની પાસેથી લેવામાં આવી નહોતી. તેમણે ચૌદ માસમાં બારસો ચીની ડૉલરની લોન ૭ ટકા વ્યાજે ભરપાઈ કરી દીધી. ઉપરાંત નફામાંથી સાધન વસાવાની રકમ જુદી કાઢી અને શૅરનું વ્યાજ આપ્યું. આ બધું ગણ્યા પછી ૬૫ ચીની ડૉલરનો ચોખ્ખો નફો રહ્યો તેની નીચે મુજબ વ્યવસ્થા કરી: ૧૦ ટકા મધ્યસ્થ સંસ્થાને; ૧૦ ટકા મંડળીના સામાન્ય હિતનાં કામ માટે, જેવાં કે કેળવણી, આરોગ્ય; ૩૦ ટકા અનામત ફંડમાં; ૫૦ ટકા નફાની વહેંચણી માટે.

આ પછી તેમણે બીજી ૧૫૦૦ ચીની ડૉલરની લોન લીધી. તેઓ દર મહિને ૧૦૦૦ ચીની ડૉલરનો માલ વેચતા હતા. તે ઉપર તેમને માસિક ૧૦૦ ચી. ડૉ. નફો થતો હતો.

કાકસો, સોખંડ વગેરેના ભાવ બમણા કરતાં પણ વધી ગયા હતા, છતાં તેમનો ધંધો મજાથી ચાલતો અને તેઓ નફો કરતા.

આ સમય દરમિયાન ૯માંથી ૩ સંસ્થાપક સભ્યો પોતાની ૬૬ ચી. ડોની મૂડી લઈને છૂટા થયા હતા. પણ બાકીના તેને ચીવટથી વળગી રહ્યા અને આજે તેમનું કામ બરાબર ચાલે છે.

## પ્રવૃત્તિનો વિસ્તાર

ત્યારબાદ ચીનના જુદા જુદા અક્ષરે પ્રાન્તોમાં આવી મંડળીઓ સ્થાપવામાં આવી અને તેનો વિસ્તાર થયો. ૧૯૪૦ની અધવચમાં તેવી મંડળીઓની સંખ્યા લગભગ ૨૦૦૦ સુધી પહોંચી હતી અને તેમાં ૬૫૦૦૦ લોકો કામ કરતા હતા. દરેક કારીગર ઉપર ૨ થી ૫ માણસો આધાર રાખનારાં હોય, એ હિસાબે લગભગ અઢી લાખ માણસોનો આ જાતના ધંધાથી નિભાવ થાય છે. આમાંથી ૫૦ થી ૬૦ ટકા લોકો યુદ્ધને લીધે ભાગી આવેલા નિરાધાર લોકો છે અને બાકીના ધંધા વિનાના સામાન્ય લોકો છે. ફક્ત ભાગી આવેલા નિરાધાર લોકોની સંખ્યા જ ૩ થી ૪ કરોડની ગણાય છે. એ હિસાબે દોઢ બે લાખનો આંકડો બહુ મોટો નથી. પણ જ્યાં કંઈ શક્ય નહોતું ત્યાં એટલું પણ થયું અને એટલા લોકોને કામ મળ્યું એ મોટી વાત છે. કાર્યકરોની ધારણા મુજબ જો મૂડીની સગવડ મળે તો આ પ્રવૃત્તિનો વિકાસ કરવા ઘણો અવકાશ છે. તેમની ગણત્રી મુજબ જો ૧૦ કરોડ ચી. ડોની લોન મળે તો ૩૦,૦૦૦ આવી મંડળીઓ સ્થાપી શકાય અને લગભગ ૧ કરોડ કારીગરોને કામ આપી શકાય. આ લોન માટે તેમણે અમેરિકા અને બ્રિટનને બહુ બહુ વિનંતિઓ કરી. પણ છૂટક છૂટક થોડી મદદ સિવાય વિશેષ કંઈ મળ્યું નથી.

આ પ્રમાણે નાના પાયા પરના સહકારી ધંધામાં લાખો લોકોને કામે લગાડી શકાય તો લોકોને કામ મળે અને તેમની ખરીદશક્તિ વધે. વિશેષમાં, મંડળીઓના સંચાલનમાં લાખો લોકોને અમૂલ્ય પ્રજાતંત્રની તાલીમ મળે: જે રીતે ચીન અને દુનિયા માટે એક નવો યુગ શરૂ થાય. તેઓ પગભર થાય અને જોઈતો માલ પેદા કરે એટલે જાપાન સામે મક્કમતાથી લડી શકે. જાપાને તેમનાં મોટાં કારખાનાંનો નાશ કર્યો, પણ આવા નાના ઉદ્યોગોને તે તોડી શકે તેમ નથી. કોઈ નાના ઉદ્યોગને તોડે તો તુરત જ તે બીજે ઠેકાણે શરૂ થઈ શકે. અને નાના ઉદ્યોગને તોડવાથી જે નુકસાન થાય તે કરતાં તેને તોડવાના બોમ્બનું ખર્ચ જ વધી જાય. આ રીતે પ્રજાતંત્રની તાલીમ અને જાપાન સામે ટકવાની શક્તિ, બન્ને દષ્ટિએ બ્રિટન–અમેરિકાએ આ પ્રવૃત્તિને મદદ આપવાની જરૂર હતી. પણ ૨૦ લાખ પૌંડ* (૧ કરોડ અમેરિકન ડોલર) જેટલી નાની રકમ તેઓ ચીનને માટે ફાજલ પાડી શક્યા નથી. એટલે મૂડીને અભાવે આ કામનો જેટલો વિકાસ થવો જોઈએ તેટલો થયો નથી. છતાં પણ બે વરસના ગાળામાં તેની મર્યાદિત મૂડીથી ઘણું કામ થયું છે. તે દ્વારા ૧૯૪૦ના મે માસમાં જે નાના સહકારી ઉદ્યોગો ચાલતા હતા તેની વીગત આવતા અંકમાં આપીશું.

ચાલુ )



* બ્રિટનનું રોજનું યુદ્ધનું ખર્ચ જ ૧૩૬ લાખ પૌંડ જેટલું છે અને અમેરિકાનું ૨૦ કરોડ ડોલર જેટલું છે. (૧૯૪૨–૪૩)

# ઓરડાની પૂનઈ

[ એકાંકી નાટિકા ]

પુષ્કર ચંદરવાકર

( ગતાંકથી ચાલુ )

**મોતીભાભી :** હા, ભઈ. જરીકારીના છોરું. પછી કંઈ કે'વાનું હોય!

**ખીમચંદ :** ભાભી ( ઈશારત કરીને. ) જાનને.

**મોતીભાભી :** ( બાવડું પકડીને ) તમે તેની લાજ કાઢો છો ?

**ખીમચંદ :** ના, ના.

**મોતીભાભી :** મારા ભઈ, હવે તમારો લોભ નંહીં નભે, ઓરડામાં દીવો તો મૂકાવો. અરેરે! બચારી અંધારે ફફડી નઈ મરે! તમે તો છો ભઈ! મારે તમને શું કેવું! જો બીજું હોત તો અકળાવત.

**ખીમચંદ :** ( ધાંટો પાડીને, સક્રોધ ) અલ્યા નાનકા, ઓ નાનકા! ( જવાબ નથી આવતો ) અલ્યા છોક છ કે મસાણે ગયો ?

**મોતીભાભી :** અતારલગણમાં તો ફાનસ ઘરમાં મૂકી ય દીધું હોત. લાવો દિવાસળીની પેટી.

**ખીમચંદ :** પણ આ ગધેડો ક્યાં મરી ગયો! સાલો કાં તો વાહે વાડામાં બેઠો બેઠો બીડીઓ લા મૂકતો હશે. ( ઓશરીમાં ધુમાધુમ કરે છે ) કૂતરે ફાનસ ક્યાં મૂક્યું હશે? નાનુડા...આ...આ.

**મોતીભાભી :** ભઈ, ઉતાવળ કરો. ઓલી બચારી ગોડવઈ ગઈ હશે. શકનમાં કંસાર કરવો જોયે.

**ખીમચંદ :** સધું ય આમા છે. સામેના કાયળામાં ઘઉંનો લોટ, આ ગોળનો રવો, આ પાણીનો કળશો. ને પડખે જ તપેલી છે. લ્યો, લાવી દઉં ?

**મોતીભાભી :** તમારે ય વાનવો જોશે.

**ખીમચંદ :** ના, ભાભી. હું તો ધરાઈ ગયો છું નાસ્તાથી. ઈનો સારું જ.

**મોતીભાભી :** ભઈ, આ તો શુકન કહેવાય!

**ખીમચંદ :** સારુ. સુખ્ખર કપા વગર ભાગી ગયો. ઓલી મંચલી બારી ઉઘાડી છે. જોવો ને જરાક.

**મોતીભાભી :** ને શેઠાણી માલીમા શું કરે છે ?

**ખીમચંદ :** તમે જ ખબર કાઢો ને! લાવો, હું ચુલા માથે ધ્યાન રાખું.

**મોતીભાભી :** (હસીને ) લ્યો ફાવી ગઈ છે મારી દેરાણી. આ તો વર રાંધણિયો, ચૌપણિયો ને વર ચમરબંધી તાણી એવો ય!

**ખીમચંદ :** બોલો ને!

**મોતીભાભી :** ભઈ, વેળા વરતે ઈ જ માણસ. ઘર છે તે કો'ક દિ' હાથે ય આવે.

**ખીમચંદ :** પણ હું તો રીઢો થયેલો ને!

**મોતીભાભી :** લ્યો, સંભાળો. ( ઓરડામાં જાય છે. અંદરથી ) અરે મારા ભઈ! આંયા ઘબોઘબ છે.

ખીમચંદ : ઓલા ગધેડાએ ઈના નામનું પત્નોનારાયણ રાખ્યું છે. સાલા, હરામ હાડકાના જ હોય. ઈ સાલાને મેં મેથીએ તેલ નાખ્યું 'તું કે પેલા ન્યાંકણે દીવો મૂકજે.

મોતીભાભી : હોય ઈ તો.

(ખીમચંદ ફ્લૅશ લાઈટને બારણા વચ્ચે ટીંગાડે છે.)

ખીમચંદ : દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી. કેમ ભાભી. (હસે છે.)

મોતીભાભી : મારા ભાઈ, વેળા વરતે ઈનું નામ વાણિયો. શેઠાણી તો ભારે મોંઘાં, જબરાં.
(ખીમચંદ મલકાય છે.)

ખીમચંદ : કળજુગનો વા.

મોતીભાભી : ભઈ, ઈનો લાગો લીધા વિના મોં દેખાડશે ખરી ?

ખીમચંદ : તમારો લાગો પો'ચી ગીયો, ભાભી! એવું કંઈ કરો તો મને મુવો ભાળો!

મોતીભાભી : (વચ્ચે જ) હં...હં...હં. મારા ભઈ, તમે અમારા બૈરાશાસતરમાં વચ્ચે નો પડો. તમે ઈમાં જાણો શું? મારી પાહે ઈ લાડ નઈ કરે તો કોની પાંહે, સમજ્યા!

ખીમચંદ : તારે તમે જાણો ને ઈ જાણે. તમારો દેરાણી જેઠાણી આજથી નવો વે'વાર.

મોતીભાભી : (બહાર આવીને) ભઈ, કે'તું પડશે લાગે છે ભારે વે'વારકુશળ. ઈના માબાપે આપણા ઘર જોગું જ ભણતર આપ્યું છે. આપણા ખોરડે આવી જ શોભે. (ખીમચંદનું મોં મરક મરક થાય છે. મોતીભાભી પાછાં અંદર જાય છે.) શેઠાણી, બવ માન ખાધું લો! લ્યો, તમને વીંટી લઈ દે'શું:

ખીમચંદ : (બહારથી, હસીને) ભાભી, વીંટી તો ખરી! પણ શેની ? સોનાની કે ચાર રૂપિયાની પિત્તળની ?

મોતીભાભી : લ્યો મારા ભઈ! તમે તો......(હસી પડે છે.)

ખીમચંદ : તમે ખરાં વાણિયા, ભાભી! પણ ઈ ય વાણિયાની છે, હા! ઈમ કંઈ મોં ઉઘાડશે!

મોતીભાભી : સો, જાવ ભઈ. સાવ સોનાની આલશું. ઈના નામ માથલા જ સોનાની. શેઠાણી, હવે મોંઘા ન થાવ. (મોતીભાભી આગઅગાળા આંટાફેરા મારે છે તે રંગભૂમિ પર બારણાને લીધે દેખાય છે. ઓરડામાં ફ્લૅશનો પ્રકાશ છે. ઓરડાની અંદર સામે બે પટારા છે. તેની વચ્ચે જાણે કંચન સંતાણી હોય તેમ માની મોતીભાભી નીચાં નમીને જુએ છે. પણ ત્યાં નથી.) ભઈ, તમારાં ઠકરાણાં તો ભારે મોંઘા! તમારાથી જીરવાશે કેમ!

ખીમચંદ : કીમ!

મોતીભાભી : હજી ય પડે જ બા'ર નથી આવતાં.

ખીમચંદ : હેં? ઘરમાં જ બેઠી છે ને!

મોતીભાભી : કામચિયા હેઠે નથી. પટારા વચ્ચે કોઈ ભૂતોભઈ કળાતો નથી. ભારે જબરી.

ખીમચંદ : પણ......પણ......હા. ભાભી, વાડામાં જુઓ તો. ત્યાં હોય તો. ઓસરી ડેલાબારીથી જજો. ડેલાબારી......

મોતીભાભી : બારી ઉઘાડી છે. (થોડી વાર રહીને)
તમારો તો દાવ ઉંધો ચડી ગીયો, મારા ભાઈલા!

**ખીમચંદ :** નો જતો રે ! ભાભી, જેવી તેવી ઈ વાત છે ! તણ્ણુ કોથળી ને રાતના ઉજાગરા !

**મોતીભાભી :** ઈ સારું જ માન હજુ માગે છે ને ! ( મોતીભાભી ઓરડામાં જાય છે. ) એ...એ...શેઠાણી. ( તેમનો પડછાયો ઓરડામાં પડે છે ને તેના પરથી લાગે છે કે મોતીભાભી બારી પાસે ઊભાં છે. ) ભારે લાકડાં, ભઇ ! અમે ય પરણીને આવ્યાં 'તાં પણ અમને આવા લાડ કોઈએ લડાવ્યા નો'તા. ભઈ, ગમે તેમ તોય ખીમાભઈના ખોટનાં ને ! લ્યો, હવે માની જાવ. ( ખીમચંદ હેઠા હૈયે હવે ચૂલા પાસે બેઠા છે. તપેલીમાં મૂકેલ કંસારમાં કડછીથી વીંધ પાડે છે ! )

**ખીમચંદ :** મોતીભાભી ! ઓ મોતીભાભી !

**મોતીભાભી :** ( હાંફળીફાંફળી ) ભાઈલા ! ઓ મારા ભાઈલા !

**ખીમચંદ :** કંસાર તૈયાર......

**મોતીભાભી :** ઓલી ક્યાં અળપસળપ થઈ ગઈ ! વાડામાં તો ......

**ખીમચંદ :** ( વચ્ચે જ, ગભરાટમાં ) નથી ? વાડામાં નથી ? ઘરમાં નથી ?

**મોતીભાભી :** મારા ભઇ, બેમાંથી ક્યાંય દેખાતી નથી.

**ખીમચંદ :** ગઈ ક્યાં ? હાય રે ! ( માથા સાથે હાથ ફરીને ) મારા ઓરડાનું......

**મોતીભાભી :** અરે ! વાણિયાનો દીકરો આમ સમશે હાથ દે ! ભઈ, ઈમ કરેં તો દુનિયાને હસિકલા કરવાનું મળશે. મનમાં આ તો રખાય.

**ખીમચંદ :** છાબડે ઢાંક્યો સૂરજ રે'શે, કંઇ ભાભી ? ( રાગોડતાં ) મારી તણ્ણુ કોથળી... હજારનું ઘરેણું !

**મોતીભાભી :** આમ રોયે કાંઈ આવી જવાની ?

**ખીમચંદ :** ( જરાક હિંમત લાવીને ) બેસો તમે. ( એક જુવાન છોકરો આવી ચઢે છે ) અલ્યા રૂપલા, જા સો ! હીરા પગીને મોકલ ! ( છોકરો જાય છે. )

**મોતીભાભી :** ઈ આવીને શું કરવાનો ?

**ખીમચંદ :** સગડ કઢાવીએ ( ફરીને ) ભાભી, ખરી ખાતરી કરીને ! જો જો ! હો, પછી દુનિયા દાંત ન કાઢે ! ઈના પી'રમાં પાણી ભરીને આવતી'તી તે દિ' મેં ઈને જોઈ હતી. તે દિ' તો મોં માથે ગરવાપણું જ હતું હો ભાભી. ઘરમાં જોવાને બરાબર. ( રઘવાયો થઈને ) લાવો હું જ ફેંદી વાળું. ( ઘરમાં દોટ મૂકી ઘુસે છે ) જાય કયાં ? જવાની છે ક્યાં ? ઈના બાપના ગામનો આંબો કાગડોય ફરકતો નથી. પછી ઈને ઈના પી'રની દશ કોણ મારો ભા બતાવાનો છે ?

**મોતીભાભી :** હા, મારા ભઇ ! ( હીરા પગી પ્રવેશે છે )

**હીરા પગી :** કેમ ભાભો ! શેઠ ક્યાં ? શેઠ અમને જાનમાં નથી લઈ ગીયા પણ વાત છે ! ( મોતીભાભી મૂંગાં રહે છે. ) ભાભી, શેઠે સાસરાના ઘરમાં ઉગારો કરવા આ ચણુંય... ( ખીમચંદ બહાર આવે છે. )

**ખીમચંદ :** રાહ કાં તો. ( હીરો પગી વિચારમાં ગરકાવ થાય છે. )

**હીરા પગી :** શેઠ !

**ખીમચંદ :** શો પડે હવે ખાડમાં ! રાંડ ભાગી ગઈ ! રાંડે મા'ના દાંત જોવા આ વાણિયાના ગળે છરી ફેરવી. પગી, રાંડનું પગેરું તો કાઢો. ક્યાં મુઈ !

હીરા પગી : શેઠ, ક્યારે તમે તેને લાવ્યા, ક્યારે ગઈ! આ બધું સાચું કે સપનું ?

ખીમચંદ : ભઈ, આ થઈ ચાલ્યું ! ઈની મોકાણ મૂકોને હવે ! પગી, ઝટ કરો, નઈં તો ક્યાંક આઘીઅવળી...રાત છે એટલે આઘે ક્યાં જવાની હતી ? પગી, ઝટ. ( ખીમચંદ આંગળીની ચપટી વગાડે છે. હીરા પગી જાય છે. )

મોતીભાભી : ભઈ, મરેલું આશરે......

ખીમચંદ : રાંડના વિસવાસે રયો. રાંડે મને બાવો કર્યો. ( હીરા પગી તરત જ પાછા આવે છે. )

હીરા પગી : શેઠ, સગડમાં તણુચારના વાવડ આવે છે !

ખીમચંદ : ત્રણુઆર ? આંયા ઈના કોઈ નથી. ( રૂપલો પ્રવેશે છે. )

રૂપલો : ખીમાકાકા ! ખીમાકાકા !

ખીમચંદ : આજ તો હાલીજ્યાલ્યા છે. બોલ, શું તારું હવે બાકી છે ?

રૂપલો : મારાં કાકી મરે છે !

ખીમચંદ : તારે ઈની શી ચોવટ કરવી છે ? સાળું ગામ છે કંઇ ગામ ? ઘરનો રોટલો ગાંઠે બાંધી વકીલાત કરવા મરે ઈમયિલું આ ગામ.

રૂપલો : મારી વાત તો સાંભળો.

ખીમચંદ : બસી મર ને !

રૂપલો : તમે કોને પરણી લાવ્યા'તા ?

ખીમચંદ : ઢેઢીને તો નઈં લાવ્યા હોઈએ ને !

રૂપલો : પણ આં તો ઢેઢો હતો, મારા કાકા સીમાડાના તળાવની આથમણી પાળે સાબદા ઘોડા માથે સવાર થઈ સાચીદાર હારે તબડાવી મેલ્યા !

ખીમચંદ : હેં ! સાચું ! છોડી ઈ નો'તી ? તારે ! છોકરો ?

રૂપલો : કાકા, કાં તો ઇ ઘંટિયાનો હોવો જોયે ને કાં તો કાંટિયાનો હોવો જોયે.

મોતીભાભી : તમે ઇના હાથનું ખાધું તો નથી ને !

ખીમચંદ : ભાભી.........

મોતીભાભી : મારા ભઈ ! ઘરની પૂનઈ કે થળીનો અરથ સોયે સર્યો. ભગવાન કરે છે ઇ સધું ય સારા સારુ જ. ( ખીમચંદ, હીરા પગી, રૂપલો; ત્રણેય જણ સામસામું તાકતા ઊભા છે. મોતીભાભી રોટ મૂકી ચૂલા પરથી તપેલી ઉતારી લે છે ! )

મોતીભાભી : હૈયા, કંઆર દાઝી ગીયો. કોઈએ ચરત નો રાખી. —

( પડદો પડે છે. )×



× આ નાટિકા ભજવવા માટે અગાઉથી લેખકની લેખિત પરવાનગી મેળવવી આવશ્યક છે.

ખુ. ચં.

પ્રસ્થાન દર મહીનાની ૩૦મી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂા. ૫-૦-૦; પરદેશના રૂા. ૭-૮-૦. છૂટક કિં. ૦-૮-૦

# દર્દીના મિત્ર

મૂળ લેખક : શ્રીરવીન્દ્રનાથ ટાગોર
અનુવાદક : ઠાકોરભાઈ ભા૦ નાયક

[ ટ્રેનમાં દુઃખીરામ અને વૈદ્યનાથબાબુ ]

વૈદ્યનાથ—( માથે હાથ દઈને ) ઓ–હો–હો–હો.

દુઃખીરામ—( દીર્ઘ નિશ્વાસ નાખીને ) હા–હા :

( કાતરભાવે વૈદ્યનાથને જુએ છે. )

વૈદ્ય૦—( દુઃખીરામના મનોભાવ દેખીને ) જુઓ તો ખરા : મારા માથામાં કેટલા વેગ મારે છે તે જુઓ છો ! ?

દુઃખી૦—ના, મને તો કંઈ દેખાતું નથી. તમને જોઈને મારો આતુરીક ઊભરી આવ્યો. ઓ–હો : ( નિશ્વાસ )

વૈદ્ય૦—કેમ શું થયું ?

દુઃખી૦—હા–મા'શય : મરણ વખતે તેમની તમારા જેવી જ દશા થઈ હતી. અને તમારું છે એવું જ એમનું મોં થઈ આવ્યું હતું !

વૈ૦—( શશવ્યસ્ત થઈને ) શું કહો છો ?

દુ૦—ખરી વાત કહું છું. આમ જ તેમની આંખ બેસી ગઈ હતી; તમારી જેમ જ ગાલો સૂકી પડયા હતા; હાથપગ ઠંડા થઈ ગયા હતા; હોઠ ફીકા પડી ગયેલા ને મોં પણ તમારી પેઠે પીળું પડી ગયું હતું.

વૈ૦—( આકુળ ભાવથી ) શું કહો છો ? શું મારી, તમે વર્ણવી એવી દશા થઈ ગઈ છે ? આજ સુધી તો એવી વાત મને કોઈએ કહી નથી !

દુ૦—કોણ કહે પણ ? દુનિયામાં સાચો સંબંધી જ કોણ છે ?

( દીર્ઘ નિશ્વાસ )

વૈ૦—ડાક્તરે તો મને કેટલીયે વાર કહ્યું છે કે મારે હવે કશી ફીકર કરવા જેવું નથી.

દુ૦—ડાક્તર ! ડાક્તરની વાત ઉપર જરા જેટલો ય વિશ્વાસ કરશો નહીં. ડાક્તરની વાત ઉપર વિશ્વાસ રાખીને તો અમે બેરવાઈ પડયા હતા ! જ્યારે દુઃખ એકદમ વધી પડે છે ત્યારે જ એ લોકો ખૂબ આશ્વાસન આપે છે; ને છેલ્લે જ્યારે દર્દીના હાથ–પગ ધ્રૂજવા માંડે, આંખના ડોળા ચઢી જાય, શરીર આખું હિમ સરખું ઠંડું થઈ જાય, વળી–

વૈ૦—( દુઃખી૦નો હાથ પકડીને ) માફ કરો, ભાઈ, વધુ બોલશો નહીં. મારાં શરીરહાથ–પગ ઠંડાં થતાં આવ્યાં છે. તમે જે વર્ણન કર્યું તે જાણે મને થતા બેઠું છે ! ( છાતીએ હાથ દઈને ) ઉ–ઉ–ઉ:

દુ૦—જોયું ને, મા'શય ? મેં તમને કીધું નહીં કે ડાક્તર ગમે તેટલી ધીરજ આપે પણ તેના ઉપર ભરોસો કરવો નહીં ! એક વાત પૂછું : રાત્રે તમે ચત્તા થઈને સૂઓ છો ?

વૈ૦—હા, હા, ચત્તો થઈને ન સુઉં તો મને ઊંઘ આવતી નથી.

દુ૦—મને એ જ બીક હતી; ને તે ખરી પડી. તેમનાથી પણ પાસું ફરાતું નહીં.

વૈ૦—પણ હું તો મરજી થાય તો તરત જ પાસું ફરી શકું છું.

દુ૦—એ તો અત્યારે. લાગે. ધીરે ધીરે તમારાથી પણ ફરાશે નહીં.

વૈ૦—સાચેસાચ ? ?

દુ૦—ધીરે ધીરે તમારી ડાબી બાજુની પાંસળીમાં દરદ થવા માંડશે; પછી પગના અંગૂઠા રહી જશે, ગાંઠ ખસી જશે, પછી––

વૈ૦—( ગળાના કસમ ખાઈને ) મહેરબાની તમારી, વધુ ન બોલો તો. મારી તો છાતી ફાટફાટ થાય છે !

દુ:૦—એમ છે તો તમારે સાવધાન રહેવું જોઈએ.

વૈ૦—એ તો સમજ્યો; પણ કરું શું !

દુ:૦—તમે એલોપથીની ટ્રીટમેંટ લીધી છે ?

વૈ૦—હા.

દુ:૦—ચ્ ચ્ ચ્. એલોપથીવાળા તો ઝેર જ ખવડાવે છે. એમાં તો દરદ કરતાં દવા ભયાનક; અને યમ કરતાં દાક્તરની જ ઘણી બીક.

વૈ૦—( શંકિત થઈને ) એમ ? તો શું કરું ? હોમિયોપથી પ્રમાણે–?

દુ:૦—હોમિયોપથી તો કેવળ પાણીની જ સારવાર છે.

વૈ૦—તો સારા વૈદ્યને મળું ?

દુ:૦—એનાં કરતાં થોડું અફીણ ધંતુરાના તેલમાં ગોળવી ખાવું શું ખોટું ?

વૈ૦—રામરામ ! તો કરું શું ?

દુ:૦—કંઈ જ કરવાનું નથી. કોઈપણ ઉપાય હવે કામનો નથી, એ તમને કહી રાખું છું.

વૈ૦—ભાઈ, હું રોગી માણસ. મને આમ બીવડાવો છો શા માટે ?

દુ:૦—બીક શાની, માંશય ?? દુનિયામાં તો દુઃખ જ દુઃખ છે. ચારે દિશામાં અંધારું, અને ચારે બાજુ દુઃખનાં વાદળો ઘેરાયેલાં જ રહે છે. હાહુતાશ વગર બીજી બૂમે સંભળાતી નથી. દુનિયામાં રહેવું એ નાગના દરમાં રહેવા જેવું છે. અહીંથી તો વિદાય જ થઈ જવું એ સારામાં સારી વાત છે. ( નિશ્વાસ )

વૈ૦—જુઓ દાક્તરે કહ્યું છે કે આનંદ-સુખ-વગેરેથી મારે હંમેશાં પ્રફુલ્લ રહેવું જોઈએ. આ તમારું કાચું જોઈને જ મારી વેદના જાણે વધ્યા કરે છે ! મને જોઈને તમારો આતુરીક ભિખારી આવ્યો; પણ આ તમારી કાળી દાઢી જરાક હાલે છે ને મને જાણે દોઢ ડઝન પુત્રોનો શોક થાય છે. એકાદ સારી વાત તો કહો: આ કયું સ્ટેશન હશે ?

દુ:૦—આ મધુપુર છે. આ વર્ષે જો અહીં કંઈ કોલેરા ચાલ્યો છે, ન પૂછો વાત !

વૈ૦—( વ્યસ્ત થઈને ) કોલેરા ? શું બોલ્યા ?? કેટલીક વાર ગાડી થોભશે અહીં ?

દુ:૦—અર્ધો કલાક. અહીં તો પાંચ મિનિટ પણ રોકાવું સારું નથી.

વૈ૦—( સૂઈ પડીને ) મરી ગયા !

દુ:૦—બીક રાખેલી કામની નહીં, હાં. બીવાથી તો કોલેરા જલદી લાગુ પડે છે ! લોરી સાહેબના પુસ્તકમાં લખ્યું છે કે—

વૈ૦—તમે મને છોડશો તો મારી બીક પણ મને છોડશે. તમે તો મારાં હાડેહાડકામાં કંપારી આણી દીધી છે ! જરા દાક્તરને બોલાવશો ? મને કેમ હશે ? હાયહાય !!

દુ:૦—પણ અહીં દાક્તર કેવો ને વાત કેવી !

વૈ૦—તો સ્ટેશન માસ્તરને બોલાવો.

દુ:૦—પણ ગાડી ઊપડી તો ?

વૈ૦—તો ગાર્ડને બોલાવો.

દુ:૦—પણ ગાર્ડથી તમારી દવા કંઈ થવાની છે ? ( દીર્ઘ નિશ્વાસ )

વૈ૦—તો હરિને બોલાવો. ( મૂર્છા )

દુઃખીરામ વારેવારે દીર્ઘ નિશ્વાસ નાંખે છે ને ગાય છે: " વિચારો તે ઉજ્જ્વલો, દિ ભયંકર—"

卐

卐 પ્રસ્થાન 卐

। દૃષ્ટિપૂતં ન્યસેત્ પાદમ્ ।

પુસ્તક ૩૯ મહા : ૨૦૦૧ અંક ૪

## શો પ્રયોગ !

ગુલાબદાસ બ્રોકર

આજે તારા ગૃહ સમિપથી ચાલી જાતો હતો ત્યાં
થંભ્યા પાય ક્ષણ, ગઈ ઉંચે દૃષ્ટિ, ને તારી કાયા
કલ્પી, કાર્યે મચી ગૃહતણાં તો ય સૌન્દર્યે ભરેલી,
ને હૈયાએ મન કર્યું તને ન્હાળવા, ચારૂ વેલી !

થંભ્યા પાયો ફરિ ઉપડતાં, નેત્ર સંતૃપ્તિઆશે
દીપ્તિ ધારે, હૃદય ધબકે કોઇ સ્નિગ્ધ ઉમાશે,
ને કાયાના અણુઅણુ વિષે રક્ત ગાઢા પ્રપાતે
વ્હેતાં ઊર્મિદલ મહિં સ્વરો શા જગાડે, સુજાતે !

ચાલ્યો, થંભ્યો પળ, પછી ફર્યો, એક નૈરાશ્ય શ્વાસ
લીધો હૈયે, નયન મહિંથી દીપ્તિ પામી વિનાશ,
રક્તસ્રોતે શમ્યું અણુ મહીં ઊર્મિનું મંદ્ર ગાન,
રૂઠેલી હાવાં નિરખવી તને કલ્પનાને વિતાન.

ચાલ્યો ! ધીમાં શ્રમિત પગલે, દૂર ત્યાં તું, અહીં હું,
વચ્ચે બીજું કંઇ નહિ દીધા કોલનું માત્ર બિન્દુ !
એમાં મારે સહન કરવો વ્હાલી તારો વિયોગ,
બેઠી એકા ક્ષણ, વિઝુરવું સુણો, શો પ્રયોગ !

★

# ભક્તિદષ્ટિ

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

શ્રી કૃષ્ણના મૃત્તિકાભક્ષણ સંબન્ધી શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યના એક સુન્દર મંગલાચરણથી આજના શુભ કાર્યનો આરંભ કરીએઃ

> कृष्णेनाम्ब गतेनरन्तुमधुना मृद्भक्षिता स्वेच्छया
> सत्यं कृष्ण ? कएवमाह ? मुसली. मिथ्याम्बपश्याननम् ।
> व्यादेहीति विकासिते शिशुमुखे माता समग्रं जगत्
> दृष्ट्वा यस्य जगाम विस्मयपदं पायात् स वः केशवः ।

બા, કૃષ્ણ હમણાં રમવા ગયો હતો ત્યાં તેણે મરજીમાં આવે એટલી માટી ખાધી. કૃષ્ણ સાચી વાત ? એવું કહ્યું કોણે ? બલરામે. બા, જૂઠી વાત; જુઓ મોઢું. ઉઘાડ જોઉં ? આમ જ્યારે નાનું મુખ ઉઘાડયું ત્યારે જેની માતા સમગ્ર જગત્ જોઈને વિસ્મય પામી તે કેશવ આપનું રક્ષણ કરો.

યશોદા અને કૃષ્ણના આ સંવાદનો રહસ્યાર્થ એ છે કે આ જગત્ એ પરમાત્માની લીલા છે. એ કોઈ બહાર પડેલી ચીજ નથી કે બહારથી એને અન્તરમાં લઈ જવાની હોય. જગત્ એ પરમાત્મામાં રહેલું છે. એના સિવાય એનું સ્વતન્ત્ર અસ્તિત્વ જ નથી. પ્રકૃતિની સામાન્ય માટી એ પરમાત્માએ પોતે પોતાની રમત માટે પોતામાંથી જ ઉપજાવી કાઢી છે, અને એ દ્વારા એ બ્રહ્માંડની વિવિધ પ્રકારની રચના કરે છે. આમ જગત્ એ પરમાત્માથી જુદું નથી પરંતુ એનો આવિર્ભાવ છે—એનો વિલાસ છે—એમ આ શ્લોકનું તાત્પર્ય છે.

યશોદા અને કૃષ્ણના સંવાદનો એક બીજો પ્રસંગ આપણા ભક્તકવિ નરસિંહ મહેતાના 'મા મને ચાંદલિયો વ્હાલો' નામનાં એક મનોહર કાવ્યમાં વર્ણવ્યો છે તે પણ આપણે સંભારીએ. બાલકૃષ્ણ માતા યશોદા પાસે આકાશમાં રહેલો ચન્દ્ર પોતાના ગજવામાં ઘાલવા માટે રઢ લે છે અને રોઈ રોઈ ને આંખો રાતી કરે છે. પરંતુ યશોદાજી થાળીમાં પાણી ભરીને ચન્દ્રનું પ્રતિબિમ્બ બાળક કૃષ્ણને બતાવે છે ત્યારે એ તત્કાલ છાનો રહે છે અને રાજી રાજી થઈ જાય છે. અર્થાત્ મનુજ-બાળક પરમાત્માને દૂર જોઈને સંતોષ પામતો નથી પરંતુ એ દૂરને સમીપ લાવવા માટે—એને અન્તરના ઊંડાણમાં ઉતારવા માટે—તલસે છે અને જ્યારે એ એમ કરે છે ત્યારે જ જંપે છે. આમ જીવાત્મામાં પરમાત્માનું પ્રાકટ્ય—એનો અવતાર—થાય છે ત્યારે જ એને સાચો સંતોષ થાય છે એમ આ કાવ્યનો લક્ષ્યાર્થ છે.

હવે યશોદા અને કૃષ્ણનો એક ત્રીજો પ્રસંગ જે શ્રીમદ્ ભાગવતમાં 'દામોદર લીલા' માં વર્ણવ્યો છે અને જેનું વર્ણન આપણા પ્રાચીન ગુજરાતી કવિઓએ પણ કર્યું છે તેનું સ્મરણ કરીએ. માતા યશોદા અપરાધી બાલકૃષ્ણને દોરડાંથી બાંધવા યત્ન કરે છે પરંતુ પ્રત્યેક દોરડું એક આંગળ અધૂરું રહે છે અને એ પરમ પુરુષને બાંધી શકાતું નથી. આખરે માતા થાકીને લોથ થઈ જાય છે એટલે એ દયાનિધિ માતા પ્રત્યે દયા લાવીને સ્વેચ્છાથી બંધાઈ જાય છે. આ રૂપક ખસેડી લઈએ તો એવો અર્થ સમજાય છે કે મનુષ્યબુદ્ધિનાં દોરડાં વડે પરમાત્માના અનન્ત સ્વરૂપને બધી બાજુએથી વીંટી બાંધી શકાતું નથી. ભાવાર્થ કે આપણાં સર્વ તત્ત્વદર્શનો પરમાત્માનો પાર પામી શકતાં નથી. કેવળ એના પ્રત્યે ભરપૂર ભક્તિથી આપણું હૃદય ઊભરાય તો જ એની કૃપા વડે એનો પાર પામી શકીએ તેમ છીએ.

આ પ્રમાણે પરમાત્મા, જીવાત્મા અને જગતના સંબન્ધનો નિર્દેશ કરી, ભક્તિનો મહિમા સ્વીકારી આપણે આગળ ચાલીએ.

ભક્તિની દૃષ્ટિએ પરમાત્મા આ સંસારમાં દેખાય છે. પરંતુ એ અનન્ત પુરુષ જેટલો સંસાર સમર્યાદિત છે તેટલો મર્યાદિત નથી. ઋગ્વેદ સંહિતામાં એ પરમ પુરુષનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે :

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशाङ्गुलम् ॥

હજારો મસ્તકવાળો, હજારો આંખવાળો, હજારો પગવાળો તે પુરુષ, ભૂમિને સર્વ તરફથી વીંટીને દશ આંગળ અધિક થયો. વળી पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि—સર્વ ભૂત માત્ર એનો એક પાદ અથવા ચોથો ભાગ છે. એના ત્રણ ભાગો જે અમૃત છે તે આકાશમાં છે.

ભાવાર્થ કે સંસાર એ પરમાત્માનું એક ચરણ જ છે. અને સંસાર કરતાં એ 'અખિલ અનન્ત પુરુષ' ઘણો વિશેષ છે. તથાપિ એવું નથી કે પરમાત્મા આ સંસારથી બહાર રહેલો છે. આ સંસારમાં એ સભર ભર્યો છે અને સાથે સાથે એના કરતાં અધિક પણ છે. વસ્તુતઃ પરમાત્મા આ સંસારમાં ક્ષણે ક્ષણે પ્રકટ થાય છે અર્થાત્ નિરંતર એનો અવતાર થયા કરે છે. પરંતુ 'પરમાત્માનો અવતાર' એટલે શું? પરમાત્મા આકાશમાં સિંહાસન ઉપર બેઠો નથી કે ત્યાંથી ઊઠી એ આ સંસારમાં નીચે ઊતરી આવે એટલે એનું દિવ્ય સ્થાન ત્યાં ખાલી રહે. જગતના કલ્યાણ અર્થે એ પળે પળે જગતમાં પ્રકટ થાય છે એનો અર્થ જ એ કે એ અવતરે છે. એ ઐહિક થાય છે તેથી કાંઈ એ અલૌકિક મટી જતો નથી. એના આનન્ત્યનો એક ભાગ આ જગતમાં નિત્ય નિરંતર અવતરે છે—પ્રકટ થાય છે. આ કારણથી પરમાત્માને ઢૂંઢવા માટે આપણે જગતની બહાર ક્યાંઈ એ જવાનું નથી. પરમાત્મા આપણાથી જુદો એવો કોઈ બહાર દેખાતો પુરુષ નથી. એ જેમ જગતમાં પ્રકટ થાય છે તેમ આપણા સર્વના અન્તરમાં અન્તર્યામી રૂપે રહેલો છે. એ આપણા પ્રાણનો પણ પ્રાણ છે એટલે આપણા અન્તરમાં એ અવતરે છે અને અન્તરમાં એનો સાક્ષાત્કાર થાય છે. સૂર્ય જેમ નિત્ય નિત્ય પોતાનાં કિરણો નાખ્યાં કરે છે તેમ, જગતની અંદર અને મનુષ્યના હૃદયની અંદર પરમાત્માનું પ્રાકટ્ય નિરંતર થયા કરે છે. આ પ્રાકટ્ય જગત અને જીવાત્મા બન્નેના અનુગ્રહ અર્થે થાય છે અને બન્નેને અસત્‌માંથી સત્‌માં, અને તમસ્‌માંથી જ્યોતિમાં જવા માટે જરૂરનું છે. પરમાત્માનું આ પ્રાકટ્ય સાર્વત્રિક છે તથાપિ ભક્તિદૃષ્ટિને એ વિશેષરૂપે દૃષ્ટિગોચર થાય છે.

ભક્તજનોએ અનેક રીતે પરમાત્માને ભજ્યો છે. આપણા દેશના ધાર્મિક ઇતિહાસમાં પરમાત્માને રાજારૂપે, પિતારૂપે, માતારૂપે, મિત્રરૂપે, સ્વામીરૂપે, પ્રિયરૂપે અને પ્રિયારૂપે ભજવામાં આવ્યો છે. આ સર્વ લૌકિક સંબન્ધો દ્વારા જીવાત્મા પરમાત્માને સમીપ લાવે છે, અને આનંદ અને આશ્વાસન મેળવે છે. પરંતુ આ લૌકિક સંબન્ધોથી પર એવો અલૌકિક સંબન્ધ જીવાત્મા અને પરમાત્મા વચ્ચે રહેલો છે. જીવાત્મા એ પરમાત્માનો અંશ છે એટલું જ નહિ પરંતુ પરમાત્મા એ જ જીવાત્મા છે.

પરમાત્માને અનુભવગોચર કરવો એ મનુષ્યજીવનનું સર્વોત્તમ પ્રયોજન છે. પરંતુ આ અનુભવ કેવળ પ્રાકૃત દૃષ્ટિ કે પ્રાકૃત મતિને પ્રાપ્ત થઈ શકતો નથી. આવી સામાન્ય દૃષ્ટિને જગત અને જગતના પદાર્થો સત્યરૂપે ભાસે છે, અને ઇન્દ્રિયોના જીવન કરતાં એને કોઈ અધિકાર્યું જીવન દેખાતું નથી. આ દૃષ્ટિ સત્યધર્મના અનુભવથી વિહીન છે. પરંતુ ધાર્મિક અનુ-

ભવની દૃષ્ટિ એ જ સત્ય દૃષ્ટિ છે. આ મનનશીલ મનુષ્યની દૃષ્ટિ છે. એને આ સંસાર એક અંધારી રાત્રિ રૂપે ભાસે છે અર્થાત્ સર્વત્ર પ્રકૃતિનો અન્ધકાર છવાએલો દેખાય છે.

આ જ્ઞાનની દૃષ્ટિ અથવા સાંખ્યદૃષ્ટિ છે. સોક્રેટિસની અથવા જ્ઞાનીની દૃષ્ટિએ, અજ્ઞાનનું જ્ઞાન હોવું એ પરમાત્મજ્ઞાનનો પ્રથમ અનુભવ છે. આ દૃષ્ટિ કેવળ અન્ધકારનો અનુભવ કરીને અટકતી નથી પરંતુ પ્રકૃતિ રૂપી રાત્રિના અન્ધકારમાં એને પુરુષો રૂપી તારાઓ દેખાય છે અને એને શાન્તિ અને ભવ્યતાનું ભાન થાય છે.* પણ આ સાંખ્યદૃષ્ટિમાં સુન્દરતાનો અનુભવ થતો નથી. તારાગણોથી સોહાતી રાત્રિ ચન્દ્રોદય થતાં કેવી સુશોભિત બને છે એ નિરખવા માટે સૌન્દર્યપિપાસુની દૃષ્ટિ આવશ્યક છે. આ "ભક્તિદૃષ્ટિ" છે. એની સન્મુખ રાત્રિનો અન્ધકાર વાદળાંઓ વિખરાય તેમ વિખરાઈ જાય છે એટલું જ નહિ પરંતુ અખિલ પ્રકૃતિ અને એના પુરુષગણ—આત્માઓ—ચન્દ્રની શાન્ત શીતલ મનોહર ચન્દ્રિકામાં સ્નાન કરે છે. આ ભક્તિદૃષ્ટિમાં પ્રકૃતિ અને પુરુષ બંને પુરુષોત્તમની જ્યોતિમાં એકાકાર બની જાય છે. આવી દૃષ્ટિને, નરસિંહ મહેતા કહે છે તેમ, નન્દકુમારને—કૃષ્ણચન્દ્રને—નિરખીને મનુષ્યજન્મ 'નિત સેવા નિત કીર્તન ઓચ્છવ'થી નિરંતર ભરેલો ભાસે છે.

પરમાત્માના સાક્ષાત્કારમાં ભક્તિની દૃષ્ટિ કરતાં પણ ભક્તિનો રસ ચઢિયાતો છે. એ રસાસ્વાદનું વર્ણન કરતાં નરસિંહ મહેતા કહે છે:

> એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગીરે;
> કાંઇ એક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈંયો ભોગી રે.

શંકર, શુકદેવ અને વ્રજાંગનાઓના ભક્તિરસનું વર્ણન 'શ્રીમદ્ ભાગવત'માં પ્રેમથી નીતરતી વાણીમાં કરવામાં આવ્યું છે. શંકરને ત્રિપુરાસુર વચ્ચે યુદ્ધ થયું. એમાં મયદાનવની માયાથી અસુરો 'રસકૂપ'માંથી અમૃતપાન કરીને સજીવન થતા ગયા. શંકર મૂંઝાયા અને બ્રહ્મા અને વિષ્ણુ એને સહાય થયા. આ બંને દેવો 'રસકૂપ'માંથી અમૃત પી ગયા અને પરિણામે શંકરે ત્રિપુરનો વધ કર્યો. આ દૃષ્ટાન્તકથાનું રહસ્ય એ છે કે શંકર અર્થાત્ કલ્યાણકારી મંગલમય આત્મા હૃદયરૂપી રસકૂપમાંથી નિત્યનિરંતર સજીવન થતી વાસનાઓમાંથી ત્યારે જ મુક્ત થાય છે કે જ્યારે એનું હૃદય પરમાત્મા અને એની સૃષ્ટિ (વિષ્ણુ અને બ્રહ્મા) ના રસથી પૂરેપૂરું પીવાય છે. અર્થાત્ પરમાત્મા, જગત્ અને જીવાત્મા અથવા 'કૃષ્ણચન્દ્ર, વૃન્દાવન, અને વ્રજના વાસીઓ' પ્રત્યે ઊભરાતા પ્રેમથી મનુષ્યહૃદય ભરાય ત્યારે જ વાસનાઓનો ક્ષય થાય છે એ તાત્પર્યાર્થ છે.

ભાગવતકાર શુકદેવ જેણે નિરતિશય ભક્તિનો અપૂર્વ ગ્રન્થ જગતને આપ્યો અને કૃષ્ણચંદ્રની બંસીનો નાદ સંભળાવીને, સ્ત્રીશૂદ્રહૂણશબરાઃ સ્ત્રી, શૂદ્ર, હૂણ અને શબરો આદિ અખિલ જગતને એકરૂપ કર્યું એણે ભક્તિરસનું છલોછલ પાન કર્યું હતું.—અને વ્રજાંગનાઓનું શું કહેવું? એમણે કૃષ્ણચન્દ્રનાં ચરણારવિન્દ પોતાનાં હૃદયકમલમાં ઊંડાં ઊતાર્યાં હતાં અને એ રાસેશ્વર સાથે જીવનનો રસમય રાસ માણ્યો હતો. ગોપીઓએ કૃષ્ણચન્દ્રની જાજ્વલ્યમાન સ્મૃતિ નિત્યનિરંતર પોતાની સન્મુખ રાખી જીવનનો પરમ રસ અનુભવ્યો હતો. આ જ પરાભક્તિ અને પરમાત્માનો પરમ સાક્ષાત્કાર.

જ્ઞાનનો માર્ગ વિકટ છે; ભક્તિનો માર્ગ સહેલો છે. આપણું હૃદય પ્રભુ પ્રત્યે પ્રેમથી ભીંજશે તો પ્રભુકૃપાથી આપણે પણ આ સંસારમાં પ્રભુનાં દર્શન કરી શકીએ. ફરી આપણા ભક્તકવિ નરસિંહને સંભારીએ અને ગાઈએ કે:

> ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં (બ્રહ્મલોકમાં) નાહિ રે. ×

---

* આ વિચારસરણિ માટે જુઓ : હીરાલાલ : 'આપણો ધર્મ'

× [illegible] સ. સં.

# આંખ અને ચશ્માં

પન્નાલાલ પટેલ

**આજે** વળી પાછો એ અમેરિકન અમલદાર (ફોજનો) મને ગાડીમાં અથડાઇ ગયો. એણે પોતાની બાજુમાં જગ્યા કરતાં મને બોલાવ્યો. એની અસલની ટેવ પ્રમાણે સિગારેટ ધરી, સાથે સાથે હિંદુસ્તાનનાં લોકોના જીવન વિષેના એના સવાલ પણ આદરી દીધા. અમારી વાતચીત અંગ્રેજીમાં જ થતી હતી. આજે એણે મને મધ્યમ—ખાસ કરીને કારકુન વર્ગની, 'આ લડાઇના દિવસોમાં કેવી હાલત છે,' એ સવાલ કર્યો.

'ઘણી ખરાબ' મેં કહ્યું, 'એ એનાં બાળકોને દૂધનો છાંટો ય નથી આપી શકતો. શાકભાજી ખાવાનું પણ સાધારણ દિવસોમાં કોઈક વાર મળતા મિષ્ટાન્નને સ્થાને જઈ બેઠું છે...' ત્યાં તો મારી નજર રૂમાલવડે સાફ થઇ રહેલાં એના હાથમાંનાં એ કિમતી ચશ્માં પર જઈ પડી. આ સાથે જ થોડાક દિવસ પર બનેલો એક બનાવ મને યાદ આવ્યો. 'હું તમને એક દાખલો જ આપું,' કહી મેં વાતની શરૂઆત કરી.

'થોડા દિવસ ઉપરની જ આ વાત છે. મારો એક પાડોશી છે જે એક દેશી પેઢીમાં કારકૂનનું કામ કરે છે. સાઠનો પગાર ને દસ રૂપિયા મોંઘવારી એમ કરીને એ મહિને દિવસે સિત્તેર રૂપિયા કમાય છે. તો બીજી બાજુ ખાનારાં છે સાત જણ: ધણીધણિયાણી બે પોતે, એક ડોશી, અને ચાર બાળક. મોટી છોકરીની ઉમ્મર આઠદસેક વર્ષની હશે. આ ઉપરથી એ કારકૂનની ઉમ્મર તમે સહેજે—પણ ના, તમને એ નહિ સમજાય—એની ઉમ્મર બત્રીસ પાંત્રીસથી વધારે નહિ હોય. પરંતુ દેખાય છે પીસ્તાલીસનો બલ્કે એથી ય વધારે. તેમાં ય આંખો તો એટલી બધી નબળી છે કે જો કંઈ ઉપાય નહિ કરાવે તો નજીકના ભવિષ્યમાં જ એ આંધળો થઇ જવાનો!'—

'તો પછી શા માટે એ દવા નથી કરાવતો? હું ધારું છું તેમ સરકારી દવાખાનાં તો હોવાં જ જોઈએ!'

'અને તે છે જ. પરંતુ સરકારી દવાખાનાં આ દિવસોમાં એમના સિપાઇઓની દવા કરે કે—અરે મ્યુનિસિપલ દવાખાનાંમાં પણ લાગવગ હોય તો જ...' મેં અવળે પાટે જતી વાત જ બદલી નાખી: 'આપણે એ બધી વિગતોમાં નહિ ઊતરીએ. પણ એટલું તો હું જાણું છું કે એ આવી બધી જ જગ્યાએ ઉપચાર કરાવી ચૂક્યો છે પરંતુ પરિણામમાં તો મીંડું જ...

'એક દિવસ—વીસેક દિવસ ઉપર જ મેં એને નેચરોપથીની કોઈ ચોપડીમાંથી વાંચેલો ઉપચાર દેખાડ્યો. અને એ માણસે એ અજમાવ્યો પણ ખરો. અઠવાડિયામાં તો એને ફેર પણ જણાવા લાગ્યો. એણે મને કહ્યું પણ ખરું: "હવે હું મારા ચશ્માંથી બરાબર જોઈ શકું છું..." એટલે કે એની આંખો સુધરીને અસલ નંબર પર આવી ગઈ હતી. પણ ત્યાર પછી!'—અને હું એક ઊંડો શ્વાસ લેતાં અટક્યો.

મારી સિકલ જોઇને હોય કે પછી—ગમે તેમ એ અમલદાર બોલી ઊઠ્યો: 'શું સાચે જ એ માણસ આંધળો થઈ ગયો?'

સ્વગત બોલતો હોઉં તેમ મેં કહ્યું: 'થઈ ગયો નથી; પણ મોડો થવાનો જ હતો. ખરો જ ને ? જ્યાં સુધી એની આંખો કામ આપશે ત્યાં સુધી તો દવા નહિ જ કરાવે.'

'પણ શા માટે ? હમણાં તમે કહ્યું ને કે પેલા ઉપચારથી એની આંખો—'

'સુધરતી હતી માટે જ તો એણે પેલો ઉપચાર બંધ કર્યો ને ?' હું વચ્ચે બોલ્યો. અને હસવાના પ્રયત્ન સાથે હું મારું સ્ટેશન આવવાથી ઊભો થયો.

'કેવી બેહૂદી તમે વાત કરો છો ! દવા બંધ કરવાનું કારણ'—

'આટલું ય તમે નથી સમજી શકતા સાહેબ ! એની આર્થિક મૂંઝવણ જ એવી છે; ચશ્માં બદલવાં એને પોસાય જ નહિ... લો સાહેબજી !'

પણ એ અમલદાર તો સામો જવાબ આપવાને બદલે બબડતો હતો: 'માણસને આંખ ખોવી પોસાય છે પણ ચશ્માં ખરીદવાં નથી પોસાતાં ! ... શી હાલત છે !'—

અને મેં ઉમેર્યું: 'એ જ અમારા મધ્યમ વર્ગની જિંદગી છે.'



# રોમાં રોલાં

નાથાલાલ દવે

મિત્રો,

દસ મિનિટમાં તો હું તમને રોમાં રોલાં વિશે કેટલુંક કહી શકું! તેમનાં પુસ્તકોની મારા મન પર જે છાપ પડી છે તેની જ હું વાત કરીશ.

તેમની મહાન નવલકથા ' જ્હૉન ક્રિસ્તોફ ' મેં બે વરસ પહેલાં વાંચી. એ મારાં જીવનનો એક અદ્ભુત અનુભવ હતો. ટોલ્સ્ટોયના *War and Peace* સિવાય આવો અજબ વિસ્તાર ક્યાંય જોયો ન હતો. પાત્રોની એક પછી એક હારમાળા આવતી જાય, પ્રસંગો જુદાં જુદાં ઝરણાંની પેઠે આવી વાર્તાની સરિતાને પુષ્ટ બનાવતાં જાય, માનવની મહત્તા, તેનું ગૌરવ, તેની વેદના, તેની અપાર આંટીઘૂંટીઓનું લેખક દર્શન કરાવતા જાય. અને તે પણ કેવા તાટસ્થ્યથી! ગંદી વસ્તુ એ આલેખે પણ એના હાથ ખરડાય નહિ. કરુણાનાં એ પૂર વહાવે પણ એ લાગણીમાં તણાય નહિ. ઉલ્લાસની એ છોળો રેલાવે પણ પોતાની સ્વસ્થતા ગુમાવે નહિ. એવા અજબ કલાકારનું મને રોમાં રોલાંમાં દર્શન થયું. રૂહાઈન નદીને કાંઠે નદીનાં ગીતમાં પોતાનું દુઃખ ભૂલી નિદ્રાવશ થતો બાળક ક્રિસ્તોફ! પિયાનોના જુદા જુદા સૂરોનું વ્યક્તિત્વ પારખતો ક્રિસ્તોફ! એ મોટો થાય છે. તેના પ્રણય પ્રસંગો; ધીરે ધીરે વિકાસ પામતો તેનો આત્મા; એક ગરીબ કન્યાનો મૂંગો અવ્યક્ત મર્મવેધી પ્રેમ; સ્વીટ્ઝર્લૅન્ડના પહાડોમાં તોફાનને સંગીતમાં ઉતારતા ક્રિસ્તોફનો ઉલ્લાસ; સમસ્ત યુરોપની સંસ્કૃતિ–તેનું સાહિત્ય, ચિત્ર, સંગીત, શિલ્પ, રાજકારણ, સામાજિક વ્યવસ્થા–એની તલસ્પર્શી આલોચના અને અંતે ક્રિસ્તોફનું ભવ્ય મૃત્યુ. ક્યા પ્રસંગને યાદ કરવા ને કોને જવા દેવા? વસ્તુના વિશાળ ગિરિવર પર જાણે કે રોલાં યથેચ્છ વિહાર કરે છે અને પળે પળે આપણને નવો વળાંક, નવો પ્રદેશ, નવું સૌંદર્ય બતાવતા જાય છે. બે હજાર પાનાંની એ નવલકથા છે પણ વાંચતાં ક્યાંય થાક લાગે કે ધીરજ ખૂટે એવું બનતું નથી.

રોમાં રોલાંએ નવલકથાઓ ઉપરાંત નાટકો પણ લખ્યાં છે. તેમના *Montaspan* માંની ચૌદમા લુઈના દરબારની આંટીઘૂંટીઓ અને *Liluli* માંનો ' ડિપ્લોમસી ' પરનો કટાક્ષ મને યાદ રહી ગયાં છે.

માનવતાના આ પરમ ઉપાસકે જીવનભર માનવપ્રતિભાની આઝાદી માટે જેહાદ ચાલુ રાખી. પત્રો, નિવેદનો, અવલોકનો ને નિબંધો દ્વારા જગતભરના બુદ્ધિશાળી લોકોને પ્રામાણિક અને હિંમતભર્યું જીવન જીવવા તેમણે આગ્રહ કર્યો. ગઈ લડાઈ વખતે જ્યારે આખું યુરોપ દ્વેષના રંગે રંગાઈ ગયું અને લેખકો પણ પોતાની ફરજ ભૂલી, અત્યારે કરે છે તે પ્રમાણે, તિરસ્કાર અને વેરઝેર વધે તેવી વાતો લખવા માંડ્યા, ત્યારે રોલાં એકલા એ તોફાનમાં આખા યુરોપ સામે ધ્રુવતારક જેવા શાંત અને નિશ્ચલ ઊભા રહ્યા. તે કહેતા, "ભયંકર છે આ જીવન. એકેએક માણસ પાગલ બનીને ફરે તેવા દેશમાં જીવવું! પોતાની નજરોનજર સંસ્કૃતિનો ધ્વંસ નિહાળવો!" *Above the Battle, I Shall Not Rest, The Forerunners* એ ત્રણ પુસ્તકોમાં તેમના છૂટક પત્રો, લેખો અને નિવેદનો સંગ્રહાયાં છે. ' નિકોલાઈ, ધ ગ્રેટ યુરોપિયન ' નામના લેખમાં તેમણે યુદ્ધના પક્ષમાં થતી દલીલોનો જે સમર્થ જવાબ આપ્યો છે, તે જોવાં જેવો છે. હિંસાના એ ઝંઝાવાત સામે તેમનો માનવપ્રેમી આત્મા કેવો પ્રચંડ પ્રતિકાર કરી શકે છે તે આ પુસ્તકોમાં જોવા મળે છે.

હિંદ માટે તેમને જે પ્રેમ હતો તે તો તમે સારી રીતે જાણો છો. ૧૯૩૧માં ગોળમેજીમાંથી પાછા આવતી વખતે ગાંધીજી તેમને મળ્યા હતા. જવાહર, સુભાષબાબુ પણ તેમને મળેલા. મીરત કાવત્રાં કેસ વિશે તેમનો એક રોષભર્યો લેખ *I shall not rest*માં છે. આપણા દેશના પ્રશ્નો તેમણે સમભાવથી વિચારેલા એટલું જ નહિ, પણ આપણી સંસ્કૃતિને સમજવા તેમણે સબળ પ્રયત્ન કરેલો. પૂર્વના દેશો પર તેમને ઊંડી શ્રદ્ધા હતી. જગતને માટે ભારતીય સંસ્કૃતિનો જે વિશિષ્ટ સંદેશ છે તેનો રોલાંએ સહર્ષ આદર કર્યો હતો. હિંદને સમજવાના તેમના પ્રયત્નના ફળરૂપે તેઓ ગાંધીજી, રામકૃષ્ણ પરમહંસ, અને વિવેકાનંદનાં જીવનચરિત્રો આપણને આપી ગયા છે. 'બીથોવન' અને 'માઇકલ એન્જેલો'ના જીવન આલેખનાર વર્તમાન મહાપુરુષોની મહત્તાને ન સમજે એમ કેમ બને? ગાંધીજીની સત્યનિષ્ઠા, નીડરતા તથા માનવપ્રેમે રોલાંને આકર્ષ્યા અને તેમના વ્યક્તિત્વની ખૂબીઓ રોલાંએ યુરોપની પ્રજાને સમજાવી. પચીસેક વરસ પહેલાં લખાયેલું આ પુસ્તક કદાચ તમને બહુ સંતોષ નહિ આપે, કારણ કે ગાંધીજીના જીવનના વધારે મહત્ત્વના બનાવો તે પછી બન્યા છે. વિવેકાનંદ વિશે રોલાં કહેતા: "કેવો મહાન આત્મા! મનુષ્યની સદ્‌વૃત્તિ પરની આવી ગંભીર શ્રદ્ધા બીજે ક્યાં જોવા મળે છે?"

એમના જીવનની વિગતોમાં વિશેષ ઊંડા ઊતરવાનો અત્યારે સમય નથી. ૧૮૬૬ના જાન્યુઆરીની ૨૯મીએ રોમાં રોલાંનો જન્મ થયો. પંદરેક વરસ તેમણે ઇતિહાસના પ્રાધ્યાપક તરીકે કામ કર્યું. ૧૯૨૫માં તેમને નોબેલ પ્રાઇઝ મળ્યું. એ પછી ત્રીસેક વરસ તેઓ ફ્રાન્સ છોડી સ્વીટ્ઝર્લૅન્ડમાં રહ્યા અને એક પછી એક કલાકૃતિ જગતને આપતા રહ્યા. ગયા ડીસેમ્બરની ૩૦મી તારીખે શાંતિના આ અણનમ લડવૈયાનું અવસાન થયું. આખું જીવન તેમણે માનવમાનવને સ્નેહથી બાંધવા કલમ ચલાવી. જીવનનાં શાશ્વત મૂલ્યો તેઓ કદી ભૂલ્યા નહિ—સમસ્ત જગતની પર દૃષ્ટિ રાખી તેમણે સાહિત્યસર્જન કર્યું. "માનવની ઉન્નતિ માટે કલાસર્જન" એ ભાવના તેમણે રાખી અને પોતાના આદર્શને બરાબર વફાદાર રહ્યા. આવો સાચા દિલનો અને સમર્થ કલાકાર માનવજાતને ભાગ્યે જ સાંપડે છે.

રોમાં રોલાં વિચારની સ્વતંત્રતાના ઉપાસક હતા. જગતભરના લેખકોને ઉદ્દેશીને તેમણે કહ્યું છે કે "બુદ્ધિ કોઈની ગુલામી સ્વીકારતી નથી. એનો પ્રકાશ બધે વિસ્તારવો, જગતના માર્ગભૂલ્યાં માનવીઓને એના તેજથી એકત્રિત કરવા એ અમારું જીવનકાર્ય છે. નિશ્ચલતાનું કેન્દ્ર બનવું એ અમારી ફરજ, અમારું કાર્ય છે. અંધારી રાત્રિમાં જ્યારે દ્વેષ અને વેરઝેરના ઝંઝાવાત ઊમટે ત્યારે અમારે શાંત ધ્રુવતારક બનવાનું છે. અભિમાન અને પરસ્પરની હિંસાની આ ઘેલછા સાથે અમારે લેવાદેવા નથી. સત્યને જ અમે વંદના કરીએ છીએ—એ સત્ય જે મુક્ત છે, અનંત છે, દેશકાળની મર્યાદાથી પર છે. જાતિ કે વર્ણના ભેદ સાથે એ સત્યને કશી નિસ્બત નથી." 'તીર્થસલિલ' તમે વાંચ્યું હશે. હિંદના સંગીત વિશે, કલાકારના આદર્શ વિશે, રાષ્ટ્રની કાર્યસાધના વિશે તેમણે શ્રી. દિલીપકુમાર રોય સાથે કેટલી લાગણીથી વાતો કરી છે! જેઓમાં જોયેલી તેમની સૌમ્ય મુખમુદ્રા ભુલાય તેમ નથી. અને તેમના એ છેલ્લા શબ્દો હજી કાનમાં ગુંજ્યા કરે છે: "દેશ અને પરદેશ એ આત્માને માટે નથી."

શાંતિ અને સમાનતાનો ધ્વજ અણનમ રાખનાર આ મહાન કલાસ્વામીના આત્માને હૃદયના પૂરા ભક્તિભાવ સાથે હું અંજલિ અર્પું છું.

卐

આજે જીવન

## વધારે તાકાત અને કાર્યશક્તિ

માગે છે!

**સુવર્ણ માલિની વસંત**

માંદગી–અતિશ્રમ કે બીજા કોઈપણ પ્રકારે ગુમાવેલ શક્તિ પાછી મેળવવા, તેમજ આજની વધારે પડતી જવાબદારી અને ચિંતાની સામે ઝૂઝવા, શિયાળામાં સુવર્ણમાલિની વસંત એક આશીર્વાદ સમાન છે. ઉચ્ચતમ શક્તિદાયી કિંમતી તત્ત્વોથી ભરપુર.

**'કાસ્ફો' [KASPHO]**

શિયાળાની ઠંડીમાં 'શરદી' થવી એ સામાન્ય છે. તબીબોની ભલામણ પામેલી આ ટીકડીઓ–'શરદી તથા ખાંસી'નો કટ્ટો શત્રુ છે. વસાકા અને બીજી પ્રખ્યાત ઔષધિઓના મિશ્રણની બનેલ આ ટીકડીઓ ગમે તેવા પ્રકારના કફ–ખાંસી–શરદીનો, તુરત જ નાશ કરે છે.

**સુકુલ સર્વશ્રેષ્ઠ હેરઑઇલ**

તમારા માથાના વાળની બરછટતા દુર કરવા તથા વાળની વૃદ્ધિ અર્થે, આ એક જ હેરઑઇલ છે. કોપરેલ તેલમાં તાજી વનસ્પતિઓમાંથી તૈયાર કરેલું એક અનુપમ સુગંધી તેલ કે જેનાથી માથાના વાળ ખરતા અટકે છે. માથામાં ઠંડક રહી વાળનું સૌન્દર્ય વધારે છે—વિદ્યાર્થી–વિદ્યાર્થીનીઓ માટે અત્યંત ઉપયોગી છે—અજમાવી ખાત્રી કરી લો.

**ચ્યવનપ્રાશ (અષ્ટવર્ગ)**

કાંતિ અને પુષ્ટિ માટે જેમ વ્યાયામની જરૂર છે, તેટલી જ ચ્યવનપ્રાશની જરૂર છે. સર્વ શક્તિવર્ધક ખોરાકથી ભરપૂર ચ્યવનપ્રાશ (અષ્ટવર્ગ) એ એક મુરબ્બો–ચાટણ છે. દરરોજ પાચનશક્તિ અનુસાર લેવાથી, સાચી શક્તિ પ્રાપ્ત થશે.

ગુજરાતના સોલ એજન્ટ : **ભારતીય ઉદ્યોગ પ્રચાર કાર્યાલય**, ૧૪, ભાસ્કરલેન, ભૂલેશ્વર, મુંબઇ.

મળવાનાં સ્થળ : ચંદુલાલ પ્રેમચંદ દવાવાળા, ત્રણ દરવાજા, અમદાવાદ.
હિંદી વસ્તુ ભંડાર, સુરત. પી. શિવદત્તની કાં. વડોદરા.
હરીશંકર દેવશંકર શુકલ, ઉમરેઠ. મોહનલાલ પ્રભુલાલ શાહ, ધંધુકા.
તથા બીજા જાણીતા દવાવાળા.

શિયાળા માટે આયુર્વેદાશ્રમ ફાર્મસી લિ૦ (અહમદનગર)ની ખાસ બનાવટો.

# યુદ્ધ પછીનું વિજ્ઞાન

ડૉ. યશવંત શુ૦ નાયક એમ. એસસી., પીએચ. ડી.

આજના યુદ્ધની ભયાનકતા વિજ્ઞાનને આભારી છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. ૧૯૧૪–૧૮ના વિશ્વયુદ્ધ વખતે જમીન અને સમુદ્ર યુદ્ધક્ષેત્રો હતાં. આજના યુદ્ધમાં હવામાં યુદ્ધક્ષેત્રો શરૂ થયાં છે. હવામાં યુદ્ધ શરૂ થવાને કારણે યુદ્ધ માત્ર રણક્ષેત્ર ઉપર જ પરિમિત ન થતાં યુદ્ધમાં ભાગ લેતા દેશના શહેરેશહેરમાં વ્યાપક થયું છે. હવામાંથી થતા બોમ્બમારાથી કોઈ પણ વ્યક્તિ પોતાના ઘરમાં સલામત છે એમ માની શકાતું નથી. જમીન ઉપર વિચરતા માનવીને ફરીથી આજે ગુહા–માનવી (cave-man) બનવું પડ્યું છે.

મનુષ્યજીવન અને તેની ભવિષ્યની સંસ્કૃતિ ઉપર આ ઘટના એક મહત્ત્વની અસર કરશે તેમાં શંકા નથી. એચ. જી. વેલ્સે તેના 'ટાઈમ–મશીન' નામના પુસ્તકમાં ભવિષ્યમાં આવનારી જમીનની અંદર રહેનારી એક પ્રજાનો ઉલ્લેખ કર્યો છે. આ પ્રજાની આખી સંસ્કૃતિ ભૂગર્ભમાં વિકાસ પામતી તેણે દર્શાવી છે. આ જાતની કલ્પના આજે આપણે સાચી પડતી જોઈએ છીએ. યુરોપના ઘણા દેશોમાં યુદ્ધને અંગેનું ઉત્પાદન કરનારાં ઘણાંખરાં કારખાનાં ભૂગર્ભમાં બોમ્બની અસર ન થાય તેવી રીતે બાંધવામાં આવ્યાં છે. આવાં કારખાનાંમાં કામ કરનારી વ્યક્તિઓને કોલસાની ખાણોના કારીગરોની પેઠે રાતદિન જમીનની અંદર દીવાના પ્રકાશે કામ કરવું પડે છે એટલું જ નહિ, પરંતુ બોમ્બથી રક્ષણ મેળવવા એમને બોમ્બ–રક્ષક ભૂગર્ભ સ્થાનોમાં જ રહેવું પડે છે. હવે પછીનાં શહેરોની અને કારખાનાંની પુનર્રચના કરવામાં માણસોને હવાના ભયની સામે રક્ષણ મેળવવાની યોજના કરવાનું પ્રથમ ધ્યાનમાં લેવું પડશે. પુરાતન કાળનો જંગલી માણસ જમીનની કુદરતી ગુફામાં રહીને ટાઢ, તાપ, વરસાદ અને હિંસક પ્રાણીઓ સામે રક્ષણ મેળવતો હતો. પોતાની બુદ્ધિશક્તિ અને કુશળતાને લીધે મનુષ્યે જમીન, સમુદ્ર અને હવામાં પ્રભુત્વ મેળવ્યું. આમ કરવામાં અંતે માનવીએ પોતાની જમીન ઉપરના નિવાસની અને જીવનની સહીસલામતી ગુમાવી છે. એ માનવી પોતાની અપૂર્વ શક્તિનો ભોગ બનીને આજે ફરીથી ભૂગર્ભમાં જ પોતાનું રક્ષણ શોધી રહ્યો છે. ભવિષ્યનાં શહેરો, ઉદ્યોગો અને માનવ સંસ્કૃતિની સર્વ પ્રવૃત્તિઓ ભૂગર્ભવાસી બનશે એમાં શંકા નથી. આજના યુદ્ધ પછીનું વિજ્ઞાન એટલે ભૂગર્ભ જીવનના પ્રશ્નોનું વિજ્ઞાન બનશે.

વિજ્ઞાનની બીજી પ્રગતિ હવામાં આપમેળે ઊડતાં બોમ્બધારી વિમાનો અને રૉકેટ બોમ્બોની રચના અને તેમના ઉપર રેડિયો કે બીજી મદદથી કાબુ રાખવાનાં સાધનો પેદા કરવાની દિશામાં થશે. જર્મનીએ આજે પણ એ દિશામાં પહેલ કરીને ઊડતા બોમ્બ અને રૉકેટ બોમ્બ બનાવ્યા છે. એ બન્ને સાધનો વડે થોડા વખતથી જર્મનીએ ઇંગ્લૅન્ડ ઉપર બહુ સખત હુમલા કરવા માંડ્યા છે. આમ છતાં તેમના ઉપર યોગ્ય કાબુ રાખી નિયત સ્થળે મોકલવાનું હજી શક્ય થયું નથી. રેડિયોની મદદથી આજે એવાં સાધનોનું નિયમન થોડે ભાગે સફળ થયું છે એમ કહી શકાય.

સારે નસીબે પ્રત્યેક દેશ ઝેરી વાયુ લડાઈમાં ન વાપરવાના નિર્ણયમાં વળગી રહ્યો. ઝેરી વાયુ બનાવવાના અને તેને યોગ્ય રીતે વાપરવાની કળામાં દરેક દેશના વિજ્ઞાને પ્રગતિ કરી છે. જો કે ઝેરી ગૅસ વપરાતો નથી પરંતુ એના ભયથી જ દરેક દેશે ઝેરી ગૅસના મોટા ભંડારો ભરી મૂક્યા છે. આજનું અને ભવિષ્યનું વિજ્ઞાન એ ભંડારોને વધુ વિપુલ બનાવશે એમાં શંકા નથી.

આ ઉપરાંત લડાયક વિમાન, ટૅંક, સબમરિન અને મનવારની નવરચનામાં પણ અપૂર્વ શોધો આપશે તેમાં શંકા નથી. રેડિયોનું કામ પણ યાંત્રિક મદદથી ચાલતી

ટેંક, વિમાન, બૉમ્બ, સબમરિન વગેરેના નિયંત્રણમાં વધુ ને વધુ ઉપયોગી નીવડશે. યુદ્ધ પૂરું થયા બાદ ટૅલિવિઝન (દૂરદૃષ્ટિ)નો પણ ઝડપી વિકાસ થશે.

યુદ્ધને અંગે શોધાયેલાં અસંખ્ય વિમાનો, મોટરો અને લૉરીઓ ભવિષ્યમાં વાહન-વ્યવહારમાં રોકાશે અને તેથી સામાન્ય નાગરિકને મુસાફરી અને વેપાર વાણિજ્યમાં ઘણી સરળતા થઈ પડશે. ટૅંકનો ઉપયોગ પણ ખેતી માટે ટ્રૅક્ટર બનાવવામાં થશે. આ રીતે ખેતી, વ્યાપાર અને ઉદ્યોગોનો પણ ઝડપી વિકાસ થશે.

આ ઉપરાંત સામાજિક સ્વાસ્થ્ય અને વૈદક ઉપચારમાં પણ ખૂબ ત્વરિત અને ઉપકારક પ્રગતિ યુદ્ધ દરમિયાન થઈ રહી છે. પેનિસિલિન જેવી ફૂગમાંથી પેદા થયેલી દવા, ડિ. ડિ. ટી. નામની રાસાયણિક દવા, અને એ બંને દવાના જેવી બીજી બનાવટો ઉપર ખૂબ શોધખોળ થઈ રહી છે. પેનિસિલિન અનેક રોગના ઉપચારમાં અચૂક ઔષધિ પુરવાર થઈ ચૂકી છે. આજે એના જેવી બીજી ફૂગમાંથી દવા બનાવવાના પ્રયોગો થઈ રહ્યા છે. ડિ. ડિ. ટી. દવા જંતુઘ્ન દવા છે અને તેનો ઉપયોગ બહોળા પ્રમાણમાં મૅલેરિયા, અને એવા બીજા વ્યાપક રોગોના અટકાવમાં થઈ રહ્યો છે.

લડાઈમાં થતી ઈજાની સારવારમાં ઉપરની બંને દવાએ સારો ભાગ ભજવ્યો છે. એ ઉપરાંત શસ્ત્રક્રિયામાં પણ અનેક જાતની અવનવી પ્રગતિ ચાલી રહી છે.

મોટા પાયા ઉપર પડતી જરૂરિયાતની અનેક કુદરતી વસ્તુની જગાએ બનાવટી વસ્તુઓ વિજ્ઞાને પેદા કરી છે. બનાવટી કપડાંના તાંતણા, બનાવટી રબર, બનાવટી પેટ્રોલ, તેલ, બનાવટી ખાતર, બનાવટી પાટિયાં, આકારદ પદાર્થો (plastics) અને એવી અનેક ઉપયુક્ત વસ્તુઓ વિજ્ઞાને પેદા કરી છે, અને બીજી અનેક પેદા થશે.

એ જ પ્રમાણે વનસ્પતિ અને કૃષિશાસ્ત્ર, જીવવિદ્યાશાસ્ત્ર, માનસશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન વગેરે દરેક ક્ષેત્રમાં આ યુદ્ધની અસર પહોંચશે; પરંતુ તે સર્વ કરતાં વિજ્ઞાનના ક્ષેત્રમાં જ એની મહત્ત્વની અસર માલૂમ પડશે, એ નિર્વિવાદ છે.

# ચીનનો સહકારી ઉદ્યોગનો પ્રયોગ

વિઠ્ઠલદાસ કોઠારી

[ ગતાંકથી ચાલુ ]

ચીનમાં સહકારી ઉદ્યોગની સ્થાપના કેવી રીતે થઈ અને તેનો ધીમે ધીમે કેવી રીતે વિકાસ થયો તે આપણે ગયા અંકમાં જોયું. મિત્રરાજ્યોએ આ પ્રવૃત્તિ માટે સારી પેઠે મદદ આપવાની જરૂર હતી, છતાં તેમણે મદદ ન આપી અને તેથી આ પ્રવૃત્તિનો વિકાસ ખૂબ જ ધીમે ધીમે થયો. છતાં પણ બે વર્ષના ગાળામાં તેની મર્યાદિત મૂડીથી ઘણું કામ થયું છે. તે કાળે ૧૯૪૦ના મે માસમાં નીચેના ઉદ્યોગો ચાલતા હતા:—

| ઉદ્યોગોના પ્રકાર | મંડળીઓની સંખ્યા |
|---|---|
| સુતરાઉ, રેશમી અને ગરમ કાપડ કાંતવાનું વણવાનું, રંગવાનું, ભરતકામ, મોજાં ગૂંથવાનું જેવું કામ કરનાર | ૬૧૧ |
| ઓજારો, યંત્રો અને વાસણો બનાવવાનું અને લુહારી કામ કરનાર | ૫૫ |
| ખાણોનું અને લોખંડનું કામ કરનાર | ૧૦૫ |
| કાગળ, ખાંડ, દવાઓ, શાહી, રંગો, દીવાસળી, ચામડાનો સામાન અને કેટલાંક રસાયણો તૈયાર કરનાર | ૨૧૮ |
| કાચનો સામાન, ઈંટો, નળિયાં અને માટીનાં વાસણો બનાવનાર | ૭૧ |
| આટો, બિસ્કીટ, ચોખા જેવી ખોરાકી ચીજો બનાવનાર | ૮૮ |
| હોડી બાંધનાર અને વાહનવ્યવહાર કરનાર | ૯ |
| છાપકામ, ફરનીચર, બીડીઓ, છત્રીઓ, બરણીઓ, દોરડાં, જોડા, ફાનસો, દોરા, બટન, હાડકાંનો સામાન, પેટીઓ, સાદડીઓ વગેરે પરચૂરણ ચીજો બનાવનાર | ૩૬૫ |
| | ૧૫૨૨ |

જુલાઈ ૧૯૪૦ની આખરે આવા લગભગ ૨૦૦૦ નાના ઉદ્યોગો ચાલતા હતા. તેમાં કામ કરનાર ૬૬૦૦૦ કારીગરોમાંથી ૩૦ થી ૪૦ હજાર ગામડાં અને શહેરોમાંથી નાસેલા નિરાધાર લોકો હતા; ૨૦૦૦ જેટલા અપંગ સૈનિકો હતા અને બાકીના સામાન્ય લોકો હતા. તેમાં ૧ કરોડ ચીની ડૉલર જેટલી મૂડી રોકાયેલી હતી અને વરસે તેથી દસ ગણો માલ પેદા થતો હતો. આ માલમાંથી કેટલોક લશ્કરને માટે હતો અને કેટલોક સામાન્ય વપરાશ માટે હતો. તે મંડળીઓએ લશ્કરને માટે ૪ લાખ ધાબળા તૈયાર કરી આપ્યા હતા અને બીજા ૧૫ લાખ તૈયાર કરવા વરદી મેળવી હતી. તે જ પ્રમાણે લોકોને વપરાશની ઘણી ચીજો તૈયાર કરી હતી.

### પ્રવૃત્તિનું મહત્ત્વ

ચીનમાં નાના મોટા ઉદ્યોગોમાં થઈને ૧૯૩૭માં લગભગ દોઢ કરોડ લોકો કામ કરતા હતા એવી ગણતરી થઈ હતી. તેમાંથી ૧,૨૯,૬૦,૦૦૦ ગૃહઉદ્યોગોમાં કામ કરતા

* સરખાવો, હિંદ : ૧૦ કે વધારે મજૂરોવાળાં કારખાનાંમાં ૧૮ લાખ
નાના મોટા બધા ઉદ્યોગોમાં ૧૫૭ ,,

હતા અને ૨૭,૫૦,૦૦૦ કારખાનાંમાં કામ કરતા હતા. કારખાનાંમાં કામ કરનારમાંથી ફક્ત ૧૫ લાખ અર્વાચીન પદ્ધતિનાં મોટાં કારખાનાંમાં કામ કરતા હતા. બધાં કારખાનાંમાં થઈને ૧૯૩૯માં ૨૫ કરોડ ચીની ડૉલરનો માલ પેદા થયો હતો. તેમાંથી સરકારી કારખાનાંનું ઉત્પાદન ૮૦ લાખ ચીની ડૉલરનું હતું. આની સામે ઔદ્યોગિક સહકારી મંડળીઓ વરસે ૧૦ કરોડ ચીની ડૉલરનો માલ પેદા કરે છે. તે જોતાં સરકારી કારખાનાંનું વાર્ષિક ઉત્પાદન સહકારી ઉદ્યોગોના માસિક ઉત્પાદન જેટલું પણ ન થયું. એ રીતે ચીની સરકારની દૃષ્ટિએ પણ સહકારી ઉદ્યોગો મહત્ત્વના છે. તેને ત્યાંની સરકારે અત્યાર સુધીમાં બનતી મદદ આપી છે. પણ આવૃત્તિના મહત્ત્વની દૃષ્ટિએ તેને વિશેષ મદદ આપવાની જરૂર છે.

### સફળતાનો પાયો

આ મંડળીઓનું બંધારણ સહકારી સિદ્ધાન્તો અનુસાર રાખવામાં આવે છે અને મળી શકે તેવાં સાધનો ભેગાં કરીને, દરેકની શક્તિ પ્રમાણે કામની વ્યવસ્થા કરીને ઉદ્યોગ શરૂ કરવામાં આવે છે. પોતાની અસહાય સ્થિતિને લીધે, જે મળે તેટલાથી સંતોષ માનીને લોકો કામ કરવા તૈયાર થાય છે. પણ માલની ખરીદ અને વેચાણની યોગ્ય વ્યવસ્થા થતી હોવાથી, તેમનું કામ બરાબર ચાલે છે. કામની સફળતાનો મોટો આધાર તેના સેવાભાવી કાર્યવાહકો છે. કોઈ પણ નવી પ્રવૃત્તિ સેવાભાવી માણસોથી જ ખીલી શકે છે. ચીનની આ પ્રવૃત્તિને સદ્ભાગ્યે એવા માણસો મળ્યા છે. એટલે તેનું કામ બરાબર ચાલ્યું છે અને ભવિષ્યને માટે ઊજળી આશા આપે છે. કાર્યવાહકો પોતે હોશિયાર કારીગરો કરતાં પણ ઓછું મહેનતાણું લે છે; (મહિને ૫ ચી. ડૉ.+) રાજકીય પક્ષાપક્ષીથી પર રહે છે અને આ પ્રવૃત્તિને યોગ્ય માર્ગે વિસ્તારવાની એકમાત્ર નિષ્ઠાથી કામ કરે છે. હિંદમાં કે કોઈ દેશમાં, આ રીતે ઉદ્યોગો ચલાવવા હોય તો એવા સેવાભાવી માણસો મળે તો જ કામ જામી શકે.

### અસહ્ય ગરીબાઈ

હિંદની માફક ચીનમાં પણ સાધારણ રીતે જીવનનું ધોરણ બહુ નીચું છે. લોકો બહુ જ ઓછામાં પોતાનો નિભાવ કરે છે. ત્યાંની રાષ્ટ્રીય રાહત સમિતિએ ૧૯૩૮–૩૯માં ૭૬ લાખ નિરાધારોને આશ્રય આપ્યો હતો. ત્યારે ૧ માણસને પોણા બે વરસ પોષવાનું ખર્ચ સરેરાશ ૫ ચી. ડૉ. આવ્યું હતું. (જો કે વાયવ્ય ચીનમાં ભેગાં રસોડામાં એક જણનું ખાધાખર્ચ માસિક ૧૨ થી ૧૩ ચી. ડૉ. આવે છે.) મોટા ભાગનાં ઘર માટીનાં હોય છે. ૫૦ ફૂટ કપડું વણવાની મજૂરી ૧–૨ ચીની ડૉલર અપાય છે. સભ્યો માસિક ૭ થી ૮ ચી. ડૉ. કમાય છે. પ્રમુખ પણ માસિક ૧૨ ચી. ડૉ.થી વધુ મેળવતો નથી. આ બધી માહિતી અસહ્ય ગરીબાઈ બતાવે છે. એવી સ્થિતિમાં યંત્રો નકામાં નીવડે એ દેખીતું છે. જ્યાં મજૂરીનો અભાવ હોય અને મૂડીની રેલમછેલ હોય ત્યાં કદાચ યંત્રો ચાલી શકે. અહીં તેને માટે સ્થાન નહોતું. યંત્રો જોઈએ તો મળી શકે તેમ પણ નહોતાં: એટલે જેવી પરિસ્થિતિ આવી પડી તેવો ઉપયોગ કરવામાં આવ્યો અને કામ ચલાવ્યું. લડાઈ બંધ થયા પછી, સામાન્ય પરિસ્થિતિ થયે, જો આ પ્રવૃત્તિ ટકી શકે અને આગળ વધે તો લડાઈમાંથી એક નવી વસ્તુ મળી ગણાશે. અત્યાર સુધી ખેતીમાં સહકાર પ્રવૃત્તિ ચાલે, પણ ઔદ્યોગિક ક્ષેત્રમાં સહકાર પ્રવૃત્તિ 'ચાલી શકે તેમ નથી' એમ મનાતું હતું તેને બદલે તે ચાલી શકે તેમ છે એમ દુનિયાને ખાતરી થશે. બીજા દેશો તે કરી

+ ૮૦ ચી. ડૉ. માં તો આખો ઓફિસ ચાલે.
( ૮૦ ચી. ડૉ.=૮ અમે. ડૉ.=૩૨ શિલિંગ= રૂ. ૨૨૧ )

બતાવે કે નહિ, પણ હિંદ અને ચીન પોતાની વિશિષ્ટ પરિસ્થિતિને લીધે સિદ્ધ કરી બતાવશે એવી આશા, ચીનના અનુભવ ઉપરથી રાખવી, વધારે પડતી નથી. જેમ અસહકાર અને સત્યાગ્રહ હિંદની વિશિષ્ટ પરિસ્થિતિને લીધે વિફલમાં પણ તેનો સ્વીકાર બધે થાય એવા સંજોગો ઊભા થયા છે, તેમ સહકારી ઉદ્યોગો સફલ કરી બતાવીને ચીન દુનિયાને તેનો બોધપાઠ આપી શકે.

ઉપર આપેલી બે વરસના કામની માહિતી ઉપરથી આમ બની શકશે એવો વિશ્વાસ પડે છે. મંડળીઓમાંથી ફક્ત ૨ ટકા મંડળીઓ નિષ્ફળ ગઈ છે. જે નિષ્ફળ જાય તેને કાં તો બીજાની સાથે જોડી દેવામાં આવે છે, અગર તો તેનો નવેસર વિકાસ કરવામાં આવે છે.

## તાલીમનું ખર્ચ

કારીગરને તાલીમ આપવાની જરૂર હોય તો નવાને તાલીમ આપવામાં ૪ માસ જાય અને પછી કામ કરીને સ્વાવલંબી થતાં બીજા ૩ માસ લાગે. એટલે કુલ ૭ માસ સુધી તેનું ખર્ચ આપવું પડે. આ ખર્ચ ૩૪ ચી. ડૉ. થાય. સાધનો, ઓજારો, ભઠ્ઠી વગેરેનું ખર્ચ જુદું થાય. તે ખર્ચ ૭૦ ચી. ડૉ. જેટલું ગણાય. આ રીતે એક સભ્યને તાલીમ આપીને કામે લગાડવાનું ખર્ચ લગભગ ૧૦૦ ચી. ડૉ. (=૨૬ા. રૂ.) આવે. કોઈ ઠેકાણે વિશેષ મોંઘવારી હોય તો ૧૩૦ થી ૧૪૦ ચી. ડૉ. આવે.

## પરિણામ

આટલા થોડા ખર્ચમાં અદ્ભુત કામ થઈ શકે છે. સાધનવિહીન, નિરાધાર લોકોને કામ મળે છે. તેઓ તેમાંથી પોતાનો ગુજારો કરે છે અને પ્રજાતંત્રની તાલીમ મેળવે છે. તેઓ દેશને અને લશ્કરને માલ પૂરો પાડે છે અને જે નફો થાય તેમાંથી નિશાળો, દવાખાનાં અને આરોગ્ય પ્રવૃત્તિ ચલાવે છે. આ રીતે પોતાની કેળવણી અને સંસ્કૃતિમાં વધારો કરે છે, આર્થિક સ્થિતિ સુધારે છે અને જાપાન સામેનો મોરચો ટકાવી રાખવામાં મદદ કરે છે.

આ ઉપરાંત ત્યાં પણ હિંદની પેઠે ચીનાઓ અને મુસ્લિમો વચ્ચે વૈમનસ્ય ચાલે છે તે આ પ્રવૃત્તિ દ્વારા મટી જાય છે. સહકારી ઉદ્યોગોમાં બધી કોમના લોકો ભેગા મળીને કામ કરે છે અને એક બીજાના સુખદુઃખમાં ભાગ લે છે. ચીનના મુસ્લિમો તેમના મુલ્લાઓને 'અહુન' કહે છે. એવા એક બુઢ્ઢા અહુને પોતે સહકારી ઉદ્યોગમાં કામ કરતાં કરતાં એવી અભિલાષા વ્યક્ત કરી હતી કે 'આ પ્રવૃત્તિ મુસ્લિમ પ્રદેશોમાં પણ ફેલાશે તો તે પ્રદેશોમાં પછી કોમી વિખવાદ રહેશે નહિ.' આપણે આશા રાખીએ કે તે બુઢ્ઢા અહુનની આશા ફળે. હિંદમાં પણ કોમ કોમના ભેદ વગર આર્થિક સંગઠન થાય અને એ રીતે કોમી વિખવાદ ટળે તો કેવું સારું?

## આપણે શું કરવું જોઈએ?

તદ્દન ગરીબ, પછાત અને નિરાધાર લોકોને આ રીતે સહકારી ધોરણે સંગઠિત કરીને પગભર કરવાથી ચીનને જુદી જુદી રીતે અનેક લાભ થયેલા દેખાય છે. હિંદ પણ તેનો દાખલો લઈ શકે. પણ તે મોટા પાયા પર તુરત થાય તેમ લાગતું નથી. અખિલ ભારત ચરખા સંઘ અને ગ્રામોદ્યોગ સંઘ, એ દૃષ્ટિએ વિકેન્દ્રિત અને સહકારી ઉદ્યોગરચના તરફ વળ્યા છે એ આપણે માટે શુભ ચિહ્ન છે. તે ક્ષેત્રમાં સફળતાથી કામ થયું હશે તો ભવિષ્યમાં એ ધોરણે વિશાળ ક્ષેત્રમાં કામ ઉપાડી શકાશે. એટલે હાલ તુરત આવી પ્રવૃત્તિનો અભ્યાસ કરવો, ચરખા સંઘ અને ગ્રામોદ્યોગ સંઘની નવી નીતિને અપનાવી લેવી અને તેનો વિકાસ કરવો એ આપણું કામ છે. અનુકૂળ પરિસ્થિતિ થયેથી, પં. જવાહરલાલજીની સૂચના મુજબ, આપણા ગ્રામોદ્યોગ નિષ્ણાતોએ ત્યાં જઈને આ પ્રવૃત્તિનો અભ્યાસ કરવો જોઈએ અને ત્યાંના નિષ્ણાતોને સલાહસૂચના માટે અહીં પણ બોલાવવા જોઈએ.

# ડાહ્યો પથ્થર

નાથાલાલ દવે

શહેરનો રસ્તો પથ્થરથી જડેલો હતો. કોઈ ગાડી નીકળી, તે એક પથ્થરને ઉખેડતી ગઈ. પથ્થર બોલ્યો, "બીજા પથરા સાથે હું અહીં શા માટે પડ્યો રહું! હું તો સ્વતંત્ર જીવન જીવીશ."

એક છોકરો નીકળ્યો. તેણે પથ્થરને હાથમાં લીધો.

પથ્થરે વિચાર કર્યો, "મુસાફરી કરવાની મને ઇચ્છા થઈ કે આ પ્રવાસ શરૂ થયો. પૂરા બળથી ઇચ્છા કરી એટલે બસ."

છોકરાએ પથ્થરને એક મકાન પર ફેંક્યો. પથ્થરને થયું, "મને ઊડવાનું મન થયું અને આ હું ઊડ્યો. બહુ સરલ વાત છે. મનથી નક્કી કર્યું એટલે બસ."

પડિંગ દઈને પથ્થર કાચની બારી સાથે અફળાયો. કાચ ફૂટ્યો. ફૂટતાં ફૂટતાં કાચે ચીસ પાડી, "અરે જંગલી, આ તેં શું કર્યું!"

પણ પથ્થરે જવાબ આપ્યો, "મારા રસ્તામાં તું આવ્યો શા માટે? મારી આડે આવનાર પર મને ચીડ ચડે છે. મારી સગવડ પહેલી, એ મારો સિદ્ધાંત છે."

પથ્થર સુંવાળી પથારી પર પડ્યો. તેને વિચાર થયો, "ઠીક છે. ઊડવાનો થાક લાગ્યો છે. હવે હું ઘડીક અહીં આરામ કરું."

નોકર આવ્યો. પથારી પરથી પથ્થરને ઊંચકીને તેણે બારીબહાર ફેંકી દીધો. પથ્થર પાછો રસ્તા પર પડ્યો.

એટલે તેણે તેના સાથીઓને કહ્યું, "કેમ છો, મિત્રો! હું હમણાં પેલા મોટા ઘરે મળવા ગયો હતો. પણ એ ધનવાનોમાં મને રસ ન પડ્યો. સામાન્ય જનતા માટે મારું હૃદય તલસી રહ્યું એટલે હું તમારી પાસે પાછો આવ્યો છું."*



* રશિયન લેખક ફિઓદર સોલોગુબની વાર્તાનો અનુવાદ.

## ભણકારોત્તર :

બલવન્તરાય ક. ઠાકોર

### ૧. થોડાં અંગત

પંખી ના જાણે

( એક કવિબંધુને ભણકાર નવી આવૃત્તિની નકલ ભેટ મોકલી તેમાં મુખપૃષ્ઠ સામે )

અંજની ગીત ]

પ્રબળ કેટલી પાંખ છાતિ નિજ,
ઝલક વિવિધ શી પર પરની નિજ,
સુર સુરપલટા શા કંઠે નિજ, —પંખી ના જાણે. ૧

ઉડણ કુજન દિક્કાલ ક્યામાં,
રસઝર ખિલે, વિલાય ક્યામાં,
—ઉડણ કુજનથી અવર કશામાં —પંખી ના જાણે. ૨

ઉડણ કુજન નિજ જીવન વ્હેતું
લોલવિલોલ હલેરિયાં લેતું,
અવર દુઃખસુખ જગ શાં દેતું —પંખી ના જાણે. ૩

પર=પીંછાં.

ઓગસ્ટ ૧૯૪૨

### ૨ શ્રી. પૂજાલાલ દલવાડીને

શાર્દૂલવિક્રીડિત ]

પૂજાલાલ, ત્હમે કરી હત ભલા આ સુંદરાશીષથી,
—ચુમ્મોતેર લખાય આંક ઉલટે, છે આંક જોબનતણો;
નીચે ઊપર માંડિ જોડિ લઇયે, છે એકડો એવડો,
મોટાથી લઘુને અને ન્યુનવિયે, છે ત્રીક તો નાધડો.

અંકોની શબ્દો તણી રમત છે જો કે ઘડી ગમતડું,
એ આશામય ચાટિ જાત ઠગતું જો કે ઘડી જતુડું,
તોયે જાત કુંભત આ ન તરતી વાર્ધક્ય-વારે બલે,
ને આ પાવડિ કાળની ખડખડત પીછો ન છોડે ક્યમે !

ટિપ્પણ:—સુંદર+આશીષ. ૭૪ થી ઉલટો આંક ૪૭. સરવાળો બે એકડે અગિયાર. બાહ્યાકૃતિ=ક. વારે : વારિમાં. કાળને જૂના જોગી મહર્ષિ જેવો કલ્પ્યો છે. ચુમ્મોતેરમું બેસતાં એટલે આ લખ્યું ૧૯૪૨ના ઑક્ટોબરમાં.

## ૩ ઉદારચિત્ત રસિકને

હરિણી ]

કવિ રસિ ખલુ! ભોળાયો શું પચે ગરવી, સખે,
—નવ જનમિયો, ખાતે બનિયો અણકું કવીડું રે!
શબલ રુધિરે ગોત્રસ્રષ્ટા ન કૌશિક જાગિયો,
નકર કવિયૂ મંત્રદ્રષ્ટા થતે તવ સેઠિયો!
—કશિ પણ, સખે, અકારણે છે અશક્ય ન સિદ્ધિયો.

'ગોપીહૃદય'ના મરલો છપાતાં છપાતાં વાંચતાં જેને સુખે એમાં નિર્દિષ્ટ ઉદ્ગાર થયો તે કવિબંધુને આ શ્લોક મોકલ્યો. શબલ : ભેળસેળિયું, વર્ણસંકર. ગોત્રસ્રષ્ટા કૌશિક : ગોત્રનો મૂળ પુરુષ વિશ્વામિત્ર. નકર : નિકર, નહીંતર. સેઠિયો : આ ન્હાનકડો સેઠની.

●

## ૪ ડાક્તર બિનયતોષ ભટ્ટાચાર્યને અંજલિ : ડિસેંબર, ૧૯૪૩

પૃથ્વી ] [ સૉનેટ

હકીમ ન, ન વૈદ્ય ડાક્તર, કમાલ ઇલ્મી અરે
અહો બિનયતોષ આપ બિનજોડ જાદૂગર!
નસીબ મુજ શૂં વદૂં, ફક્ત આપે પાડોશડે
વસી સહજ કાલસ્રોતવહને જ ખોટ્યો, અગર
ન નેહ શકું હૈ તથાપિ, તમ મોંઘિ આ મિત્રતા.

કુલીનવર, ગૌડ બ્રાહ્મણ વરેણ્ય, વિદ્યાધન,
કિહાં ગરણું શુષ્ક, ક્યાં અમૃતરાજ ભાગીરથ!
અગોત્રિ ગુજરાતિ ક્યાં, ક્યહિ 'અતૂટ આર્યાન્વય
ચડંત નડિયા વટાવિ મિથિલા પુરાણી લગી
અનેક શતકોજ્જ્વલંત નિજ પૂર્વજે પૂર્વજે!

અહો મુજ નસીબ! રોગ જઈફી ભળી આકરી
પછાડ સુગલે અતીવ દરદે મુંઝાઈ ગયો,
અહીં પગ જ માંડતાં દિવસ અલ્પમાંહિ ફરી
સુગાત્ર બિનદેહ આપ રતિ-જાદુએ લૈ ગયો! ૧૪

ભાગીરથ અમૃતરાજ : ભાગીરથાત્મજ મહાન ગંગાનદ.

●

## ૫ જૂનું મધ

( સાઠઆસો વર્ષની મિત્રતા : ૧૯૪૪ )

પૃથ્વી ] [ સૉનેટ

સનાતન કશું ન એમ સરકંત સંસાર આ
ક્ષણે ક્ષણ સુજંત રૂપ રસ રંગ નાહીં નવા;
ક્ષણે ક્ષણ સરંત શૂન્ય વિવરે જ એ સર્જના,
—સૃજે વિસરજે, સૃજે વિસરજે જ સંસાર આ.
તિહાં વહત ઊરમોડ ઝબકી અનામી રસો
સરે નિકટ, ચૂમિ ભેટિ મિટ માંડિ ભેટે વળી;
પરસ્પર જ સેળભેળ થઈ જાય રસકૂંડળી,
અને પછિ છૂટી પડે, વહત દૂર દૂરે વસે,
ફરી મિલન વા ન વા.
યદિ મળે રસો એ જુના
અજાણ પરિપાક પામિ ધરતા સુધામાધુરી,
અલૌકિક, અમાપ, જોડ ઉપમા ન જેની ખરી:
પરસ્પર વળી અનેક અવરે હિતો સાધતા
ઉમંગિ હરખે ભર્યા : યદિ થતા વિખૂટા જરી,
જુના મધ સમી લહે, શિ કટુતાભળી માધુરી ! ૧૪

ટિપ્પણ:—વિવર+અંતિ. અનામી રસ : પ્રેમ અને શ્રદ્ધાનો. સુધા ( અમૃત )ની મધુરતા. પરસ્પર ( અન્યોન્યનાં ) વળી બીજાં પણ હિતનો સાધનાઓ.

અમદાવાદ વિ. સં. ૨૦૦૦ શરદપૂર્ણિમા નિમિત્તે મુશાયરામાં થયેલ પાદપૂર્તિઓમાંથી એક :

અય જવાનો ! જંગ શા શા ખેલવા છે ?
એક જંગ અનંત, ઇન્દ્રિયકામવિમોહનો,
જવાની કેરી જ હત્ સહે અતુલ ઘમસાણનો :
એક જંગ અનંત છે એ શત્રુ ખટનો સામનો,
બનવે જવાની અમર એવા માતબર પુરુષાર્થનો:
બાહ્ય ત્યહીં પ્રથમ, તો છે અંતરઅંતર શુદ્ધિનો,
—અય જવાનો ! જંગ શા શા ખેલવા છે ?

૧-૧૦-૪૪

卐

પ્રસ્થાન દર મહીનાની ૩૦મી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; પરદેશના રૂ. ૭-૮-૦. છૂટક કિં. ૦-૮-૦

# મિતાક્ષરી મતદર્શન

નાથાલાલ દવે

**ક્રૌંચવધ:**—લેખક: શ્રી વિ. સ. ખાંડેકર. પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઈ. પૃષ્ઠસંખ્યા: ૪૪૮. મૂલ્ય: સાડા પાંચ રૂપિયા.

મહારાષ્ટ્રના જાણીતા લેખક અને 'ડોન ક્વિક્ઝોટ'ના અનુવાદથી સ્વ. હરજીવન સોમૈયાએ જેમનો ગુજરાતને પરિચય કરાવેલો તે શ્રી વિ. સ. ખાંડેકરની નવલકથાનો શ્રી ગોપાળરાવ ગ. વિદ્વાંસે કરેલો આ અનુવાદ અનેકરીતે આવકારપાત્ર છે. વાર્તાકથનના એક અભિનવ પ્રયોગ તરીકે તેની વસ્તુગૂંથણી જેમ આકર્ષક છે તેમ જ જીવનના સાદા પ્રસંગોમાંથી સાવ નૈસર્ગિક અને સાદ્યંત રસપૂર્ણ કાર્યવેગ જમાવવાની લેખકની ખૂબી પણ જોવા જેવી છે. ક્રાન્તિકારી દિલીપ, વત્સલ વયોવૃદ્ધ અધ્યાપક દાદાસાહેબ, પ્રણયનિરાશાના તુમુલ ઝંઝાવાતમાં સપડાતી સુલોચના—જેવાં અવિસ્મરણીય પાત્રો શ્રી ખાંડેકર બહુ સૂચક અને ઔચિત્યપૂર્ણ રેખાઓ દ્વારા આલેખતા જાય છે અને તે પણ પૂરી આસાનીથી. ને એ સર્વ પાછળ લેખકની ચિંતનસામગ્રી—બુદ્ધિવાદની તેમણે દર્શાવેલી અપૂર્ણતા, જીવનવિકાસમાં ભાવનાના બળની તથા હૃદયધર્મની તેમણે સમર્થ રીતે પ્રતિપાદિત કરેલી આવશ્યકતા અને ગાંધીજીના જનકલ્યાણકારી જીવનદર્શનનું તલસ્પર્શી વિવરણ, જે લેખકે વાર્તામાં તેમજ પ્રસ્તાવનામાં સુંદર રીતે રજુ કરેલ છે—તે આ નવલકથાને માત્ર વાચનક્ષમ નહિ પણ ઊંડા અભ્યાસને પાત્ર એવી મનનીય કલાકૃતિ બનાવે છે. સંપૂર્ણ રીતે શુદ્ધ અને સ્વાભાવિક એવી એની ગુજરાતી ભાષા જોતાં આવા સફલ અનુવાદ માટે શ્રી ગોપાળરાવ વિદ્વાંસને ધન્યવાદ આપવા ઘટે છે. આશા રાખીએ કે શ્રી ખાંડેકરની અન્ય કૃતિઓ પણ તેઓ ગુજરાતીમાં ઉતારશે.

**દયારામ રસસુધા:**—શ્રી શંકરપ્રસાદ રાવલ. પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી. મૂલ્ય: ત્રણ રૂપિયા.

ભક્તકવિ દયારામનાં પદો અને સુંદર ઊર્મિકાવ્યો જેવી તેની ગરબીઓના માધુર્યનો પિપાસુ એવો મોટો વર્ગ આપણે ત્યાં છે. તેને શ્રી શંકરપ્રસાદ રાવલનું આ સંપાદન આનંદદાયક થશે. જુદાં જુદાં પુસ્તકોમાં વેરાયેલી પડેલી દયારામની ગરબી—સમૃદ્ધિ શ્રી રાવલે અહીં એકઠી કરી છે. કાવ્યોનું સંશોધન કરી તેમણે બનતી વાણીશુદ્ધિ આણી છે, પાઠો નક્કી કર્યા છે, શક્ય હતું ત્યાં ગીતોને શીર્ષકો મૂક્યાં છે: પ્રથમ પંક્તિના રાગ, તાલ, ઢાળ વગેરેની સ્પષ્ટતા કરી છે. રાસ, ગરબી, પદો ઉપરાંત દયારામનાં વ્રજભાષાનાં પદો પણ સંપાદકે મૂક્યાં છે. અને ૬૪ પાનાંનો અભ્યાસપૂર્ણ વિસ્તૃત ઉપોદ્ઘાત લખીને દયારામની જીવનરેખા, કાવ્યોનું રસદર્શન, ગરબીનાં લક્ષણો વગેરે વિશે ઉપયોગી ચર્ચા કરી છે. વિપ્રલંભ શૃંગારને અનન્ય કલાથી આલેખનાર, રસ અને ઊર્મિથી સભર સુકોમલ પદો રચનાર, પ્રેમભક્તિના કવિ દયારામની કૃતિઓના આ સંપાદનને અભ્યાસી વાચકવર્ગ સત્કારશે એવી આશા રાખીએ.

卐

## આફ્રિકાના ગ્રાહકોને

પૂર્વ આફ્રિકાના ગ્રાહકોને વી. પી. થતાં નથી. તેથી તેમને જણાવવાનું કે તેઓએ પોતાનું લવાજમ મ. ઓ.થી યા તો પોસ્ટલ ઓર્ડરથી મોકલી આપવું. (પોસ્ટલ ઓર્ડર ક્રોસ કરવા નહિ.) કારતકથી નવું વર્ષ શરૂ થયું છે તો આ નવા વર્ષનું, અને જો પાછલું લવાજમ હજી બાકી હોય તો તે પણ, બનતી ત્વરાએ મોકલી આપશોજી. અમારી આર્થિક પરિસ્થિતિ અને મુશ્કેલીનો પણ વિચાર કરવો જોઈએ. શ્રદ્ધા છે કે દરેક ગ્રાહક પોતાનું લવાજમ વળતી ટપાલે મોકલી આપશે.

વ્યવસ્થાપક—'પ્રસ્થાન'

# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૯ ફાગણ : ૨૦૦૧ અંક ૫

## ભારત જાગે, જાગે—

ઉમાશંકર જોશી

ભારત જાગે, જાગે.
જંગચોકે જુગજુગ અવધૂતની મુક્તિખંજરી વાગે.
—ભારત૦

કડિકડી ઘેરા ઝણુકારે,
કડી દૂર આછા ભણકારે,
ચગે જુગો થકી જગપગથારે
ગુંજન મંગલરાગે. —ભારત૦
દશ દિશથી અંધાર વરસતો,
કાલ કંઈક પ્રજાઓ ગ્રસતો,
જુગજુગ એવી પળે યે હસતો
અકંપ ટેકવિરાગે. —ભારત૦
સ્વાર્થસળગતી દુનિયા ઠરશે,
જ્યારે અંગુલિ કંકુથી ભરશે—
ભારતભાલે સુતિલક કરશે—
સ્વતંત્રતા સોહાગે. —ભારત૦
નિદ્રા એને નયન પસે નહિ,
તંદ્રા એને અંગ હલે નહિ.
સુકામ એનો દૂર હવે નહિ.
ધપે અહર્નિશ આગે.
ભારત જાગે, જાગે.

૧૦ મે, ૧૯૪૪

# શ્રી અરવિંદ

## [ દેશસેવા અને યોગ ]

મૂળ લેખક : શ્રી. હરિદાસ ચૌધરી
ભાષાંતરકર્તા : જયંતીલાલ આચાર્ય

**શ્રી** અરવિંદને રાજનીતિના ક્ષેત્રમાંથી છૂટા થઈને ભારતના એક છેડે આવેલા પોંડીચેરીમાં તપોમગ્ન થઈને ઘણાં વર્ષો વીતી ગયાં. તેમની વિપુલ કર્મશક્તિ અને અસામાન્ય સર્જનપ્રતિભા મેળવવાની આશાથી ઘણીવાર ભારતસંતાનોએ તેમને આગ્રહપૂર્વક પાછા બોલાવ્યા છે. પરંતુ પ્રત્યક્ષભાવે તેમણે તેનો ઉત્તર વાળ્યો નથી. તેમની રહેણીકરણી અને આશ્રમની આસપાસ એક દુર્ભેદ્ય રહસ્યની આબોહવા જાણે કે ઘેરી રહી છે. ધીરે ધીરે પૃથ્વીની વિચારશીલ વ્યક્તિઓની નજર તેમના રહસ્યમય જીવન તરફ આકર્ષાવા લાગી છે. તેમની જીવનવ્યાપી સાધનાનું લક્ષ્ય શું છે, એવા કયા મહાન ઉદ્દેશ્યની પ્રેરણાથી પોતે કઠોર તપસ્યામાં મગ્ન થયેલ છે, એ જાણવાને માટે આજે ચારે બાજુ કુતૂહલ પ્રવર્તે છે. વર્ષના માત્ર ત્રણ જ દિવસ પોતે દર્શન આપે છે, અને એ ક્ષણના દર્શનને માટે અદમ્ય ઉત્સાહથી ક્યાં ક્યાંથી લોકો અનેક મુશ્કેલીઓ વેઠીને આવે છે. જેમને દર્શનનો લાભ મળે છે તેમાંના ઘણાને પોતાની સત્તાના કોઈ એક અંતરતમ થરમાં કોઈ એક પ્રકારનો સ્પર્શ થાય છે. તેથી તેઓ વારંવાર પોંડીચેરી જાય છે અને તેમના સાંનિધ્યનો લાભ પામીને ગંભીર બની જાય છે. ત્યારે આ શક્તિનું મૂળ ક્યાં, તેની પાછળ કયો ઉદ્દેશ કાર્ય કરી રહ્યો હશે ?

શ્રી અરવિંદના અસાધારણ જ્ઞાનબળ અને પ્રતિભા તરફ જેમને શ્રદ્ધા ન હોય, તેમના ત્યાગ અને દેશપ્રેમ પર જેઓ વારી જતા ન હોય એવા લોકો હશે કે નહિ તેની મને ખબર નથી. પરંતુ ઘણાના મનમાં વાંધાભર્યો પ્રશ્ન જાગે છે કે શાથી આવી તેજસ્વી પ્રતિભા સ્વદેશ તરફની પોતાની પ્રાથમિક જવાબદારી તેમજ ફરજને અવગણીને કર્મક્ષેત્રમાંથી પોતાની જાતને નિવૃત્ત કરીને તપસ્યાની નિરાલમ્બતામાં પોતે મહાલે છે ? શું આ પ્રકારે કર્મમાંથી નિવૃત્ત થવામાં એક પ્રકારની સ્વાર્થપરાયણ વૃત્તિ તો નહિ છુપાયેલી હોય ! શ્રી અરવિંદના પહેલાના ઘણા અનુરાગી ભક્તોને મુખેથી આ ફરિયાદ સંભળાય છે. આપણે જોઈશું કે વસ્તુતઃ શ્રી અરવિંદે કર્મક્ષેત્રમાંથી વિદાય લીધી જ નથી; તેઓ જનસમાજની નજર ટાળીને કોઈ એક વધારે બૃહત, વધારે ઉન્નત કર્મનું ક્ષેત્ર રચી રહ્યા છે. પોતે કોઈપણ સ્વાર્થભર્યા માર્ગે વળ્યા જ નથી. ઊલટું સ્વદેશની અને માનવગણની પરમ સ્વાર્થસિદ્ધિ મેળવવાના હેતુથી તેમણે પોતાનું સમસ્ત જીવન અર્પ્યું છે. રાષ્ટ્રગુરુ અરવિંદ અને યોગીગુરુ શ્રી અરવિંદમાં ક્રમશઃ પરિણત થતી એક અસ્ખલિત ધારા જોવામાં આવે છે. તેમણે ભારતને પ્રાણથી અધિક ચાહ્યો છે, તેથી દેશમાતાને ચરણે પોતાની

જાતને સંપૂર્ણભાવે સમર્પી દે. પરંતુ થોડા વખતમાં તેમને લાગ્યું કે ભારતવર્ષની સમસ્યા આખા જગતની સાથે એક તાંતણે સંકળાયેલ છે. આજે જગતની આગળ સૌથી મોટો પ્રશ્ન છે આખી માનવ-જાતિની એકતાનો. અને આ એકતા આણવાના વ્રતમાં અગ્રણી થવું એ છે ભારતનો અંતર્નિહિત ઉદ્દેશ. પશ્ચિમમાંથી સ્વાધીનતા, સામ્ય અને ભ્રાતૃત્વ કે મૈત્રી (Liberty, Equality and Fraternity)નો મંત્ર ઉચ્ચારાયો છે. સ્વાધીનતા અને સામ્યનો અર્થ જાણતાં છતાં પશ્ચિમના લોકોના જીવનની સાથે ભ્રાતૃત્વનો કાંઈ મેળ ખાતો નથી. પૃથ્વી પર આંતરજાતીય ભ્રાતૃભાવના તો જાગવી જ જોઈએ, અને કદાચ તેના પૂર્વ આભાસરૂપે ભેદ અને વિષમતા, વિવાદ અને સંઘર્ષ ઉગ્રભાવે જણાયાં છે.

શ્રી અરવિંદે જોયું કે માનવજાતિનું ઐક્ય રાજનૈતિક સંગ્રામ કે ચરખા દ્વારા અથવા કોઈ દાર્શનિક મતવાદના પ્રચાર દ્વારા થવું અશક્ય છે. સમગ્ર માનવજાતિના ભ્રાતૃત્વનો માર્ગ એકલું ભારત પોતાના યુગયુગથી સંચિત તપોબળદ્વારા દર્શાવી શકે. સાચાં સ્વાધીનતા, સામ્ય અને ભ્રાતૃત્વ ત્યારે જ શક્ય બને જ્યારે માનવ પોતાની હાલની ચેતનાને વટાવીને અતિમાનસ, એટલે કે વિજ્ઞાનલોકમાં પ્રતિષ્ઠિત કરી શકે, અને આ બની શકે કેવળ યોગબળે. તેથી જગન્માતાની પ્રેરણાથી શ્રી અરવિંદ યોગસાધનામાં પ્રવૃત્ત થયા છે અને તેઓ માને છે કે ભારતના તપોબળનું ઉદ્બોધન કરીને સમગ્ર માનવ-જાતિનું ઐક્ય સ્થાપવામાં જ ભારતવર્ષની સાર્થકતા છે અને એમાં જ તેના પ્રશ્નનું સંપૂર્ણ સમાધાન છે.

શ્રી અરવિંદના યોગની વિશેષતા એ છે કે વ્યક્તિગત જીવનનો મોક્ષ કે નિર્વાણ-પ્રાપ્તિનો એ ખાસ માર્ગ નથી. પતંજલિ જણાવે છે કે યોગ એટલે આપણા ચિત્તની વૃત્તિઓનો સમ્યક્ નિરોધ. સામાન્ય જીવનનાં જે બધાં કર્મ હોય છે તેમનું મૂળ ચિત્તવૃત્તિ એટલે કે આસક્તિ, અનુરાગ, વાસના, કામના, સુખ, દુઃખ વગેરે હોય છે. આ ચિત્તની વૃત્તિઓ પ્રકૃતિનો વિકાર છે. જીવાત્મા અથવા પુરુષ અવિવેકને વશ થઈને પ્રકૃતિથી પોતાનું જુદાપણું ભૂલી જાય છે, અને પોતાનો પ્રકૃતિની સાથે એકાત્મભાવે વર્તાવ કરે છે. પરિણામે પ્રકૃતિના વિકારને પોતાના માની લઈને સુખદુઃખ અને જરામૃત્યુથી પોતે આબદ્ધ છે એમ જીવાત્મા કલ્પે છે. યોગના અભ્યાસથી જ્યારે બધી ચિત્તની વૃત્તિઓ સ્તબ્ધ થઈ જાય ત્યારે યોગી પોતાને પ્રકૃતિથી સંપૂર્ણ અળગો અનુભવે છે અને પોતાની નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત સ્વરૂપમાં પ્રતિષ્ઠા પામે છે. આ થયો સાંખ્યનો મોક્ષ અથવા કૈવલ્યપદ. આ અવસ્થા માત્ર સુખદુઃખ કે જરામરણથી અતીત છે એમ નથી, પરંતુ આખી સૃષ્ટિ અને કર્મોથી પણ અતીત છે; કારણ કે સાંખ્યમત પ્રમાણે સૃષ્ટિ અને કર્મ માત્ર પ્રકૃતિનાં કાર્ય છે. શંકરપંથી માયાવાદીની પણ આ જ વાત છે. કર્મ, સૃષ્ટિ એ બધું માયા છે અથવા તો અવિદ્યાની રમત છે. જીવનનો એક આદર્શ એટલે કે માયામય જીવનને તિલાંજલિ દઈને અજ્ઞાનથી પ્રેરાયેલાં કર્મોમાંથી છૂટીને નિર્ગુણ બ્રહ્મની નિશ્ચલ પ્રશાંતિમાં વિલીન થવું તે. સાંખ્ય અને માયાવાદમાં ઘણો ફરક હોવા છતાં ય જીવનના ચરમ લક્ષ્યની બાબતમાં બન્ને એકમત છે: બધાય દ્વંદ્વ અને કર્મ, જીવન અને સૃષ્ટિને વટાવીને એક પ્રશાંત વિરાટ ચૈતન્યમાં પ્રતિષ્ઠિત થવું. શ્રી અરવિંદ જણાવે છે કે સાંખ્યના અક્ષર પુરુષ અને માયાવાદીના નિર્ગુણ બ્રહ્મની પાછળ એક વિરાટ સત્તા રહેલી છે જેને ગીતા પુરુષોત્તમ તરીકે જણાવે છે. આ પરાત્પર પુરુષોત્તમ નિર્ગુણ હોવા છતાં ગુણી, એક હોવા છતાં બહુ, અને

# યૌવનનો ઝરો

બાપાલાલ ગ૦. વૈદ્ય

મહામના પં. માલવીયજી કાયાકલ્પનો પ્રયોગ અજમાવી રહ્યા હતા. વૈદ્યરાજો જૂનાં પુસ્તકોમાંથી આ સંબંધી જે વિગતો દટાયેલી પડી છે તે સમાજને ચરણે તેમની શિથિલ લેખનશૈલીમાં પીરસતા હતા. એ અરસામાં એક પ્રોફેસર એક દિવસ મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા: "વૈદ્યરાજ, તમારી પાસે આવો કોઈ કાયાકલ્પનો પ્રયોગ હોય તો અજમાવવા ઇચ્છું છું. તમે જાણો છો કે મારું મગજ એવું ને એવું જ તંદુરસ્ત છે, જ્યારે શરીર શિથિલ બનતું જાય છે. શરીરનો મન ઉપર જુલમ છે એમ કહું તો ચાલે. તમને મારી માનસિક સ્થિતિમાં કશો ફેર લાગે છે? બાકી મારા શરીરમાં ૩૦ વર્ષ પહેલાં જે તાકાત–જોમ હતાં તે હું નથી જોતો. તમારા રસાયન પ્રયોગોમાં દીર્ઘાયુષ માટે ઘણી સ્તુતિઓ છે એમ મેં સાંભળ્યું છે. થોથાંમાંના પ્રયોગો પ્રત્યક્ષ અજમાવવાનો સમય નથી આવી પહોંચ્યો શું?"

પ્રોફેસરના ગયા બાદ હું વિચારમાં પડ્યો. ચરક સંહિતાનો હું ભક્ત છું. રસાયન અને વાજીકરણના અધ્યાયો ઘણી વાર મેં ધ્યાનથી જોયા છે. ભગવાન પુનર્વસુએ બતાવેલા એ પ્રયોગો શું ખોટા હશે? ચ્યવનપ્રાશ ખાઈને ચ્યવનાદિ ઋષિઓ જરામુક્ત થયા હતા એ શું ખોટું હતું? આપ્તોના એ પ્રયોગોને ખોટા શે કહી શકાય? તો પછી પં. માલવીયજીને કાયાકલ્પથી ફાયદો કેમ ન થયો? કાયાકલ્પ કરાવનારના દોષો હશે, રસાયન માટે જે ભૂમિકા જોઈએ, પ્રયોગ કરનારમાં જે મનની સમાધિ જોઈએ તે ન હોય,—ઇત્યાદિ દોષો વખતે કાયાકલ્પના પ્રયોગોમાં રહી ગયા હશે જ. આવું મારા મને સમાધાન સાધ્યું પરંતુ, તેથી સંતોષ તો ન જ થયો. જ્યારે બુદ્ધિ ખરેખરી પરિપક્વ થાય છે ત્યારે જ શું કામ શરીર શિથિલ બનતું જોઈએ? મૃત્યુની બીક, જરા અનિવાર્ય છે જ એ ભાવ, મનુષ્યસમાજ દૂર ન જ કરી શકે શું? યોગીઓ કેટલાક અતિદીર્ઘ આયુષ ભોગવતા જાણવામાં છે. પરંતુ એ 'યોગ'નો વિષય આ લેખનો વિષય ન બની શકે. યોગી સિવાય શું નિર્જરત્વ ન જ પ્રાપ્ત થઈ શકે? મનનું સમાધાન થયું નહિ જ. લાખો વર્ષથી કીમિયાગરો 'નાગાણી' બનાવવા પાછળ પડ્યા છે, જેના સ્પર્શે ધાતુમાત્ર કાંચન બની જાય એવી કોઈ ચીજ શોધવા પાછળ લાખો ખુવાર થયા છે અને કીમિયાગર ઉપરાંત યૌવનના ઉપભોગકામ દેહ માટે પણ રસાયનો શોધવાના પ્રયત્નો થયા છે જ. બન્નેને ફતેહ ન જ મળી.

વિજ્ઞાનને હાથ આ 'કીમિયો' નહિ આવે શું? રેડિયમની શોધથી એક એવી અમૂલ્ય ધાતુ હાથ આવી છે કે જેની સરખામણીમાં બીજી કોઈ ધાતુ હિસાબમાં નથી. ઘણી ધાતુઓને એના વડે કિંમતી દ્રવ્યોમાં ફેરવી શકાય છે. કીમિયો શોધવા માટે અન્યત્ર જવાની જરૂર નહિ રહે એમ લાગે છે. રસાયનશાસ્ત્રીઓની પ્રયોગશાળાઓમાંથી જ આ કીમિયો—યૌવનનો ઝરો—હાથ આવશે એમ લાગે છે.

ચાર્લ્સ બ્રાઉન સિક્વર્ડનું નામ ઘણાની જાણમાં હશે જ. મોરીશિયસની ફ્રેંચ બાપ અને અમેરિકાનો ખલાસી—એ માતાપિતાનો આ પુત્ર. એફ. આર. સી. એસ. છે. ઇંગ્લાંડ, ફ્રાન્સ, અમેરિકા, સ્કોટલૅંડ અને આયર્લૅંડની વિશ્વવિદ્યાલયોમાં તેણે પ્રોફેસરપણું કરેલું છે. આ વિદ્વાન સિત્તેર વર્ષની ઉંમરે માંદો પડ્યો, અને આખલાઓના અંડમાંથી કાઢેલ સત્ત્વો લઈને તે સાજો થયો. એંસી વર્ષની ઉંમરે એ મરણ પામ્યો. હિંદમાં તો પશુઓના અંડોના ચૂર્ણો બનાવીને પીવાથી અજબ તાકાત—વાજીકરણ શક્તિ—પ્રાપ્ત થાય છે

એમ ઘણાની જાણમાં છે. ઇ. સ. પૂર્વે ૪–૫ સૈકામાં લખાયેલી ચરકસંહિતામાં આવા અનેક પ્રયોગો છે જ. એક દેશી રાજના મહારાજાને ઘોડાઓ જ્યારે મદમાં આવીને વડવા ઉપર સંપ્રયોગ કરવા તૈયાર થતા ત્યારે તેના અંડ કાપીને લઈને તેનો યૂષ બનાવીને મહારાજાને આપવામાં આવતો અને મારા સાંભળવા પ્રમાણે મહારાજાની બંઢતા નષ્ટ થઈને એ પુરુષ-વીર્ય બન્યા હતા. પાછી સંતાનો પણ થએલાં પરંતુ યુરોપમાં આ પ્રયોગો તદ્દન નવા હતા. થાઇરોઇડ, પીચ્યુટરી ઇત્યાદિ અંતઃસ્રાવી ગ્રંથિઓનું કોઇ નામ જાણતું ન હતું એ સમયમાં બ્રાઉન સિક્વર્ડે આ પ્રયોગ પોતાની જાત ઉપર અજમાવીને પુનર્યૌવન પ્રાપ્ત કર્યું હતું. બ્રાઉન સિક્વર્ડની અથાગ વિદ્વતા માટે સૌને માન હતું. પરંતુ આ પ્રયોગથી પુનર્યૌવન પ્રાપ્ત કરી શકાય એ ખ્યાલ માત્રથી જ તેના ચિકિત્સક બંધુઓ હસવા લાગ્યા અને ઠેકડી કરવા લાગ્યા હતા.

બ્રાઉન સિક્વર્ડના મરણ પછી થોડા જ વખતમાં થાઇરોઇડ ગ્રંથિની અને તેના સ્રાવની શોધ થઇ અને હવે તો, દર વર્ષે નવી નવી ગ્રંથિઓને બહાર લાવવા લાગ્યા છે— રસાયનશાસ્ત્રીઓ અને ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓની અથાગ મહેનતને લઇને.

આ ઘણીખરી ગ્રંથિઓમાં યૌવનનો સ્રોત સંતાઈ રહેલો જણાય છે. આ ગ્રંથિઓના પરસ્પરના સહકાર વિના આરોગ્ય અને શરીરવિકાસ સંભવતો નથી. થાઇરોઇડ ગ્રંથિમાં જો કાંઈ ખોડખાંપણ હોય તો શરીરની ચામડી જાડી થાય છે અને નિસ્તેજ ભાસે છે, અને દરદી અકાળે વૃદ્ધ જેવો ભાસે છે. જો થાઇરોઇડમાંથી જોઈએ તે કરતાં વધુસ્રાવ થતો હોય છે અને જો દરદી સ્ત્રી હોય છે તો તે સૂકી ને સુકી, કરચલીવાળી, બનતી જાય છે અને જુવાન છતાં ઘરડી ડોશી જેવી જણાય છે. થાઇરોઇડ ગ્રંથિનું સમપ્રમાણ જ સ્ત્રીઓનું સૌંદર્ય જે ઉપર નિર્ભર છે એ મૃદુતા અને સુકુમાર્યને જન્મ આપનાર છે.

આ સિવાય બીજી એક થાઇમસ નામની ગ્રંથિ કે જેનું યથાર્થ જ્ઞાન હજી થયું નથી, પરંતુ જે થોડુંઘણું જાણવામાં આવ્યું છે એ ઉપરથી એને યૌવનની ગ્રન્થિ 'Gland of youth' કહી શકાય છે. બચપણમાં આ ગ્રંથિ ઘણી મોટી હોય છે, ચૌદેક વર્ષે તે ઘણી નાની થઈ ગએલી જણાય છે અને ભરજુવાન વયે તે અદૃશ્ય થઈ જાય છે. આ ગ્રંથિ શો ભાગ ભજવે છે તે હજી બરાબર જાણવામાં નથી આવ્યું. પરંતુ જે થોડા મનુષ્યોમાં આ ગ્રંથિ કાયમ રહે છે તેમાં આ ગ્રંથિની સ્પષ્ટ અસરો જણાય છે. એ મનુષ્યો સદાના જુવાન જ રહે છે. આ ગ્રંથિ જો કરમાઈ જતી ન હોય તો સદા માટે બાળપણ યા યૌવન ટકી રહે, જરા વ્યાધિ દૂર રહે. ખરેખરૂં રસાયન કાર્ય સાધે છે. આ ગ્રંથિનાં ઇંજેકશન્સ બનાવીને જો શરીરમાં અપાય તો સંભવ છે કે ઘડપણ દૂર થઈ પુનર્યૌવન પ્રાપ્ત થાય. આમ થઈ શકયું નથી, થવાનો સંભવ પણ નહિ જેવો છે, પરંતુ આ ગ્રંથિમાં રહેલ સામર્થ્ય બતાવવા માટે અહીં આટલો ઉલ્લેખ કરેલો છે. થાઇરોઇડ, થાઇમસ, સુપ્રારેનલ્સ અને જાતીય ગ્રંથિઓ–Sex glands–આ બધાનું સામંજસ્ય એટલે જ આરોગ્ય—અને આદર્શ યૌવન.

એક વખત લંડનની મેડિકલ સોસાયટી સમક્ષ એક વિચિત્ર જાતનો કેસ આવેલો. છોકરાનો જમણો હાથ અને જમણો પગ, ડાબા હાથપગ કરતાં અતિશય વધેલા હતા. જમણું અંગ પણ ડાબા અંગ કરતાં ઘણું વધારે વધેલું જણાતું હતું. ટૂંકમાં, એ છોકરો જમણી તરફ મોટા માણસ જેવો અને ડાબી બાજુ નાના છોકરા જેવો જણાતો હતો. આવું

કારણ એ મૂત્રપિંડો ઉપર જે બે નાની ગ્રંથિઓ બન્ને બાજુ આવેલી છે એ. (આને સુપ્રારેનલ ગ્રંથિઓ તરીકે ઓળખવામાં આવે છે.) એમાંની જમણી બાજુની વૃક્કગ્રંથિ અતિ કાર્ય કરતી હતી. જો સ્ત્રીના શરીરમાં આ ગ્રંથિ વધુ પડતી કાર્ય કરતી હોય છે તો સ્ત્રીના ચહેરા ઉપર અને હોઠ ઉપર વાળ ઊગે છે, પુરુષનાં ઘણાં ચિહ્નો પ્રકાશ પામે છે. આ ગ્રંથિના અતિકાર્યને અટકાવવા માટે બીજી ગ્રંથિનાં સત્ત્વો આપવામાં આવે છે. શરીરમાં રહેલી આવી ગ્રંથિઓમાં કોઈપણ એક ગ્રંથિ જો વધુ પડતી કામ કરે છે તો તેને માટે બીજી એવી જ ગ્રંથિનું સત્ત્વ આપવાની જરૂર પડે છે. આથી જ કોઈ ગ્રંથિ વધુ પડતી ઉત્તેજિત થતી હોય અને તેથી શકપણ પ્રગટ થતું હોય તો નવાઈ નહિ. કામશક્તિનો હ્રાસ જાતીય ગ્રંથિઓના શોષને લીધે હોય એમ માનીને જ પ્રખ્યાત ડૉ. વોરોનૉફે પશુઓ ઉપર પ્રયોગો આદર્યા હતા.

ડૉ. સર્જ વોરોનોફ રશિયાનો વતની હતો, શસ્ત્રવૈદ્ય હતો અને પેરિસમાં વધુ કરેલો. ઘરડા ઘેટાંના શરીરમાં એણે જુવાન ઘેટાની જાતીય ગ્રંથિ લઈને કુશળ શસ્ત્રક્રિયાથી આરોપિત કરી અને એ જુવાન ઘેટાની ગ્રંથિમાંથી જે જીવનસ્રાવ વહેતો થયો તેથી ઘેટું પરડું શરીને જુવાન થવા લાગ્યું. જુવાન ગ્રંથિમાંથી થતા સ્રાવો એ ઘરડા ઘેટાના રક્તમાં ભળવા લાગ્યા—રુધિરાભિસરણ સાથે વહેવા લાગ્યા અને ઘેટું જુવાન જેવું દેખાવા લાગ્યું!

ડૉ. વોરોનૉફની આ અદ્ભુત શસ્ત્રક્રિયાથી જગત આશ્ચર્યમુગ્ધ થયું. હિંદમાં આ પ્રખ્યાત ડૉક્ટર ઇંદોરના કરોડાધિપતિ હુકમચંદ શેઠ ઉપર આવું ઑપરેશન કરવા આવ્યા હતા એમ સાંભળ્યું છે. હુકમચંદ શેઠમાં શું પરિણામ આવ્યું છે તે જાણવામાં નથી.

ડૉ. વોરોનૉફના આ શસ્ત્રપ્રયોગોમાં મુશ્કેલી એ છે કે જે જાતના પશુ ઉપર ગ્રંથિ આરોપિત કરવી હોય તે તેના જેવા જ પશુમાંથી લેવી જોઈએ. કૂતરાની ગ્રંથિ લઈ ઘેટામાં આરોપિત કરવાથી કામ સરતું નથી. ઘેટાની ગ્રંથિ જ ઘેટાને આપી શકાય છે. મનુષ્યજાતિમાં પણ આમ જ છે. ઘરડા માણસને જુવાન થવું હોય તો જુવાન માણસની ગ્રંથિ જ જોઈએ. કયો જુવાન પોતાની ગ્રંથિ આપવા તૈયાર હોય? પરિણામે, મનુષ્યોના વંશજો જેવા ગણાતા મોટા વાનરો તરફ ડૉ. વોરોનૉફને ફરવું પડ્યું. ઉરાંગ ઉટાંગ જેવા મોટા વાનરોની ગ્રંથિઓ મનુષ્ય શરીરમાં આરોપિત કરવાથી એનો ગુણ ચાર વર્ષો સુધી જ રહે છે અને ચાર વર્ષ પછી આરોપિત કરેલી ગ્રંથિઓ શરીરમાં શોષાઈ જાય છે, અદૃશ્ય થઈ જાય છે અને શરીર પૂર્વવત્ થઈ જાય છે. બાકી, ચાર વર્ષ સુધી તો આ ગ્રંથિઓની અદ્ભુત અસર રહે છે. વૃદ્ધ જુવાન બને છે. કામશક્તિ અનુભવે છે. ડૉ. વોરોનૉફની શોધને આથી જ જગપ્રસિદ્ધિ મળી છે. યયાતિના પુત્રે યયાતિને પોતાનું યૌવન આપેલું એમાં કંઈ આવું હશે ખરું? ભગવાન જાણે!

ડૉ. વોરોનૉફની આ શોધનું ફળ કેવળ અતિ ધનવાનો માટે જ હતું. ગરીબ લોકો આ શોધનો લાભ લઈ શકે એમ ન હતું. એટલે શસ્ત્રવૈદ્યો આવું જ રામબાણ પણ દરેક સહેલાઈથી પ્રાપ્ત કરી શકે એવું સસ્તું સાધન શોધવા લાગ્યા. બધાને એ ખબર તો હતી જ કે શરીરમાં જ્યારે એક ગ્રંથિમાં અવ્યવસ્થા થાય છે ત્યારે બીજી ગ્રંથિઓ એ અવ્યવસ્થા ટાળવા માટે તનતોડ પ્રયત્નો કરે છે. એથી પુનર્યૌવન માટે કેવી જાતના અંતઃસ્રાવી રસો ઉપયોગી છે અને એ જાણ્યા પછી તે રસોને કઈ રીતે ઉત્તેજિત કરવા—એ તરફ નિષ્ણાતોનું ધ્યાન દોરાયું.

આ જાતના પ્રયોગો તરફ સૌપ્રથમ વિયેનાના એક ઝુલોજિસ્ટ સ્ટીનેચ (Steinach) નું ધ્યાન ગયું. તેણે આ પ્રયોગો શ્વેત ઉંદરો ઉપર કરવા માંડ્યા અને આનું પરિણામ એવું સંગીન આવ્યું કે આ જ જાતના પ્રયોગો મનુષ્યો ઉપર અજમાવી શકાયા.

**સ્ટીનેચની શસ્ત્રક્રિયા**

શરીરમાંની એકાદ નલિકાસ્રોત (duct)ને બાંધી દેવાથી પુનર્યૌવનોત્પાદક તત્ત્વ શરીરમાં ઉત્પન્ન થાય છે એવું સ્ટીનેચને ઉંદરોના પ્રયોગોથી સમજાયું હતું. આ શસ્ત્રક્રિયા સ્ટીનેચના નામથી જ ઓળખવામાં આવે છે. આવી હજારો શસ્ત્રક્રિયાઓ સુધરેલા દેશોમાં થઈ છે અને થાય છે. અને પરિણામ પણ આશ્ચર્યજનક જણાયાં છે. આ શસ્ત્રક્રિયાથી મનુષ્યો ઓછી ઉંમરનાં જણાયાં છે; જોવાની અને સાંભળવાની શક્તિ વધી છે, માથા ઉપર ફરીથી વાળ આવ્યા છે, સફેદ વાળ કાળા થયા છે; અરે, ટૂંકમાં, તેઓ ૧૦ થી ૧૫ વર્ષ જેટલા નાના જણાવા લાગ્યા છે.

આ જ પદ્ધતિ ઉપર સ્ત્રીઓનું ઑપરેશન વિચારવામાં આવે છે પરંતુ પુરુષોના કરતાં સ્ત્રીઓના ઑપરેશનમાં ભય છે. પ્રથમ તો એક્સ–રે લેવો પડે છે. અને બેમાંથી એક જ નલિકાસ્રોતને બાંધવાથી બીજો સ્રોત વધુ ઉત્તેજિત થાય છે અને વધુ અંતઃસ્રાવી રસ ઝરાવે છે. પરંતુ આ અત્યંત બારીક શસ્ત્રક્રિયા છે. જરા પણ વધુ માત્રામાં અંતઃસ્રાવી રસ વધુ નુકસાન પહોંચાડે છે. કેટલાંક ભયંકર દુષ્પરિણામો તબીબી દફતરોમાં નોંધાયાં છે.

સ્ટીનેચનાં આ ઑપરેશનો, આમ થોડાક વખત તો ખૂબ જ આકર્ષક લાગ્યાં, પરંતુ તેને પણ મર્યાદાઓ હતી. હજુ પણ આ શસ્ત્રક્રિયાઓ થાય છે, ઘણાઓ લાભ મેળવે છે પરંતુ હમણાં હમણાં કેટલીક અગત્યની બાબતો બનવા પામી છે. અને તેને લીધે એક જાતના ક્રાન્તિપ્રવર્તક ગોટાળામાં (revolutionary chaos) આ બધું ધકેલાયું છે. હવે આપણે પ્રયોગશાળાઓમાં કૃત્રિમ રીતે કેટલીક લૈંગિક ગ્રંથિઓનાં સત્ત્વો (Sex Hormones) બનાવતા થયા છીએ, અને તેને લીધે શસ્ત્રક્રિયા વગર પણ જે જાતનો અંતઃસ્રાવી રસ શરીરને જરૂરી હોય તે આપણે બહારથી આપી શકીએ છીએ. વળી પ્રયોગશાળામાં કૃત્રિમ રીતે બનાવવામાં આવતાં આવાં સત્ત્વો મૂળની પેદાશ કરતાં અનેક ઘણાં જલદ માત્રામાં હોય છે. કુદરત ઉપર જાણે આપણે વિજય મેળવતા હોઈએ એવા ખ્યાલમાં આપણે કુદરતી સત્ત્વોના કરતાં પાંચ ઘણાં જલદ સત્ત્વો પ્રયોગશાળાઓમાં તૈયાર કર્યાં છે. જે શસ્ત્રો સમાજના હાથમાં છે તેનાથી સમાજને ડર નથી જણાતો. શાંત દેવતામાં પેટ્રોલ નાખવા જેવું આ થયું છે. કદાચ આપણે ભડકો જ સળગાવીશું. આ જલદ માત્રાઓ શરીરમાં નાખીનાખીને કદાચ આપણે નૈસર્ગિક ગ્રંથિઓને થકવી જ નાખીશું! થોડો વખત કેટલાક લોકોએ આ જલદ દવાઓનો ચમત્કાર જોયો છે અને જે શક્તિ તેઓએ પ્રાપ્ત કરી હતી તેનો દુરુપયોગ પણ કર્યો છે. વળી આ જલદ દવાઓ હવે સૌને સુલભ થઈ પડી છે. નિષ્ણાતો સિવાય આ જલદ દવાઓનો ઉપયોગ અતિ ભયંકર છે તેનું ઘણાને ભાન નથી. અને પૃથગ્જનો આ દવાઓ છૂટથી વાપરતા થયા એટલે આવી દવાઓ ઢંગ ધડા વગરની, નિશ્ચિત ધોરણ વગરની, લાલચુ વેપારી પેઢીઓ બહાર પાડશે અને જાહેર ખબરો દ્વારા સૌનું ધ્યાન ખેંચશે. આવી દવાઓથી થતું નુકસાન અપરંપાર થશે. ટૂંકમાં,

આપણે હતા ત્યાં ને ત્યાં જ રહ્યા છીએ એમ લાગ્યા વિના રહેતું નથી. હું દરદીઓને વિનંતી કરું છું કે તેઓ જાહેરખબર વાંચી આવી કિંમતી અને જલદ દવાઓ શરીરમાં ન નાખે. થોભવાનો વખત આવી પહોંચ્યો છે. પશુઓ ઉપર હજી પ્રયોગો ચાલી રહ્યા છે અને એ પ્રયોગો મનુષ્યો ઉપર વર્ષો સુધી જ્યારે થશે, તેના લાભાલાભ નોંધાશે, ત્યારે જ આ વિષયમાં નવીન પ્રકાશ પાડી શકાશે.



# વસિયતનામું

ગોવિંદભાઈ રા૦ અમીન

દલસુખ, છાપાનો ડૂચો કોટ નીચે સંતાડતો, પોતાને છાપા સાથે કોઈ રૂળીમાં જુએ છે કે નહિ તે ધ્યાનમાં રાખતો, ઉતાવળો ઘરમાં દાખલ થયો.

"હેં, જાણ્યું કે?" તેણે તેની પત્ની પાસે જઈ ધીમેથી પુછ્યું.

"શું?"

"બહાર વાત જાય નહિ, જો!" તેણે છાપું પહોળું કરી પત્નીની આંખો સામે ધર્યું. "શું, જાણ્યું ને? એક શબ્દ બોલવાનો નથી!"

"અરે પણ માંગીની આપણને ખબર નહિ; મર્યા તેની ચિઠ્ઠી નહિ!"

"આપણે માટે લાગણી શી હોય તે જીવતાં ખબર આપે? કારભારી કે એવા કોકને મિલકત દબાવી પાડવી હશે તે આપણને ચિઠ્ઠી પણ શાનો લખે? પણ તે મરી ગયાં તે નક્કી, પાછળ દસ લાખનો દલ્લો મૂકી ગયાં તે સાચું; આપણે તેમનાં નજીકમાં નજીકનાં સગાં, આપણો મિલકત પર પહેલો હક્ક; તું બોલીશ નહિ, આપણું નસીબ ફાટ્યું છે!"

"પણ તેમાં તમારા ભાઈનો અડધો ભાગ ખરોને?"

"તેથી જ તને કંઈ બોલવા ના કહું છું! તેમણે આ જાણ્યું હોય તેમ લાગતું નથી. હું એકલો સીધો મુંબઈ પહોંચી જાઉં છું. કારભારીને ડરાવી, સતાવી કંઈ આપવાનું કરી મિલકત મારા નામે કરી દઉં. જરૂર જણાશે તો બનાવટી વસિયતનામું પણ કરીશ. પણ તારે ચૂપ રહેવાનું."

"અરે પણ મેં એમને હમણાં જ છાપું લઈ બહારથી આવતા જોયા હતા!"

"કોને, મોટા ભાઈને?"

"હા. એ પણ તમારી માફક ઉતાવળમાં હતા."

"કંઈ નહિ, હું રસ્તા માટે હાજરીનું કરને! હું આજ રાતની જ ગાડીમાં ઊપડી જઉં છું. ને એ પૂછવા આવે તો કહેવાનું કે અમદાવાદ મુદત હતી તે ગયા છે."

"ભલે."

બધી તૈયારી કરી દલસુખ રાત્રે સ્ટેશન ઉપર હાજર થઈ ગયો. તેની નજર બધે ફરતી હતી. મોટાભાઈ તેની સાથે આવતા તો નથી ને? અચાનક તેને મણિલાલ દેખાયા. તે પોતા માફક તૈયાર થઈ ને આવ્યા હતા. ઠીક છે, પોતે વહેલો ચેતી ગયો નહિ તો ભાઈ પહોંચી જાત અને પોતાના હાથમાં પાઈ આવત નહિ. એટલામાં મણિભાઈ તેને શોધતા હોય તેમ તેની પાસે આવ્યા. દલસુખને સંતાવું ઠીક ન લાગ્યું.

"કેમ, મોટાભાઈ!" તેણે પુછ્યું.

"સારું, નાનાભાઈ!" મણિલાલ કરડાકીથી બોલતા હતા.

"મારે જરા મુદત છે તે અમદાવાદ જાઉં છું."

"એમ, પણ મુંબઈની ગાડી આવવાનો વખત છે."

"એ તો એક સ્નેહી મુંબઈ જાય છે. તેમને મળી લેવા વહેલો આવ્યો છું. તમે, મને લાગે છે પરદેશ જાવ છો, નહિ?"

"જવાનું સ્વર્ગમાં બાકી રહ્યું છે. આપણે બંને સાથે જઈશું."

"ભૂલચૂક થઈ હોય તો માફ કરશો."

"ભૂલચૂક માફ કરનાર એક ઈશ્વર!.... હું અત્યારે આવ્યો છું ડાકોર જવા. આ જીવનમાં સાચાંજૂઠાં કર્યાં હોય તે ધોઈ આવું."

નાનોભાઈ મોટાભાઈના શબ્દો સમજી શક્યો. મોટાભાઈ મુંબઈ આવે છે એ નક્કી અને ત્યાં ખટપટ થવાની એ ચોક્કસ. પણ અત્યારથી સમાધાન થાય નહિ. જોઈએ શી રમત રમાય છે.

મુંબઈની ગાડી આવતાં બંને તેમાં ચડી બેઠા. બંનેને ખ્યાલ આવી ગયો હતો કે મરેલી ફોઈના વારસા માટે બંને જાય છે. કંઈ નહિ, પડશે એવા દેવાશે. એમ કાંઈ પાંચ લાખ બીજાને આપી દેવાય નહિ. નહિ ફવાય તો જોઈશું, સમાધાન થશે. મુંબઈ આવતાં બંને ઊતર્યા. બંનેને એક બીજાની જરા મશ્કરી કરવાની ઈચ્છા થઈ.

"કેમ, તારે અમદાવાદ જવું હતું ને?"

"તમારે ડાકોર જવું હતું ને?"

"મને એક સ્નેહી મળ્યા તે કહે મુંબઈ ચાલોઃ તેમના પુત્રનું લગ્ન છે."

"મને એક સ્નેહી મળ્યા તે કહેઃ તેમનો પુત્ર પરદેશ જાય છે. મારે વળાવવા આવવું પડે ને?"

"આવવું પડે, કેમ નહિ!—વહેવાર સાચવવા પૂરા!"

"તો આપણે પછી મળીશું."

"ચોક્કસ મળીશું!"

કોઈએ પૂછ્યું નહિઃ ક્યાં મળીશું. બંનેએ જુદી દિશાઓમાં જઈ ગાડીઓ કરી. બંનેના મનમાં એમ હતું કે બીજો બીજે ઊતરવાનું રાખશે એટલે પોતે પહેલા ફોઈના બંગલે પહોંચી જઈ કારભારીને મળી લેવું. શરતમાં ઊતરી હોય તેમ બંને ગાડીઓ દોડતી હતી. બંને એક સાથે ફોઈના બંગલે આવી ઊભી રહી! પરિસ્થિતિ એકદમ બગડી ન જાય અને બીજાના આંગળે બોલે તો ખોટું દેખાય એટલે તેઓને ચાલાકવું ઠીક ન લાગ્યું. હળવા કટાક્ષની જ બંનેએ છૂટ રાખી.

"આ તમારા સ્નેહીનો બંગલો છે?"

"તો તારા સ્નેહીનો કયો?"

"મારા મનમાં એમ કે ફોઈને જરા મળી લઉં."

"મને પણ એમ થયું."

બંગલાનો કારભારી મહેમાન આવ્યા જાણી તેમના સ્વાગત માટે ગાડીઓ પાસે આવી ઊભો હતો. બંનેને ફોઈને મળવા માટે આતુર જોઈ તેનાથી બોલાઈ ગયું, "માફ કરશો, શેઠાણી તો પરમ દિવસે ગુજરી ગયાં!"

"હેં!" દલસુખ જાણે અજાણ્યો હોય.

"શું કહો છો!"—મણીલાલ પણ.

"ઘણું ખોટું થયું, મોટાં ભગવતી બાઈ હતાં. પણ શું થાય, એ કંઈ આપણા હાથમાં છે! ઈશ્વરે પોતાના ભક્તને પોતા પાસે ખેંચી લીધાં!"

"અરે પણ મને ખબર કેમ ન આપી? હું એમનો ભત્રીજો!"

"હા, મને ખબર કેમ ન આપી!—એમની માંદગી વખતે તો અમારે સેવામાં હાજર રહેવું જોઈએ!"

"મને તમારા પત્તાની માહીતી નહિ. હા, પણ બધાં છાપાંમાં આવ્યું હતું. હશે, તમે કપડાં કાઢો, સ્નાન સંધ્યા કરો, પછી આપણે આરામથી વાતો કરીશું."

કારભારી ઠરેલ લાગતાં બંનેમાં આશાએ જોર કર્યું. મિલકત કંઈ ગઈ હોય તેમ લાગતું નથી. એ મળવાની એ નક્કી, કેટલી મળે એ કારભારીની મહેરબાની પર. બંને કારભારી સાથે બંગલામાં દાખલ થયા. મહેમાનો માટેના ઓરડામાં કારભારી તેમને લઈ ગયો અને આરામથી બેસવા કહ્યું. ખંડ જોતા બંને ઊભા રહ્યા.

"કેમ, બંનેને એક ખંડમાં નહિ ફાવે?" કારભારી બંનેનું મન સમજી ગયો હોય તેમ બોલ્યો.

"જુદા હોય તો ઠીક."

"હા, એમ જ ઠીક રહે."

બંનેને આજુબાજુના ખંડોમાં ઉતારો મળ્યો. નિત્યકર્મ કરતાં કરતાં બંને કારભારી તરફ નજર રાખવા લાગ્યા. બંનેમાંથી કોઈ તેમની પાસે પહેલો પહોંચી જતો નથી ને? કારભારી નોકરચાકરોથી ભરેલા મકાનના દીવાનખાનામાં જઈ બેઠા હતા એટલે એવું તો કંઈ બન્યું નહિ. સંધ્યા પૂજા બંને કદી કરતા નહિ એટલે સ્નાન કરી તેઓ કારભારી પાસે આવી બેઠા.

"બાફોઈ ગયાં તે ઘણું ખોટું થયું!" હસમુખે શરુ કર્યું. 'બાફોઈ' શબ્દ તેણે જીવનમાં પહેલી વખત વાપર્યો હતો.

"હા, મોટાં ફોઈ ગયાં તે ખૂબ ખોટું થયું!" મણીલાલને હસમુખથી પાછા પડવું ન હતું.

"એમનું અવસાન જાણી ગામમાં કોણ રડ્યું નહિ!"—હસમુખ.

"અરે મુંબઈમાંય કોણ રડ્યું નહિ હોય!"—મણીલાલ.

"માણસ તો સોનાનાં!"—કારભારી.

"તમે અમને માંદગીની ખબર ન આપી તે લાગે છે."—હસમુખ.

"જાણતાં હું તો તરત આવત. કોઈ જેવો સંબંધ હતો!"—મણીલાલ.

"હા, પણ એ તો તમને કદી યાદ કરતાં નહિ"—કારભારી.

"સુખમાં પડયાં એટલે શાનાં યાદ કરે!"—હસમુખ.

"તદ્દન ભૂલે એ હું માનું નહિ!"—મણીલાલ.

"એક વખત યાદ કર્યાં હતા"—કારભારી.

"ક્યારે?"—બંને સાથે.

"શેઠ મરવા પડ્યા ત્યારે."

"શું કહેતા હતા?"

"બરાબર યાદ નથી, આપનો એવો હતો કે ભત્રિજા આવો ક્યાંથી મળ્યા કે મને આ ઘરડા વરને આપી!"

મણીલાલ અને હસમુખ સ્તબ્ધ બની ગયા. "કંઈ ભૂલ હશે!"

"હું તો સાંભળ્યું તે કહું છું. તે વખતે તે ખૂબ રડેલાં, પૈસા માટે ભરજુવાનીમાં વિધવા થાય એવી જગાએ તેમને આપવા માટે તમારી ઉપર શેઠે ભરાએલાં. મેં સમજાવ્યું, દરેક ચીજને સારી બાજુ હોય છે. તમને વૃદ્ધ વર મળ્યો ન હોય તો લક્ષાધિપતિ ક્યાંથી મળત!"

"બરાબર છે, મને જ આ વિચાર પહેલો આવ્યો હતો!"—મણીલાલ.

"હા, પણ શોધી તો મેં જ કાઢ્યું હતું!"—હસમુખ.

"તેમને તે પસંદ ન હતું. કહેતાં કે હાથેપગે કામ કરી સૂકો રોટલો ખાવાનો મળે તે સારું, પણ વૃદ્ધ પતિ જોઈએ નહિ! તમારી પર તે તિરસ્કાર વર્ષાવતાં હતાં!"

"એમને પૂછીને જ આ લગ્ન કરેલું."—મણીલાલ.

"સદ્‌ગત શેઠ તેમને જોવા આવ્યા ત્યારે મેં તેમને પૂછેલું, કેમ શેઠ ગમે છે કે નહિ!"—હસમુખ.

"એવું તો તેમણે કદી કહ્યું નથી. ઘડીએ ઘડીએ કહ્યા કરતાં, દસહજાર રૂપિયા માટે મને માબાપ વિનાનીને ભત્રિજાઓએ વેચી!"

"રૂપિયા શી અને વાત શી?"—મણીલાલ.

"આ તો નવાઈની વાત છે!"—હસમુખ.

"શેઠ પણ જીવતા તેમને મેણાં મારતા તે હું સાંભળતો. ઘણી વખત કહેતા, દસ હજાર આપી —ને આણી છે. તું તો મારી લૂંડી બરાબર છે! દસ હજાર તમે લીધેલા એ વાત સાચી. ચોપડામાં પણ એ રકમ ઉધારેલી છે."

"મેં તો નથી લીધા, કદાચ મોટાભાઈએ લીધા હોય!"—હસમુખ.

"અરે, હું શું કરવા લઉં એ પાપના પૈસા! તેં જ લીધા હશે!"—મણીલાલ.

"તમે જ તે રૂપિયા દબાવી બેઠા છો. મારે તો તે રૂપિયા જોઈતા હતા ક્યારે! મેં ચોખ્ખું કહ્યું હતું કે ફોઈજીને સુખ થતું હોય, તે રાજી હોય, તેમ કરવાનું. બેનદીકરીના પૈસા આપણાથી લેવાય નહિ."—હસમુખ.

"એક વાત તને પૂછું. જો એ દસહજાર તેં લીધા નથી તો આજ સુધી તારું ઘર શાથી ચાલતું હતું?"—મણીલાલ.

"હું તમને પૂછું, તમારું શાથી ચાલે છે?"—હસમુખ.

"મારો તો જૂનો ધીરધારનો ધંધો છે."

"તો મારે તે ક્યાં નથી?"

"પણ શરૂઆતની મૂડી આવી ક્યાંથી?"

"તમારી મૂડી ક્યાંથી આવી?"

"સાસરીમાંથી મળી છે."

"છે તમારાં સાસરીઆં પાસે થોડુંક, તે તમને આપે!"

"અરે તારાં સાસરીઆં પાસે શું છે તે તને આપે છે?"

"મારાં સાસરીઆં તો ગામમાં નંબર એકનાં અસામી છે!"

"છે ચોરી–છીનાળું કરવામાં નંબર એકનાં અસામી!"

"જો, મોટાભાઈ વિચારીને બોલો!"

"હું વિચારીને બોલું! ફોઈને તેઓને પૈસા દબાવી બેઠો અને જ્યારે જવાબ આપવા વખત આવે છે ત્યારે મારા માથા પર ઢોળે છે! નહિ ચાલે એ, મહેતાજી, તમારે એને કંઈ કહેવું હોય તે કહો અથવા આવા નાલાયકને બંગલા બહાર કાઢી મૂકો! એ પાપીનાં પગલાંએ ફોઈજીનો જીવ ગતે ગએલો પાછો આવશે! તમને ફોઈજીની ખરી લાગણી હોય તો આટલું કરો!"

"શું ફોઈની લાગણી વરસી જાય છે! મહેતાજી, ખરા દુષ્ટ એ જ છે! આ બધાનું કારણ એ છે! ફોઈને વેચી પૈસા દબાવ્યા, ફોઈની આંતરડી કકળાવી, ફોઈ અસદ્ ગતિએ જાય તેમ કર્યું અને હવે બધો દોષ મારે માથે ઢોળવો છે! મહેતાજી, મારું માનો તો તેમને જ બંગલામાંથી કાઢો! એ અહીં હશે ત્યાં સુધી ફોઈના આત્માને શાંતિ રહેશે નહિ!"

"નીચ, તારે મને અહીંથી કઢાવવો છે?" મણીલાલ ઊભા થયા.

"તો શું તમારે મને કઢાવવો છે!" હસમુખ સામો ઊભો થયો.

કારભારી વચ્ચે પડયા, "અરે, તમે બંને ભાઈઓ છો! લડે શું હાથમાં આવવાનું છે! સલાહસંપથી વાતો કરો!"

"સલાહસંપથી શી વાત કરીએ!—મારાં લાખ રૂપિયાનાં ફોઈનો એણે સંબંધ બગાડયો! એને પૂરો કરું એમ જ મન થાય છે!" મણીલાલે બાંયો ચઢાવી.

"મારાં અબજ રૂપિયાનાં ફોઈનો સંબંધ તમે બગાડયો!—આવી જાવ, હું તમારો ભાઈ છું, પાછો પડવાનો નથી!" હસમુખે સામી બાંયો ચઢાવી.

"લડવાનું છોડી બંને ભાઈઓ જમવાની તૈયારી કરો." બંનેને લડતા જોઈ કારભારી મૂછમાં હસતા હતા. "પેટમાં પડશે એટલે દિલ ઠંડું થશે. પછી નીરાંતે તમારી વાતોનો નિકાલ કરજો. મારે દર્શનનો વખત થયો છે એટલે હું જઉં છું." તે ઊઠી ચાલવા લાગ્યા.

બંને ભાઈઓએ એક બીજા તરફ જોયું. કારભારીને એકદમ ચાલ્યા ગયા જાણી તેઓ જરા ઝંખવાણા પડી ગયા.

"તને અક્કલ નથી, બીજા માણસ આગળ લડી આપણી જાંગ ખુલ્લી કરું છું!" મણીલાલ બોલ્યા.

"તમે ગમે તેમ બોલવા માંડયું તો હું શું કરું?"

"મને તો લાગે છે કે મહેતાજી [illegible] મિલકત બધી એણે જ પચાવી પાડી હોય તેવી તેની વર્તણૂક છે. આપણે આમ લડી મરીશું તો હાથમાં કંઈ આવશે નહિ!"

"સંપવા માટે મારી ક્યાં ના છે?"

"ઠીક તો હવે હું કહું તેમ ચાલજે. લડવાની વાતો કરીશ નહિ. કંઈ નહિ કંઈ નહિ તોય પાંચ પાંચ લાખ આવશે. એટલા ક્યાં ઓછા છે? શું, વચ્ચે પડીશ નહિ ને?"

"મને ભાગ મળવાનો હોય પછી વચ્ચે શા માટે પડું ?"

"ભલે. તો હવે મહેતાજીને આવવા દે."

બંને જણાને કારભારીની રાહ જોવા લાગ્યા. કારભારી કુટુંબ વિનાના એટલે એકલા હતા. એ આ બંગલામાં જ રહેતા હતા. દર્શન કરી પાછા આવી જઈ તેમણે બંને ભાઈઓની મુલાકાત લીધી.

"કેમ, સાહેબો, કાંઈ જાતની ફરિયાદ નથી ને ?" બંને ભાઈને સંપેલા જોઈ વિચારમાં પડતાં તેમણે નોકરો રસોયા તરફની સરભરા બાબત પૂછ્યું.

"તમારી વ્યવસ્થામાં કદી ખામી હોય ?" મણિલાલ જ હવે બોલવાના હતા.

"તો હવે કહો, કેમ આવવું થયું હતું ?"

"આવવું તો બીજા કામ માટે થયું હતું. પણ શેઠના સ્વર્ગવાસની વાત જાણી તો જરા પૂછવા મન થાય છે..."

"પૂછોને ખુશીથી."

"શેઠને પોતાનું કે ઓરમાન એવું કંઈ બાળક હતું નહિ."

"બરાબર છે."

"સદ્‌ગત શેઠને પણ કોઈ ભાઈભાંડુ છે નહિ."

"બરાબર છે."

"તો શેઠના નિકટનાં સગાં અમે જ રહ્યાં ને !"

"હા જ."

"તો હવે મિલકતની વ્યવસ્થા અમને ક્યારે સોંપશો—અમે તમને કારભારી તરીકે ચાલુ જ રાખીશું, એની ફિકર કરશો નહિ."

"મારે એકલા જીવને કેટલું જોઈએ ? મારી મને ફિકર નથી. પણ વારસા બાબતની ચોખવટ હું કરી દઉં- શેઠાણી મરતાં પહેલાં વસિયતનામું કરી ગયાં છે."

"એ તો કરે જ; અમને કોઈ પાછળથી પજવતું ન આવે તે માટે."

"એમ નથી. વસિયતનામામાં બધી મિલકત તેમણે અબળા કહેવાય તેવી સ્ત્રીઓને મદદ માટે ધર્માદા કરી છે. વસિયતનામામાં તમારું નામ નિશાન નથી. મિલકતમાંથી તમે કંઈ આશા રાખો તે ખોટી !!"

બંને ભાઈઓ ચિત્રવત્ બનતા જતા હતા અને એક બીજાની સામું જોતા હતા. "પણ અમારા માટે કંઈ મૂકે નહિ એ બને નહિ. ગમે તેમ તોય લોહી એક એટલે લાગણી થાય. અમને વસિયતનામું બતાવશો ?"

"ખુશીથી." કારભારી તિજોરીમાંથી વસિયતનામું કાઢી લાવ્યા અને મણિલાલના હાથમાં આપ્યું. "જુઓ, વાંચો, એમાં તમારું નામ-નિશાન નથી. તે કરતાં મેં તમારી વાત કરી હતી. તમને કંઈ આપવા કહ્યું હતું. ત્યારે શેઠાણી બોલેલાં,—'લો, ખોટું ના લગાડશો, હું તમને સાચી વાત કહું છું,—એ બંને કંઈ માગવા આવે તો મારાં રહેલાં બે સૂપડાં ખાસડાં તેમને આપજો ! એમણે એ વસિયતનામામાં લખવા આગ્રહ કરેલો. ખોટું દેખાય માટે મેં લખવા દીધું નહિ !"

તે જ દિવસે દેશમાં જતી રાતની ગાડી બંને ભાઈઓએ ખિન્ન દિલે પકડી.

# ધ્વનિ-સમ્પ્રદાય*

પ્રો. રસિકલાલ જગન્નાથ જાની

૫

આપણે સાદૃશ્યમૂલક અલંકારોને પ્રથમ વિગતમાં ઉતર્યા પહેલાં સ્થૂલ દૃષ્ટિથી પ્રસિદ્ધ દૃષ્ટાન્ત દ્વારા જોઈ લઈએઃ દમયન્તીનું મુખ ચન્દ્ર જેવું છે (ઉપમા); દમયન્તીનું મુખ એ તો દમયન્તીનું મુખ (અનન્વય); રૂપમાં દમયન્તીનું મુખ ચન્દ્ર જેવું છે અને ચન્દ્ર દમયન્તીના મુખ જેવો છે (ઉપમેયોપમા); આ તે દમયન્તીનું મુખ છે કે ચન્દ્ર છે (સસન્દેહ); દમયન્તીનું મુખ જાણે કે ચન્દ્ર (ઉત્પ્રેક્ષા); મુખચન્દ્ર (રૂપક); આ મુખ નથી પણ ચન્દ્ર છે (અપહ્નુતિ); દિવસે ચન્દ્ર ઉગ્યો છે (અતિશયોક્તિ). આ બધા અલંકારો સાદૃશ્યમૂલક છે; મુખ અને ચન્દ્ર વચ્ચેનું સાદૃશ્ય વિવક્ષિત છે અને ઉત્તરોત્તર એ સાદૃશ્ય વધતાઓછા પ્રમાણમાં ઉપરના અલંકારો વ્યક્ત કરે છે.

જે મૌલિકતા અને દર્શનની વિશદતા કવિને અમુક વસ્તુના લાક્ષણિક ધર્મ ગ્રહણ કરાવે છે તે જ મૌલિકતા અને વિશદતા જુદી જુદી વસ્તુઓમાં રહેલ ધર્મનું તાદાત્મ્ય તેની પાસે વ્યક્ત કરે છે. આથી કવિ એક વસ્તુનું ચિત્ર બીજી વસ્તુના ધર્મ તેમાં મુકીને અથવા બીજી વસ્તુનું નામ તેને આપીને દોરવા પ્રેરાય છે. કવિ કોઈ દૃશ્યનું વર્ણન કરે છે ત્યારે તે દર્શનથી જે જે વિચારો તેને સ્ફુરે છે તે પણ તેમાં ઉમેરે છે અને યથાસ્થિત વસ્તુ એકલી નહિ મુકતાં તેને સ્ફુટ કરવા માટે દૃષ્ટાન્તભૂત પ્રતિમાઓ તેની સાથે જોડે છે. આ પ્રમાણે કવિની વાણી વિશેષ સામર્થ્યવતી થાય છે. રામાયણ બાલકાણ્ડમાં પોતાના પુત્રના વિનાશથી અને બળના તૂટવાથી વિશ્વામિત્ર ઋષિનું વર્ણન નીચે પ્રમાણે આપ્યું છેઃ

સમુદ્ર જેમ નિર્વેગ, ભાંગી દાઢે ભુજંગ શો।
ગ્રસેલા સૂર્યની જેવો, હીન તેજ બન્યો॥

એવું જ અયોધ્યાનું વર્ણન અયોધ્યા કાણ્ડના ૧૧૪ સર્ગમાં આપેલું છે.

સાદામાં સાદો અને જૂનામાં જૂનો અલંકાર- ઉપમા છે તેની પ્રતીતિ આપણને ઋગ્વેદમાંથી મળે છે. એ જ ઉદાહરણ પૂરતું થશેઃ

अव द्रुग्धानि पित्र्या सृजा नोऽव या वयं चकृमा तनूभिः ।
अव राजन्पशुतृपं न तायुं सृजा वत्सं न दाम्नो वसिष्ठम् ॥

મં. ૭. સૂ. ૮૬. શ્લોક ૫

કોઈપણ વસ્તુના સમસ્તધર્મ કરતાં એક જ પ્રધાન ધર્મનું દર્શન કરાવવા કવિ ઇચ્છે છે તેથી ઉત્કટપણે એ ધર્મ જેમાં રહેલો હોય એવી વસ્તુનો વિચાર કરી વાચકના મન પાસે તેની મૂર્તિ ખડી કરે છે; આના પરિણામે તે વસ્તુનો ઉત્કટ ધર્મ તેમાંથી ખેંચી વાચક વર્ણ્ય પદાર્થમાં સંક્રાન્ત કરે છે. કવિ-કોઈ પણ દૃશ્યનું વર્ણન કરતી વખતે કેવળ તેની જ વિગત નથી આપતો પણ સાથોસાથ તે દૃશ્યથી જે વિચારો સ્ફુરે છે કે લાગણીઓ જાગૃત થાય છે તે પણ આપવા ઇચ્છે છે. કવિને પોતાનો ભાવ વાચકમાં સંક્રાન્ત કરવો છે. ભાવને સ્ફુટ કરતાં દૃષ્ટાન્તો તેને પ્રતિભાના પ્રભાવે સ્ફુરી આવે છે. ઉદાહરણઃ કેશિન્ રાક્ષસના હાથમાંથી છૂટી કરાયેલી ઉર્વશી મૂર્છામાંથી ધીમે ધીમે સભાન અવસ્થામાં આવતી જાય છે તેનું વર્ણન કવિ કાલિદાસે પુરૂરવા રાજા પાસે ઔચિત્યવાળી ઉપમાઓ દ્વારા નીચે પ્રમાણે કરાવ્યું છેઃ

---

* અનુસંધાનઃ—ધ્વનિ-સમ્પ્રદાય લાગ ૪ 'પ્રસ્થાન' સંવત ૨૦૦૦, ફાગણ-ચૈત્ર

" જ્યોત્સ્ના જામી તમ વિરમતાં રાત્રિ જેવી ઊજળશે,
રેણુ ધૂણી ઉપર મરતાં જ્વાળ જેવી પ્રકાશે;
જેવી તૂટ્યા તટની શમતાં મિટ્ટી ગંગા વિરાજે,
તેવી, મૂર્છા, સબળ બળતાં, સુંદરી દિવ્ય રાજે."

(પરાક્રમની પ્રસાદી અંક ૧, શ્લોક ૫)

ઉર્વશી મૂર્છામાંથી સભાન અવસ્થામાં આવી નથી પણ આવતી જાય છે તેથી ઉર્વશીને ચન્દ્રના ઉદયને લીધે અંધારામાંથી મુક્ત થતી રાત્રિની સાથે, રાત્રે ધૂમના મોટા ભાગને કાપી નાખીને દેખાતી અગ્નિની જ્વાળા સાથે, તટના પડવાથી કલુષ થયેલી પણ પાછી સ્વચ્છતા ધારણ કરતી જતી ગંગાની સાથે સરખાવી છે. ચિત્રને તાદૃશ ખડું કરવા માટે કેવા ઔચિત્યવાળાં ઉપમાનો! 'The perfect simile,' says Johnson, 'must both illustrate and the subject, must show it to the understanding in a clear view and display it to the fancy with greater dignity."
આ ઉપમામાં સાધારણ ધર્મ એક જ છે. કોઈક વખત કવિ જુદા જુદા ઉપમાનો મૂકી જુદા જુદા સાધારણ ધર્મ દ્વારા એક સમયે જ તે વસ્તુનું કેવું સ્વરૂપ થયું છે તે સમજાવે છે. 'કચ અને દેવયાની' કાવ્યમાં ખિન્ન અને અવહેલના પામેલી દેવયાનીને કચે "ધરી હૈયા સાથે સદય મૃદુ આલિંગન, દેતાં" "રમતી રમણી વાસે નૂતન રંગમાં" એમ કહી કવિ કાન્તે નીચે પ્રમાણે દેવયાનીનું વર્ણન આપ્યું છે:

"શોભે જેવી શુચિ નિસરતી માનસેથી મરાલી
વર્ષા કેરા વિમલ જલમાં નાચતી વા મૃણાલી;
ઓચિંતી વા તનુ ચમકતી મેઘથી જેમ વીજ
બાલા તેવી બની ગઈ, ખરે અદ્ભુત સ્પર્શથી જ."

દેવયાનીનો વિષાદ દૂર થતાં અદ્ભુત દેવયાનીનું કવિ ચિત્ર ખડું કરવા ઇચ્છે છે તેથી માનસ સરોવરમાંથી નિસરતી હંસલીની સાથે, વિમલ જલમાં નાચતી મૃણાલીની સાથે અને ચમકારા કરતી વીજળીની સાથે સરખાવી છે. આનન્દમગ્ન થતાં ગૌરવયુક્ત ચાલનું પહેલી પંક્તિમાં વર્ણન છે, હૃદય આનન્દથી નાચી રહ્યું છે તે બીજી પંક્તિમાં દર્શાવ્યું છે, અને હર્ષ વ્યાપવાથી કાન્તિ અલૌકિક સ્ફુરી રહી છે તે વીજના ચમકારાથી દાખવ્યું છે. શુચિ, વિમલ શબ્દથી શુદ્ધતાનો પણ નિર્દેશ કર્યો છે. કેટલીક વખત કવિ જુદા જુદા પ્રકૃતિનાં દૃશ્યોમાંથી અમુક અમુક અંશો સાથે જ અમુક વ્યક્તિની સ્થિતિને સરખાવે છે. કવિ ન્હાનાલાલના 'સ્વપ્ન' કાવ્યમાં, 'સ્નેહીના સોણલા આવે' ત્યારે "એવા એવા છે પ્રિયના ચમકાર, એવા એવા ભીંજે મ્હારા ચીર, એવા એવા છે પ્રિયના ચમકાર, એવી એવી આત્માની અધીર, એવા એવા ખૂંચે દિલ મોઝાર",–એમ સ્થિતિનો નિર્દેશ કરેલ છે. J. S. Brown કહે છે કે "Feelings swamp ideas and language is used to express not the reality of things but the state of one's emotion."

સંસ્કૃત આલંકારિકોએ પાડેલ ઉપમાના ભેદોને કોરે મૂકી, ઉપમાના બે વિસ્તૃત વિભાગ પાડી શકાયઃ (૧) લાગણીએ ઉપસ્થિત કરેલ; (૨) બુદ્ધિથી નિષ્પન્ન થયેલ. પહેલા પ્રકારની ઉપમા ઉત્તમ કોટિની છે તે આપણે અત્યાર સુધીના વિવેચન દ્વારા જોયું છે. રસની અભિવ્યક્તિ વખતે આપોઆપ જે ઉપમા કાવ્યમાં વણાય છે તે ખરેખર અલંકાર અભિધાનને યોગ્ય છે. બીજા પ્રકારની ઉપમામાં એટલે કે બુદ્ધિથી નિષ્પન્ન થતી ઉપમામાં

—કવિએ પ્રયત્નપૂર્વક યોજેલ ઉપમામાં—આકર્ષક તત્ત્વ હોવું જોઈએ અને ગેરસમજુતિ ઉત્પન્ન કરે એવો વિસ્તાર કવિએ ત્યજવો જોઈએ. ઉદાહરણ લઈએ:

"મળેલા અભિલાષાને, લુટારા જેમ ચાલીશ"—આમાં આકર્ષક તત્ત્વ કયું? બીજું ઉદાહરણ લઈએ:

જિમ સહકારે કોયલ ટહુકે
જિમ કુસુમ વને પરિમલ મહેકે
જિમ ચન્દન સુગંધ નિધિ,
જિમ ગંગાજલ લહરે લહેકે,
જિમ કચણાચલ તેજે ઝલકે,
તિમ ગૌતમ સૌભાગ્ય નિધિ."

આદિ વિસ્તાર એવી રીતે મૂકવામાં આવ્યો છે કે આપણને હૃદયંગમ આશ્ચર્યમાં મૂકી દે એવો સાધારણ ધર્મ પ્રતીત થતો નથી અને કવિનું ચિત્ર વિધવિધ રંગમાં રેળાઈ જાય છે. આવી બુદ્ધિથી નિષ્પન્ન થતી ઉપમાઓમાં 'લિંગ વચન દોષ' ઘુસી ન જાય તે માટે અતિશાલી કવિઓને પણ પ્રયત્ન કરવો પડે છે. ઉદાહરણ:

"સર્વાંગથી સુંદર બાળી એને,
બીજે જતાં એ વિરમી કુમારી
આમો ખીલ્યો કોઈ ન વૃક્ષ બીજે
દ્વિરેફની હાર કદાપી જતી."

રઘુવંશ: સર્ગ ૬, શ્લોક ૬૯

કુમારી ઉપમેય છે તેથી ઉપમાન પણ નારી જાતિમાં જ મુકાય; આ માટે મૂળમાં 'પટ્પદાલી' અને ભાષાન્તરમાં 'દ્વિરેફની હાર' એવી કૃત્રિમ યોજના કરવી પડી છે.

ઉપમાનું હાર્દ સમજવા માટે નીચેનું અવતરણ ટાંકું છું:—"The beauty of the simile does not lie in the statement of obvious or fancied similarity at a single point. Where a situation is described as similar to another situation the reader sees something that is not too obvious and reacts to the comparison with a greater feeling of delight. This delight is in proportion to a number of points over which the similarity is indicated, the extent to which the situations compared are unlike each other, and the importance of the context in which the simile is called in by way of illustration."

( Venkatesa Iyangar )

એ ભૂલવું જોઈએ નહિ કે ઉપમા અલંકારમાં ઉપમેય અને ઉપમાન ભિન્ન રહે છે:—"साधर्म्यमुपमाभेदे". સાધારણ ધર્મ એ બંનેની સાંકળ છે, બંનેને ભિન્ન રાખીને જ સાદૃશ્ય કવિને દર્શાવવાનું છે અને પ્રતીતિ પણ એવા પ્રકારની જ કરાવવાની છે. ઉપમાનું મહત્વ અપ્પય દીક્ષિતે 'ચિત્રમીમાંસા'માં આ પ્રમાણે આપ્યું છે:

"उपमैका शैलूषी संप्राप्ता चित्र भूमिका भेदान्।
रञ्जयति काव्यरङ्गे नृत्यन्ती तद्विदां चेतः॥"

ત્યારે ઉપમાના આટલા વિવેચન પછી આપણે બીજા સાદૃશ્યમૂલક રૂપક, ઉત્પ્રેક્ષાદિ અલંકારો લઈએ.

☆

પ્રસ્થાન દર મહીનાની ૨૦મી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; પરદેશના રૂ. ૭-૮-૦. છૂટક કિં. ૦-૮-૦.

 પ્રસ્થાન 

। દૃષ્ટિપૂતં ન્યસેત્ પાદમ્ ।

પુસ્તક ૩૯ ચૈત્ર : ૨૦૦૧ અંક ૬

## બે કાવ્યો

ઉમાશંકર જોશી

### ૧ પત્ની અને બાળક

ન કે રસવિલાસવાત મહીં ઓછી આવડ છે,
સ્વભાવસરલા છતાં જગતથી ન કે અજ્ઞ છે.
ન લેશ અણજાણ્યું આ ઉરની ઊર્મિરેખા થકી,
રગેરગ પિછાણતી. (—ગજબ તો ય શ્રદ્ધા ટકી!)
ન કે ઉપરતા ન મોહ મુજ વર્તી પૂરા જતી,
શમે હરખી શબ્દ હોઠ પર તે ય પામી જતી.

છતાં ય અહ! આજ બે જણ વળ્યાં સવારે કંઈ
સુગોષ્ઠિ મહીં ત્યાં મ્હરેક–જીવનમ્હરેકના સ્વપ્નથી
ઘવાયું સહસા બચ્ચું હૃદય, ભિંસાયું, મેં મથી
મથી કંઈક ખાળ્યું; ઝાંય નયને વળી કે રહી.
નહીં નજર તારી, તું ચૂમતી નેત્ર, ભીનાશ જે
જણાઈ ગઈ તે પછી અધરસ્પર્શની!—હાશ! જે
ગઈ તું! બચુ આવી ત્યાં છળી ઊઠી વદી રૂઠે ધીરે:
પિતાજી, કયમ આંખમાં નથી તું આજ દેખાતી રે?

(૭ મે, ૧૯૪૪]

## ૨ 'થઇશ તુજ જેવડી'—

'થઇશ મુજ જેવડી—
અરે! હજિ તું કેવડી!—થઇશ મોટી, ત્યારે તને
બધું ય કરવા દઇશ!'
'બધું યે શું બા?'
'હા.'
'મને
બધું ય ન શું આવડે? વણીશ પૂરી હું નાનકી,
અને બહુ જ બાપુને મુજની ભાવતી ચાનકી;
બનાવીશ હું ભાત, ખીચડી, કઢી અને ભાખરી,
કરીશ ઘર સાફ, ધોઉં લુગડાં, તું જોજે ખરી.
કરે ડુંગર બાપુ મેજ પર તે ય છેને—'
'હવે
મુકીશ લવરી? બધું ય કરશે તું, જો આ ભવે
થઇશ મુજ જેવડી.'

સુણ્યા કંઇક વાર હોડભર કેઇ સંવાદ એ
કદી કંઈ સુવસ્ત્ર માંગ્યું, ઝટ દેતી ત્યાં યાદ એ—
'થઇશ મુજ જેવડી, દઇશું સૌ તને યે.' કદી
ધરેલું કંઈ જોઈ માગતી, રહેતી એ ત્યાં વળી
'થઇશ મુજ જેવડી . . .'

સહેજ કંઈ વાતમાં પછી લઢી પડયાં એક દી
અમે જનનિતાત, ને ઊભરી ચાર આંખે નદી
અમાપ અશ્રુ તણી આખરે. ન સહી જતાં નીકળ્યો
બહાર, પગ ત્યાં જ ઉંબર પરે જ થંભી ગયો:
'રડીશ નહિ બાપુડી, બચુડી, તું ય.' ડૂસકાં ભરે
અને બચુડી પૂછતીઃ 'રડીશ બા! હું યે જ્યાહરે
થઇશ તુજ જેવડી?'

[૭મ, ૧૯૪૪]

# શ્રી અરવિંદની સાધના

મૂળ લેખક : હરિદાસ ચૌધરી
ભાષાંતરકાર : જયંતીલાલ આચાર્ય

આપણા દેશમાં એક વખત એવો હતો કે જ્યારે અધ્યાત્મસાધના જ સાચી ઉપલબ્ધિનો એકમાત્ર માર્ગ મનાતી. આત્મજ્ઞાન અને બ્રહ્મજ્ઞાનના ઝગમગતા પ્રકાશમાં જીવનના બધા ય સારને ઉજ્જવલ કરવા, રાષ્ટ્ર અને સમાજનાં બંધારણ ઘડવાં, શિક્ષણ અને શાસનની પદ્ધતિઓનું નિયમન કરવું,—આ પ્રકારની રીત સર્વવ્યાપી હતી. પરંતુ પાશ્ચાત્ય સભ્યતાના સંસ્પર્શથી આજે આપણી દૃષ્ટિભંગી ઘણી બદલાઈ ગઈ છે. આજે આપણે તર્કપ્રધાન બુદ્ધિને સત્યના નિદર્શકને ગૌરવવાળાં આસને સ્થાપી છે. બ્રહ્મવિદ્યા કે અધ્યાત્મજ્ઞાનની વાત આપણને ધૂમસ જેવી જણાય છે. યોગસાધનાને આપણે કાં તો કલ્પનાવિલાસીનો અસ્વસ્થ ઉદ્યમ, કાં તો સ્વાર્થપરાયણ આત્મતૃપ્તિ પામવાનો માર્ગ ગણીએ છીએ. શરીરને સ્વસ્થ, બલિષ્ઠ, અને પ્રાણશક્તિની પુષ્કળતાથી બળવાન બનાવવું અને માનસિક વૃત્તિઓના યોગ્ય વિકાસ દ્વારા બાહ્ય પ્રકૃતિની ભોગવિલાસની સાધન-સામગ્રી પર આધિપત્ય જમાવવું, આ આજે આપણો સર્વોચ્ચ આદર્શ છે. પરિણામે, જ્યારે આપણે સાંભળ્યું કે રાજનૈતિક આંદોલનના અગ્રભાગમાંથી વિદાય લઈને શ્રી અરવિંદ દીર્ઘકાલવ્યાપી અધ્યાત્મસાધનામાં રોકાઈ ગયા છે, ત્યારે આપણે ક્ષોભ પામ્યા અને એક પ્રતિભાશાલી વ્યક્તિની મનોવાગત આત્મહત્યાની વિરુદ્ધમાં આપણી ફરિયાદ જણાવવા લાગ્યા. રાષ્ટ્રગુરુ અરવિંદ ઘોષની વિપુલ કર્મશક્તિ અને અસાધારણ બુદ્ધિપ્રભાવનું સ્મરણ કરતાં આપણો એ ક્ષોભ અને ફરિયાદ વધારે તીવ્ર બન્યાં. આપણને લાગ્યું કે આધ્યાત્મિકતાએ જ તો આપણા દેશનું નખોદ વાળ્યું! ધર્મના નશામાં જ આપણો દેશ ગુલામ બન્યો!

પરંતુ સહેજ શાંતચિત્તે વિચારતાં સમજાશે કે અસલ આધ્યાત્મિકતા કદાપિ જીવનના પાંગળાપણાનું કે અવનતિનું કારણ હોઈ શકે નહિ. આપણું જીવન આત્માનો જ આવિર્ભાવ છે, આ વિશ્વ એક અખંડ વિરાટ ચેતનાનું પ્રગટીકરણ છે, सर्वं खल्विदं ब्रह्म । એટલે ખરી વાત તો એ છે કે આત્મામાં પ્રતિષ્ઠિત થવાથી જીવન પાંગળું નહિ પણ સર્વાંગીણ વિકાસોન્મુખ થાય છે, અનંત જ્ઞાન અને શક્તિથી, અપરૂપ સૌન્દર્ય અને ગૌરવથી સમૃદ્ધ બને છે. આપણો વૈદિક અને પૌરાણિક યુગનો ઇતિહાસ આનું પ્રમાણ છે. દર્શનયુગના પછી વ્યાવહારિક ક્ષેત્રમાં આપણે ભારતની જે અશક્તિ અને અધોગતિ જોઈએ છીએ તેનાં ઘણાં ઐતિહાસિક કારણો છે. દર્શનયુગની નિવૃત્તિમૂલક સંન્યાસાત્મક આધ્યાત્મિકતાને વ્યાવહારિક અકુશલતાનું એક મુખ્ય કારણ ગણેલું હોય તો મને વાંધો નથી, પરંતુ એટલું જણાવીશ કે એ અકુશલતાને માટે જે જવાબદાર હતું તે આધ્યાત્મિકતાનું અસંપૂર્ણ અને ખંડિત રૂપ હતું. અવિચ્છિન્ન અધ્યાત્મસાધનાને માર્ગે જતાં ભારતના ઇતિહાસમાં એક એવો સમય આવ્યો કે જ્યારે લીલાને દૂર કરીને માત્ર લીલામયને જ જાણવાનો એકાંગી પ્રયત્ન થવા લાગ્યો, જ્યારે તેમની અરૂપ અનિર્દેશ્ય સત્તાનું રહસ્ય જાણવાને માટે ભગવાનનાં

અનંત-રૂપતું, જીવનની અનેક બંગીઓનું વિસ્મરણ કરીને સાધનાની શક્તિ સીમાબદ્ધ થવા લાગી. સંપૂર્ણ સિદ્ધિને માટે કોઈ એક વિશેષ કાળમાં કદાચ સાધનાને સીમાબદ્ધ કરવાની, તીવ્રતર કરવાની જરૂર હતી. આથી કરીને જ ભારતનો અંતરાત્મા વ્યાવહારિક જીવનનું પાંગળાપણું પામવા છતાં આત્મોપલબ્ધિના અનેક પ્રયત્નો કરી શક્યો છે. પરંતુ આજે ભારતવર્ષની અધ્યાત્મસાધનાની અનેક ધારાઓને એક સમન્વયમૂલક ચરમ પરિણતિમાં સાર્થક કરવાનો સમય આવી પહોંચ્યો છે. આધ્યાત્મિકતાના આ પૂર્ણ વિકાસને પરિણામે આપણું પાર્થિવ જીવન પણ એક અભિનવ ઢાળમાં ઢળાશે. શ્રી અરવિંદની સાધના આ પ્રકારની ચરમ પરિણતિની સૂચના કરે છે.

આપણા દેશમાં યોગસાધનાની વાત નીકળતાં જ સૌથી પ્રથમ સંન્યાસનો આદર્શ મનમાં આવે છે. કર્મો છોડીને, સંસાર ત્યજીને અને આ માયામય જગતને તિલાંજલિ દઈને કોઈ ગહન વનની નિર્જનતામાં કે અંધારઘેર્યા પર્વતની ગુફામાં જવું જોઈશે જીવનનો ત્યાગ કરીને જીવનની પરિપૂર્ણ પરિણતિ પામવી જોઈશે બુદ્ધે નિર્વાણના આદર્શનો, એટલે કે જીવનપ્રદીપ સંપૂર્ણ હોલવી નાંખવાના ધર્મનો પ્રચાર કર્યો. તેમણે જણાવ્યું કે જીવન ટકાવવાની જે અંધ વાસના, એ જ બધાં ય અનર્થોનું મૂળ કારણ છે. બૌદ્ધ ધર્મમાં જગતનાં હિતને માટે કર્મો કરવાનું જણાવ્યું છે, વિશ્વવ્યાપી કરુણા અને મૈત્રીની વાત જણાવી છે, પરંતુ પૃથ્વીમાં રહીને જીવનને મહાન કરવા માટે નહિ. सर्वं दुःखम्, सर्वं शून्यम्, सर्वं क्षणिकम् सर्वं स्वलक्षणं,—આ ચાર મહામંત્રોથી વિશ્વમાનવને જાગ્રત કરીને નિર્વાણને માર્ગે જવાનું બૌદ્ધધર્મમાં જણાવ્યું છે.

શંકરે પ્રચાર કર્યો કે બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે. શંકરના બ્રહ્મ બુદ્ધના નિર્વાણ જેવા સર્વગ્રાસી મહાશૂન્ય માત્ર નથી, તે છે સચ્ચિદાનંદસ્વરૂપ. પરંતુ શંકરનો આદર્શ પણ બુદ્ધની માફક જીવનપ્રદીપ હોલવીને બ્રહ્મમાં વિલીન થઈ જવું, અથવા બ્રહ્મમાં જીવાત્માની અભિન્નતા અનુભવવી, એ છે. એ ચરમ લક્ષ્યે પહોંચવા માટે સમજવું જોઈએ કે આ જીવન માત્ર મૃગજળ પાછળ આંધળી દોટ છે,—જગત એ કલ્પિત રજ્જુ સર્પની જેમ કેવળ મિથ્યા માયાની સૃષ્ટિ છે. અલબત્ત, શંકરે જીવન્મુક્તિની વાત સ્વીકારી છે, પરંતુ જીવન્મુક્ત પુરુષને માટે તેનું જીવન એટલે કેવળ પરિત્યક્ત દુઃસ્વપ્નની ઝાંખી કે ઠેલ્લી સ્મૃતિ. અતીત કર્મોના અંધ આવેગથી જીવન તે વખતે પણ સ્પંદિત થતું લાગે કદાચ, પરંતુ જીવનની અસારતા અને તેની તુચ્છતા મુક્ત પુરુષે ઉપલબ્ધ કરી હોય છે, એટલે કે તે જલદીથી ખરી પડશે.

રામાનુજે જીવ અને જગત બન્ને સ્વીકાર્યાં છે, જો કે એ બન્ને ય પરમેશ્વરનાં વિશેષણ માત્ર છે, એટલે કે પરમેશ્વર પર બધી રીતે નિર્ભર છે. પરંતુ તેમને મતે પણ જીવનનું ચરમ લક્ષ્ય પૃથ્વીમાં રહીને જીવનનો પૂર્ણ વિકાસ સાધવામાં કે માનવમાં દેવતાના જન્મની સાધનામાં નથી. સંસારમાંથી, આ જીવનમાંથી મુક્ત થઈને સ્વર્ગના દેવતાનું સાંનિધ્ય મેળવવું, તેમની આજ્ઞાને અનુવર્તવું, એ તેમનું લક્ષ્ય છે. રામાનુજે મર્ત્યનો સ્વીકાર કર્યો છે, પણ મર્ત્ય અને સ્વર્ગની વચ્ચે એક દુર્ભેદ્ય દિવાલ પણ ખડી કરી છે.

દેવજીવન મેળવવા માટે મર્ત્યનાં દેહ, પ્રાણ અને મનનો ત્યાગ કરીને શુદ્ધ સત્ત્વના નવા ઉપાદાનથી ઘડાયેલાં દેહ, પ્રાણ અને મન જરૂરી છે. મર્ત્યધામનું રૂપાંતર કરીને તેના ઉપર સ્વર્ગની પ્રતિષ્ઠા સંભવે, આ જીવનને ભાગવતછંદથી સભર બનાવીને પૃથ્વી પર ભગવાનનો જન્મ કરવો એ જ વિશ્વપ્રકૃતિનો નિગૂઢ ઉદ્દેશ છે,—એ વાત રામાનુજ વિચારી શક્યા નહિ.

જેમ આપણા દેશમાં સામાન્ય રીતે યોગનો અર્થ સંન્યાસ અને સંસારત્યાગ કરવામાં આવે છે, તેમ પશ્ચિમના દેશમાં તેનો અર્થ વ્યાપકતર ભોગનો એક ખાસ માર્ગ એમ કરવામાં આવે છે. આપણા આ ક્ષુદ્ર દેહ, મન અને પ્રાણની શક્તિ દ્વારા પૃથ્વીની સર્વ ભોગસામગ્રી પોતાની કરવી, એ થયો પશ્ચિમનો આદર્શ. મનુષ્ય જે કાંઈ કરી શકે તે કરવું, મનુષ્યમાં જે કાંઈ અંતર્નિહિત શક્તિ રહી છે તેનો પૂર્ણ વિકાસ કરવો, એ થયો પશ્ચિમનો આદર્શ. પાર્થિવ ભોગને ઉવેખીને કોઈ શાશ્વત નિર્ભેળ આનંદ મેળવવાની સાધનાને તેઓ સંદેહની નજરે જુએ છે, તેને કલ્પનાવિલાસીનો નિષ્ફળ પ્રયાસ ગણે છે.

શ્રી અરવિંદના જીવનમાં પ્રાચ્ય અને પાશ્ચાત્ય ભાવધારાઓનો અપૂર્વ સમન્વય સધાયો છે. પ્રાચ્ય આધ્યાત્મિક આદર્શમાં પાશ્ચાત્ય કર્મપ્રેરણાનું ઉદ્બોધન કરવું અને પાશ્ચાત્ય કર્મસ્રોતમાં પ્રાચ્યના દેવજન્મના સ્વપ્નને મૂર્ત કરવું, એ તેમના યોગના ઉદ્દેશ છે. આ પૃથ્વી છે આપણું કર્મક્ષેત્ર, એ તો શું પણ સાધનાની સિદ્ધિ મેળવવાનું યોગક્ષેત્ર. આ બાબતમાં પાશ્ચાત્યનું સહજ જ્ઞાન અભ્રાંત છે. પરંતુ શ્રી અરવિંદની સાધનાનું લક્ષ્ય કેવળ માનવની ક્ષુદ્ર શક્તિની સહાયતાથી પ્રકૃતિમાંથી બને તેટલો સુખભોગ મેળવી લેવાનું નથી, પણ પ્રકૃતિની પાછળ જે વિશ્વાત્મા છે તેમની સાથે પોતાની અભિન્નતા અનુભવીને તેમની અનંત શક્તિથી શક્તિમાન થવું તે છે. પૃથ્વીની સ્થૂળતા અને સંકીર્ણતા સ્વીકારીને મનુષ્ય તરીકે બને તેટલો પોતાનો પ્રચાર કરવો એ કોઈ ચરમ વાત નથી, પરંતુ મનુષ્યમાં જે સૂતેલા દેવતા છે તેને જાગ્રત કરીને મનુષ્યનું રૂપાંતર કરવું જોઈશે. પૃથ્વીમાં અંતર્નિહિત જે વિરાટ ચેતના છે તેનું ઉદ્બોધન કરીને સ્વર્ગ રાજ્યની સ્થાપના અહીં કરવી પડશે. સ્થૂળ પ્રકૃતિની પાછળ સચ્ચિદાનંદમયી વિશ્વશક્તિની ઇચ્છા નિરંતર કાર્ય કરી રહી છે. એ વિશ્વશક્તિની રચનાથી ઉત્ક્રાન્તિ દ્વારા પ્રકૃતિજગતમાં ચેતનની, પૃથ્વી પર સચ્ચિદાનંદની અભિવ્યક્તિ કરતી આવી રહી છે. જડમાંથી ઉદ્ભિજ્જ, ઉદ્ભિજ્જમાંથી પ્રાણી અને પ્રાણી પછી મનોમય માનવનો આવિર્ભાવ થયો છે. શ્રી અરવિંદ માને છે કે હવે ભગવાનની અતિમાનસશક્તિ (supramental power)ના અવતરણથી અતિમાનવનો જન્મ થશે. માનવના સચેત પ્રયત્ન અને સાધના દ્વારા આ પ્રકારની અભિવ્યક્તિ થઈ શકશે. પરિણામે, બધા ય માનવો આ દિવ્ય જીવનના અધિકારી બનશે અને પોતાને અમૃતના સંતાન માની શકશે.

જડ પ્રકૃતિની પાછળ તેમજ આપણાં દેહ, પ્રાણ અને મનને વટાવીને જે એક વિરાટ સચ્ચિદાનંદમય સત્તા રહેલી છે તેનો પ્રતિભાસ પ્રાચ્યની ગભીર અંતર્દૃષ્ટિને આપોઆપ થયો છે. પરંતુ આ અસીમ વિરાટ સત્તાનું સંધાન પામીને, તેના અગાધ આનંદમાં ડૂબી જઈને પ્રાચ્યે વિશ્વપ્રકૃતિની ગતિની, જીવનની કર્મધારાની ઉપેક્ષા કે અસ્વીકાર કરવાનો પ્રયત્ન,

પ્રો. શંકરે કહ્યું કે બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે. શ્રી અરવિંદ કહે છે કે બ્રહ્મ સત્ય છે અને જગત પણ સત્ય છે; મિથ્યા છે માત્ર અંધ અહંકારને વશ થઈને જગત તરફની આપણી આસક્તિ. ત્યાગ અને સંન્યાસ એ ખરેખર ઘણા ઊંચા આદર્શો છે, કારણકે જ્યાં સુધી વાસના, કામના વગેરે જાય નહિ ત્યાં સુધી અજ્ઞાનનો અંધકાર દૂર થઈ શકે નહિ, અહંકારની તુચ્છતા ટળે નહિ, વાણી અને મનને અગોચર એવા પરમ સત્યનું સંધાન મળે નહિ. પરંતુ ત્યાગ કરવાનો છે સંસારનો નહિ, પણ સંસાર તરફની આસક્તિનો; સંન્યાસ કરવાનો છે કર્મોનો નહિ, પણ કર્તૃત્વની ભાવનાનો. કારણકે ભગવાન પોતે પણ કર્મોદ્વારા અનેક વૈચિત્ર્યનો ઉપભોગ કરી રહ્યા છે, અનેક રીતે પોતાનો આવિર્ભાવ કરી રહ્યા છે. આપણો ઉદ્દેશ છે કર્મનાં ફળ અને કર્તૃત્વનું અભિમાન ભગવાનને સોંપીને તેમની લીલાના સાથીદાર થવું તે. અલબત્ત, સ્વેચ્છાપૂર્વક બધુંય છોડીને ભગવાનમાં લીન થઈ જવાય; પરંતુ આ વિશ્વની લીલામાં ભગવાનના સહચર થવું, જગતમાં ધર્મસત્યની સ્થાપનામાં તેમના સહાયક બનવું એ વધુ ઇષ્ટ છે, કારણકે ભગવાનનો પણ તે જ હેતુ છે. જીવાત્મા તો નિત્ય શુદ્ધ, બુદ્ધ, મુક્ત છે, અને ઇચ્છા કરતાં જ ભગવાનની વિશ્વાતીત સત્તામાં વિલીન થઈ શકે છે; પરંતુ ભગવાનની લીલા તરફ ઢળતી ઇચ્છામાં પોતાનું સમર્પણ કરીને આ પૃથ્વીમાં ભગવાનનું કાર્ય સાધવું એ જ જીવનો શ્રેષ્ઠ ધર્મ ગણાય.

અજ્ઞાન, અહંકાર અને કર્તાનું અભિમાન ત્યજીને કર્મજીવનને ભેટવું એ ભગવદ્ગીતાનો મૂળ મંત્ર છે. અંતરમાં બ્રાહ્મી સ્થિતિનો નિર્મળ પ્રશાંત આનંદ અને બહાર કર્મતરંગના હિલોળા,—આ થઈ વ્યક્તિગત જીવનની સર્વોચ્ચ અવસ્થા, તેની ચરમ સાર્થકતા. વૈદિક ઋષિઓએ પણ જ્ઞાનપ્રતિષ્ઠિત કર્મયોગના આવા આદર્શને શ્રેષ્ઠ સ્થાન આપ્યું હતું. ઋષિઓ આખા જીવનને એક યજ્ઞ માનતા. પ્રત્યેક પળનાં વિચાર અને કાર્ય ભગવાનને ચરણે ધરવાનાં. આ ઉત્સર્ગ અને આત્મબલિદાનને પરિણામે ભગવાન સ્વયં માનવમાં અવતરે. પૃથ્વી પર આ સત્યને ઉતારવાને શ્રી અરવિંદ સાધનામાં મગ્ન છે. પોતે જણે છે કે દિવ્ય જીવનની પ્રાપ્તિ એ માત્ર સંભારવાની વાત નથી, પરંતુ યુગયુગાંતરનાં મંથનો દ્વારા વિશ્વપ્રકૃતિનો પણ એ જ નિગૂઢ ઉદ્દેશ, એ જ ગુપ્ત રહસ્ય જણાય છે. આ દિવ્ય જીવન મેળવતાં દેહ, પ્રાણ અને મનની માયા વટાવીને કેવળ તુરીય અવસ્થામાં ઉત્ક્રાંત થયે નહિ ચાલે, પરંતુ તે સાથે સાથે ત્યાંની અતિમાનસશક્તિને મન, પ્રાણ અને શરીરને નવી ચેતના, નવી શક્તિ, નવો આનંદ આપીને રૂપાંતર કરવા નીચે આણવી પડશે. શ્રી અરવિંદના પૂર્ણયોગ, અધ્યાત્મયોગ કે આત્મસમર્પણયોગનું બરાબર આ લક્ષ્ય છે.

卐

આજે જીવન

# વધારે તાકાત અને કાર્યશક્તિ

માગે છે!

**સુવર્ણ માલિની વસંત**

માંદગી-અતિશ્રમ કે બીજા કોઈપણ પ્રકારે ગુમાવેલ શક્તિ પાછી મેળવવા, તેમજ આજની વધારે પડતી જવાબદારી અને ચિંતાની સામે ઝૂઝવા, શિયાળામાં સુવર્ણમાલિની વસંત એક આશીર્વાદ સમાન છે. ઉચ્ચતમ શક્તિદાયી કિંમતી તત્ત્વોથી ભરપુર.

**'કાસ્ફો' [KASPHO]**

શિયાળાની ઠંડીમાં 'શરદી' થવી એ સામાન્ય છે. તબીબોની પ્રશંસા પામેલી આ ટીકડીઓ-'શરદી તથા ખાંસી'નો કટ્ટો શત્રુ છે. વસાકા અને બીજી પ્રખ્યાત ઔષધિઓના મિશ્રણની બનેલ આ ટીકડીઓ ગમે તેવા પ્રકારના કફ-ખાંસી-શરદીનો તુરત જ નાશ કરે છે.

**સુકુલ સર્વશ્રેષ્ઠ હેર ઑઈલ**

તમારા માથાના વાળની ભરછટના દૂર કરવા તથા વાળની વૃદ્ધિ અર્થે, આ એક જ હેરઑઈલ છે. કોપરેલ તેલમાં તાજી વનસ્પતિઓમાંથી તૈયાર કરેલું એક અનુપમ સુગંધી તેલ કે જેનાથી માથાના વાળ ખરતાં અટકે છે. માથામાં ઠંડક રહી વાળનું સૌન્દર્ય વધારે છે—વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓ માટે અત્યંત ઉપયોગી છે—અજમાવી ખાત્રી કરી લો.

**ચ્યવનપ્રાશ (અષ્ટવર્ગ)**

કાંતિ અને પુષ્ટિ માટે જેમ વ્યાયામની જરૂર છે, તેટલી જ ચ્યવનપ્રાશની જરૂર છે. સર્વ શક્તિવર્ધક ખોરાકથી ભરપૂર. ચ્યવનપ્રાશ (અષ્ટવર્ગ) એ એક મુરબ્બો-ચાટણ છે. દરરોજ પાચનશક્તિ અનુસાર લેવાથી, સાચી શક્તિ પ્રાપ્ત થશે.

ગુજરાતના સોલ એજન્ટ : **ભારતીય ઉદ્યોગપ્રચાર કાર્યાલય,** ૧૪. ભાસ્કરલેન, ભુલેશ્વર, મુંબઈ.

મળવાનાં સ્થળ : ચંદુલાલ પ્રેમચંદ દવાવાળા, ત્રણ દરવાજા, અમદાવાદ.
હિંદી વસ્તુ ભંડાર, સુરત. પી. શિવદત્તની કાં. વડોદરા.
હરીશંકર દેવશંકર શુક્લ, ઉમરેઠ. મોહનલાલ પ્રભુલાલ શાહ, ધંધુકા.
તથા બીજા જાણીતા દવાવાળા.

શિયાળા માટે આયુર્વેદાશ્રમ ફાર્મસી લિ૦ (અહમદનગર)ની ખાસ બનાવટો.

# સાદની સતાવણી

સુંદરજી ગો. બેટાઈ

દૂર સાગર કેરા સાદ સતાવે રે,
મારી નિંદરાંના સુખમ્હેલ ડગાવે રે,
સીંચી શાન્તિની ફૂલવેલ ફગાવે રે,
આખા માંડવડાને ઊભો જલાવે રે

સાદ ઘન થાતા મેલા સપનાંને ભાવે રે,
લાખલાખ હોંવે મુને જાણે સમજાવે રે:
“ પ્રીત્યું, રીત્યું ને તારી પાડોશપછીતું રે,
ભૂંડા, એ તો જાતબાંધી જાણ બધી ચીંત્યું રે.

સોનામોલી મેં બાંધી લાખલાખ પ્રીત્યું રે,
રૂપામોલી મેં રચી જીવનરીત્યું રે,—
આ રે પડોશ, પેલી પડતી પછીતું રે,
રાખ કાખ જેવું બધું મારું એ શું રે ?

“ તું રે સાગર કેરું પાણીનું બિન્દુ રે;
કોટિકોટિ બિન્દુડાંનો આ હું બન્યો સિંધુ રે;
એ રે સિન્ધુમાં બિન્દુ બિન્દુ આગ ઊઠો રે,
તો ય તું ઢઢાવે ગણી લાખ તારી મુઠી રે ”

સાદની સતાવણીમાં સાચ ઘણું લાગે રે;
ઈચ્છું ક્ષણવાર, ભલે ભીંત્યું મારી ભાંગે રે.
મનડું રંગાતું વધુ તો યે જૂના રાગે રે,
કલિયુગ આયું તો યે જાણે ખેલે ફાગે રે !



## અર્પણ અને આમંત્રણ

તને હું કેટલી ચાહું તે કહેવા પત્ર ? પત્ર તો
માનવી લાગણીઓને અર્ધી યે વ્યક્ત ના કરે,
ને ક્યાં તો લાગણીઓનો, પ્રિયે ! સાગર ઊછળે.

તેથી તો પત્ર ના, પુષ્પ, ફલ, તોય, કશું ય ના,
અધો ઉચ્ચારી વાણીના અર્ઘ્ય યે અર્પવા કથા ?

અર્પવું છે જ તો મારું હૈયું પ્રિયે ! છલોછલ
ભરાયું મેઘશું તારાં નેત્રોના સરનાં જલ
પીને, તે અર્પું હું આજે, ને તારાં નેત્રવારિ જે
ઝીલ્યાં, તે વર્ષતો પ્રેમે ઝીલી લે તું ફરી, પ્રિયે !

ગુલાબદાસ બ્રોકર

卐

# સુવાવડનો ડર

બાપાલાલ ગ૦ વૈદ્ય

**આ**જની સ્ત્રીઓને સુવાવડનો ડર લાગવા માંડ્યો છે! ઘણી બહેનો મારી પાસે આવી ખુલ્લા દિલે સુવાવડ ન આવે એવી દવાની માગણી કરે છે! ભણેલી–સુધરેલી જ નહિ અભણ સ્ત્રીઓની પણ આ માગણી છે! સુધારકો 'વસ્તી વધે છે તે માટે કંઈ કરવું જોઈએ' એવી વાતો કરે છે. નિખિલ ભારતવર્ષીય મહિલા પરિષદો 'સંતતિ-નિયમન'ના ઠરાવો કરે છે. આ જ્ઞાનપ્રચારના જમાનામાં કર્ણોપકર્ણ આવી વાતો કુમારિકાઓના કાન સુધી અને અભણ સ્ત્રીઓ સુધી પહોંચે છે. આમ, સુવાવડનો ડર સ્ત્રીઓને સતાવી રહ્યો છે એ ચોક્કસ છે.

એક વખત એક સુશિક્ષિત બાઈ મારી સલાહ લેવા આવ્યાં હતાં. તે સમયે બીજી એક બાઈને હું તપાસતો હતો. તપાસી રહ્યા બાદ મેં એ બાઈને કહ્યું: "સુવાવડનો ડર ન રાખશો." પેલી સુશિક્ષિત બાઈ એ સાંભળી રહી હતી. જ્યારે તેમનો વારો આવ્યો ત્યારે સૌપ્રથમ એ બાઈએ મને પ્રશ્ન પૂછ્યો: "તમને પુરુષોને સુવાવડના દરદનું ભાન કેમ કરી કરાવી શકાય?" હું શરમાયો: શો ઉત્તર આપવો એ સમજી શક્યો નહિ. મેં ધીમેથી કહ્યું: "સ્ત્રીઓ પુરુષો કરતાં કષ્ટ ધીરજથી સહન કરનાર છે. સુવાવડનું કષ્ટ એમને લાગતું જ નથી. આજકાલના દુષ્ટ પ્રચારની તમારા મન ઉપર અસર થઈ છે અને તમો નાહકનાં બીવેલાં છો. સુવાવડનો ડર રાખશો તો સૃષ્ટિનું શું થશે?"

"તમને પુરુષોને બોલતાં—દલીલો કરતાં સારી રીતે આવડે છે. તમો કદીએ સ્ત્રીઓનાં હૃદયમાં પ્રવેશ કરી સ્ત્રીઓના પ્રશ્નોના જવાબો આપ્યા જ નથી." એ બાઈ ગઈ. હું દવાખાનેથી ઘેર ગયો. મને એ બાઈના શબ્દો યાદ આવવા લાગ્યા. સ્ત્રીઓને શું ખરેખર અસહ્ય કષ્ટ સુવાવડમાં થતું જ હશે? કુદરતનો આ કષ્ટ પાછળ કંઈ હેતુ હશે? કુદરતે આવું કેમ કર્યું હશે? કાં કુદરત અન્યાયી છે કાં અમો ચિકિત્સકો બેવકૂફ છીએ કે એનું રહસ્ય સમજી શક્યા નથી. સુવાવડ વખતે શું કામ કષ્ટ થતું જોઈએ!

એક શસ્ત્રવૈદ્ય કહે છે કે "પુરુષ અને સ્ત્રી–બેમાંથી એક ઉપર શસ્ત્રક્રિયા કરવાનું મને કોઈ કહે તો હું જરૂર 'સ્ત્રી' ઉપર જ શસ્ત્રક્રિયા કરવાનું પસંદ કરું. કારણ કે સ્ત્રી દરદ ધીરજથી સહન કરે છે. કવિઓ સ્ત્રીઓને મૃદુંગી અબળા, કુસુમપેલવા–વિશેષણો લગાડે છે પરંતુ ખરી રીતે પુરુષો કરતાં સ્ત્રીઓ વધુ કઠિન છે."

અને આ વાત મને તદ્દન સાચી લાગે છે. સાધારણ તાવ પુરુષને આવ્યો હોય છે તો તે આખું ઘર ગજાવી મૂકે છે—માંદું કરી મૂકે છે, જ્યારે સ્ત્રીને તાવ સાથે બીજી કેટલીયે પીડા થતી હોય છે પરંતુ તે શાંતિથી સહી જ રહે છે. એક પહેલવાન ભાઈને હું ઇન્જેક્શન આપતો હતો. ઇન્જેક્શન નસમાં આપવાનું હતું. જરાક લોહી પીચકારીમાં મેં ખેંચ્યું તે એ ભાઈએ જોયું પણ ખરું. જેવું મેં ઇન્જેક્શન આપવું શરૂ કર્યું કે એ ભાઈ બેભાન બની ગયા! ધબ દઈને પાટલી ઉપરથી નીચે પડ્યા! મેં સમયસૂચકતા વાપરીને નસમાંથી સોય કાઢી લીધી. હું ગભરાયો. કમ્પાઉન્ડરને સ્ટિમ્યુલન્ટ મિક્ષ્ચર ઝટ બનાવીને દરદીને પાઈ દેવા કહ્યું અને થોડુંક સ્મેલિંગ સૉલ્ટ સુંઘાડવા કહ્યું. થોડીવારે એ ભાઈને ભાન આવ્યું. ત્યારે મને કહેવા લાગ્યા: "મને ઇન્જેક્શન લેતાં આવું જ થાય છે. હું દરદ સહન કરી શકતો જ નથી." મેં કહ્યું: "તો પછી તમારે મને પ્રથમથી આ વાત કરવી

હતી ને !" દરદીએ લાચારી બતાવી: "મને એ કહેતાં શરમ લાગી એક પહેલવાન જેવો માણસ નાનીશી સોયની અણી ચામડીમાં પેસતાં આટલો-ગભરાય છે!" મને એની વાત સાવ સાચી લાગી. એના જેવો પહેલવાન જેવો માણસ ઇંજેક્શનની સોય સહન કરી નથી શકતો એ કહેતાં તેને જરૂર શરમ આવતી જ હશે. ઘણા મેં હૃષ્ટપુષ્ટ જણાતા માણસોને હું આવા જ ઢીલા પોચા તરીકે જાણું છું.

પરંતુ મેં એક પણ સ્ત્રીને હજી ઇંજેક્શનની સોય લેતાં-બૂમ પાડતી કે ગભરાતી જોઈ નથી. તે શાંતિથી ચિકિત્સકની સામું જોઈ રહે છે. ચામડી બહેર મારવાની દવા ચિકિત્સક લગાવે છે કે નહિ તેની પણ તે પૂછપરછ કરતી નથી!

આપણો સૌનો ઘરનો અનુભવ પણ એમ જ કહેશે કે પુરુષો કરતાં સ્ત્રીઓ ઘણું કષ્ટ સહન કરી શકે છે. સ્ત્રીના સ્વભાવમાં જ દુઃખ સહન કરવાની અદ્ભુત શક્તિ છે. સાસુ-સસરા અને નણંદ વચ્ચે આવીને તે જે રીતે સહન કરતાં શીખે છે તે અદ્ભુત નથી શું! પિતાનું ઘર છોડીને પારકે ઘેર તે જાય છે ત્યારે તેના મનમાં શું શું થતું હશે? મને તો લાગે છે કે પ્રજાતંતુની અવિચ્છિન્નતા માટે ભગવાને સ્ત્રીને સર્જી છે એટલે કષ્ટ સહન કરવાનું બળ અને ધૈર્ય પણ તેણે તેને આપેલું જ છે. સદીઓથી જે કષ્ટ સ્ત્રીઓ સહન કરતી આવી છે તેમાંથી જ સ્ત્રીનું સૌંદર્ય, કોમળ ભાવો ખીલ્યા છે. સૃષ્ટિની શૃંખલા અતૂટ રાખવાનું કાર્ય સ્ત્રીઓ જ કરે છે. પુરુષો તો કેવળ 'necessary evil' છે એમ કહીએ તો ચાલી શકે.

'Necessary evil'–'નભાવી લેવા લાયક દૂષણ'–કહેવાનો મારો આશય તમને કહું. પ્રાણિશાસ્ત્ર-બાયોલોજી-પ્રમાણે 'નર' ખરી રીતે Race માટે–પ્રજા માટે–અલ્પ ઉપયોગી છે–'mere accessory'–છે; જ્યારે પ્રજા માટે–સંતાનો માટે–સ્ત્રી જ સર્વસ્વ છે. પુરુષ બહાર ભટકે છે, મહેનત કરે છે, પોતાનાં સ્ત્રીબચ્ચાંનું ભરણપોષણ કરે છે, એટલે અંશે તેની સામાજિક ઉપયોગિતા જરૂર છે જ પરંતુ પ્રજાવૃદ્ધિ માટે–પ્રજાતંતુની અવિચ્છિન્નતા માટે– સ્ત્રીનો જ મુખ્ય ભાગ છે. અને હવે તો "Parthenogenesis" અથવા અલૈંગિક પુનરુત્પત્તિ–પણ શક્ય બની છે ને!

પરંતુ આપણે ફરીથી આ દુઃખ–pain–ઉપર આવીએ. પુરુષોના નસીબમાં કષ્ટ-દુઃખસહનના પ્રસંગો નથી જ્યારે સ્ત્રીના જીવનમાં છે જ. પ્રજાતંતુ અવિચ્છિન્ન રાખવા માટે સ્ત્રીને દુઃખ સહન કરવું પડે છે અને એ સુવાવડનું કષ્ટ સહન ન કરે તો સૃષ્ટિ કેમ ચાલે? હજારો વર્ષોથી સ્ત્રીઓ કષ્ટ સહન કરતાં આવી છે અને હજી યે કરશે જ. પરંતુ વધતા જતા વિજ્ઞાને તેમને હવે કષ્ટમુક્ત બનાવવા કમર કસી છે. સિમ્સન નામના વિદ્વાને 'ક્લોરોફોર્મ'ની શોધ કરી છે ત્યારથી આનાં બીજ વવાયાં છે. અલબત્ત, આ શોધ પછી પણ એનો ઉપયોગ ઘણાં વર્ષો સુધી પ્રજાએ ન કર્યો. પાદરી ધર્મગુરુઓએ સિમ્સનની આ શોધ માટે બે શબ્દો સ્તુતિના ન કહ્યા. પરંતુ 'એ સિમ્સન તો પ્રભુના કરતાં વધુ ડાહ્યો છે એમ બતાવવા પ્રયત્ન કરે છે' એ મહાપુરુષસહજ નિંદાથી તેને નવાજ્યો. પરંતુ સિમ્સને તેની પરવા ન કરી. એ સ્કોટલૅંડનો વતની હતો. પાદરીઓએ ક્લોરોફોર્મ—સંમોહન–ની શોધમાં ભગવાનનો અપરાધ જોયો. સ્ત્રીઓનું સુવાવડ વખતનું કષ્ટ આના પ્રયોગથી દૂર થઈ જશે એવું તેણે જ્યારે કહેલું ત્યારે પાદરીઓ તેની પર ચીડાયેલા. "જો સુવાવડમાં કષ્ટની જરૂર જ ન હોત તો પ્રભુએ કષ્ટ ન પડે એવું જ કર્યું હોત." આના જવાબમાં સિમ્સને કહ્યું: "જ્યારે પ્રભુએ આદમની પાંસળીઓમાંથી ઈવને ઉત્પન્ન

કરેલી ત્યારે પ્રથમ તો આદમને ખૂબ ઊંઘમાં—સંમોહનમાં—નાખ્યો હતો; એ જ બતાવે છે કે ભગવાને 'સંમોહન'નો સત્કાર કરેલો છે."

આ દલીલમાં સામર્થ્ય નથી. ખરી રીતે પ્રશ્ન તો સ્ત્રીઓના દુઃખનો છે. આદમ–પુરુષના કષ્ટનો નથી. પરંતુ ક્લોરોફોર્મ આખરે દુનિયામાં રહેવા સર્જાયેલું હતું એટલે વિક્ટોરિયા રાણીને ડયુક ઑફ એડિનબરોના જન્મ વખતે સુવાવડમાં કષ્ટ ન જણાય માટે તે આપવામાં આવેલું. અને ત્યારથી સુધરેલી પ્રજાઓમાં તેનો ઉપયોગ થવા લાગ્યો; સૌનું ધ્યાન પણ તે તરફ ખેંચાયું.

પરંતુ ખરી રીતે તો હમણાં હમણાં જ એનો વ્યાપક ઉપયોગ થવા લાગ્યો છે. 'Premedication' અથવા 'Twilight–Sleep' નામથી હવે આ પ્રસૂતા–કષ્ટહર–ક્રિયા જાણીતી થએલી છે. સ્ત્રી ખરી રીતે આ પ્રયોગથી પ્રગાઢ નિદ્રામાં પડતી નથી પરંતુ તે અર્ધીસૂતી જાગતી drowsing સ્થિતિમાં પડેલી હોય છે અને શું થાય છે તેનું તેને ભાન નથી રહેતું. બાળકના જન્મ સુધી સ્ત્રી semi-conscious અર્ધજાગૃત સ્થિતિમાં રહે છે. સંમોહનના નિયમિત ઈંજેક્શનો આપીને આ સ્થિતિ ઉત્પન્ન કરવામાં આવે છે અને જો પૂરતી કાળજીથી તે આપવામાં આવે તો માતા અને બાળક બન્નેમાંથી કોઈને પણ તેનાથી જરા જેટલું પણ નુકસાન થતું નથી. હા, એમાં ભય પણ છે જ. માટે હોંશિયાર તજ્જ્ઞો પાસે જ ક્રિયા કરાવવી. મોટી માત્રા પડી જાય તો બાળકના જીવને જોખમકારક નીવડે છે.

પ્રસૂતાનું કષ્ટ હવે અદૃશ્ય થઈ ગયું છે. આટલાં વર્ષોથી સ્ત્રીઓએ ધૈર્યથી કષ્ટ સહન કર્યું તેનો બદલો આ શોધે તેમને આપ્યો છે. વિજ્ઞાનની આ જેવી તેવી સિદ્ધિ નથી.

વિતાને આ પ્રસવકષ્ટ નિવારવા સંમોહન તો શોધ્યું પરંતુ હજી સ્ત્રીઓને માટે સૂતકરોગ—puerperal fever—નો મોટો ભય તો ઊભો જ હતો. સંમોહનની શોધ થઈ પરંતુ સુવાવડ પછી ઘણી સ્ત્રીઓ સુવાવડના ચેપી તાવમાં મરતી હતી—રીબાતી હતી તેની શોધની પણ જરૂર હતી જ. અસાધારણ સ્વચ્છતા, જંતુઘ્ન પ્રવાહીઓ, પ્રસૂતિતંત્રનો વિકાસ—આ બધાંથી સુવાવડ પછીનો આ તાવ ઘણે અંશે ઓછો તો થઈ જ ગયો હતો. છતાં યુરોપની હૉસ્પિટલમાં ઘણા વખત સુધી સુવાવડી સ્ત્રીઓનું ચોંકાવનારું મરણપ્રમાણ જણાયું હતું. પ્રસૂતિગૃહોમાં 'ચેપ' કેમ ફેલાય છે તેનું કારણ શોધવા માટે ઘણા ચિકિત્સકોએ અથાગ પ્રયત્નો કર્યા છે. હંગેરીના ડૉ. ઇગ્નેઝ ફિલિપ સેમેનેલ્વિસ (Ignaz Philipp Semenelveis (૧૮૧૮–૧૮૬૫) વિયેનાના પ્રસૂતિગૃહમાં ચિકિત્સક હતો. વિદ્યાર્થીઓ અહીં શીખવા માટે આવતા. શબચ્છેદન ગૃહમાંથી બાબરા જ તેઓ પ્રસૂતિગૃહમાં ક્લાસીઝ માટે આવતા. કોઈ હાથ ધોતું નહિ. સેમેનેલ્વિસનો પોતાનો મિત્ર આ બેદરકારીથી ઝાંખરી થયો—blood-poisoning થી મરી ગયો. સેમેનેલ્વિસે બધાને Chlorinated Lime water–ચૂના અને મીઠાના પ્રવાહીથી હાથ ધોઈને જ પ્રસૂતિગૃહમાં આવવાનો હુકમ કર્યો. આ સાદી દરકારથી બીજે વર્ષે પ્રસૂતિગૃહમાં મરણપ્રમાણ ઘણું ઘટી ગયું. અત્યાર સુધી પોતાના જ અજ્ઞાનથી કેટલીક સ્ત્રીઓ મરણશરણ થઈ હશે તેનો તે ચિકિત્સકે જાતે જ ખેદ પ્રદર્શિત કર્યો! કારણકે એ પોતે પણ ચેપી હાથો વડે જ પ્રસવ કરાવતો હતો. પરંતુ વિયેનાના અને અન્ય સ્થળોના તેના સમકાલીન ચિકિત્સકોએ સેમેનેલ્વિસની આ વાતને હસી કાઢી અને વધારામાં સેમેનેલ્વિસને ઊંટવૈદ્ય તરીકે જાહેર કર્યો. દરમિયાન આ પંડિતોના ઘમંડમાં હજારો સ્ત્રીઓ મર્યે જતી હતી! ઑસ્ટ્રીઆના રાજનગરમાંથી આ તેજસ્વી હંગેરીઅનને દેશની બાહર હાંકી કાઢવામાં આવેલો. જેના ઉપર માનનો

વરસાદ વરસત્રો જોઈતો હતો તેની ઉપર, સાધારણ માણસોએ નહિ પણ વિદ્વાન ગણાતા ચિકિત્સકોએ જ જુલમ કરવામાં પાછી પાની ન કરી. તેને criminal–ગુનેગાર તરીકે જાહેર કરવામાં આવ્યો! ઈર્ષાની આગ શું નથી કરતી? ૧૮૬૧માં પોતાના વતન બુડા-પેસ્ટમાં તે રહેવા ગયો અને ત્યાં રહી આ મહાન વીરે 'સૂતિકાજ્વર' ઉપર પ્રથમ પુસ્તક પ્રગટ કર્યું! પરંતુ જે અપમાનના અને જુલમો એની ઉપર ગુજરેલા તેથી તેનું મગજ ખસી ગયું–તે ગાંડો થઈ ગયો; તેને ગાંડાની હોસ્પિટલમાં મોકલવામાં આવ્યો! ત્યાંથી સારો થઈ એ ઘેર આવ્યો, વળી પાછો તે પોતાના પ્રિય કાર્યમાં મચ્યોપચ્યો રહેવા લાગ્યો. છેવટે જે શોધથી તેણે અનેક પ્રસૂતાઓના જાન બચાવ્યા હતા, જે Blood–poisoningથી પ્રસૂતાઓને બચાવી હતી, તે જ વ્યાધિનો એ પોતે ભોગ બન્યો અને પંચત્વ સીધાવ્યો. પ્રસવ વખતે વણુ પડે છે અને દૂષિત હાથોના સ્પર્શથી એ વણ દૂષિત થાય છે અને પરિણામે રક્તવિષ–બ્લડ પોઈઝનિંગ–થી સ્ત્રીઓ મરે છે એ શોધ સેમેનેલ્વિસની હતી. પરંતુ આ ચેપ લાગવાનું ખરું કારણ શું તે શોધવાનું માન લુઈ પૅસ્ચ્યોર (૧૮૨૨–૧૮૯૭)ને ગયું. રોબર્ટ કોચને ભાગે પણ એવું માન, આ શોધનું જાય છે જ. પૅસ્ચ્યૉર ડૉક્ટર ન હતો, તે કેમિસ્ટ હતો. દારૂ અને બીયરમાં ઉત્સેચન ક્રિયા–fermentation—જોઈને એણે જંતુઓની શોધ કરી. દૂધનું દહીં જંતુઓથી જ થાય છે એમ એણે જાહેર કર્યું. આ જંતુઓ વાતાવરણમાં મોટી સંખ્યામાં રહેલાં હોય છે એમ એણે જાહેર કર્યું. આ બધાં જંતુઓ રોગોત્પાદક નથી હોતાં, કેટલાંક જ હોય છે એમ એણે પ્રયોગોથી જાણ્યું. પૅસ્ચ્યોરની આ શોધથી 'ચેપ' શું છે, શાથી થાય છે એનું સાચું જ્ઞાન પ્રાપ્ત થયું. આ શોધને પરિણામે શસ્ત્રક્રિયામાં ઘણી સફળતાઓ મળવા લાગી. પ્રસૂતિતંત્ર–(midwifery)નો વિકાસ પણ થયો.

જરાક વિષયાન્તર થયું. વાચકોની ક્ષમા ચાહું છું. પ્રસૂતા–જ્વર Puerperal fever-Haemolytic streptococus નામનાં જીવાણુઓથી–જે જીવાણુઓ રક્તમાં રહેલાં રક્તકણો–બ્લડ કૉર્પુસલ્સ–નો નાશ કરી નાખે છે—થાય છે એ હવે પુરવાર થઈ ચૂક્યું છે. અને ખૂબીની વાત તો એ છે કે આ સુવાવડીનો ઝેરી તાવ હોસ્પિટલોમાં સુવાવડો કરાવે છે તે સ્ત્રીઓને જ, મોટે ભાગે, લાગુ પડે છે. હોસ્પિટલોમાં–પ્રસૂતિગૃહોમાં–સ્વચ્છતા, જંતુરહિતતા માટે પુષ્કળ કાળજી રાખવામાં આવે છે છતાંય, આ ઝેરી તાવ પ્રસૂતિગૃહોમાં પ્રસવ કરાવનારી બાઈઓને જ વિશેષ લાગુ પડે છે. ઘર આગળ સુવાવડ કરનાર સ્ત્રીઓને આ તાવ લાગુ પડે છે પરંતુ સરખામણીમાં પ્રસૂતિગૃહો કરતાં ઘણો ઓછો. પ્રસંગોપાત હું અત્રે જણાવી દઉં છું કે જો ઘરમાં પૂરતી જગ્યા હોય તો સુવાવડો ઘેર જ થાય એ ઈષ્ટ છે એમ હું માનતો થયો છું. ચેપનો ભય પ્રસૂતિગૃહો કરતાં ઘરમાં ઘણો ઓછો છે. કોઈ કહેશે કે ક્યાં હોસ્પિટલની સ્વચ્છતા અને ક્યાં ગૃહની સ્વચ્છતા! હવે તો નર્સો પણ સૂતિકાશાળામાં કેળવાયેલી ત્યાં કામ કરે છે, સ્વચ્છતા અને જંતુરહિતતા માટે પૂરેપૂરી કાળજી રાખવામાં આવે છે. હા, આ બધું ખરું; છતાંય વિચિત્ર રીતે આ ચેપનાં બીજ ત્યાં જ રહેલાં છે એ વાત એટલી જ સાચી છે—નર્સોના ગળામાં, ટૉન્સીલોમાં આ જંતુઓ વસેલાં માલુમ પડ્યાં છે—પડે છે!

નર્સો પ્રસવ કરાવતી વખતે જંતુઘ્ન–sterile–થએલાં વસ્ત્રો પહેરે છે. ગળામાં અને ટૉન્સીલોમાં આ જંતુઓ ભરાઈ રહ્યાં હોય છે એ જ્ઞાન પછી હવે તો પ્રસવ પહેલાં નર્સો પોતાનું ગળું જંતુઘ્ન પ્રવાહીના કોગળાથી બરાબર સાફ કરે છે અને મોઢે બુકાની–masks–પહેરે છે. ચેપ સામે પૂરેપૂરી બની શકે એ બધી કાળજી રાખવામાં આવે છે.

ચિકિત્સકો અને સેવિકાઓ સફેદ-બગલાની પાંખ જેવાં સફેદ-ધોયેલાં વસ્ત્રો પહેરીને પ્રસૂતિ ગૃહોમાં ફરે છે. આ છતાં ય કેસો થાય છે જ !! મરણપ્રમાણ ૨૦–૨૫ ટકા જેટલું જણાય છે.

પરંતુ હવે એક એવી દવાની શોધ થઈ કે જેના પ્રતાપે આ દારુણ ઝેરી તાવ જલદીથી વશમાં આવી જાય છે અને મરણપ્રમાણ ૨૫ ટકાથી ૩ થી ૪ ટકા જેટલું આવી ગયું છે. આ યુરોપની વાત છે. અહીં આં પણ આ દવા વપરાવા લાગી છે. જમાનાની બલિહારી છે કે ઔષધો પણ હવે આંતરરાષ્ટ્રીય બન્યાં છે. જર્મનીમાં એક કિંમતી શોધ થઈ એનો આખા જગતને લાભ મળ્યો ! આ દવાનું નામ 'પ્રોન્ટોસિલ'. આને માટે જર્મન શોધકોને "નોબેલ પ્રાઈઝ" મળ્યું. આ દવાના અનેક પ્રયોગો ઉંદરો ઉપર થયા અને હવે તો આખા વિશ્વમાં દરેક ઝેરી તાવમાં–streptococus infectionમાં–આનો સફળતાથી ઉપયોગ થઈ રહ્યો છે. આ દવા અમુક રંગોમાંથી શોધાઈ છે. આ ચાલુ યુદ્ધમાં બધાના વાંચવામાં આવ્યું હશે કે દરેક અમેરિકન સોલ્જરને આ દવા (મૂળ દવા પ્રોન્ટોસિલ. એ પછી ઘણી કંપનીઓએ નોખાં નોખાં નામોથી આ દવા વેચવા માંડી છે. 'સલ્ફેનિમિડ' એ જાણીતું નામ છે. સલ્ફેનિમાઈડ હમણાં જર્મની સિવાય સર્વત્ર વપરાય છે.) ચૂર્ણ અને ગોળી–બન્ને રૂપમાં આપવામાં આવે છે. ઘા થયો હોય તો તુરત જ તે ઘા ઉપર આ દવાનો ભૂકો છાંટીને પાટો દેવામાં આવે છે અને ગોળીઓ ગળાવવામાં આવે છે. સૂતિકા-જ્વર ઉપર આ દવાનો છૂટથી ઉપયોગ થાય છે અને મરણપ્રમાણ આ ઝેરી તાવથી ઘણું જ ઘટી ગયું છે એમ એકીમતે પુરવાર થયું છે.

આયુર્વેદીઓ પાસે ઘણી દવાઓ છે પરંતુ પ્રોન્ટોસિલ વા સલ્ફેનિમાઈડ જેવી અચૂક અસર ઉપજાવી શકે એવી દવાઓ પ્રજા પાસે મૂકાય નહિ ત્યાં સુધી પ્રજાને એ દવાઓમાં કેમ વિશ્વાસ આવે ?

આમ, સુવાવડનો ભય–સુવારોગનો ભય–વિજ્ઞાને ઘણે અંશે દૂર કરી નાખ્યો છે. જંતુહીનતા, સ્વચ્છતા, આહાર–આ બધા ઉપર અવનવો પ્રકાશ પડ્યો છે અને આપણે આશા રાખીશું કે ભવિષ્યમાં એક પણ બાઈ સુવાવડમાં કે તે પછીના કોઈ ઉપદ્રવથી નહિ જ મરે.

હવે કષ્ટરહિત પ્રસૂતિ માટે "Caudal analgesia" (કૉડલ એનેલ્જેસિયા)ની શોધ થઈ છે. કરોડરજ્જુના અંતભાગમાંથી ગર્ભાશય તરફ જનાર નાડીઓ આવેલી છે. શસ્ત્રવૈદ્યોએ આ નાડીઓનો સરસ પરિચય કર્યો. ગર્ભાશયમાંથી મગજ તરફ જનાર સંવેદનાતંતુઓ વા નાડીઓમાં, કોકેનમાંથી બનાવવામાં આવેલી metycaine (મેટિકેન) નામની દવાનાં ઈન્જેક્શન આપવાથી પ્રસવવખતે મુદ્દલ કષ્ટ જણાતું નથી. પરંતુ ઈન્જેક્શનની સોય આ જ નાડીઓમાં જ જવી જોઈએ. કરોડરજ્જુના પ્રવાહીમાં—Spinal fluidમાં કે રક્તમાં દવા ન જવી જોઈએ અને ફક્ત એ નસોમાં જ દવા જવી જોઈએ. કુશળ શસ્ત્રવૈદ્ય આ પ્રમાણે કરે છે. પ્રથમ ઈન્જેક્શન લીધા પછી બાઈ જાહેર કરે છે કે હવે દરદ નથી જણાતું. જરૂર જણાય તો પ્રસવ સુધી આવાં ઈન્જેક્શનો ફરીથી આપવામાં આવે છે અને આ બધો વખત ચિકિત્સક દરદીની બરાબર સંભાળ રાખે છે. ગર્ભાશયનું આકુંચન બરાબર થાય છે કે નહિ તે એ તપાસતો રહે છે. આ કલાકૌશલ્યની અવધિ છે. સ્ત્રી જમવા બેઠી હોય છે અને પ્રસવ માટેની લાગણી થતાં ઊઠે છે. અર્ધા કલાકમાં પ્રસવ કરાવીને હસતી હસતી બહાર આવી, ખોરાક પૂરો કરે છે !

શસ્ત્રક્રિયાનો અપૂર્વ વિકાસ માનવજાતિ આવાં દુઃખ હરવાને જ કરશે કે બીજાં અનિષ્ટો પણ જન્માવશે એ તો ભવિષ્ય કહેશે. આજે તો "ટ્વાઈલાઈટ સ્લીપ" ની બોલબાલા છે. આ પ્રમાણે પ્રસવ થએલાં બચ્ચાંના માનસ ઉપર કંઈ અસર થાય છે કે નહિ એ તપાસવાનો પ્રયોગ પણ કેટલાક કરે છે; પરંતુ હાલના અવાજમાં એવી પિપૂડીઓ કાને નહિ સંભળાય; ભવિષ્ય જણાવશે.

## રમે !

સંધ્યાટાણુ ક્ષિતિજ–ફલકે રંગલીલા સુનેરી
ખેલે જેવી નિત નિત નવાં રૂપ લેઈ અનેરી
તેવી તારી–તુજ જીવનમાં જીવ પેઠે રહેલી
ધૂનોથી તો પ્રિયતમ! ખરે વાજ આવી હું ઘેલી.
તું યે કેવો! હૃદય સરસી ચાંપીને ચૂમી લેતો,
બાહાશ્લેષે નવપ્રણયશી મીઠડી ફૂંક દેતો,
ને જ્યાં મારું હૃદય તુજશું સાધવા તાલ માંડે
ત્યાં ઓચિંતો થઈ તું અળગો સ્નેહ–સાયુજ્ય છાંડે!

ધૂનો તોયે તવ સ્પંદનને, પંખીને પાંખ જેવી
વા મૂર્છાયાં કુમુદ–ઉરને કૌમુદી–ફૂંક જેવી.
ને તેથીસ્તો નવ સહુ કદી ધૂન એ રોધવા કે
પ્રાશું મારાં પ્રણયતરસ્યા પ્રાણ આ તોષવાને.
બીતી: ધૂનો સહ ક્યહીં રમે -ગીત તારાં વિલાય
ને એ કારી હૃદય–જડતા હૈયું આ કોરી ખાય!*

'નૈતમ'

* રવીન્દ્રના એક સૉનેટ પરથી સૂચિત]

*

## કવિતા રચાઈ ગઈ!

કવિતાનું કિનખાબ,
ઊર્મિતણા તાણાવાણા,
વણાઈ ને બહાર આવ્યું
મન માંહી કોઈ ટાણે.

કલ્પનાના રંગ ચઢી
રંગાયું સુશોભિત,
વિચારનું બીક મહીં
જડાયું, ને ઉરજીત
કવિતા રચાઈ ગઈ!

रञ्जनम्

# યુદ્ધોત્તર સામગ્રીવિખેરનો પ્રશ્ન

પ્રોફે૦ કે. ટી. મરચન્ટ એમ. એ., એલએલ. બી., બી. એસસી. (ઇકોન) લંડન

૧૯૧૪-૧૮ના વિશ્વયુદ્ધ પછી તાબડતોબ જે અનિયંત્રિત સામગ્રીવિખેર (demobilisation) કરવામાં આવ્યો હતો તેથી શરૂઆતની કામચલાઉ, ટૂંકી આર્થિક તેજી પછી સખત મંદીને લીધે ભારે બેકારી અને આર્થિક કટોકટીની સ્થિતિ ઉત્પન્ન થઈ હતી. આનો અનુભવ તાજો જ છે. તદુપરાંત, ગયા યુદ્ધમાં અને આજના યુદ્ધમાં ઘણો તફાવત હોવાથી સામગ્રીવિખેર (demobilisation)નો પ્રશ્ન અત્યારે તો વધુ ગૂઢ અને મહત્ત્વનો બને છે.

આધુનિક યુદ્ધ સર્વવ્યાપી હોઈ, સારાયે આર્થિક તંત્રનું નિયમન યુદ્ધ-સંચાલન માટે કરવામાં આવે છે. આને માટે સર્વે આર્થિક સામગ્રી સાધનોનો જમાવ કરાય છે અને લશ્કરી ઉપયોગ માટે જોઈતી દરેક વસ્તુ મેળવવા ખાતર, બિનલશ્કરી જરૂરિયાતો પર મરજિયાત તેમજ ફરજિયાત કાપો અને અંકુશો જુદી જુદી રીતે મુકાય છે. બિનલશ્કરી ઉપયોગની વસ્તુઓનું ઉત્પાદન જેમ બને તેમ ઘટાડી નાખીને, માલનું ઉત્પાદન લશ્કરી જરૂરિયાતો લક્ષમાં રાખીને સરકારી હુકમો અને દોરવણી નીચે કરવામાં આવે છે. યુદ્ધસામગ્રી અને સરંજામ ઉત્પાદન કરનાં કારખાનાં વધારવામાં આવે છે. સરકાર પોતે નવાં કારખાનાં ખોલે છે, કેટલાંક ખાનગી કારખાનાંનો કબજો લઈને તેનું ઉત્પાદન વધારે છે અને સાથે સાથે ખાનગી કારખાનાંને મદદ દોરવણી વગેરે આપીને ઉત્તેજે છે. લશ્કરી જરૂરિયાતોની માગ વધવાથી ભાવોમાં તેજી આવે છે અને સરકારની ખરીદ તથા યુદ્ધસામગ્રીને લગતા ઑર્ડરોને લીધે ખાનગી ઉત્પાદનને ઉત્તેજન મળવાથી આર્થિક પ્રવૃત્તિઓ વધે છે, ઉદ્યોગોની ખીલવણી થાય છે અને આમ અસંખ્ય કામદારોને કામ મળે છે. લશ્કરમાં ઝડપી ભરતી થવાથી પણ બેકારી ઘટે છે. આ સર્વની અસર ઔદ્યોગિક અને આર્થિક તંત્ર પર થાય છે.

આધુનિક સર્વવ્યાપી યુદ્ધનું ખર્ચ પુષ્કળ હોવાથી અને તેને માત્ર વધુ કરો અને લોનોથી પહોંચી ન શકાવાથી દરેક સરકારને ચલણના ફુગાવાનું સાધન લેવું પડે છે; પરંતુ ગયું યુદ્ધ અને તેની પછીના સમયના ચલણના ફુગાવાના અનુભવ પરથી ફુગાવાની અસરો ઓછી કરવા, ફુગાવાથી ઉપસ્થિત થતી નફાખોરીની તકો અટકાવવા, તથા ફુગાવાનો ભાર વસ્તીના કોઈ પણ એક જ વર્ગ પર ન પડતાં બની શકે તેમ સમસ્ત જનતા પર સપ્રમાણ પડે તેની ચોકસાઈ રાખવા ખાતર, આ યુદ્ધમાં આજે જુદા જુદા પ્રકારના આર્થિક નિયમનો ગોઠવ્યાં છે. દા. ત. માલના ભાવો મુકરર કરવા, આયાત નિકાસ પર અંકુશો, વપરાશની જુદી જુદી વસ્તુઓ (જેવી કે પેટ્રોલ, ઘાસતેલ, કાગળ) પર અંકુશો, હૂંડિયામણ પરના અંકુશો, ખાસ કરીને ખાધાખોરાકી પર માપબંધી દ્વારા અંકુશ, ઇત્યાદિ. આમ, ઉત્પાદન, વપરાશ, વેપાર, હૂંડિયામણ વગેરે પર સર્વદેશીય આર્થિક નિયમનો અમલમાં મુકાયાં છે. આવી રીતે, આખી આર્થિક રચનાને યુદ્ધપ્રયાસ માટેના આર્થિક તંત્રમાં ફેરવી નાખવામાં આવે છે. યુદ્ધ સમાપ્ત થયે આને ફરીથી શાંતિ-સમયના આર્થિક તંત્રમાં કેવી રીતે બદલવું એ પ્રશ્ન બહુ જ અગત્યનો છે અને આમાં સામગ્રીવિખેરનો પ્રશ્ન મહત્ત્વનો ભાગ ભજવે છે.

## સ્વપ્ન !

સંધ્યાટાણે ક્ષિતિજ-ફલકે રંગલીલા સુનેરી
ખેલે જેવી નિત નિત નવાં રૂપ લેઈ અનેરી
તેવી તારી-તુજ જીવનમાં જીવ ચેકે રહેલી
ધૂનોથી તો પ્રિયતમ ! અરે વાજ આવી હું ઘેલી.
તું યે કેવો ! હૃદય સરસી ચાંપીને ચૂમી લેતો,
બાહાશ્લેષે નવપ્રણયશી મીઠડી ફૂંક દેતો,
ને જ્યાં મારું હૃદય તુજશું સાધવા તાલ માંડે
ત્યાં ઓચિંતો થઈ તું અળગો સ્નેહ-સાયુજ્ય છાંડે !

ધૂનો તોયે તવ સ્વપ્નને, પંખીની પાંખ જેવી
વા મૂર્ઝાયાં કુમુદ-ઉરને કૌમુદી-ફૂંક જેવી.
ને તેથીસ્તો નવ ચહું કદી ધૂન એ રોધવા કે
પ્રાર્થું મારાં પ્રણયતરસ્યા પ્રાણ આ તોષવાને.
બીતી : ધૂનો સહુ કયહીં રખે -ગીત તારાં વિલાય
ને એ કારી હૃદય-જડતા હેયું આ કોરી ખાય ! *

' ગૌતમ '

* રવીન્દ્રના એક સોનેટ પરથી સૂચિત ]



## કવિતા રચાઈ ગઈ !

કવિતાનું કિનખાબ,
ઊર્મિતણા તાણાવાણા,
વણાઈ ને બહાર આવ્યું
મન માંહી કોઈ ટાણે.

કલ્પનાના રંગ ચઢી
રંગાયું સુશોભિત,
વિચારનું ઝીક મઢી
જડાયું, ને ઉરજીત
કવિતા રચાઈ ગઈ !

रञ्जनम्

# યુદ્ધોત્તર સામગ્રીવિખેરનો પ્રશ્ન

પ્રોફે૦ કે. ટી. મરચન્ટ એમ. એ., એલએલ. બી., બી. એસસી. (ઈકોન) લંડન

૧૯૧૪-૧૮ના વિશ્વયુદ્ધ પછી તાબડતોબ જે અનિયન્ત્રિત સામગ્રીવિખેર (de mobilisation) કરવામાં આવ્યો હતો તેથી શરૂઆતની કામચલાઉ, ટૂંકી આર્થિક તેજી પછી સખત મંદીને લીધે ભારે બેકારી અને આર્થિક કટોકટીની સ્થિતિ ઉત્પન્ન થઈ હતી. આનો અનુભવ તાજો જ છે. તદુપરાંત, ગયા યુદ્ધમાં અને આજના યુદ્ધમાં ઘણો તફાવત હોવાથી સામગ્રીવિખેર (demobilisation)નો પ્રશ્ન અત્યારે તો વધુ ગૂઢ અને મહત્ત્વનો બને છે.

આધુનિક યુદ્ધ સર્વવ્યાપી હોઈ, સારાયે આર્થિક તંત્રનું નિયમન યુદ્ધ-સંચાલન માટે કરવામાં આવે છે. આને માટે સર્વે આર્થિક સામગ્રી સાધનોનો જમાવ કરાય છે અને લશ્કરી ઉપયોગ માટે જોઈતી દરેક વસ્તુ મેળવવા ખાતર બિનલશ્કરી જરૂરિયાતો પર મરજિયાત તેમજ ફરજિયાત કાપો અને અંકુશો જુદી જુદી રીતે મુકાય છે. બિનલશ્કરી ઉપયોગની વસ્તુઓનું ઉત્પાદન જેમ બને તેમ ઘટાડી નાખીને, માલનું ઉત્પાદન લશ્કરી જરૂરિયાતો લક્ષમાં રાખીને સરકારી હુકમો અને દોરવણી નીચે કરવામાં આવે છે. યુદ્ધસામગ્રી અને સરંજામ ઉત્પાદન કરતાં કારખાનાં વધારવામાં આવે છે. સરકાર પોતે નવાં કારખાનાં ખોલે છે, કેટલાંક ખાનગી કારખાનાંનો કબજો લઈને તેનું ઉત્પાદન વધારે છે અને સાથે સાથે ખાનગી કારખાનાંને મદદ દોરવણી વગેરે આપીને ઉત્તેજે છે. લશ્કરી જરૂરિયાતોની માગ વધવાથી ભાવોમાં તેજી આવે છે અને સરકારની ખરીદ તથા યુદ્ધસામગ્રીને લગતા ઑર્ડરોને લીધે ખાનગી ઉત્પાદનને ઉત્તેજન મળવાથી આર્થિક પ્રવૃત્તિઓ વધે છે, ઉદ્યોગોની ખીલવણી થાય છે અને આમ અસંખ્ય કામદારોને કામ મળે છે. લશ્કરમાં ઝડપી ભરતી થવાથી પણ બેકારી ઘટે છે. આ સર્વની અસર ઔદ્યોગિક અને આર્થિક તંત્ર પર થાય છે.

આધુનિક સર્વવ્યાપી યુદ્ધનું ખર્ચ પુષ્કળ હોવાથી અને તેને આમ વધુ કરો અને લોનોથી પહોંચી ન શકાવાથી દરેક સરકારને ચલણના ફુગાવાનું સાધન લેવું પડે છે; પરંતુ ગયું યુદ્ધ અને તેની પછીના સમયના ચલણના ફુગાવાના અનુભવ પરથી ફુગાવાની અસરો ઓછી કરવા, ફુગાવાથી ઉપસ્થિત થતી નફાખોરીની તકો અટકાવવા, તથા ફુગાવાનો ભાર વસ્તીના કોઈ પણ એક જ વર્ગ પર ન પડતાં બની શકે તેમ સમસ્ત જનતા પર સપ્રમાણ પડે તેની ચોકસાઈ રાખવા ખાતર, આ યુદ્ધમાં આજે જુદા જુદા પ્રકારનાં આર્થિક નિયમનો યોજાયાં છે. દા. ત. માલના ભાવો મુકરર કરવા, આયાત નિકાસ પર અંકુશો, વપરાશની જુદી જુદી વસ્તુઓ (જેવી કે પેટ્રોલ, ઘાસતેલ, કાગળ) પર અંકુશો, હૂંડિયામણ પરના અંકુશો, ખાસ કરીને ખાધાખોરાકી પર માપબંધી દ્વારા અંકુશ, ઈત્યાદિ. આમ, ઉત્પાદન, વપરાશ, વેપાર, હૂંડિયામણ વગેરે પર સર્વદેશીય આર્થિક નિયમનો અમલમાં મુકાયાં છે. આવી રીતે, આખી આર્થિક રચનાને યુદ્ધપ્રયાસ માટેના આર્થિક તંત્રમાં ફેરવી નાખવામાં આવે છે. યુદ્ધ સમાપ્ત થયે આને ફરીથી શાંતિ-સમયના આર્થિક તંત્રમાં કેવી રીતે બદલવું એ પ્રશ્ન બહુ જ અગત્યનો છે અને આમાં સામગ્રીવિખેરનો પ્રશ્ન મહત્ત્વનો ભાગ ભજવે છે.

તાત્કાલિક અને અનિયંત્રિત સામગ્રીવિખેરથી કેવી વસ્તુસ્થિતિ ઉપસ્થિત થાય તેનો વિચાર કરવાથી આ પ્રશ્નનું મહત્ત્વ સહેલાઈથી સમજાશે. યુદ્ધસમાપ્તિ પછી તરત જ સામગ્રીવિખેરનું કાર્ય શરૂ થાય તો તેની અસર શી થાય તે આપણે તપાસીએ. સામગ્રી–વિખેરની બે બાજુઓ છે—લશ્કરી અને બીજી આર્થિક. લશ્કરી વિખેરમાં તો યુદ્ધ માટે ખાસ વધુ સૈનિકોની ભરતી કરવામાં આવી હોય તેમને છૂટા કરવામાં આવવાથી તેમાંનો મોટો ભાગ બેકાર બને, તેમની આવક બંધ થઈ જવાથી માલની માગ ઘટી જાય, મંદી આવે અને બેકારી વધે. છૂટા થએલા સૈનિકોમાંના થોડાઘણા પોતાના જૂના કામધંધામાં પાછા ગોઠવાઈ જાય પરંતુ બાકીનાઓને માટે તો લશ્કરી વિખેરથી બેકારીનો મહાન પ્રશ્ન ઊભો થાય. આર્થિક વિખેરની પણ આવી જ અસરો થાય. પ્રથમ તો લશ્કરી જરૂરિયાતોની માગ, ખરીદી અને ઓર્ડરો સદંતર બંધ થઈ જવાથી માલના ભાવોમાં એકદમ મંદી આવે, ભાવો એકદમ ગગડી જાય, બજારો બેસી જાય અને આમ આર્થિક કટોકટી ઉપસ્થિત થાય. તે ઉપરાંત, માત્ર યુદ્ધસામગ્રી સરંજામ ઉત્પાદન કરતાં સરકારી અને ખાનગી કારખાનાં બંધ થવાથી તેમાં કામ કરતા કામદારો બેકાર બને, યુદ્ધસંચાલન તથા યુદ્ધપ્રયાસ ઉત્તેજવા ખોલેલાં નવાં સરકારી ખાતાં ( જેવાં કે ખરીદખાતું, નિયમન ખાતું, માપબંધી ખાતું, ઇત્યાદિ ) બંધ કરવાથી તેમાં કામ કરતા હજારો કારકુનો બેકાર બને અને આ બધા બેકારોની આવક તુરત જ બંધ થઈ જવાથી તેમની ખરીદ–શક્તિ ઘટી જાય, માલની માગ એકદમ ઓછી થઈ જાય અને આની અસરથી ભાવોમાં વધુ મંદી આવે. આમ વપરાશના માલના ભાવો બેસી જાય અને તેથી ખેતીપ્રધાન એવા આપણા દેશમાં ખેતીવાડીના ધંધામાં યુદ્ધથી થોડી તેજી આવી છે તે મંદીમાં ફેરવાઈ જવાનો ખૂબ જ ભય રહે. તે ઉપરાંત, વપરાશ, હૂંડિયામણ, વેપાર વગેરે પરનાં આર્થિક નિયમનો એકદમ દૂર કરવાથી તેની તાત્કાલિક અસર તો ભાવોમાં તેજી લાવે. એ આ રીતે થાય : સ્થગિત થએલી (frozen) ખરીદશક્તિ છૂટી થવાથી અને મૂડીવાદીઓના યુદ્ધસમયના વધુ નફા (Excess profits)નો અમુક ભાગ જે સરકારે પોતાની પાસે અનામતમાં રાખ્યો છે તે પરત કરવાથી મૂડીવાદીઓની ખરીદશક્તિ વધે, ઉદ્યોગોના અંકુશો દૂર થવાથી બેંકોમાં ભેગી થએલી યુદ્ધસમયની અનામત રકમો વપરાવા માંડે અને પરિણામે ભાવોમાં વધુ તેજી આવવાનો ખૂબ જ ભય ઉપસ્થિત થાય. આ ખરીદ-શક્તિની મુખ્ય અસર તો ઉત્પાદન માલ (producer's goods) તથા મોજશોખની ચીજો (luxury goods)ના ભાવો પર થાય અને . ઉદ્યોગપ્રધાન દેશોમાં તો ખાસ કરીને આથી કામચલાઉ ટૂંકી આર્થિક તેજી આવે. આયાત નિકાસનાં નિયમનો દૂર થવાથી આયાત ( Imports ) વધી જવાનો ખૂબ જ સંભવ રહે. ફુગાવાથી તથા ભાવોની તેજીથી વેપારની શરતો ( terms of trade ) આપણી વિરુદ્ધ જાય અને આ બધાંની અસ-રથી આપણા ચલણની પરદેશમાંની ખરીદશક્તિ યા કિંમત ( foreign exchange value ) ઓછી થઈ જાય. અને તેથી નાણાંતંગી (deflation)નો ભય ઊભો થાય. આ બધાંની માઠી અસર આપણા હુન્નરઉદ્યોગો પર થાય, પરદેશી માલની સામે હરી-ફાઈમાં ટકી ન શકવાથી ખોટ આવે, તેથી કારખાનાં બંધ કરવાં પડે અને બેકારી વધુ ફેલાય. હરીફાઈમાં ટકવાને યુદ્ધસમયમાં અપાતા વધુ પગારો, મોંઘવારીનાં ભથ્થાં, બોનસો વગેરે પર કાપો મુકાતાં કામદારોમાં અસંતોષ વધે અને ઔદ્યોગિક કલહો પણ વધે. બેકારી વધવાથી અને જનતાના મોટા ભાગની ખરીદશક્તિ ઘટી જવાથી મંદીનું મોજું

ફેલાય અને આ છેવટે તો આર્થિક કટોકટીમાં જ પરિણમે. તદુપરાંત સરકારનાં અંદાજ પત્રોમાં આવક ઓછી થવાથી ખાધ આવે, તેથી ખર્ચમાં કાપકૂપો કરવી પડે, જનતાની આવક વધુ ઘટે અને પરિણામે સ્થિતિ વધુ બગડે. આમ, તાબડતોબ અને અનિયંત્રિત સામગ્રીના વિખેરના અંતિમ પરિણામે સર્વ આર્થિક પ્રવૃત્તિઓને ધોકો પહોંચે અને બેકારી તથા મંદી વધુ ભયંકર બને.

સામગ્રીવિખેરની અસરનો આ ચિતાર કપોલકલ્પિત નથી પરંતુ ગયા યુદ્ધ પછી જે બન્યું તેનો આછો ખ્યાલ આપે છે. અનિયંત્રિત અને તાબડતોબ સામગ્રીવિખેરથી ઉપર જણાવ્યા મુજબ આર્થિક પરિસ્થિતિ પર અસર થાય એ નિર્વિવાદ છે. ગયા યુદ્ધ પછી ઉપસ્થિત થએલી સ્થિતિનું પુનરાવર્તન ન થાય, અને યુદ્ધસમયના આર્થિક તંત્રને શાંતિસમયના આર્થિક તંત્રમાં ફેરવી નાખવાનું કાર્ય કંઈ પણ કટોકટી ઊભી કર્યા વગર સહેલાઈથી અને સરળ રીતે થઈ શકે તે માટે સામગ્રીવિખેરનો પ્રશ્ન પૂરેપૂરી સુચિંતિત સુસંબદ્ધ યોજના માગી લે છે.

આપણા દેશમાં સામગ્રીવિખેરની બાબતમાં ચાર પ્રશ્નો ધ્યાનમાં રાખવા જોઈએ:–એક તો, સરકારીઅને બિનલશ્કરી ખાતાંમાંથી છૂટા થનારાઓની બેકારીનો પ્રશ્ન. આ યુદ્ધમાં વીસ લાખ માણસોનો લશ્કરમાં ભરતી કરવામાં આવી છે. તેમાંના લગભગ ૧૫ લાખ જેટલા સૈનિકોને—મોટે ભાગે આ બધાની ગામડાંમાંથી જ ભરતી કરવામાં આવી છે—તેમને ખેતીવાડીના કામમાં જ ઠરીઠામ કરવાનો મોટો પ્રશ્ન છે. યુદ્ધ પહેલાં—આમાંના થોડાએક કદાચ ખેતીવાડી કરીને ચોકુંબણું કૂટી કાઢતા હશે. પરંતુ યુદ્ધ દરમ્યાન, પ્રવાસ દ્વારા તથા શિક્ષણ વગેરેથી જે અનુભવો એમને મળ્યા છે અને એમની માનસિક દૃષ્ટિ વિકસી છે એને લીધે જો એમાંનો મોટો ભાગ બેકાર રહે તો તેમાંથી નવાં આંદોલનો ઊભાં થવાનાં જ એમાં શંકા નથી. માટે એમની બેકારીના પ્રશ્નનો નિકાલ લાવવાની ખાસ જરૂર છે. આપણો દેશ મુખ્યત્વે ખેતીપ્રધાન હોઈ, આપણે ત્યાં પ્રધાનપ્રશ્ન કંઈ પાછી નોકરી અપાવવાનો (reemployment) નથી, પરંતુ નવી કામગીરી ઊભી કરવાનો છે. આપણી ખેતીવાડીની દુર્દશા તો જગજાહેર છે. બીજા કોઈ વ્યવસાયના અભાવે તથા છૂટા થએલ સૈનિકો મોટે ભાગે ગામડાંઓના જ હોવાથી તેમને બિનલશ્કરી જીવનમાં ફરી ઠરીઠામ કરવા ખાતર ખેતીવાડીની વૈજ્ઞાનિક પદ્ધતિસર ખીલવણી કરવાની જરૂર છે કે જેથી કરીને આ સૈનિકોને તેમાં અવકાશ મળે. આ વિષય પર તાજેતરમાં પુનર્વસવાટ મંડળ (Resettlement Directorate) વાળા બ્રીગેડિયર બ્રેયને (Brayne) જે યોજના તૈયાર કરી છે તેમાં પણ ખેતીવાડી અને ગામડાંઓની સર્વદેશીય ખીલવણી પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. તે ઉપરાંત લશ્કરી વિખેર તાબડતોબ ન કરતાં ધીમે ધીમે કરવો જોઈશે, નહિ તો એની માઠી અસર સારાયે આર્થિક તંત્રને હચમચાવી નાખશે.

બિનલશ્કરી ખાતાંમાંથી છૂટી થનારી રોકાયેલી વ્યક્તિઓ તથા યુદ્ધસામગ્રી ઉત્પાદનનાં કારખાનાંમાંથી છૂટા થનારા કામદારોની બેકારીના પ્રશ્નનો ઉકેલ આપણા ઉદ્યોગહુન્નરોની તથા સામાન્ય આર્થિક પ્રગતિ પર અવલંબી રહેલ છે. આ લોકોને પણ ધીમે ધીમે છૂટા કરવા જોઈએ જેથી કરીને તેમને બીજે કામધંધો મળવાની પૂરી તક મળી શકે. આને માટે પણ આગળથી તૈયાર કરી રાખેલી યોજનાની જરૂર છે.

બીજો પ્રશ્ન ઉદ્યોગોને લગતો છે. આપણા દેશમાં લોઢું અને પોલાદના ઉદ્યોગના અપવાદ સિવાય બીજા પાયા રૂપ (basic) ઉદ્યોગોની ખીલવણી બહુ જ નજીવી થઈ છે. મુખ્ય પ્રગતિ તો વપરાશના માલના ઉદ્યોગો (જેવા કે કાપડ, ખાંડ, કાગળ, સિમેન્ટ) માં જ થઈ છે. આર્થિક તંત્રને યુદ્ધસામગ્રીના ઉત્પાદનમાંથી શાંતિસમયના વપરાશના માલના ઉત્પાદનમાં ફેરવી નાખવાનો વિકટ પ્રશ્ન જે ઉદ્યોગપ્રધાન દેશમાં ઉપસ્થિત થવાનો તે પ્રશ્ન આપણે ત્યાં ઊભો થશે નહિ. પરંતુ આપણે તો યુદ્ધ દરમિયાન વપરાશના માલના ઉત્પાદનના ઉદ્યોગોની થોડીઘણી જે પ્રગતિ થઈ છે તે ટકાવી રાખીને તેમની વધુ ખીલવણી કરવાની ખાસ જરૂર રહેશે. તેને માટે નાણાતંગી (deflation), પરદેશી હરીફાઈ, તથા આયાત નિકાસ અને હૂંડિયામણના નિયમનો દૂર કરવાથી ઉદ્યોગો પર થનારી સંભવિત અસરો કેમ અટકાવવી તે ખાસ જોવાનું છે. ટૂંકમાં, આપણો પ્રશ્ન તો યુદ્ધ પહેલાં જે હતો તે જ છે—વધુ ઉદ્યોગીકરણથી ગરીબી, અને જુદા જુદા પ્રકારની બેકારી ટાળવાનો, કે જેથી ઉત્પાદન તથા ખપત વધે. આથી, સામગ્રીવિખેરનો ટૂંક સમયનો (short-period) પ્રશ્ન લાંબા સમયના (long-period) આર્થિક રચનાના પ્રશ્ન સાથે સંકળાએલો જ છે. આપણું ધ્યેય દેશની આર્થિક પ્રગતિ હોઈ, સામગ્રીવિખેર એવી રીતે કરવો જોઈએ કે જેથી આર્થિક અને ઔદ્યોગિક પ્રગતિને તે બળવત્તર બનાવે.

ત્રીજો પ્રશ્ન, ચલણનો ફુગાવો (inflation) અને તંગી (deflatoin)નો છે. જો ચલણની એકદમ તંગી કરવામાં આવે તો તેની અસર ભાવો પર થવાથી મંદીનું જબ્બર મોજું પ્રસરે અને આર્થિક પ્રવૃત્તિને તથા પ્રગતિને અવરોધે. મારા મત મુજબ તો નાણાંની તંગી કરતાં ફુગાવાનો વધુ ભય છે. કારણ કે યુદ્ધ પછી સરકાર મૂડીવાળાઓનાં અનામત રાખેલાં નાણાં પરત કરે (અને માટે ચલણના ફુગાવાની જરૂર પડવાની) તેથી, અને બેંકોમાંનાં અનામત નાણાં પણ છૂટાં થવાથી ફુગાવો વધી જવાનો સંભવ છે. મૂડીવાદી આર્થિક તંત્રમાં ફુગાવાની ખરાબ અસર ખાસ કરીને તો મધ્યમ વર્ગના નોકરિયાત માણસો તથા ગરીબ વર્ગ પર જ થાય છે. ફુગાવાથી થતી મોંઘવારી અને 'કહેવાતા' અન્નનિયમનોમાંથી ઊભાં થતાં કાળાં બજારો વગેરેથી આ જ લોકોને ખૂબ સહન કરવું પડે છે એ તો નિઃસંશય છે. માટે આ પ્રશ્નનો ઉકેલ પણ પૂરી વિચારણા માગી લે છે.

છેલ્લો પ્રશ્ન આર્થિક નિયમનો દૂર કરવાનો...જો માલનું ઉત્પાદન, વપરાશ, આયાત નિકાસ વગેરે પરના અંકુશો એકદમ કાઢી નાખવામાં આવે તો ફુગાવાને લીધે ભાવો વધી જવાનું વલણ જરૂર બળવત્તર બને અને તેથી ગરીબોને વધુ સહન કરવું પડે. તે ઉપરાંત ઉપર જણાવ્યા મુજબ આપણો મુખ્ય પ્રશ્ન તો યુદ્ધસમયમાં થએલી આર્થિક પ્રગતિ ટકાવીને એને આગળ વધારવાનો છે કે જેથી કામગીરી વધે, ઉત્પાદન અને ખપત તથા વપરાશ પણ વધે અને ગરીબી ઘટે. બધાં આર્થિક નિયમનો એકદમ દૂર ન કરતાં જનતાની મુશ્કેલીઓ ધ્યાનમાં રાખીને ધીમે ધીમે જ દૂર કરવાં જોઈએ. શાંતિ સમયના આર્થિક તંત્રમાં પણ કેટલાંક આર્થિક નિયમનોની જરૂર રહેશે, જો આપણું ધ્યેય જીવનધોરણ વધારવાનું હોય તો. પરંતુ આ પ્રશ્નની ચર્ચાને અહીં અવકાશ નથી.

યુદ્ધસમયમાં જુદા જુદા માલનો જથ્થો યુદ્ધ પરત્વે સરકારે સંઘરેલો હોય છે તે કાઢી નાખવાનો સવાલ પણ સામગ્રીવિખેરમાં આવી જાય છે. આ જથ્થો એકદમ વેચવાને સરકાર બજારમાં લાવે તો ભાવોમાં મંદી આવે અને તે કટોકટીમાં પરિણમે. માટે એનો નિકાલ પણ યોજનાપૂર્વક કરવો ઘટે.

આ બધા મુદ્દા ધ્યાનમાં રાખીને સામગ્રીવિખેરનો પ્રશ્ન યોજનાપૂર્વક અને નિયંત્રિત રીતે કરવો જોઈએ, નહિ તો જરૂર કટોકટી ઊભી થશે. આ ટૂંક સમયના પ્રશ્નને લાંબા સમયની આર્થિક પ્રગતિની યોજના સાથે સંકળાવ્યા વગર છૂટકો નથી. આ પ્રશ્નના યોજનામય અને સફળ ઉકેલ પર જ ભવિષ્યની આર્થિક પ્રગતિ શક્ય બનશે.

આને માટે યુદ્ધસમયના આર્થિક તંત્રનું શાંતિસમયના આર્થિક તંત્રમાં પરિવર્તન ઓચિંતુ, ઉતાવળું અને અનિયંત્રિત ન થવું જોઈએ. બીજું, લશ્કરી તથા બિનલશ્કરી ખાતાઓનો વિખેર ક્રમશઃ યોજનાપુરઃસર કરવો જોઈએ. આર્થિક નિયમનો જ્યાં સુધી શાંતિ સમયનું આર્થિક તંત્ર પૂરેપૂરું સ્થાપિત ન થાય ત્યાં સુધી ચાલુ રાખવાં જોઈએ. બેકારીના પ્રશ્નનો ઉકેલ અનુત્પાદક જાહેર બાંધકામો (Public works) શરૂ કરીને નહિ, પરંતુ ખેતીવાડી, ઉદ્યોગ અને સર્વદેશીય આર્થિક ખીલવણીમાં સરકારે સક્રિય ફાળો આપીને કરવો જોઈએ.

આ પ્રશ્નો પર સરકારી યોજનાઓ તૈયાર થઈ રહી છે. મુંબઈ સરકારે પંદર વર્ષની ગામડાંઓની ખીલવણીની યોજના બહાર પાડી છે. તેમાં ખેતીવાડીની પ્રગતિ અને ખીલવણી પર અને જે પ્રદેશોમાંથી વધુ લશ્કરી ભરતી થઈ છે તે પ્રદેશોની ઉન્નતિ પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. પહેલાં પાંચ વર્ષની યોજના માટે ૬૦ કરોડ રૂપિયાના ખર્ચનો અંદાજ છે. એ જ પ્રમાણે પંજાબ સરકારે પણ લશ્કરી સૈનિકોને ખાસ મદદરૂપ થઈ પડે એવી ખેતીવાડીની ખીલવણીની પંદરવર્ષી યોજના તૈયાર કરી છે. એમાં પહેલાં પાંચ વર્ષમાં ૧૦૦ કરોડ રૂપિયા ખર્ચવાનો અંદાજ છે. બીજા પ્રાંતોમાં પણ આવા પ્રકારની યોજનાઓ ઘડાઈ રહી છે. આ પરથી એટલું તો ચોક્કસ માલૂમ પડે છે કે પુનર્રચનાના પ્રશ્નમાં સામગ્રીવિખેરનું મહત્ત્વનું સ્થાન હવે સર્વમાન્ય થયેલ છે. પરંતુ આ બધી તો પ્રાંતિક યોજનાઓ છે. તેમને અખિલ હિંદની આર્થિક પુનર્રચનાની મોટી યોજનામાં સંકલિત કરવાની ખાસ જરૂર છે, નહિ તો આમાંથી પ્રાંતિક અને પ્રાદેશિક હરીફાઈ તથા બીજી નવી મુશ્કેલીઓ ઊભી થશે. તાજેતરમાં જ યોજના અને વિકાસ ખાતાના સભ્ય માનનીય સર અરદેશર દલાલે મદ્રાસમાં યુદ્ધ પછીની પુનર્રચનાની સામાન્ય સમિતિની સભામાં આ વિષે ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે પ્રાંતિક યોજનાઓ મધ્યવર્તી સરકારની યોજનાથી અસંબદ્ધ અને વિરોધી ન હોવી જોઈએ.

સામગ્રીવિખેર, યુદ્ધ પછીની સર્વે આર્થિક યોજનાઓ—જેમનું ધ્યેય ગરીબી અને બેકારીનો ભય ટાળવાનું, સમગ્ર સાધનસંપત્તિનો ઉપયોગ આર્થિક પ્રગતિ અને ઉન્નતિ સાધવા માટે કરવાનું તથા જનતાનું જીવનધોરણ ઊંચી કક્ષાએ લઈ જવાનું છે—તેમનું પ્રાથમિક પગલું બની શકે, અને આ ધ્યેયો સિદ્ધ કરવા સક્રિય અને રચનાત્મક ફાળો આપી શકે, એવી રીતે પદ્ધતિસર અને સુયોજીત કરવો જોઈએ. આને માટે, અખિલ હિંદની એક મોટી યોજનામાં જ પ્રાંતિક અને પ્રાદેશિક હિતો પ્રમાણસર સાચવતી જુદી જુદી નાની યોજનાઓનું સંકલન કરવું જોઈએ, જેથી કરીને યુદ્ધ પછીની પુનર્રચનામાં ઊભા થનારા સવાલોનો ઉકેલ સહેલો, સુગમ અને સરળ બને. *

卐

---

* તા. ૧૫-૨-૪૫ ના રોજ મુંબઈ સ્ટેશનથી 'યુદ્ધ પછીના પુનર્રચના'ની વાર્તાલાપમાં અપાયેલા વાર્તાલાપ પરથી થોડા સુધારા સાથે તૈયાર કરેલો લેખ—ઓલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી.

# આસામનું સાહિત્ય

નાથાલાલ દવે

પંડિત જવાહરલાલજી જ્યારે આસામ ગયા ત્યારે તેમણે ગુઇન્દાલો નામની એક કન્યાની વાત સાંભળી. મિશન સ્કૂલમાં ગુઇન્દાલો ભણેલી. હિન્દમાં ૧૯૨૯માં સત્યાગ્રહની લડત ઊપડી ત્યારે ગુઇન્દાલોએ આસામનાં ગામડાંમાં પ્રચારકામ શરૂ કર્યું. સરકારે તેને પકડી, જન્મકેદની સજા કરી. આસામમાં કોંગ્રેસ પ્રધાનમંડળ આવ્યું ત્યારે પણ ગુઇન્દાલોને મુક્તિ ન મળી. એ પકડાઈ ત્યારે તે ૧૯ વરસની હતી. લોકો તેને 'રાણી'ના નામથી ઓળખતા. જવાહર આ વાત સાંભળીને વિચારમાં પડી ગયા કે પહાડોના મુક્ત પંખી જેવી એ કન્યા કારાવાસમાં કેમ દિવસો વીતાવતી હશે! એકલે હાથે સામ્રાજ્ય સામે બાથ ભીડવા નીકળનાર એ યુવતી, ધીરે ધીરે એનું જીવન કેમ વેડફાઈ રહ્યું હશે! આસામની વાત કરતી વખતે આ ગુઇન્દાલો રાણી પ્રથમ પહેલાં તો યાદ આવે છે.

પી. ઇ. એન. તરફથી હિંદના જુદા જુદા પ્રાંતોના સાહિત્ય વિશે પરિચયાત્મક પુસ્તિકાઓ બહાર પાડવાની યોજના થઈ છે તેમાં શ્રી બિરંચીકુમાર બારુઆનું આસામના સાહિત્ય વિશેનું પુસ્તક પ્રગટ થયું છે. આસામ વિશે એમાંથી ઘણું જાણવાનું મળે છે.

એવો કંઈક ખ્યાલ હતો કે આસામ એટલે બહુ દૂર આવેલો પ્રાંત. જંગલો, હાથીઓ; હિમાલયને લીધે એ તિબેટથી જુદો પડી જાય છે.—અને બીજી ગિરિમાળાઓ એને ચીનથી જુદો પાડે છે. બ્રહ્મપુત્રાની ખીણવાળો એ પ્રદેશ. ચેરાપુંજી, ધોધમાર વરસાદ; ગોહાતિ; કોઈ સ્વપ્નસૃષ્ટિ જેવી સુંદર નગરી શિલોંગ. ત્રિપુરા, મણિપુરનું રાજ્ય. મહાભારત અને રામાયણમાં જેને પ્રાગ્જ્યોતિષ અને કામરૂપ દેશને નામે ઓળખાવવામાં આવ્યો છે. તેરમી સદીમાં શાન વંશના રાજાઓ આસામ પર ચડી આવ્યા, તેમના નામ પરથી પ્રાંતનું નામ આસામ પડ્યું.

અત્યારે ત્યાંના લોકો બોલે છે એ આસામી ભાષા માગધી અથવા ગૌડ અપભ્રંશ પરથી ઊતરી આવી છે. દેવનાગરી લિપિ પરથી ગાર્ગેય, કૈથલી, લાખારી એવી લિપિ ત્યાં પ્રચલિત હતી પણ હવે બંગાળી લિપિ જ આસામે સ્વીકારી છે.

આટલો દૂર હોવા છતાં સંસ્કારમાં આસામ આપણાથી જરાય ભિન્ન નથી. રામાયણ તથા મહાભારત પરથી ત્યાંનાં પ્રાચીન કાવ્યો લખાયાં છે. વૈષ્ણવ સંપ્રદાય અને શાક્ત સંપ્રદાયની ત્યાં બંગાળ જેટલી ઊંડી અસર થઈ છે. ત્યાંના કવિઓનાં નામો જ જુઓને: હરિહર વિપ્ર, શંકર દેવ, માધવ દેવ, દુર્ગાવર, પીતાંબર—જાણે ગુજરાતના હોય એવાં નથી લાગતા!

ડાકનાં 'વચનો' ત્યાં બહુ જાણીતાં છે. બે પંક્તિની એ કાવ્યકણિકાઓ આપણા ગોરખ કે ભડલીવાક્યને મળતી આવે છે. 'દુલારી' છંદ ૭ પંક્તિના આપણા છપ્પા જેવો છે. 'છબી' નામનો છંદ કરુણરસ માટે અને જુઝુરા વીરરસ માટે આસામના કવિઓ યોજે છે. રાજદરબારની વિગતો ત્યાં 'બુરંજી' નામના ગ્રંથોમાં સંઘરવાનો રિવાજ હતો. આ બુરંજીમાંથી આસામની બધી ઐતિહાસિક સામગ્રી મળે છે અને અત્યારના ઐતિહાસિક નવલકથાના ત્યાંના લેખકો એ બુરંજીઓ પરથી વાર્તાઓ રચે છે—'રાસમાળા' કે 'પ્રબંધો' પરથી આપણા લેખકો વાર્તાસામગ્રી એકઠી કરે છે તેમ

લક્ષ્મીનાથ બેઝબોરા, રઘુનાથ ચૌધરી, અંબિકાગિરિ રાયચૌધરી, જતીન્દ્રનાથ દુવારા, દેવકાંત બારુઆ વગેરે અત્યારના લેખકો છે. નિબંધ, નવલિકા, નવલકથા વગેરે સાહિત્યપ્રકારો ઠીક ખેડાતા જાય છે. 'સર્વંડ' નામની એક વાર્તા ત્યાં પ્રચલિત છે જે આપણી ટીકા જોશીની વાર્તાને આબેહૂબ મળતી છે. નવલિકાને વાસ્તવિકતાનો ઓપ આપવા આસામી લેખકોએ એક નવીન યુક્તિ અજમાવી છે. વર્ણવેલી વાર્તા જાણે પોતે નજરે બનતી જોઈ હોય એમ સૂચવવા તેઓ વાર્તાનું છેલ્લું વાક્ય, "કામ હોવાથી પછી અમે ઘેર ગયા", અથવા "બીજે ગામ જવાનું હોવાથી અમે ત્યાંથી ચાલી નીકળ્યા," એ પ્રકારનું લખે છે.

આસામનાં કાવ્યોમાં બ્રહ્મપુત્રા ત્યાંનાં જંગલો, હાથીઓ એ સર્વનો ઉલ્લેખ ખૂબ આવે છે. હોડીવાળાનાં ગીતો એ આસામી સાહિત્યનો એક રમ્ય વિભાગ છે. વૈશાખના ઉત્સવમાં ગવાતાં બિહુગીતો એ ત્યાંના સાહિત્યનું અણમોલું ધન છે.

પરપ્રાન્તોનું સાહિત્ય વાંચીએ છીએ ત્યારે સહેજે ખ્યાલ આવે છે કે આખા હિંદમાં વહેતી એક જ સંસ્કારધારા પ્રાંતેપ્રાંતની ભૂમિને પરિપ્લાવિત કરી રહી છે. આસામ આટલે દૂર છતાં આપણાથી જરા ય જુદો નથી.

૧૯-૧-૪૫





આફ્રિકાના ગ્રાહકોને

પરદેશના ગ્રાહકોને વી. પી. થતાં નથી. તેથી તેમને જણાવવાનું કે તેઓએ પોતાનું લવાજમ મ. ઓ.થી યા તો પોસ્ટલ ઓર્ડરથી મોકલી આપવું. (પોસ્ટલ ઓર્ડર ક્રોસ કરવા નહિ.) કારતકથી નવું વર્ષ શરૂ થયું છે એટલે આ નવા વર્ષના ૭ મહીના વીતી ગયા છે તો હવે આ ચાલુ વર્ષના, અને જો પાછલું લવાજમ હજી બાકી હોય તો તે પણ, બનતી ત્વરાએ મોકલી આપશોજી.

—વ્યવસ્થાપક

'પ્રસ્થાન' દર મહીનાની ૧લી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂ. ૫; પરદેશના રૂ. ૭. ૮; છૂટક નકલ ૦-૮-૦

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૦ વૈશાખ : ૨૦૦૧ અંક ૧

# વિનિમય

ઉમાશંકર જોષી

'કહી તારી આંખે વસી વદન મેં મારું નિરખ્યું.'
'કહી તારે હૈયે હૃદય સખિ! મેં મારું પરખ્યું.'
'હસ્યું મારે ગાલે...'
'જવા દે એ બાલે!'
–અહો એ પ્રાણોના રસવિનિમયે હૈયું હરખ્યું.

'ઢળ્યું આ પક્ષ્મોથી, તુજ નયન જે આંસુ ઉપસ્યું.'
'અને સ્પંદે તારે હૃદય ઊછળી મારું વિકસ્યું.'
'—છળ્યું જે સંસારે.'
'ઠર્યું ના એ વારે.'
અને એની આડું પટ પણ અહો! એમ જ ખસ્યું.

'કહી ચિંતાભારે મિલનમધુરા આત્મ ડુબાવ્યા.'
'કહી આશાતારે વિરહવિધુરાં ચિત્ત ઝુલાવ્યાં.'
'કહી મૌને બોલ્યાં.'
'પ્રતિચ્છંદે ડોલ્યાં.'
અહો! બે જીવોએ ઉરવિનિમયો જે અનુભવ્યા!

૨૧ : ૪ : ૪૫

卐

# પૂર્ણયોગનું તાત્પર્ય

મૂળ લેખક : શ્રી નલિનીકાંત ગુપ્ત
ભાષાંતરકાર : જયંતીલાલ આચાર્ય

૧

**યોગનો ઉદ્દેશ :**

યોગ એટલે મનુષ્યનો ભગવાનની સાથે સ્પર્શ. અહીં ભગવાન શબ્દથી આપણે ગમે તે માનીશું તેમાં આપણે વાંધો નથી. મનુષ્યથી કોઈ ઉચ્ચતર ગૂઢતર વિશ્વજનીન, એટલે કે એક તુરીય જાગ્રત સત્તા છે એટલું સ્વીકારીએ તો બસ છે. ભક્તની સાથે ભગવાનનો, અહંની સાથે ઈશ્વરનો, જીવની સાથે શિવનો, આત્માની સાથે પરમાત્માનો—અને બૌદ્ધમત
૬૧ પ્રમાણે પણ સંસ્કારની સાથે શૂન્યનો—જે સંયોગ તે આ યોગ છે. આ સંયોગની સાથે, સંબંધની સ્થાપનાની સાથે યોગની સાધનાની શરૂઆત થાય છે. પરંતુ મનુષ્યનો કયો ભાગ ભગવાનની સાથે જોડાયો છે અથવા જોડાવા ઈચ્છે છે, તેના કયા અંગમાં ભગવાનનો સ્પર્શ થયો છે તેના ઉપર આ સાધનાની પ્રણાલિ, ગતિ, પરિણતિ વગેરેનો આધાર છે.

મનુષ્ય કોઈ અખંડ વિશુદ્ધ અમિશ્ર વસ્તુ નથી. તેનામાં અનેક વિભિન્ન અને વિપરીત ગુણો રહેલા છે. તેનામાં પ્રકૃતિનાં બધાં થર ઓતપ્રોત છે. તેનામાં સૃષ્ટિનાં બધાં ઝરણાં વહી રહ્યાં છે. આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે તેનામાં મુખ્યત્વે ત્રણ થર એક ઉપર એક રહેલાં છે. પ્રથમ થર છે તેનો દેહ અને તે દેહને સંજીવિત રાખનારી તેની જીવનીશક્તિ કે પ્રાણશક્તિ. બીજો થર છે તેનું મન, જ્યાં બુદ્ધિ, વિચાર, તર્ક, ભાવના વગેરેનું ક્રીડાક્ષેત્ર છે. ત્રીજો અને સૌથી ઊંચો થર છે અધ્યાત્મબોધ, જેનું સ્વરૂપ વિજ્ઞાનમય છે, આનંદમય છે, જે અમૃતત્વનું અધિષ્ઠાન છે. વર્તમાનકાળમાં માનવપ્રકૃતિ હજી સુધી આત્માને જ્ઞાનપૂર્વક પામી શકી નથી, તેના મન દ્વારા જ તેનો આભાસ, તેનું ઇંગિત કળી શકી છે. પરંતુ સૃષ્ટિનું ચરમ લક્ષ્ય અધ્યાત્મબોધ છે. દેહ અને પ્રાણના વિકાસમાં માનવનો પશુભાવ છે, મન અને બુદ્ધિના વિકાસમાં તેનો માનવભાવ છે, અને તુરીય જ્ઞાન અને આનંદના આવિર્ભાવમાં તેનો દેવભાવ, સિદ્ધભાવ કે ભાગવતભાવ છે. પશુભાવમાંથી માનવભાવમાં, માનવભાવમાંથી ભાગવતભાવમાં ઉત્ક્રાંતિ થઈ રહી છે. જે શક્તિ સાધારણ મનુષ્યને તેના પશુભાવમાંથી માનવભાવમાંથી ઊંચે ભાગવતભાવમાં પ્રતિષ્ઠિત કરવા ધારે છે તે શક્તિનું નામ યોગશક્તિ છે. આમ કરવા માટે આપણે જે માર્ગે જવું પડે, જે રીતે જીવનને ઘડવું પડે તેનું નામ યોગસાધના છે.

ભારતવર્ષમાં યોગસાધનાના જે અનેક માર્ગો છે તે બધા મનુષ્યની આ ત્રિવિધ પ્રકૃતિ પ્રમાણે રચાયેલા છે. પ્રથમ લઈએ હઠયોગ. હઠયોગનું ક્ષેત્ર માનવનું સૌથી નિમ્ન સ્તર, તેનો સ્થૂલ દેહ છે. શરીર અને પ્રાણશક્તિને કેન્દ્રમાં રાખીને તેમાં ભગવાનનો સ્પર્શ અનુભવવો એ થયો હઠયોગનો ઉદ્દેશ. ત્યાર પછી રાજયોગ. સમસ્ત મન. એટલે કે મનની કોઈ વિશેષ વૃત્તિ કે રમત નહિ પરંતુ મનની જે મૂળ પ્રકૃતિ તેની માનસ સત્તા અથવા ચિત્ત છે, તે દ્વારા રાજયોગ મનુષ્યને સાધનાને માર્ગે નિયંત્રિત કરે છે. રાજયોગનું કેન્દ્ર છે માનવનો મસ્તક-દેહ. ત્યાર પછી માર્ગત્રય—જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ

છે. આ માર્ગત્રય માનવની આધ્યાત્મિક વૃત્તિ ઉપર પ્રતિષ્ઠિત છે. મનનાં ત્રણ વિશિષ્ટ કરણ તે જ્ઞાન, પ્રેમ અને કર્મપ્રેરણા (ઇચ્છાશક્તિ; will) છે. આ જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગમાંથી ગમે તે પર પ્રતિષ્ઠિત થઈને માનવ ભાગવતસત્તાને સ્પર્શે છે. આ માર્ગત્રયનું કેન્દ્ર નથી સ્થૂલ દેહ કે નથી સૂક્ષ્મ દેહ, તે છે આત્મા, જીવ કે પુરુષ. અધ્યાત્મયોગ એટલે જ્ઞાન, પ્રેમ અને શક્તિ દ્વારા આત્માની સાથે પરમાત્માના, જીવની સાથે ભગવાનના, પુરુષની સાથે પુરુષોત્તમના સાક્ષાત સંબંધની સ્થાપના.

યોગસાધનાના આ ભિન્ન ભિન્ન માર્ગોની સાર્થકતા શી, અભાવ શો, તેમના ગુણ-દોષ કયા એ વિચારતાં પહેલાં તેમનો ઉદ્દેશ જાણવો જરૂરી છે. કારણકે એક માત્ર ઉદ્દેશ દ્વારા જ ઉપાયની સફળતા કે નિષ્ફળતા વિચારી શકાય. કયા સાધનાના માર્ગની ઉપયોગિતા ક્યાં, અનુપયોગિતા ક્યાં તે નક્કી કરતાં પહેલાં કયા લક્ષ્યથી આપણે સાધના કરવા ધારીએ છીએ તે વિચારવું જરૂરી છે.

આપણી સામે યોગસાધનાનાં બે લક્ષ છે: કૈવલ્યમુક્તિ અને જીવન્મુક્તિ. માયાવાદીની માફક જો આપણે જગતને કેવળ મૃગજળ, કેવળ દુઃસ્વપ્ન જાણીએ, બૌદ્ધની માફક જો આપણે સૃષ્ટિને, મનુષ્યને 'ક્ષણિક વેદના'ના સમૂહરૂપે ગણીએ, તો આપણને જગતમાં રહેવું નહિ ગમે. કોઈપણ રીતે આ દુઃસ્વપ્નને તોડી શકાય તો જ આપણું કલ્યાણ છે, દીવાની જ્યોતની માફક બુઝાઈ જવામાં જ પુરુષાર્થ છે,—એમ માનવું રહ્યું. જીવનને ટાળીને, જગતની સાથેના સઘળા સંપર્કો દૂર કરીને તેમનાથી પર કોઈક અસ્તિત્વમાં અથવા કોઈક નાસ્તિત્વમાં વિલીન થઈ જવામાં કૈવલ્યમુક્તિ છે. જો આપણી સાધનાનું લક્ષ આવું હોય તો ઉપર બતાવેલા સાધનાના ભિન્ન ભિન્ન માર્ગોની તુલના કે ગુણદોષનો વિચાર કરવો, તેમના સમન્વયનો પ્રયત્ન કરવો બિનજરૂરી ગણાય. ગમે તે માર્ગની ચર્ચા કરીએ પરંતુ તેનું બરાબર અનુસરણ કર્યાથી જ અભીષ્ટની સિદ્ધિ થઈ શકે. ઉપર જવું એ જ જો એક માત્ર લક્ષ હોય તો તેના ઉપાય તરીકે દોરડું હોય કે નિસરણી હોય કે પથ્થરનાં પગથિયાં હોય એ બધું સરખું છે, કારણકે કોઈ પણ રીતે ઉપર ચડ્યા એટલે પત્યું. તોય એટલું ખરું કે ભિન્ન ભિન્ન સ્વભાવ અનુસાર કોઈ માર્ગ કેટલાકને સુગમ તો કેટલાકને દુર્ગમ લાગે. પરંતુ સાધકને માટે આટલો વિચાર કરવો કાંઈ ભારે નથી.

પરંતુ આપણે જો જગતને જુદી રીતે જોતાં હોઈએ, એટલે કે જગત આનંદમય છે, જગત-કલ્યાણની આધારભૂમિ છે, જીવનનો અસ્વીકાર કરીને નહિ પણ તેને સર્વભાવે વેઠીને જ આપણે મુક્ત સિદ્ધ થઈ શકીએ એમ જો આપણે માનતાં હોઈએ, તો આપણી નજરે યોગસાધનાની એક નવીન મૂર્તિ ખડી થશે. માનવરૂપી આ જે મંદિર છે તેનો દેવતા તેના કોઈ ચરમ સ્થાને વિરાજમાન નથી, આ મંદિર તે સ્થાને પહોંચવાની માત્ર સીડી નથી. મંદિરની બધી દેવડીઓમાં દેવતાની પ્રતિષ્ઠા છે, તેમનો નિવાસ છે; એ બધી એક સાથે ધોઈ કરીને સાફ રાખવી પડશે, એ બધીમાં એક સાથે પડકુંક પ્રગટાવવો પડશે. શરીરથી અતીત થવાને માટે જ કેવળ શરીર નથી; મનથી અતીત થવાને માટે જ કેવળ મન નથી, જ્ઞાન પ્રેમ કે કર્મથી અતીત થવાને માટે જ કેવળ જ્ઞાન પ્રેમ કે કર્મ નથી, વ્યક્તિત્વને વિનષ્ટ કરવાને માટે જ કેવળ વ્યક્તિત્વ નથી. દેહ, મન કે અધ્યાત્મવૃત્તિ ભગવાનને મેળવવાનો કેવળ માર્ગ કે ઉપાય નથી. જ્યારે આપણે સમજીશું કે ભગવાન શરીરની પાછળ નથી પરંતુ શરીર જ ભગવાન છે, ભગવાન મનની પાછળ નથી પરંતુ મન જ

ભગવાન છે, ભગવાન અધ્યાત્મસત્તાની પાછળ નથી પરંતુ અધ્યાત્મસત્તા જ ભગવાન છે, ત્યારે આપણને બધી જાતના સાધનમાર્ગોનો ઉકેલ થશે. શરીર, મન અને આત્મા એ ત્રણે સ્તરોમાં આપણે પ્રતિષ્ઠિત થઈશું, માનવની સમગ્રતામાં ભગવાનને પ્રગટાવીશું; કોઈ એકાદ અંગમાં નહિ પરંતુ સર્વાંગે આપણે ભગવાનને ભેટીશું. જો આપણા યોગનું લક્ષ આવું હોય તો કેવળ કોઈ એક વિશેષ માર્ગ આપણે માટે બસ નહિ થાય. આપણે વાંછીશું તેવો પૂર્ણયોગ, જેના દ્વારા આપણી બધી સ્રોતધારામાં ભગવાન સભર ભરાય, આપણાં બધાં ક્ષેત્રો ફળથી ફૂલથી પાકથી સમૃદ્ધ થાય. વળી આપણે કેવળ વ્યક્તિગત સિદ્ધિ વાંછતા નથી, આપણે માગીએ છીએ વિશ્વમાનવની સિદ્ધિ. જેથી કરીને વિશ્વમાનવ શુદ્ધ, મુક્ત, પૂર્ણ થઈ શકે તે જ આપણી વ્યક્તિગત સાધના છે. આપણે માનવસંઘનું નિર્વાણ ઇચ્છતા નથી, પરંતુ તેના અપાર વૈચિત્ર્ય દ્વારા તેનો વિકાસ થાય તે ઇચ્છીએ છીએ. તેનાં બધાં ચાલુ કર્મો રહેશે, પરંતુ તે બધાં કોઈ એક ઉચ્ચતર વસ્તુમાં, ભગવાનમાં, પ્રતિષ્ઠિત થશે. જ્યારે આપણો આવો ઉદ્દેશ છે, ત્યારે આપણે કોઈ એક વિશેષ સાધનમંત્ર સમગ્ર માનવજાતિના ભિન્ન ભિન્ન પ્રયત્નો પર લાદી શકીએ નહિ. આપણે બધા માર્ગોનો એક એવો સમન્વય યોજવો જોઈશે જે કોઈ વ્યક્તિને માટે નહિ પરંતુ આખી માનવજાતિની સમષ્ટિગત સાધનાને માટે પ્રયોજ્ય બની શકે.

૨

પૂર્ણયોગનું સ્વરૂપ :

સૌથી પ્રથમ વાત એ છે કે આપણે પ્રકૃતિને કયા રીતે જોઈએ છીએ. ખરી રીતે જોતાં આપણે જોઈએ છીએ કે પ્રકૃતિ એટલે પોતાની શક્તિ દ્વારા પુરુષનો આત્મવિકાસ, તેની આત્મચરિતાર્થતા. પરંતુ વ્યવહારમાં પ્રકૃતિની બે ગતિ જણાય છે: એક છે સાધારણ નિત્ય નૈમિત્તિક અને બીજી છે નિગૂઢ દિવ્યમૂર્તિ; એક છે ઉપલા થરની અને બીજી છે નિમ્ન થરની. સામાન્ય રીતે આપણે જે રીતે અહંકારને વશ થઈને અજ્ઞાન, અશક્તિ કે દુઃખને વશ થઈને જીવન ગુજારીએ છીએ તે પ્રકૃતિના નિમ્ન થરનું, અર્થાત્ પ્રાકૃત જીવન છે. પરંતુ અહંકાર, ક્ષુદ્રતા, ભેદબુદ્ધિ વગેરેને ઓળંગીને જ્યારે આપણે જ્ઞાનથી, શક્તિથી, આનંદથી આપણાં જીવનને ઉન્નત કરીએ છીએ ત્યારે આપણે પ્રકૃતિની પરામૂર્તિનું દિવ્ય જીવન પ્રાપ્ત કરીએ છીએ. આ રીતે નીચેના થરમાંથી ઉપરના થરમાં ઉત્થાન થવું એનું જ નામ છે યોગ. આ બે રીતે બની શકે : એક તો જ્યારે પ્રકૃતિની અપરા બાજુને સર્વાંશે ત્યજીને ક્યાંક ચાલ્યા જઈએ, અને બીજું જ્યારે નિમ્ન થરને પરિવર્તિત પરિશુદ્ધ કરીને ઉચ્ચતર થરમાં રૂપાંતરિત કરીએ.

પરંતુ લક્ષ્ય ગમે તે હો, આપણી પ્રતિષ્ઠાભૂમિ આ નિમ્ન થર છે, તેથી તેને જ આધારે ઉચ્ચની પ્રાપ્તિ સંભવે. બીજા બધા યોગનું લક્ષ્ય આનો ત્યાગ કરવાનું હોય છે, તેથી તેમનો માર્ગ પ્રાકૃત પ્રેરણાની એકમે વાતોને આધારે અને બધું ભૂલી જઈને તેમની સહાયતાથી ભગવાનમાં ભળી જવાનું હોય છે. પરંતુ પૂર્ણયોગીનું લક્ષ જુદું છે. પ્રાકૃતમાં પ્રતિષ્ઠિત થઈને તેમાં અતિપ્રાકૃતની દિવ્ય લીલા ઉતારવી એ પૂર્ણયોગીની કલ્પના હોય છે, કારણ કે પ્રકૃતિની પ્રાકૃત રમતમાં પુરુષની નિગૂઢ પ્રેરણા ખીલતી જાય છે.

અંતર્યામીના પૂર્ણ વિકાસમાં પૂર્ણ ચરિતાર્થતા એ જ પૂર્ણ સત્ય છે અને તેમાં જ પ્રકૃતિની પૂર્ણ સાર્થકતા છે. તેથી પૂર્ણયોગી જીવનના કોઈ ખંડિત કે કોઈ વિશેષ અંશમાં

પોતાને આબદ્ધ રાખી શકે નહિ. તેનું સમસ્ત જીવન જ યોગ છે; જીવનની સઘળી વિવિધતા સંઘળી આટીઘૂંટીની નાનીમોટી વાતોને યોગમાં જોડી દેવી જોઈશે. પ્રકૃતિ અખંડ ભાવે પોતાની પૂર્ણ લીલા સાથે જીવનમાં ખેલી રહી છે. તેથી પૂર્ણયોગનો સાધક સિદ્ધ જીવનમાં પ્રકૃતિની પૂર્ણ અખંડ લીલા પ્રગટાવવા ઇચ્છે છે. આમાં ફરક માત્ર એ છે કે સામાન્ય જીવનમાં આપણે પ્રકૃતિની સ્થૂલ ગતિનો આધાર હોઈએ છીએ; જ્યારે યોગયુક્ત જીવનમાં આપણે દિવ્ય પ્રકૃતિના આધાર હોઈએ છીએ. ભાગવત સત્તાના પ્રકાશમાં આપણે આપણી સમગ્ર સત્તાને પરિવર્તિત કરવી પડશે.

આપણી સમગ્ર સત્તાને જાગ્રતભાવે ભાગવત સત્તા સાથે જોડી દેવી એ જ ખરો ઉપાય છે. ભગવાનને આવાહન કરીને અહીં જ પ્રતિષ્ઠિત કરવા પડશે, તેમના પ્રભાવથી આપણી પ્રકૃતિ તેમની પ્રકૃતિને અનુરૂપ થશે. એક રીતે ભગવાન પોતે જ આપણી સાધનાના સાધક, આપણા અંતરના પુરુષ, આપણા યોગના નિયંતા બનશે. આપણી વ્યક્તિગત સત્તાને આશ્રયે તેને યંત્રવત ચલાવીને ભગવાન દિવ્ય મૂર્તિમાં પ્રગટશે.

આપણે, આપણું જીવન, આપણી પરિપૂર્ણ સત્તા વગેરે કોઈ એક ભાવ કે તપઃશક્તિની અભિવ્યંજના છે. આપણા અંતરમાં જે દિવ્ય પ્રકૃતિ રહેલી છે, આપણે અખંડ ભાવે જે કંઈ છીએ તે બધું એ ભાવમાં, તે તપઃશક્તિમાં રહેલું છે. જો આપણે આ તપઃશક્તિને ઉદ્બોધી શકીએ તો તે પોતાના ભાવની ચેતનાની અવ્યર્થ અતૂટ વ્યાપ્તિથી આપણી પ્રાકૃત પ્રકૃતિમાં પરિવર્તન આણશે અને તેને બદલે પોતાની દિવ્ય પ્રકૃતિની પ્રતિષ્ઠા કરશે. પરિણામે જે કાંઈ ખંડિત હતું, જે કંઈ તમસવાળું હતું તેમાં દિવ્યતા ઊતરશે. ક્રમશઃ, આ રીતે આપણી નિત્ય નૈમિત્તિક પ્રકૃતિ શુદ્ધ જ્ઞાનવાળી વીર્યશાળી થતી જશે; આપણું મનપ્રાણ નશ્વર કર્મપ્રયાસો વગેરે કોઈ દૈવી લીલામાં પરિણમશે.

આ પ્રમાણે પૂર્ણયોગની મૂળ વાત જે ભાગવત ભાવ, અર્થાત પૂર્ણ વૈજ્ઞાનિકશક્તિનું પ્રગટીકરણ તે આપણે જોઈ. સાધનાની દૃષ્ટિથી આનો અર્થ થાય છે અહંકારનું વિસર્જન એટલે કે અહં તેમજ તેના સમસ્ત ક્ષેત્રનો તેથી અતીત જે એક વિરાટ સત્તા છે તેની પાસે ક્રમશઃ ઉત્સર્ગ. સાધનાનો આ માર્ગ સહજ કે સરળ નથી. આમાં વિપુલ શ્રદ્ધા, અડગ સાહસ અને અતૂટ ધૈર્યની જરૂર છે. આમ કરવામાં ત્રણ અવસ્થાઓ આવે છે: પ્રથમ અહંનો પ્રયાસ તે બૃહદ્ પૂર્ણ દિવ્ય ભાગવત સત્તાના સંસ્પર્શમાં આવવાનો છે; ત્યાર પછી આપણી પ્રકૃતિના બધા સ્તરોને એક પછી એક તે દિવ્ય પ્રેરણાની સહાયતાથી નવી રીતે ઘડીને તેમને ભાગવત પ્રકૃતિમાં રૂપાંતર કરવાના છે; અને અંતે જ્યારે આ રૂપાંતર પૂર્ણ થાય ત્યારે આપણી સાધના કંટકહીન તેમજ દ્રુતગામી બને છે.

માર્ગ ભલેને ગમે તેટલો દુર્ગમ હોય પરંતુ આપણે એક મહાન શક્તિને આધારે ધપી રહ્યા છીએ. આપણે અહંકારને દૂર કરતા જઈએ છીએ, તેથી ભગવાનની શક્તિ જ અલક્ષ્યભાવે પડદા પાછળથી આપણી દુર્બળતાને ઠેકાણે કાર્ય કરશે. જ્યારે જ્યારે શ્રદ્ધા, સાહસ કે ધૈર્યનો અભાવ જણાશે, ત્યારે ત્યારે તે શક્તિ જ આપણને ટકાવી રાખશે. કારણ કે એ શક્તિ તો આંધળાને દેખતાં કરે છે, પાંગળાને ચાલતાં કરે છે. [ અપૂર્ણ

# જલેબી

બાપાલાલ ગ૦ વૈદ્ય

જલેબી નામ લેતાં ઘણાનાં મોંમાં પાણી આવે છે, પરંતુ જેહની વાત છે ? એનો ઇતિહાસ હજી સુધી અંધારામાં છે. પ્રાચીન વૈદક ગ્રન્થોમાં એનો ઉલ્લેખ મળે છે કે નહિ, મળતો હોય તો તેનું સંસ્કૃત નામ શું ?–આનો નિર્ણય હજી સુધી કરવામાં આવ્યો નથી. આપણા અનેક ખાદ્ય પદાર્થ વિષેની સવિસ્તર માહિતી આપણી પાસે નથી. જલેબી જેવી સુંદર ચીજ માટે પણ આ જ વાત સાચી છે.

ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટીટ્યુટવાળા શ્રીયુત પી. કે. ગોડે (પુણા)એ 'ન્યુ ઇંડિયન એન્ટીક્વીટી, વો. ૬, નં. ૮ નવેમ્બર–૧૯૪૩ના અંકમાં 'જલેબી' ઉપર રસપ્રદ માહિતીવાળો લેખ પ્રસિદ્ધ કર્યો છે. આ લેખ એ લેખની જ છાયા છે.

પાકશાસ્ત્ર ઉપર આપણી પાસે વિપુલ સામગ્રી અહીંતહીં વેરાયલી પડેલી છે. ચરક, સુશ્રુત, વાગ્ભટ, ભાવમિશ્ર વગેરે આયુર્વેદના ગ્રંથોમાં આહારશાસ્ત્ર ઉપર મનનીય માહિતી આપણને પ્રાપ્ત થાય છે. ઑફ્રેટના કૅટેલોગમાં પાકશાસ્ત્ર અને આહારશાસ્ત્ર ઉપર નીચેનાં પુસ્તકોનો ઉલ્લેખ ધ્યાનાર્હ છેઃ–पाकादि संग्रह med. B. 4. 228. पाकाध्याय medi. Oxf-319 b, B. 4. 228 (dated संवत 1823 A. D. 1767).–पाकावली med. 10-42.

"पाकमार्तण्ड or पाकावली med. BL. 232."

"पाकशास्त्र by भीमसेन Govt-or Libr-Madras 49."

पाकार्णव Pelers 4, 40. पाकावली Pelers 4, 40. पाकसुधाकर med. quoted by the author of पाकमार्तण्ड भोजनकुतूहल (nos. 13296, 13297, 13298) in Granth & Telugu characters by रघुनाथ, pupil of अनंतदेव.

सूपशास्त्र. કાનડી ભાષામાં છે. ભીમસેન નામનો કર્તા છે.

આ ઉપરાંત નલકૃત "पाकदर्पण" હાથ લાગે છે.

ત્રિવિક્રમભટ્ટ વિરચિત नलचम्पूમાં ખોરાક ઉપરનો નીચેનો ઉલ્લેખ જોવાલાયક છેઃ–

"तस्यां च बहुविस्तीर्णस्वर्णभोजनपात्रशङ्खशुक्तिकानायाथाम् उपविष्टस्यास्मै क्रमेण परिकर्माधाय गाढमालोक्य स्वस्य स्वस्यानुहारिणोऽन्नविशेषानादाय सूपकाराः सूपकारराजनाथ । तथाहि भक्ष्याः भक्ष्यम्, मुद्गा मुद्गान्, मोदका मोदकान्, अशोकवर्तिन्योऽशोकवर्तीः, समांसा मांसम् नानाशाकाः शाकानि, व्यञ्जना व्यञ्जनम्, अपरास्तु पयश्चिरक्षीराक्षीरम्, अपारिका अपि पारिकाः परिवेषयन्तुः । सोऽप्यपरोऽपी मधुरां भुञ्जानो भोज्यम्, लिहं लेह्यम्, आस्वादयन् स्वाद्, चूषयन्चूष्याणि, पिबन्पेयानि आहारमकरोत् ॥"

તે વખતના આહારનો કંઈ ખ્યાલ આ ઉપરથી આપણને આવે છે. સરકારને જમાડવાનું વર્ણન છે તે જુઓઃ—

लग्नाः सर्वतो दृश्यन्ते पर्वताः पक्वान्नस्य, राशयः शाल्योदनस्य, स्तूपाः सूपस्य, निरोधः सर्पिषः, सिन्धवो मज्जनः निकराः शर्करायाः, स्रोतांसि दधिदुग्धयोः शैलाः शाकानाम्, निपानानि पानकानाम्, कुल्याः फलरसानां, कूटाः कषायाम्ललवणतिक्तमधुरोपदंशानाम् । एवमकार्पण्यमिच्छया भोजितं सैन्यम् । " ( नलचंपू )

આમ સંસ્કૃત સાહિત્યમાંથી ભોજન ઉપરના ઉલ્લેખો કોઈ સાહિત્યપ્રિય સજ્જન ભેગા કરે તો તે વખતના ભોજન ઉપર ઠીક ઠીક પ્રકાશ પડવાનો સંભવ છે. અસ્તુ.

જલેબી આપણા દેશમાં પ્રથમ બનતી ન હતી એમ લાગે છે. ૫૦૦ વર્ષોથી પહેલાંના કોઈ પણ ગ્રન્થમાંથી જલેબીનો ઉલ્લેખ હાથ આવ્યો નથી. પુરાતત્ત્વપંડિતો, ઇતિહાસવેત્તાઓ, આ ઉપર વધુ પ્રકાશ પાડશે એવી આશા છે. જલેબીનું સંસ્કૃત નામ જડતું જ નથી.

"મહારાષ્ટ્ર શબ્દકોષ" વિભાગ ૩, ૧૯૩૪, પૃ ૧૩૦૯–૧૦ માં જિલ(લી)બી–બી સિંગ એક મોટું પક્વાન્ન. મેંદાના લોટમાં લિંબુનો રસ, ઘી, આદુનો લોટ, દહીં મિશ્ર કરી, તે મિશ્રણને બીજે દિવસે જલેબી પાડના પાત્રમાં ઘીમાં તળીને સાકરની ચાસણીમાં નાખીને બનાવવામાં આવે છે, હિંદી जलेबी–जिलेबी. ડૉ. એસ. વી. કેતકરના મરાઠી "જ્ઞાનકોષ" માં જલેબી ઉપર કંઈ લખાણ જ નથી.

એક હિંદી પાકશાસ્ત્રની હસ્તલિખિત પ્રત છે જેમાં બે પ્રકારની જલેબી બનાવવાના પ્રકારો બતાવવામાં આવ્યા છેઃ "अथ जलेबी बनाइवेके प्रकार", "अथ एकदके दकी जलेबीको प्रकार." આ પ્રત આશરે ૨૦૦ વર્ષ જૂની છે એમ શ્રી ગોડે માને છે.

"મહાભારત-ઉપસંહાર" મરાઠી. કર્તા સી. વી. વૈદ્ય. ૧૯૨૨. પૃ. ૩૫૫–૩૭૯માં શ્રી. વૈદ્ય મહાભારતકાલીન ખાદ્ય પદાર્થોની યાદી આપે છે. ખાંડવરાગ, માંસ, ભાત, દહીં, દૂધ, સૂપ, મધ, કંદમૂળ, ફળ, તિલમિશ્રિતપદાર્થ, વડાં, ગોમાંસ (નિષિદ્ધ), ખીર, ખીચડી, ધારણે (મરાઠી નામનો અર્થ હું જાણતો નથી), ચોખા, ઘઉં, જુવાર, સત્તૂ (સાથવો), જવ, સૌરઠી, ડુંગળી, લસણ, પિશિતોદન (પુલાવ. બા. મ.) ઇત્યાદિ. ઉદ્યોગપર્વમાંથી નીચેનો શ્લોક શ્રી. વૈદ્ય ટાંકે છેઃ–"आढ्यानां मांसपरमं मध्यानां गोरसोत्तरम् । तैलोत्तरं दरिद्राणां भोजनं भरतर्षभ ॥" અર્થઃ–શ્રીમંતો માટે ઉત્તમ ખાદ્ય માંસ છે, મધ્યમ વર્ગના લોકો માટે દૂધ, દહીં વગેરે છે, ગરીબો માટે તેલમાં બનાવેલા પદાર્થો છે.

રઘુનાથપંત હનુમંતેએ "राजव्यवहारकोष[1]" નામનો કોષ પ્રસિદ્ધ કર્યો છે. ઈ. સ. ૧૬૭૬-

---

[1] આ ગ્રન્થ કે. એન. સાઠેએ સંપાદિત કર્યો છે. આ ગ્રન્થ શિવાજી મહારાજ માટે લખવામાં આવેલો છે અને તે વખતના ઘણા મરાઠી શબ્દો એમાં છે. ભોજ્ય વર્ગમાં નીચેના શ્લોકો જોવાથી એ ગ્રન્થરચનાનો કંઈ ખ્યાલ આવશેઃ—

अथ पाकालयं सूदपक्वशालेति परिभाषितम् ।
सुन्दरी पाककारः स्यात् चासणीकार नाम तु ॥ ८० ॥
रुचिपाही: पाककर्मा तु स्यात् द्वावदवी ।
रसोयी स्यात् तु सिद्धान्नं कंदोरी लक्षमुच्यते ॥ ८१ ॥

—૭૭માં આ ગ્રન્થ લખાયેલો છે. આ કોષના સૌભ્ય વર્ગમાં જલેબીનો ઉલ્લેખ નથી. પરંતુ આ ઉપરથી જલેબી ૧૭મા સૈકામાં જાણીતી ન હતી એ નિર્ણય ઉપર આવવાની જરૂર નથી; पाकशास्त्र નામનું સંસ્કૃત પુસ્તક ભાંડારકર ઇન્સ્ટીટયુટમાં (ગવર્મેંટ મેન્યુસ્ક્રીપ્ટ લાયબ્રેરીનું અતિ અગત્યનું પુસ્તક) છે. સંવત ૧૭૩૪ (ઈ. સ. ૧૬૭૮) માં આ પુસ્તકની કોપી કરવામાં આવેલી છે એટલે એનો રચનાકાલ ઈ. સ. ૧૬૦૦ પહેલાંનો હોવાનો સંભવ છે. આ पाकशास्त्रમાં જલેબીનો ઉલ્લેખ તો છે જ પરંતુ તે કેમ બનાવવી તેનો સંપૂર્ણ વિધિ પણ દર્શાવેલો છે:—

" अथ जलेबी कुंडलकंस्कृते
द्विप्रस्था शुद्धशमिता चतुर्गोधूम गालिता—।
सिताधेयपसा ( पयसा ) स्थाप्या यावदम्लत्वमाप्नुयात् ॥
सछिद्रे नारिकेरस्य पात्रे तत्क्षणा द्वरेत् ।
परिभ्राम्य घृते तप्ते पचेत् तत् मन्दवह्निना ॥
सुपक्वां कंकणाकारां सितारेहे विनिक्षिपेत् ।
सा तु कुंडलिकानाम्ना यचचिच्च जालवल्लिका ॥
जलवल्ली सदा रुच्या बृंहणी हृष्टिपुष्टिदा ।
धातुस्तन्यकरी हृद्या विशेषाद्बलतुष्टिदा ॥

આ ગ્રન્થનું ખરું નામ "गुण्यगुण बोधिनी" હોવું જોઈએ, કારણ કે લેખક "इति गुण्यगुण बोधिन्यां भक्ष्यादि प्रकरणं" આમ લખે છે. એટલે આ પાકશાસ્ત્ર " गुण्यगुण बोधिनी "નો એક વિભાગ પણ હોવાનો સંભવ છે.

ઈ. સ. ૧૬૦૦માં લખેલા આ ગ્રન્થમાં જલેબીની સંપૂર્ણ વિધિ નજરે ચડે છે. બીજા કોઈ પણ સંસ્કૃત ગ્રન્થમાં આવી વિધિ હજી સુધી જોવામાં નથી આવી.

હવે આપણે ઇ. સ. ૧૬૦૦ પહેલાના કોઈ ગ્રંથમાં જલેબીનો પત્તો જડે છે કે નહિ તે જોવા તરફ વળીશું.

જિનસૂરિ કૃત " प्रियंकर नृपकथा " નામના ગ્રંથમાં[1] એક શ્રીમંતે મોટી 'નાત'

---

पानकादिरसस्थाने शर्बत्खाना प्रकीर्तितः।
फलजाते तु मेवा स्यात् खुपूतरं खाद्यवस्तुनि ॥ ८६ ॥

પણ્યવર્ગમાં

शाकलिको भटारी स्यात् भर्जकस्तु फुल्हाणगार ।
आपूपकः शिरीनगारो भुसारी धान्यविक्रयी ॥ ७६ ॥

1 Edited by H. R. Kapadia, sheth Devchand Lalbhai J. P. Fund series No. 80, Surat, 1932. પ્રસ્તાવનામાં પ્રો. કાપડિયા લખે છે કે આ જિનસૂર વિદ્યાધરાજસૂરિના શિષ્ય હતા. વિદ્યાધરાજને ઘણા શિષ્યો હતા, જેમાંના એકે વીતરાગસ્તોત્ર ઉપર પંજીકા લખેલી છે. આ પંજીકા લેખનનો કાલ શ્રી કાપડિયા સં. ૧૫૧૨ (ઈ. સ. (૧૪૫૬). આપે છે. જિનસૂર સંવત ૧૫૧૨ થી સં. ૧૬૦૦ ના ગાળામાં થઈ ગયા હોવા જોઈએ અથવા ઈ. સ. ૧૪૫૬ થી ઈ. સ. ૧૫૦૦ સુધીમાં થઈ ગયા હોવા જોઈએ, અર્થાત્ ઇ. સ. ના ૧૫મા સૈકા પહેલાંના આ ગ્રન્થમાં જલેબીનો ઉલ્લેખ ધ્યાન ખેંચનાર છે.

કરેલી તેનું વર્ણન મળે છે. આમાં ઘણી જાતની વાનીઓનો ઉલ્લેખ છે એટલે એમાંથી આખો ફકરો ઉતારવામાં આવે છેઃ

ततः श्रेष्ठी भोजनावसरे सर्वस्वजनानां स्थालीवर्तुलकादि मण्डयित्वा शर्करापानीयं पूर्वं परिवेषया-मास । ततः कुङ्कुणकदलीफल-कोहलापाक-खारिक-खजुर-खांड-गुंदवडा-घेवर चारवी-चारोली-**जलेबी**-दुप्पर, कदमीव (?)-द्रास-गीली-द्राख-दाडिमकुली-पनीस-(?)-फोफी-पीडआ-वदोला-बायम-पिस्तां-अबोड-सेलडी-शृङ्गाटक,-प्रमुख फलावली परिवेषिता । ततः खाजां-सुहाली-तिल-सांकली-परपट-सांकुलिम-मांडी-सुरकी-सेवइआ लाडू-दलिआ लाडू-मोतीआ लाडू चारोली लाडू वाजणा लाडू एवं पक्वान्नानि परिवेषितानि ॥

कसांश्चित् क्षीणां प्रीसी लापसी, पांड सरसी ली जिमइ हसी जीमे लाइ पिसी । कांश्चित् पापडी, किसिउ जिमइ जीभ चापडी । तदनु दूधलीइ पाडिउं, सनलीइ छांडिउं हडइ हडइ सोहिउ, फूटरो घोइं धोयउ, चतुरखोनु जोयउ, सरहरउ, भरहरउ, अणीआलउ, दूधलीइ पेटि जाणे करि फोली नीकरसिइ, जे जमिसइ तेह नइ परतुं जिमण वीसरइ । एवंविध रायभोगशालि-सत्काः पूराः परिवेषिताः । ततो मुद्गदाली वानी पीली, नेत्रीसीली परिवेषिता । ततः सद्यस्तापितं साक्षादमृतं घृतं परिवेषितम् । ततो बडा भीनां अभिचोलि, मरीच-मीचमी-पांडमी-पापड तल्या, मुहमणी हाथ वल्या राइतां निपा डोडी टीहुरा सालणे भाव्यां भरियां, पूरियां वे किरशी तीयां कड्आं श्री गुरुनां वचन सरिपां कसायलां मायना स्नेह जिस्यां मधुरां एवंविधशाकानि परिवेषितानि, ततः श्रीस्यां घोलाव्यां, (बालें माथे पल्यां) घणेदसाडरे भम्यां दपी परइ नथी जिम्यां । केश-त्रिज्जनानां घणिंदे-घरदे-गजदेतकत्रयं परिवेषितम् । सखीर्हसितं तासां करमध्ये गजदंतकं स्वच्छं चन्द्र-बिम्बं परिवेषितम् । कूरः कण्ठे लग्न इश्वत् ताभिः थुत्कारितम् । गले खरखरो जातः । तदा भगि-न्या प्रोक्तम्-हे भगिन्यः । अयतनं भोजनं, तामाम्यं मद्गृहसत्कं खरखरदस्ति ।' ताभिरुक्तं-हे भगिनि ! भोजनं न, परं तव वचनम् त्वया अपमानफलं दर्शितम् । ततस्तस्या सुतरां दयीनीभूतानी ।"

ઈ. સ. ૧૪૫૦ની આસપાસમાં લખાયેલા ઉપરના ગ્રન્થમાં જલેબીનો ઉલ્લેખ સ્પષ્ટ જણાય છે.

સત્તરમી સદીના એક "ભોજનકુતૂહલ" નામના ગ્રન્થમાં જલેબી બનાવવાની વિધિ બરાબર આપેલી છે. આ ગ્રન્થનો લેખક રઘુનાથ તાંજોરનાં રાણી દીપાબાઈનો આશ્રિત હતો અને એણે સંસ્કૃત ઉપરાંત મરાઠીમાં પણ ગ્રન્થો લખેલા છે. જુઓ જલેબીનું વર્ણન:—

---

* શ્રી ગોડેએ " Journal of the University of Bombay " Vol. X Part II September 1941 માં " Raghunath, a Protege of Queen Dipabai of Tanjore, and His Works between A. D. 1675–1712 " નામનો માહિતીપ્રચુર લેખ લખેલો છે. 'ભોજનકુતૂહલ' ઉપર એનલ્સ ઓફ ભાંડારકર રીસર્ચ ઈન્સ્ટીટ્યુટ (Vol. XXII. 1942—) માં " A Topical Analysis of the Bhojan Kutuhal, a work on Dietetics, composed by Raghunath between A. D. 1675 and 1700." આ લેખ પણ શ્રી ગોડેએ પ્રસિદ્ધ કર્યો છે.

नूतनो घटमादाय तस्यांतः कुशलो जनः
प्रस्थार्धे परिमाणेन दध्याम्लेन प्रलेपयेत् ॥
द्विप्रस्थां समितां तत्र दध्यम्लं प्रस्थसंमितं ।
घृतमर्धशरावं च घोलयित्वा घटे क्षिपेत् ॥
आतपे स्थापयेत् तावत् यावद्याति तदम्लताम् ।
ततस्तत्प्रक्षिपेत्पात्रे सच्छिद्रे भाजनेन तद् ॥
परिभ्राम्य परिभ्राम्य तत्संतप्तघृते क्षिपेत् ।
पुनः पुनस्तदाकृत्य विदध्यात् मंडलाकृतिः ॥
तां सुपक्वां घृतान्नीत्वा सितापाके सदुदये ।
कर्पूरादि सुगंधं च श्रपयित्वोद्धरेत्ततः ॥
एषा कुंडलिनानाम्ना पुष्टिकांतिबलप्रदा ।
धातुवृद्धिकरी वृष्या रुच्या चेंद्रियतर्पणी ॥ इति " जिलेबी "

'ભોજનકુતૂહલ'ના કર્તા રઘુનાથ સંત રામદાસ (૧૭મા સૈકા) ના પ્રિય મિત્ર હતા. પરંતુ દાસબોધમાં ભોજનની કેટલીક વાનગીઓ, નૈવેદ્યમાં ધરતી વખતે, આપે છે તેમાં જલેબી નથી જણાતી.

આટલી સામગ્રી જોયા છતાં શ્રી. ગોડેના જોવામાં ક્યાંય જલેબીનો ઉલ્લેખ જોવામાં નથી આવ્યો.

અરબિક 'ઝલાબીય' પર્સિયન 'ઝલિબીય'—આ શબ્દો ઉપરથી હિંદુસ્તાનની દેશી ભાષાઓમાં 'જલેબી' શબ્દ આવ્યો લાગે છે,-એમ Hobson Jobson ( By Yule & Burnell, London. 1903. p. 458) કહે છે. અરબી ભાષાના પ્રાચીન ગ્રન્થોમાં 'ઝલાબીય'નો ઉલ્લેખ કેટલા જૂના કાળથી મળે છે તે વિદ્વાનોએ શોધવું રહ્યું. આપણે અહીં પણ વિદ્વાનોએ આ સુંદર મીઠાઈનો પ્રાચીન ઇતિહાસ તપાસવા-ગોતવા—કટિબદ્ધ રહેવું જોઈએ. ખરેખર, આરબો પાસેથી 'જલેબી' બનાવવાનું આપણે શીખ્યા હોઈશું ? અનેક પ્રકારની સુંદર વાનીઓ હિંદુઓએ શોધી છે. ત્યારે શું એક જલેબી જ એમની ધ્યાન બહાર રહી ગઈ છે? આપણી પાસે જ્યાં સુધી વધુ પુરાવા ન મળે ત્યાં સુધી માનવું જ રહ્યું કે જલેબી આપણે આરબો પાસેથી લીધી છે. અરબી ભાષામાં જલેબીને 'ઝલાબીય' કહેવામાં આવે છે અને હિંદની લગભગ તમામ પ્રાન્તીય ભાષાઓમાં 'જલેબી' નામ જ પ્રચલિત છે.

પ્રાચીન ગ્રન્થોમાંથી જલેબીનું વર્ણન કે નામ મળતું નથી. જલેબી ઉપરથી જ 'जलवल्लिका,' નામ બનાવવામાં આવ્યું લાગે છે. ' कुंडलिका कंकणाकारा'—આ પરિચયવાચિકા સંજ્ઞાઓ છે. બાકી એના ગુણ બરાબર સંસ્કૃતમાં પાકશાસ્ત્રકારે ઉતાર્યા છે. જલેબી સરા (સારક laxative), વૃષ્યા (વાજીકરણ aphrodisiac), પૂરણી (શરીરને હૃષ્ટપુષ્ટ બનાવનાર), હૃષ્ટિપુષ્ટિદા (આનંદ અને પુષ્ટિ આપનાર), ધાતુકરી (વીર્યવૃદ્ધિ) સ્તન્યદા-(ધાવણ વધારનારી), હૃદ્યા (હૃદયને હિતકર તેમજ મનને આનંદ આપનાર ( મધુરરસને ચરક સુશ્રુતે 'षडिन्द्रिय प्रसादन' ગણાવેલો છે.) અને વિશેષ કરી બલ અને તુષ્ટિને આપનારી છે.

આવી સારી વાની ઉપર કોઈ વધુ પ્રકાશ નાખશે તો આનંદ થશે.

★

# સરોજ

હરિલાલ છગનલાલ મહેતા

માનવજાત કેટલી ક્ષુદ્ર, સ્વાર્થી અને સગવડપરાયણ થઈ ગઈ છે તે અનુભવવું હોય તો આજકાલ થર્ડ ક્લાસની મુસાફરી કરી જુઓ.

......ના નાનાં સ્ટેશનેથી મેં ટિકિટ કઢાવી, અને ગાડીની રાહ જોતાં પ્લૅટફૉર્મ ઉપર આમતેમ અર્થહીન લટારો લગાવ્યા કરી.

સ્ટેશન નાનું હતું. પણ પ્રમાણમાં સુંદર અને સ્વચ્છ કહી શકાય. પ્લૅટફૉર્મ ઉપર દસબાર લીમડાનાં ઝાડો હતાં. અને તેની લીંબોળીઓ આમતેમ, પવનથી ખરી જવાથી પડી હતી અને સ્ટેશનને કંઈક વધારે રમણીય બનાવતી હતી.

"લાઈન ક્લીયર...ર" માસ્તર સાહેબે ગર્જના કરી અને પોર્ટરે ટીન્, ટીન્, ટીન્ ત્રણ ડંકી મારી.

સ્ટેશન માસ્તર, સિગ્નલર, કલાર્ક જે કંઈ ગણો તે બધા આ, ધોતિયું, રેલવે કંપનીનો કોટ, કાળી ટોપી, કાન ઉપર પેન્સિલ, મોંમાં તમાકુવાળા પાનનો ડૂચો, અને કપાળમાં સુખડનો કેસરમિશ્રિત ચાંલ્લો એ બધી વસ્તુઓથી સુશોભિત થએલ વ્યક્તિમાં સમાઈ જતા હતા.

નાનકડા સ્ટેશન ઉપર ટિકિટ લેવામાં અમો ત્રણ જ જણ હતા, કારણકે આજે બુધવાર હોવાથી બનતાં સુધી ક્યાંય બહાર ન જવાય, એ માન્યતાએ હજુ સુધી આપણામાંથી પૂરેપૂરી વિદાય લીધી નથી.

મને, એક વૃદ્ધને અને એક સાફાધારી બાપુને ટિકિટ આપી સ્ટેશન માસ્તરે, ક્યાંટ બંધ કરી, ટેબલ પાસે જઈ, કાનને કંટાળો આવે તેવો કડકડાટ કરી મૂક્યો.

આખરે તેનાં મોંમાંથી શબ્દો નીકળ્યા: "અંબાસ...મ, ગાડી છુટી......"

અને અંબારામે પાંચ ઘંટી મારી ગાડી છૂટી છે તેની સ્ટેશનની દુનિયાને જાહેરાત કરી.

આખરે ગાડી આવી—

પણ ગાડી ધાર્યા કરતાં વધારે ભરચક હતી, કારણકે અભાસપારણ યાત્રાળુઓ પાછાં ફરતાં હતાં, અને તેને લઈને વધારે ધાતી ગીરદી હતી.

મેં ગાડીના એકબે ડબ્બામાં ઘૂસવા વિચાર કર્યો. પણ અંદર ઊભવાની પણ જગ્યા નહિ હોવાથી અને સાથોસાથ અંદર બિરાજમાન થએલ ભદ્રપુરુષો અને સન્નારીઓનો વિરોધ થવાથી હું સફળ થઈ શક્યો નહિ. છેવટ એક કંપાર્ટમેન્ટનું બારણું ખોલી અંદર પ્રવેશ કરવા ભાગ્યશાળી થયો.

બેઠકોમાં એક નાની પાટલી ઉપર ત્રણ પ્રૌઢ વયના પુરુષો હતા, અને લાંબી પાટલી કે જેના ઉપર પાંચ જણ ખુશીથી બેસી શકે એવી પાટલી બે વૃદ્ધાઓ અને એક યુવતીએ પૂરેપૂરી દબાવી દીધી હતી. અને હું ન બેસી શકું તેટલા માટે પ્રૌઢ હતાં તેના કરતાં પણ પહોળાં થઈ બેઠાં. એક માજીએ બાયાનો ડબ્બો જે નીચે હતો તે સીટ ઉપર રાખી

દીધો અને પોતે પણ હવાઈ છત્રીની પેઠે ફૂલવા લાગ્યાં, બની શકે તેટલા વિસ્તારમાં પસોડા લગાવ્યા અને પેલી યુવતીના પડખામાં પણ કોણીનો પ્રહાર કરી, ફૂલીને બેસવાની ઈશારત કરી. પણ યુવતી ફૂલી શકી નહિ, તેમજ ગોદો મારતાં શરમ આવી તેથી તેમ પણ કર્યું નહિ. પણ જરા છૂટથી બેઠી.

આ બધી ભાંજગડમાં ગાડી તો ઊપડી ચૂકી હતી, તેથી હવે મારે ક્યાં બેસવું તેનો વિચાર કરતો હું બારણાં પાસે ઊભો હતો.

મને લાગ્યું કે પેલા ત્રણ પુરુષો બેઠા છે તે કાયદેસર બેઠા છે, અર્થાત્ કે ત્યાં મારો સમાવેશ થઈ શકે તેમ ન હતો, પણ આ દેવીઓ બિરાજમાન થએલ છે ત્યાં મારા જેવા બે જણ ખુશીથી બેસી શકે, એમ વિચારી મેં પેલી યુવતી પાસે જે ભાથાનો ડબ્બો પડ્યો હતો તે ઉપાડી નીચે મૂક્યો અને બેસવાની તજવીજ કરવા લાગ્યો. ત્યાં તો...એક માજી બરાડી ઊઠ્યાં: "અરે......આ શું ! અમારું ભાથું ખસેડાવ્યું ! ગાડી તો આખી ખાલી પડી છે. તમને બીજે ક્યાંય જગ્યા ન મળી ? એક તો અંદર આવવા દીધા અને પાછા બાઈમાણસની પાસે બેસતાં શરમ નથી આવતી ?"

આ બધા ઉપરાઉપરી પ્રશ્નોથી હું તો ખરે ઉનાળે, ખરે બપોરે, ઠરીને બરફ જેવો થઈ ગયો. "ત્યારે તમે જ બૈરાંના ડબ્બામાં કેમ ન બેઠાં ?" મેં હિંમત કરી જવાબ આપ્યો.

"તે શું થઈ ગયું ! ઠેઠ અમદાવાદ જવું છે. લાંબી મુસાફરી છે. બૈરાંનો ડબ્બો ક્યાં શોધવા જઈએ ? અને નસીબમાં ભૂખે મરવાનું આવ્યું તે વધારાનું !" માજીએ ખુલાસો કર્યો.

"માજી, હું કંઈ ઢેડ-ભંગી નથી. હું પણ બ્રાહ્મણ છું તેથી તમે નિરાંતથી ભાથું ખાઈ શકશો," મેં આશ્વાસન આપ્યું.

"આ તમારા દિદાર તો બ્રાહ્મણના લાગતા નથી," માજી રોષમાં બોલ્યાં.

અને ખરેખર મારા દિદાર પણ તેવા જ હતા, અને મને જોઈને કોઈ બ્રાહ્મણ તો ન જ કહે. અઠ્ઠાવીસ ઈંચનો સેંથો, માથે મોટા વાળ, હોવી જોઈએ તેનાથી પણ લાંબી કટ, શિકારીના જેવાં ખીસાવાળો કોટ, અને પગમાં પઠાણી ચંપલ અને ડોકમાં કાળો દોરો—આ બધું મોજી તેમજ અપરિચિત વ્યક્તિઓ માટે હું બ્રાહ્મણ તો નથી જ એવું માનવા પૂરતું હતું.

અને આજકાલ પહેરવેશ ઉપરથી તો માણસની જાતિ પારખી પાડવી તે મુશ્કેલ છે. અત્યારના યુવાનોનો પહેરવેશ નહિ ગુજરાતી, નહિ અંગ્રેજી, નહિ મુસલમાની, તેવો વિચિત્ર અને બહુરૂપી થઈ ગયો છે, અને આજનો ગુજરાતી યુવક તો ગુજરાતી મટી બંગાળી થવા મથે છે ! અને પછી તો પહેરવેશ અને આચારવિચારમાં એટલું વૈચિત્ર્ય આવશે કે ગુજરાતીને પારખવો તે ભગવાનને પારખવા બરોબર થઈ રહેશે !

કહેવાની જરૂર નથી કે આ બધી તકરારમાં હું ક્યારનો યુવતીની બાજુમાં જ ગોઠવાઈ ગયો હતો. પહેલાં તો મારી અને યુવતી વચ્ચેનું અંતર બહુ જ ઓછું હતું પણ ધીમે ધીમે યુવતી સંકોચાવા લાગી, કારણકે આજકાલનાં માણસો, ખાસ કરીને આગગાડીમાં તો, સંકોચાઈ તેમ ફૂલી પણ શકે છે !

ખાસ કરીને યુવતીઓ યુવક પાસે બેઠેલો હોય તો પહેલાં સંકોચાય જાય છે અને પછી ઇચ્છા થાય તો સંયોગવશાત્ ખુલવા પણ માંડે છે.

મને લાગ્યું કે હવે હું નિર્ભયપણે બિરાજી ગયો છું તેથી મેં મારા સાથીઓનું નિરીક્ષણ કરવા માંડ્યું—અલબત્ત ચોરીછૂપીથી!

મારી સામે જે ત્રણ ગૃહસ્થો બેઠા હતા તેમણે અમારા કજિયામાં માથું માર્યું નહિ તેથી મને લાગ્યું કે માજી સાથે તેમને કંઇ લાગતું વળગતું નથી. તેઓ અત્યારે સખ્ત ધૂમ્રપાન કરી રહ્યા હતા, અને યાત્રામાં કોણ કોણ તેમને બનાવી ગયા તથા પંડ્યાજીએ તેમના ખિસ્સાનો ભાર કેવી રીતે હલકો કરી આભારી કર્યા હતા તેની ચર્ચા કરી, ક્વચિત ખેદ, અને ક્વચિત હાસ્ય પ્રદર્શિત કરતા હતા. – અને "યાત્રામાં પૈસા ન વપરાય ત્યારે ક્યાં વપરાય?" એમ બોલી પોતે અંદરોઅંદર આશ્વાસન લેતાદેતા હતા.

અંદરઅંદરની વાતચીત ઉપરથી મને લાગ્યું કે બે વૃદ્ધાઓમાંથી એક કે જેઓ હજુ સુધી કંઇ બોલ્યાં જ ન હતાં તે, મારી સાથે ઝઘડનાર માજીનાં પડોશી હતાં અને પેલી યુવતી તે ઝઘડાખોર માજીના દીકરાની દીકરી હતી.

મારી પડોશણ યુવતીની ઉમર અને સત્તરેક વર્ષની લાગી. રંગ સહેજ શ્યામ હતો. પોશાક ઠીક-ઠીક, અને મોટી આંખો, આપ્પસર આંખ, નાક અને હોઠ વચ્ચે આકર્ષક હતી. હું ત્રાંસી આંખે મારું નિરીક્ષણ પૂરું કરું ત્યાં તો માજીએ મને પકડી પાડ્યો, અને મારા આ વ્યાપારમાં ધ્યાનભંગ કરતા પ્રશ્ન ફેંક્યોઃ

"તે આમ કયે ગામ જાવ છો?"

"ગોકુલ," મેં કહ્યું.

"ગોકુલ?" માજી સહેજ વિસ્મયથી બોલ્યાં. મને તેના વિસ્મયતાનું કારણ સમજાયું નહિ.

"હા" મેં કહ્યું.

"કોઇ સગુંવાહું હશે!"

"મારા સસરા ત્યાં રહે છે."

"ત્યારે તો તેડવા જતા હશો," માજીએ અનુમાન કર્યું.

"ના, હજી મારાં લગ્ન થયાં નથી." મેં કહ્યું.

"લ્યો, ત્યારે કુંવારે માંડવે કેમ કરીને જવાય! તમારા જેવા જુવાનીઆએ તો આજકાલ શરમને નેવે મૂકી દીધી." માજીએ બળાપો કાઢ્યો.

"અરે માજી, કેવો કુંવારો માંડવો અને કેવી વાત! હજી તો મારું સગપણ થવાની વાતો ચાલે છે. અને તેથી હું જાઉં છું." મેં ખુલાસો કર્યો.

"હાય! હાય! હજી સગપણનું તો ઠેકાણું નથી ત્યાં તો સાસરું પણ કરાવી દીધું! એ પાપમાં પડો છો પાપમાં." માજીએ મારી સ્થિતિનું ભાન કરાવ્યું.

"માજી, બધું નક્કી જ છે. હું હા કહું તેટલી જ વાર છે," મેં કહ્યું.

"ઠીક ભાઈ ઠીક, હળાહળ કળજુગ આવી ગયો છે, તેમાં તમારો વાંક નથી."

હું કંઈ જવાબ આપું તે પહેલાં જેતલસર જંકશન આવ્યું અને ગાડી એક આંચકા સાથે ઊભી રહી.

પણ આ શું ! માજી તો મારા આશ્ચર્ય વચ્ચે ભાથું ઊંડીને આરોગવાની ખટપટમાં પડી ગયાં હતાં. મને તો ખરેખર એમજ લાગ્યું હતું કે તેમનું ભાથું અપવિત્ર થઈ ગયું હોઈ તે કોઈને આપી દેશે અથવા તો ફેંકી દેશે. પણ તેમણે તેવું કંઇ કર્યું નહિ. અને ઊલટું મને સંભળાવતાં હોય તેમ પેલી યુવતીને કહેવા લાગ્યાં:

"દૂધે બનાવેલ છે એટલે હરકત નહિ."

માજીનું ધ્યાન ભાથું છોડવામાં હતું. યુવતીએ મારા તરફ જોઈ આછું સ્મિત કર્યું, અને નીચે જોઈ ગઈ. હું પણ જરા મોં મલકાવી, ચા પીવાના ઈરાદાથી નીચે ઊતરવા માટે ઊભો થયો.

"બેઠી છે કેમ ? જા, પાણી ભરી આવ." માજીએ હુકમ કર્યો.

હું ઊતરીને યુવતીના ઊતરવાની રાહ જોતો ઊભો હતો અને એક મારા નિશાળીઆ ભાઈબંધ કે જે પાંચમી ચોપડીમાં ત્રીજી વખત નાસીપાસ થવાથી લાગવગ હોવાને લીધે રેલવેમાં ટી. ટી. બની ગયો હતો તેનાં ગપ્પાં સાંભળી રહ્યો હતો.

યુવતી ઊઠી, કપડાં ઠીક કર્યાં, એક આકર્ષક અંગડાઈ લીધી, અને મુસાફરીનો થાક અને આળસ ઉડાડ્યાં.

યુવતીને ડબ્બામાંથી ઊતરી નળ તરફ જતાં મેં જોઈ, અને હું પણ જેમ તેમ કરીને માણસમાંથી ટી. ટી. બની ગએલા મારા મિત્રના લપ્પી પંજામાંથી છૂટયો અને તેની પાછળ પાછળ ધીમે ધીમે ચાલતો થયો.

જેટલી ગાડીમાં ભીડ તેટલી જ નળ ઉપર પણ હતી. બધાને એકીસાથે પાણી ભરી લેવું હતું. કોઈને પાછળ રહેવું ન હતું. અને પરિણામે ઢીલ વધારે થતી. શોરબકોર, લોટાઓની અથડાઅથડી, અને ક્વચિત્ મામૂલી અને હળવી ગાળાગાળી એ બધું બની જતું. પુરુષો પણ ચંપાઈ જાય એવું હતું ત્યાં સ્ત્રીઓની તો વાત જ ક્યાં કરવી ! પેલી યુવતીને આવી ભીડમાં જવું અશક્ય લાગ્યું તેથી તે દૂર ઊભી હતી. અને ભીડ ઓછી થવાની રાહ જોઈ રહી હતી.

હું તેની પાસે ગયો. અને જેમ આજકાલના યુવકોના મગજમાં યુવતીઓને વગર માગી મદદ કરવાના વિચારો સ્ફુરે છે તેમ મારા મગજમાં પણ તેને મદદ કરવાનો વિચાર ફૂટી નીકળ્યો અને મેં કહ્યું: "પાણી લાવી આપું ?"

"ના, ના, હું લઈ આવીશ. હજી ગાડી ઊપડવાને ઘણી વાર છે." તેણે સહેજ સંકોચાઈ કહ્યું.

"વાર તો છે. પણ માજી તમારી રાહ જોઈ બેઠાં રહ્યાં હશે. અને આ ભીડમાં તો તમારો ગાડી ઊપડે ત્યાંસુધી પત્તો લાગશે નહિ." મેં કહ્યું.

"હા તે તો ખરું, પ......ણ તમને નકામી તકલીફ પડશે." તેણે સહેજ શરમાઇ કહ્યું.

અને શું કહું? આ 'તકલીફ' શબ્દ મને પોણા હકાર જેવો લાગ્યો. તેના હાથમાંથી લોટો ઝુંટવી હું નળ તરફ ધસ્યો અને જલદીથી પાણી લાવી મારું પાણી બતાવવાનું મન થયું.

આખરે લગભગ પાંચ મિનિટ પછી અર્ધો નાહી રહ્યો હોય તેવો થઇ, ચંપલ ભીંજવી, પાયજામો કાદવવાળો કરી, અને બેચાર પ્રહારો ખાઇ આખરે પાણી લઇને આવ્યો અને મેં મશ્કરીમાં કહ્યું:

"લ્યો પાણી, પણ માજી પીશે તો ખરાં ને?"

"તે ન પીવે તો કંઈ નહિ, હું તો જરૂર પીવાની." એટલું બોલી, લોટો લઇ, આછું અને જાદુભર્યું સ્મિત કરી તે ચાલી ગઈ. હું ચાવાળા પાસેથી ચા લઇ પીવા લાગ્યો.

ગાડીએ એક તીણી ચીસ પાડી અને પોતે આ સ્થાનને છોડી જનાર છે તેમ સૂચવ્યું. લાલ લીલી ધજાવાળા ગાર્ડ સાહેબે ધ્વજ ફરકાવી તેમાં અનુમતિ આપી. ત્યારે હું મારા ડબ્બામાં પુરાયો.

માજી વગેરે ભાતું ખાઈ રહેવા આવ્યાં હતાં અને મને જોઈ તેઓ તુરત બોલ્યાં:

"કેમ કંઇ ખાધુંપીધું કે ફક્કડ રામ!"

"નાજી, મને મુસાફરીમાં ખાવાની ટેવ નથી" મેં કહ્યું.

"બ્રાહ્મણ ખરાને" માજીએ કટાક્ષ કર્યો.

જવાબમાં મેં સિગરેટ સળગાવી. પેલા પુરુષોએ બીડીઓ સળગાવી અને આખું કમ્પાર્ટમેન્ટ ધુમાડાથી ભરી દઈ આજકાલના યુવકો વિષે માજીને ઝાંખી કરાવી.

હું બેઠો. મારી અને યુવતી વચ્ચે એક વેંતનું જે અંતર હતું તે અદૃશ્ય થઈ ગયું. બળજબરીથી નહિ પણ સ્વેચ્છાએ.

વખત પસાર કરવા મેં એક અઠવાડિક મારી બેગમાંથી કાઢ્યું અને વાંચવાનો ડોળ કરવા લાગ્યો. પેલા ગૃહસ્થો ઝોકાં ખાતા હતા. અને એક બીજા સાથે અર્ધનિદ્રામાં અથડાતા હતા તેમ કહીએ તો ચાલે. માજીઓને પણ તેમના દૂધનાં બનાવેલ અને મારા સ્પર્શે અપવિત્ર થએલ ભાથાની અસર થવા લાગી હતી. અર્થાત્ તેઓ પણ સામેના ગૃહસ્થો સાથે ઝોકાં ખાવાની હરીફાઈમાં ઊતર્યાં હતાં. મારા લંગોટિયા ભાઈબંધ રવીન્દ્રે મારા ભવિષ્યના સસરા અથવા તો મારે ગોંડલમાં ઊતરવાનું ઠેકાણું મને લખાવ્યું હતું. અને મેં તે પેલા અઠવાડિકનાં પૂંઠા ઉપર જ લખી નાખ્યું હતું:

વિજયરામ લક્ષ્મીરામ પુરોહિત
ગરાસિયા કૉલેજ પાસે,
ગોંડલ

યુવતી મારી પાસે જ બેઠી હતી. અચાનક તેના મોંમાંથી એક આછો સિત્કાર સરી પડ્યો અને તે સહેજ ધ્રૂજી હોય એમ મને લાગ્યું. મને કંઇ કારણ સમજાયું નહિ.

આખરે ગોંડલ આવ્યું અને હું ઊતરવાની તૈયારી કરવા લાગ્યો. મારા કરતાં પણ માજી ઊતરવાની વધારે ઉતાવળમાં હતાં. મને લાગ્યું કે આ અમદાવાદી માજી પણ ગોંડલ ઊતરવાનાં લાગે છે. જો કે મને તેની વાતચીત, બોલવાની ઢબ, પહેરવેશ વગેરે ઉપરથી ક્યારનું માલૂમ પડી ગયું હતું કે તેઓ અમદાવાદનાં તો નથી જ. અને તેઓ ગાડી હજી ઊભી રહે તે પહેલાં જ પોતાના રસાલા સહિત ઊતરવા માટે તૈયાર થઈ ગયાં હતાં. પેલા બન્ને ગૃહસ્થોમાંથી એકથી ન રહેવાયું તે બોલી ઊઠ્યા:

"માજી, તમારે તો અમદાવાદ જવું હતું ને !"

"ના રે ભાઈ ના. અમદાવાદ શું કામ છે? અમારે તો અહીં જ ઊતરવું છે. ગાડીમાં બધું સારું. કહીએ તો તો ઊભવાની પણ જગ્યા મળે નહિ." માજીએ વ્યાવહારિક ડહાપણ બતાવી કહ્યું.

મને માજીના જ્ઞાન પ્રત્યે માન થયું અને સાથે સંતોષ પણ થયો કે ચાર કલાકની આ મારી પાડોશણને ગોંડલમાં પાણી ભરવા જતાં અથવા તો નિશાળે જતાં જરૂર નીરખી શકીશ. ભલે એક બે દિવસ માટે, તોપણ શું ?

માજી તો ઊતર્યાં કે તુરત તેમનું કોઈ ઓળખીતું ફૂટી નીકળ્યું તેની સાથે, પેલી યુવતીને સામાન ઉતારવાનું કહી વાતોએ વળગ્યાં. મારી પાસે તો ફક્ત એક બૅગ જ હતી તેથી મારે સામાનની વધારે ખટપટ ન હતી એટલે તેનો સામાન ઉતારવાની મદદ કરવા લાગ્યો. હું ગાંસડીપોટલાં આપતો જાઉં અને તે લેતી જાય. છેલ્લે પેલો બાચકો આપતાં મારો અને તેના હાથનો કંઈક ઇરાદાપૂર્વક સ્પર્શ થઈ ગયો અને અમારા બન્ને વચ્ચે આછો કંપ ઉત્પન્ન થયો. માજીએ તો ચાલવા માંડ્યું હતું. જતાં જતાં યુવતીએ મને ધીમેથી કહ્યું:

"જમવા માટે જલદી આવજો !"

"હેં..."

હું બાઘા જેવો ઊભો રહ્યો. અને આ અણધાર્યા નિમંત્રણનો તાગ કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો. તે તો આછું સ્મિત વેરતી સડસડાટ મજૂર સાથે ચાલતી થઈ ગઈ.

પેસેન્જરોનો ધસારો બહુ હતો. ગાડીવાળાઓએ હાથથી, આંખોથી, અને હોઠ પાડીને તાબડતોબ મંત્રણા કરી લીધી અને ભાડાનો દર ચાર આના કરી નાખ્યો.

ગરાસિયા કૉલેજ તો સામે જ દેખાતી હતી. અને ઘર પણ નજીકમાં હોવું જોઈએ, દૂર ન હોઈ શકાય, મારે તો મારી નોકરીમાં રોજનું આથી દસ ગણું ચાલવું પડતું હતું પણ અત્યારે મારા પગ જ ભાંગી ગયા તેમ કહીએ તો ચાલે. કારણ... ? કારણ એ કે, ભાવિ સસરાને ત્યાં પગે ચાલતાં અથડાતાકુટાતા જવું તે મને ઉચિત લાગ્યું નહિ. અને તેથી મેં આ ધસારો ઓછો થાય ત્યાં સુધીમાં ચા પી ટાંગો ભાડે કરવાનો નિશ્ચય કર્યો.

ફરફર ટાંગાની હારમાં એક રૂમાલ જાણે જલદી આવવાનું આમંત્રણ આપતો હોય

જવાબમાં સરોજે હાસ્યથી ઓરડો ભરી દીધો અને મારી પાસે જ સોફા ઉપર બેસી ગઈ.

"અરે ધીરે" મેં નાક ઉપર આંગળી રાખી કહ્યું. અને ઇશારાથી કહ્યું કે અહીં એક ત્રીજી વ્યક્તિનું અસ્તિત્વ છે."

"તેનો વાંધો નહિ." સરોજ બેદરકારીપૂર્વક બોલી.

"સીગરેટ પીવાની રજા છે?" મેં પૂછ્યું.

"અરે બસ, એ જ કહેવા આવી હતી. આ સીગરેટમાં તે શું છે કે તમને તેની મોહિની લાગી છે!" સરોજ અણગમા સાથે બોલી.

"તમારે પણ જો જિંદગીના ચોવીશ વર્ષ એકલાં કાઢવાં પડયાં હોત તો તમે પણ પીતા થઈ ગયાં હોત." મેં જરા ગંભીર થઇ કહ્યું.

"છટ્! હું તો કદી પીઉં જ નહિ. અને હું આવીશ પછી તમને પીવા પણ દેવી નથી." સરોજે કહ્યું.

"ત્યારે તો તમે કહેશો તો પણ હું નહિ પીઉં." હું બોલ્યો.

"કારણ?" સરોજ બોલી.

"કારણ? કારણ કે મારું જીવન એકલવાયું નહિ રહ્યું હોય." મેં કહ્યું.

"ઠીક; ત્યારે ત્યાંસુધી ખૂબ પી લેજો!" સરોજ બોલી. "અરે, હાં, તમોને અહીં બધું પસંદ પડયું કે નહિ?"

"તે તો તમને ટ્રેઈનમાંથી ખબર છે. પછી પૂછવાનું શું?" મેં કહ્યું.

અને જવાબમાં તેણે મારો હાથ જરા દબાવ્યો. આંખમાંથી અમી વર્ષી રહ્યું હતું.

"સરોજ" હું બોલ્યો, "મારા મામૂલી ઘરમાં નોકર ચાકર વગેરે નહિ હોય હોં! જે અહીં તે બધું મારામાં અને તમારામાં સમજવું પડશે."

"તેની ફિકર નહિ. મને બધી ટેવ છે અને બધું કામ જાતે કરી શકું છું. અને ન આવડતું હોય તો પણ હવે તો જેમ તેમ કરી કરવું પડશે. કારણ કે બીજો ઉપાય નથી." સરોજ બોલી.

"હેં...એમ કેમ?" મેં જરા ભયથી કહ્યું.

"એમ...આમ" કહી તેણે મારા ગાલ ઉપર એક ઝીણી ચૂંટી લીધી અને હું બધું સમજી ગયો.

"ઠીક—જો એમજ છે તો હું કાલે જઈશ." મેં ગાલ પંપાળતાં કહ્યું.

"હા જાવ. અને પંદર દિવસ પછી વૈશાખ વદ પાંચમને દિવસે આવી જજો." સરોજ બોલી.

"અરે, ત્યારે તમોએ તો તિથિ પણ નક્કી કરી નાખી છે ને શું!" હું બોલ્યો.

"હા, બાપુજીને જલદી મદ્રાસ જવું છે." સરોજ બોલી.

આ અમારું રીહર્સલ એક ત્રીજી વ્યક્તિ પણ જોઈ રહી હતી. પણ અમને તેની બહુ પરવા ન હતી.

કોઈએ કમાડની સાંકળ ખખડાવી અને અમો બન્ને વિચારતંદ્રામાંથી જાગૃત થયાં. બીજે દિવસે હું સંપૂર્ણ પ્રસન્ન ચિત્તે મારે ગામ પાછો ફર્યો.

હું ને મારો મિત્ર રવીન્દ્ર અને અનુપમા બાંભી ત્રણે જણ ચોરીછૂપીથી વૈશાખ વદ પંચમીની રાહ જોઈએ છીએ. અને સરોજ પણ જોઈ રહી છે એમ આજનો તેનો પત્ર બોલી રહ્યો છે!

卐

# યુગધર્મ અને ધર્મશિક્ષણ

[ એક વ્યાખ્યાન ]

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

આપણા આજના શિષ્ટ પુરુષ એક મહાન અને સાચા દેશભક્ત છે અને આપણા દેશના એક અગ્રગણ્ય વિદ્વાન છે. પોતાના અભ્યાસકાળમાં પોતે એક તેજસ્વી બુદ્ધિના વિદ્યાર્થી હતા અને એમના વિદ્વાન માતામહની પાસે રહીને એમણે અનેક વિદ્યાઓમાં—ખાસ કરીને સંસ્કૃત વિદ્યામાં—ઘણા ઊંચા પ્રકારની પ્રવીણતા મેળવી છે. આપણા અમદાવાદમાં એમણે કૌમારનો થોડોક સમય ગાળ્યો છે એ જાણી તમે રાજી થશો. અલબત્ત, ત્યારપછી સાબરમતીનાં ઘણાં નીર વહી ગયાં છે, પરંતુ આજ પણ આ નગરનાં એમના કૌમાર અવસ્થાનાં સ્મરણો અવશ્ય ઉદ્દબુદ્ધ થતાં હશે. બૅરિસ્ટર થયા પછી મુંબાઈની હાઈકોર્ટમાં એઓશ્રીએ વકીલાત શરૂ કરી અને ભારે પ્રતિષ્ઠા મેળવી. થોડાંક વર્ષો પછી પોતે જાહેરજીવનમાં પડ્યા અને સ્વરાજ્ય પક્ષના આપણા પ્રાન્તના નેતા થયા. પછી પોતે વડીધારાસભાના સભ્ય થયા અને રાષ્ટ્રીય પક્ષના ડેપ્યુટી લીડર તરીકે થોડો સમય રહ્યા. રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાં પોતે ડેલિગેટ તરીકે લંડન ગયા. ૧૯૩૭માં ફેડરલ કોર્ટના જજ નીમાયા અને ૧૯૩૯ થી '૪૨ સુધી લંડન પ્રીવી કાઉન્સિલના સભ્ય તરીકે રહ્યા. આવી પરમ ઉજ્જ્વલ એમની કારકીર્દી છે.

પરંતુ દેશમાં શાન્તિ અને સમાધાન થાય એ માટે એમણે ભગીરથ પ્રયત્ન કર્યો છે. શ્રીયુત તેજ બહાદુર સપ્રુની સહાયતાથી ગાંધીજીને કારાવાસમાંથી મુક્ત કરાવવામાં પોતે સતત પરિશ્રમ સેવ્યો છે. પરંતુ એમના જીવનની એક અધિક ઉજ્જ્વલ હકીકત તો એ છે કે એઓશ્રી આપણો ધર્મ, આપણી સંસ્કૃતિ, આપણું તત્ત્વચિન્તન, આપણું સાહિત્ય અને આપણાં ધર્મશાસ્ત્રોના ઊંડા અભ્યાસી છે. આવા આપણા દેશના એક પ્રધાન પુરુષ અત્રે પધાર્યા છે એ આપણું સદ્ભાગ્ય છે. જયકર સાહેબ! આપનું અમારા શિક્ષક બન્ધુઓ અને વિદ્યાર્થી ભાઈબહેનો તરફથી હું પૂર્ણ ભાવથી સ્વાગત કરું છું. શ્રીયુત માવલંકર સાહેબની કૃપાથી આ બની શક્યું છે, તે માટે એમનો આપની સાથે ઉપકાર માનું છું.

આપે હમણાં જ દક્ષિણના એક નગરમાં આપના એક ભાષણમાં જણાવ્યું છે કે આ યુગ 'પુરુષવિશેષ'નો અર્થાત્ 'Superman'નો નથી પરંતુ 'પુરુષસામાન્ય'નો અર્થાત્ 'સામાન્ય મનુષ્ય'—'Common Man'નો છે. આપનું આ સૂત્ર અમને બહુ ગમ્યું છે. આ અમારો પણ પ્રિય સિદ્ધાન્ત છે. ગયા સૈકાના 'પુરુષ વીર'—'Superman'નો કાર્લાઈલનો આદર્શ આજ અર્થહીન જણાયો છે. આજ તો 'સામાન્ય મનુષ્ય'ની શોધ—Discovery of the Common Man—એ જ વીસમી સદીની સર્વોત્કૃષ્ટ શોધ છે. સામાન્ય મનુષ્યને શોધવો એટલે સર્વ મનુષ્યમાં જે સામાન્ય છે તેની શોધ કરવી અર્થાત્ મારા પાડોશીમાં મારી જાતની શોધ અને મારામાં મારા પાડોશીની શોધ એ છે. આ સામાન્ય શોધને લીધે જ એક બીજા પરસ્પર ચાહી શકે છે. આ શોધ પ્રત્યેક મનુષ્યે જાતે કરવાની છે. પરમાત્માનું જ્ઞાન અને સામાન્ય મનુષ્યનું જ્ઞાન એ બન્ને સામાન્ય તત્ત્વને લીધે એક બીજા સાથે નિકટ રીતે જોડાયેલા છે અને કેટલાક

તો કહે છે કે તે બંને એક છે. શ્રીકૃષ્ણ અને અર્જુનનો—નારાયણ અને નરનો—સખાભાવ અમને જાણીતો છે. મહાભારતના આરંભના શ્લોકનું સ્મરણ અમને આ સત્યદૃષ્ટિ આપે છે—नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्–એ ધીર ગંભીર વાણીનો રણકાર અમારા અંતરમાં ગુંજે છે. સામાન્ય મનુષ્ય—નર–જો ધારે તો કામ ક્રોધ લોભ આદિને વશ ન થતાં પોતાની જાતને બુદ્ધિ અનુસાર દોરી શકે છે. 'નર'નો ધાતુ ઉપરથી 'દોરનાર' એવો અર્થ થાય છે. જે પોતાની જાતને દોરી ગન્તવ્યસ્થાને લઈ જાય તે નર અને ગન્તવ્યસ્થાન તે નારાયણ. नराणां संमूहः नारम्। तस्य अयनम् નામ ગન્તવ્યસ્થાન તે નારાયણ. અમે નમ્રતાપૂર્વક માનીએ છીએ કે પ્રહ્લાદ યુગની આકાંક્ષા સિદ્ધ કરતાં પહેલાં અર્જુનયુગ–સામાન્ય મનુષ્યનો–નરનો–યુગ જરૂરનો છે. આપે આપના ભાષણમાં નિર્દેશેલો–Common Man એ જ–આ દુઃખી જગતનો તારક અને સાચો ઉદ્ધારક બનશે. આપણી કેળવણીને પણ એ જ લક્ષ્યસ્થાને આપણે લઈ જવી પડશે.

હવે આ શાળાની ઓળખાણ પણ મારે આપને થોડાક શબ્દોમાં આપવી જોઈએ. આ શાળાની અલ્પ વિશિષ્ટતા શી? ટૂંકામાં કહું તો Religion and patriotism–ધર્મ અને સ્વદેશપ્રેમ. અમે માનીએ છીએ કે ધર્મ અને સ્વદેશપ્રેમ એ બંને આવશ્યક સ્તંભો છે કે જેના ઉપર જ્ઞાનની કમાન બાંધીને કેળવણીની ઇમારત ચણી શકાય. આજે ધર્મ અને સ્વદેશભક્તિ બંનેની બૌદ્ધિક બાજુ–intellectual side–ઉપર અમે વિશેષ ભાર મૂકીએ છીએ. જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં અભ્યાસના વિષયોમાં અમે Indian point of viewથી સમજવા અને વિદ્યાર્થીઓને સમજાવવા વલણ રાખીએ છીએ. ધર્મશિક્ષણમાં અમે પહેલી પંદર મિનિટ પર્યંત પ્રાર્થના અને પ્રવચનથી શાળાના નિત્ય કાર્યનો આરંભ કરીએ છીએ. ધર્મના નિર્ણયો–Conclusions of Religion–કરતાં ધર્મવર્ણન અને ધર્મની ઐતિહાસિક દૃષ્ટિ ઉપર વિશેષ લક્ષ્ય આપીએ છીએ.

ધર્મશિક્ષણના સંબંધમાં અમે અમારી જાતને બે પ્રશ્નો પૂછીએ છીએઃ (૧) ધર્મશિક્ષણ શા માટે આપવું જોઈએ? અને (૨) એનું સ્વરૂપ કેવું હોવું જોઈએ?

પ્રથમ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે ધર્મ વિનાનો મનુષ્ય–એક કોટિપતિ મનુષ્ય–પણ સુંદર વસ્ત્રાલંકારથી વિભૂષિત પણ નાક વગરની નારી જેવો છે. અમારી ગુજરાતી ભાષામાં ભક્ત કવિ ભોજો કહે છે 'સોળે શણગાર સજે પરની સુંદરી પણ નાક વિના નારી શોભે નહિ.' ધર્મ એ મનુષ્યનું નાક છે અને એથી પણ આગળ જઈએ તો ધર્મ એ મનુષ્યનો પ્રાણ છે. આ સંબંધમાં રામાયણમાંથી હનુમાનજીનું દૃષ્ટાન્ત અમારી દૃષ્ટિ સમક્ષ જાગતું રાખીએ છીએ. રામચન્દ્રજીના રાજ્યારોહણ પ્રસંગે હનુમાનજીને મોતીની માળા ભેટ તરીકે આપવામાં આવી. હનુમાનજીએ પોતાના દાંત વડે પ્રત્યેક મોતી તોડીને તપાસ્યું પરંતુ એમાં રામની છબી નજરે પડી નહિ એટલે કાંકરા સમાન ગણી તોડી વછોડી ફેંકી દીધાં. જેના રોમે રોમે રામ નામની ધૂન રાતદિવસ લાગી છે, અને જ્ઞાન, વૈરાગ્ય અને બ્રહ્મચર્યથી પોતાના શરીર અને મન જેણે વજ્ર જેવાં દૃઢ કર્યાં છે એવા પુરુષને ધન સંપત્તિ આદિ મોહક પદાર્થો લોભાવી શકતા નથી. આવો પુરુષ–દીર્ઘ કાળથી દુઃખમાં ડૂબેલા જીવલોકને–અનેક કષ્ટોમાંથી ઉગારે છે અને ભવભૂતિ કહે છે તેમ वश्यवीर्यैणहर्तिनो

સર્વં च युञ्जन्ति च—એમ જગત ઉપર પરમ ઉપકાર કરી જાય છે. આમ ધર્મ એ કેળવણીનો અગત્યનો—બહુ અગત્યનો—ભાગ છે એમ અમે સમજીએ છીએ.

(૨) બીજું, ધર્મશિક્ષણનું સ્વરૂપ કેવું હોવું જોઈએ તે વિષે અમારી સમજણ બે શબ્દોમાં આપની સમક્ષ હું કહું. અમને જણાય છે કે ધર્મશિક્ષણે એવું સ્વરૂપ લેવું જોઈએ કે જેથી વિદ્યાર્થીઓ સદાચારી જીવન જીવતાં શીખે. આ માટે યોગ્ય ઉદાહરણો દ્વારા પ્રવચનો આપવાં જોઈએ અને શાળાની અંદર અને શાળાની બહાર એ સર્વ સદ્‌ગુણો ઉપર ભાર મૂકવો જોઈએ અને સાથે સાથે વિદ્યાર્થીઓ અને શિક્ષકો સાથે મળીને ભાગ લઈ શકે એવી સામાજિક જીવનવ્યવસ્થા ઉપર પણ ભાર મૂકવો જોઈએ. આ ઉપરાંત, ધાર્મિક લાગણીઓ કેળવવા માટે ભજન, કીર્તન અને કથાઓની પણ વખતોવખત વ્યવસ્થા કરવી જોઈએ. વળી ધાર્મિક ઉત્સવો પણ ઉત્સાહ અને હૃદયના સાચા ભાવથી અમારે ઉજવવા જોઈએ. આ સાથે ધર્મની બુદ્ધિવિષયક બાજુને અમારે બરાબર ખીલવવી જોઈએ.

પરંતુ નીતિના ઉપદેશો, આપણા દેવસમાન વીરોની કથાઓ, હિન્દુધર્મ ઉપરનાં પાઠ્ય પુસ્તકો એટલાથી જ ધર્મનું બૌદ્ધિક શિક્ષણ પૂરું થતું નથી એ પણ અમારાં લક્ષમાં છે. આ સર્વ તો એના વિશાળ પ્રદેશનો બહુ અલ્પ ભાગ છે. ખરેખર, તો અમારે ધર્મનું વાતાવરણ રચવું જોઈએ. શિક્ષણની સંસ્થા એ દેશના ધાર્મિક વિચારોનું ઉત્પત્તિસ્થાન હોવી જોઈએ, જો કે એક શાળા કે મહાશાળા કરતાં એ યુનિવર્સિટીનું વિશેષ કાર્ય છે. ઇંગ્લંડમાં ૧૯મી સદીના મહાન ધાર્મિક સંચલન (Religious movement)નો ઉદ્‌ભવ ઑક્સફર્ડમાંથી થયો હતો, અને એ દેશના સાહિત્યકારો, ધર્માચાર્યો, અને રાજતન્ત્રીઓ ઉપર એની અપાર અસર થઈ હતી એ સુવિદિત છે.

અમારી ખાતરી થઈ છે કે જે સત્યો ઉપર આ વિશ્વ ટકી રહ્યું છે તે અંતાપંતાનું અને જીવનમાં વણવાનું કાર્ય ધર્મનું છે; અને ધર્મના આન્તર અને બાહ્ય સ્વરૂપની સમજણ માટે એનો અભ્યાસ, એનું તત્ત્વચિન્તન અને એના શાસ્ત્રીય જ્ઞાનનું અધ્યયન (Study of Religious Science) જરૂરનાં છે.

ધર્મ એ જ જીવન છે અને એ માટે અખિલ મનુષ્ય (the whole man)નો વિકાસ એ માગે છે અને આપે નિરૂપેલો અર્જુન જેવો સામાન્ય મનુષ્ય એ જ એનો સાચો અધિકારી છે.

આ સર્વ માટે અમે સતત પ્રયત્નશીલ રહીએ છીએ અને એમાંનું થોડુંક કાર્યમાં ઉતારીએ છીએ. અલબત્ત, એની સફળતાનો મુખ્ય આધાર અમારા શિક્ષકોના 'આત્મશિક્ષણ'—અને આગળ વધીને કહું તો—અમારી 'આત્મસત્તા' ઉપર અવલંબે છે. પ્રભુ અમને અમારા આ કાર્યમાં સહાય આપો એવી અમારી ઊંડા હૃદયની પ્રાર્થના રહે છે.

ફરી આપનું અમારા સર્વ તરફથી આદરપૂર્વક સ્વાગત કરું છું અને અમારા કાર્યપ્રદેશ ઉપર પ્રકાશ નાંખતી આપના ઉપદેશની તેજસ્વી વાણી અમને સંભળાવવા વિનંતિ કરું છું. *

卐

* તા. ૩–૨–૪૫ના રોજ રાધનપુરવાળા સર્જન સરકાર ડૉ. એમ. આર. જયકર ન્યૂ એજ્યુકેશન હાઈસ્કૂલમાં પધાર્યા, તેમના સત્કાર પ્રસંગે આપેલું વ્યાખ્યાન.

# સુવાવડનો ડર

સરોજિની મહેતા

ઉપરના મથાળાવાળો લેખ 'પ્રસ્થાન'ના છેલ્લા અંકમાં શ્રી બાપાલાલ વૈદ્યનો લખેલો વાંચ્યો. શ્રી બાપાલાલભાઈ હંમેશ દરેક વૈદકીય પ્રશ્નનું ખૂબ બારીક નિરીક્ષણ કરે છે, તે પ્રમાણે આ લેખમાં પણ એમણે કર્યું છે. એમના લેખનો સારાંશ એ છે કે જો 'ટ્વાઈલાઈટ સ્લીપ' આપનારી દવાનો ઉપયોગ કરવામાં આવે તો પછી સુવાવડનો ડર રાખવાની જરૂર નથી. વૈદકીય દૃષ્ટિએ એ સાચું હશે. પણ આ સંબંધમાં બીજા ઘણા મુદ્દા વિચારવાના છે.

સુવાવડનો ડર સ્ત્રીઓમાં હોય છે તે માત્ર પ્રસૂતિ સમયના કષ્ટનો નહિ—જો કે એ કષ્ટનો અણુમાત્ર પણ ખ્યાલ પુરુષવર્ગને આવી શકે એમ જ નથી. એમાંના ઘણા તો ખેતરમાં બાળકને જન્મ આપી પછી તેને ટોપલામાં નાખી ઊંચકી જનારી સ્ત્રીઓના દાખલા જ આપ્યા કરશે! પણ સ્ત્રીઓને તો એ કષ્ટ ઉપરાંત અનેક યાતનાઓ સહન કરવાની છે. બાળકના જન્મ પહેલાંની શરીરની અસ્વસ્થ સ્થિતિ, બાળકને ઉછેરવામાં પડતો શ્રમ, ઉજાગરા, બાળકોના દાંત આવતા, ઓરી અછબડા, ઉંટાટિયો એ બધામાં માતાને પડતી તકલીફ, એ સર્વનું માપ કોણ કાઢે! અને આર્થિક સંકડામણની વાત તો ન કરવામાં જ લાભ છે.

પ્રસૂતિનું કષ્ટ 'ટ્વાઈલાઈટ સ્લીપ' જેવા ઉપાયથી ઓછું થાય તો પણ સ્ત્રીના શરીરને એ મોટો ઘસારો તો છે જ. ચાલુ અઠવાડિયામાં જ મારી ઓળખાણની બે સ્ત્રીઓ ઉપરાઉપરી બાળકોના જન્મથી ક્ષયરોગનો ભોગ થઈ મરણ પામી. બન્નેની આર્થિક સ્થિતિ સારી હતી. એટલે પુષ્ટિકારક ખોરાક કે ખુલ્લી હવાના અભાવે એ રોગ લાગુ પડ્યો નહોતો, અનેક સુવાવડોથી જ લાગુ પડ્યો હતો. ત્રીજી એક બાર બાળકની માતા એનીમિયાથી પીડાતી સોજા આવેલે શરીરે મરવાની આશાએ જીવે છે. આ બધાને 'ટ્વાઈલાઈટ સ્લીપ' શા કામની! એમને તો સુવાવડનો ડર જુદા સ્વરૂપમાં રહેવાનો જ.

એક બાળક હજુ નાનું, ધાવણું, હોય ત્યાં બીજા બાળકની તૈયારી થતાં સ્ત્રીને કેટલી શારીરિક અને માનસિક યાતનાઓ થાય છે, આર્થિક સંકડામણથી મન કેટલું મુંઝાઈ જાય છે તેનું થોડાં પાનાંમાં સચોટ વર્ણન વાંચવું હોય તો શ્રી મેઘાણીની 'મંઝા તને શું થાય છે'[1] એ વાર્તા દરેક વાચકને વાંચવાની હું ભલામણ કરું છું. ગર્ભપાતની દવા ખાધા પછી મંઝા જે શબ્દો ઉચ્ચારે છે તેમાં આ સમસ્ત પ્રશ્નનો સમાવેશ થાય છે: "ઓ પરભુ! ૭ મહિના પછી મારું શું થાત! તમારો ટુંકો પગાર—ચાર છોકરાં, આપણે બે જણ—એમાં ઈ આ પાંચમો જીવ ક્યાંથી ઉછેરત! ઓહો! મારી કેડના મણકા ખડી ગયા છે. હું હાડકાંનો માળખો બની રહી છું. મને મઈ સુવાવડે બે રૂપિયાનું ઘીયે પેટમાં રેડવા નહોતું મળ્યું. દસ દાડે મારે ખાટલો મેલવો પડેલો, ગાંસડો લૂગડાં ધોવા જવું પડ્યું'તું અરધી

[1] 'મેઘાણીની નવલિકાઓ' ખંડ બીજો.

આડે આવે. મારો દેહ કટકેકટકા થઈ ગયો'તો. એ સાટુ—તમારા સાટુ, અભાગીઆ નાના જીવને આ નરકમાંથી ઉગારવા સાટુ મારે આ કરવું પડ્યું."

આ વાર્તાનાયિકા પ્રસૂતિના કષ્ટ ( labourpain )નું તો નામ જ નથી દેતી. એને મનથી એણે ગણાવેલી બીજી વેદનાઓ એ વેદના કરતાં અનેક ગણી વધારે કરામણી છે. સુવાવડનો મુખ્ય ડર એમાં જ રહેલો છે.

અમેરિકાના કોઈ 'ફાર્મ' પર એકાદ સ્ત્રી ચૌદ બાળકની માતા બની આનંદી અને તંદુરસ્ત રહી હોય તેની કથા આપણાં પત્રો ખૂબ રસથી છાપી આધુનિક સ્ત્રી સામે ધરે છે. પણ આધુનિક હિંદી સ્ત્રીની આસપાસ જે સૃષ્ટિ પડી છે તેમાં તો દર કલાકે વીસ સ્ત્રીઓ પ્રસૂતિમાં મરણ પામે છે, એંશી નેવું ટકા બહેનો ગંદી, હૃદયહીન સોયાણીને હાથે પીંસાતા થાય છે, ઉપરાઉપરી બાળકોના જન્મથી માંદલી રહેતી કે મરણશરણ થતી સ્ત્રીઓ ચારે તરફ નજરે પડે છે. અમેરિકાની એકાદ અપવાદરૂપ સ્ત્રીના દાખલા છાપનારા આપણી સ્ત્રીઓની મૂંગી કથનીઓ તરફ ક્યારે ધ્યાન આપશે? જૂની થવા છતાં એ કથનીઓ હજી યે સંસારમાં ભજવાયે જાય છે.

# પુસ્તક—પરિચય

આલોચના:—લેખક : રામનારાયણ વિ. પાઠક, પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. ૧૯૪૪. કી. ૩-૮-૦. પૃ. ૧-૨૫૮.

આ ગ્રન્થમાં આપણા એક અગ્રગણ્ય વિવેચકના કેટલાક લેખોનો સંગ્રહ છે. એમાં કુલ ૨૩ લેખો છે, તેમાંથી ૧૫ તો જુદા જુદા ગ્રન્થોની સમાલોચના છે અને બાકીના લેખોમાં સાહિત્ય કે કલાના કોઈ પ્રશ્નની ચર્ચા છે. સાહિત્ય અને કલાના પ્રશ્નોની ચર્ચા કરતા લેખો, અહીં જે અપાયા છે તે, સંક્ષિપ્ત અને સૂચનાત્મક જ છે. આથી કરીને આ ગ્રન્થમાં સમાલોચના જ મુખ્ય છે, તેથી આનું નામ લેખકે 'આલોચના' રાખ્યું છે તે સાર્થક છે.

'પૂર્વાલાપ' અને 'કાન્તનાં બે નાટકો', ન્હાનાલાલની 'વિશ્વગીતા', મનઃસુખલાલ ઝવેરીનો 'ચંદ્રદૂત', કવિ બાલાશંકર કંથારિયાનાં કાવ્યો, 'કુમારસંભવ'નું ભાષાન્તર અને મૂળ સંસ્કૃત નવલિકા નાટક વગેરે ગ્રન્થોનાં અવલોકનો આમાં સંગ્રહાયાં છે. શ્રી પાઠકના આગળના સંગ્રહોની સરખામણીમાં અહીં છાપેલી સમાલોચનાઓ ઠીક ઠીક વિસ્તૃત અને અભ્યાસપૂર્ણ છે. આગળના ગ્રન્થોમાં છપાએલી ઘણી સમાલોચનાઓ ઊડતી નજર જેવી છે; તેની સરખામણીમાં અહીં છપાયેલી સમાલોચનાઓ, તે તે ગ્રન્થોના ઊંડા અભ્યાસ અને પરિશીલન પછી લખાએલી છે. આ સમાલોચનાઓમાં, પ્રા. પાઠકની વિવેચનશક્તિ, એના ઉત્તમ રૂપમાં, આપણી પાસે રજુ થાય છે. તેમાં યે, 'પૂર્વાલાપ'ની તેમની સમાલોચના, આપણી ભાષામાં આજસુધી થએલી કેટલીક સમાલોચનાઓમાંની એક ગણાય તેવી છે. ખરી રીતે, એમાં કાન્તની કાવ્યકલાનો સર્વગ્રાહી, ખૂબ વ્યાપક અને ઊંડો અભ્યાસ આપણી પાસે પહેલી જ વાર રજૂ થાય છે. અહીં એમનાં બધાં અવલોકનો વિશે લખી શકાય તેમ નથી, પણ અહીં સંગ્રહાએલાં એમનાં ગ્રન્થાવલોકનોથી એમના વિવેચક તરીકેનાં જે લક્ષણો તરી આવે છે તેમાંથી એકબેની નોંધ માત્ર લઈ શકાય તેમ છે.

આપણે ત્યાં વિવેચનાના સિદ્ધાન્તો હજી નિર્ણીત થયા નથી. સામાન્ય રીતે, અંગ્રેજી માસિકોમાં થતાં ગ્રન્થાવલોકનની પદ્ધતિએ જ આપણા વિદ્વાનો આવાં અવલોકનો કરતા રહ્યા છે. કોઈ કોઈ વિવેચકે સંસ્કૃત કાવ્યશાસ્ત્રના કોઈ કોઈ અંગનો વિનિયોગ અવલોકન પદ્ધતિમાં કર્યો છે, છતાં આપણું આજ સુધી અવલોકન પશ્ચિમની પદ્ધતિ ઉપર જ મંડાએલું રહ્યું છે. એ દૃષ્ટિએ, અહીં સંગ્રહાએલાં અવલોકનોમાં સંસ્કૃત કાવ્યશાસ્ત્રના કેટલાક સિદ્ધાન્તોનું વિનિયોજન થયું છે તે નોંધપાત્ર છે. ખાસ કરીને કાન્તનાં કાવ્યોનાં ભાવોદીપન અને ભાવોત્કર્ષની પરીક્ષામાં આ તત્ત્વ સ્પષ્ટ દેખાઈ આવે છે. પ્રા. પાઠક સંસ્કૃત સાહિત્યના અને કાવ્યશાસ્ત્રના અભ્યાસક છે તેથી આ તત્ત્વ તેમના જેવાને હાથે યોગ્ય રીતે જ યોજાયું છે. અલબત્ત, આપણા વિવેચનમાં, પૂર્વ અને પશ્ચિમની પદ્ધતિના નિયમોનો સમન્વય અને વિનિયોગ, યોગ્ય રીતે કેમ કરવો તે પ્રશ્ન તો હજી આપણે ઊકેલવાનો

બાકી જ છે.

કોઈ વખતે પ્રો. પાઠકનાં વિવેચનથી એવી અસર થઈ જાય છે કે એ સ્પષ્ટ મતદર્શન કરાવવાને બદલે પોતાના મતને વ્યંગ્ય રાખી દે છે. પણ આ ગ્રન્થમાં સંગ્રહાએલાં અવલોકનોમાં એમનાં સત્યાન્વેષણ અને સ્પષ્ટ વક્તૃત્વના ગુણો સ્પષ્ટપણે તરી આવે છે. ન્હાનાલાલ, બાલાશંકર જેવા લબ્ધ પ્રતિષ્ઠોની કૃતિઓના દોષો બતાવવામાં એમણે જરાય ઢાંકપીછોડો કર્યો નથી. આ નાની નોંધમાં આ પુસ્તકને કોઈ રીતે ન્યાય આપી શકાય તેમ નથી, તો પણ એટલું તો નોંધવું જ જોઈએ કે સત્યાન્વેષણ, સ્પષ્ટવક્તૃત્વ વગેરે ગુણોની સાથે બહુશ્રુતતા, ઊંડું અને વ્યાપક ચિન્તન, તુલનાત્મક દૃષ્ટિ અને સ્વપર ભાષાસાહિત્યોનું ગાઢ પરિશીલન વગેરે ગુણો પણ ભારોભાર આમાં હાજર છે. પ્રો. પાઠક એમના આ ગુણોને લીધે આપણા ગણ્યાગાંઠ્યા અગ્રગણ્ય વિવેચકોમાં પણ ઊંચા પંક્તિએ આવે તેમ છે, એમની શૈલી વ્યાખ્યાનશૈલીને, સામાન્ય રીતે અનુસરે છે અને જેને હું પ્રત્યક્ષ કથનશૈલી કહું છું તેવી છે. આવી તેમની શૈલીથી, વ્યુત્પન્ન વિચાર અને ચર્ચા પણ સરળ બની જાય છે. આવું પુસ્તક સર્વથા આવકાર્ય હોય જ.

ડોલરરાય માંકડ



**આફ્રિકાના ગ્રાહકોને**

પરદેશના ગ્રાહકોને વી. પી. થતાં નથી. તેથી તેમને જણાવવાનું કે તેઓએ પોતાનું લવાજમ મ. ઓ.થી યા તો પોસ્ટલ ઓર્ડરથી મોકલી આપવું. (પોસ્ટલ ઓર્ડર ક્રોસ કરવા નહિ.) કારતકથી નવું વર્ષ શરૂ થયું છે એટલે આ નવા વર્ષના સાત મહીના વીતી ગયા છે તો હવે આ ચાલુ વર્ષના, અને જો પાછલું લવાજમ હજી બાકી હોય તો તે પણ, બનતી ત્વરાએ મોકલી આપશોજી.

—વ્યવસ્થાપક

'પ્રસ્થાન' દર મહીનાની ૧લી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂ. ૫; પરદેશના રૂ. ૭–૮–૦; છૂટક નકલ ૦–૮–૦

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૦ જેઠ : ૨૦૦૧ અંક ૨


## વિજય


ઉમાશંકર જોષી


પધાર શિવ! આવ, ખૂબ લઈએ જ ઓવારણાં,
ને આ અવસરે રૂઠે થવું ઘટે અરે વામણાં.—
'પધાર! યશમૂર્તિ હે વિજય! કેંક તો છે રહી
મતા! વિ..જ..ય..' થોથરાઈ જરી જીભ થંભી ગઈ.
અને અવશ ઊપડી: 'રુધિર જન્મવામાં જ તેં
વહાવ્યું અહ કેટલું! ઉદર દુધમ્હાને ય તે
સુખે રુધિર પી અધીન અતિદીન આર્યાં સગી
પ્રજા કબંધનાં! પણે કૃપણ તારી છાયા નમી,
—પરાજય જ એ! હવે અસિની ધાર તું ધૈર્ય કે
ગણે કલિતમાત્રને? અગર ન્યાય ન્હોતી તકે
ત્રણે ય સમતાણુ માત લવ—રે ન, સાડા ત્રણે —
મળી ચિબુક મ્હારું મ્હારું કરી તોળશે, રે! તને
કરી જ ટુકડા?'
વદે વિજય: 'હું ય તે કે કહું—
હતે વદવું તારું કેવું, કદિ હોત આવ્યો ન હું?'

૧૪ મે, ૧૯૪૫

卐

# પૂર્ણયોગનું તાત્પર્ય

મૂળ લેખક : શ્રી નલિનીકાન્ત ગુપ્ત
અનુવાદક : જયંતીલાલ આચાર્ય

[ ગતાંકથી ચાલુ ]

૯

## પૂર્ણયોગની કાર્યપ્રણાલી

આપણી પરા પ્રકૃતિ જ્યારે અપરા પ્રકૃતિ પર અખંડભાવે પોતાનું આધિપત્ય જમાવે છે, આપણા પ્રાકૃત સ્વભાવમાં જ્યારે ભાગવત સ્વભાવનું અવતરણ થાય છે, ત્યારે તે જે ભાવે જે રીતે કાર્ય કરે છે તેનાં ત્રણ લક્ષણ આપણે જોઈ શકીએ છીએ. પ્રથમ તો એ કે ત્યાં નક્કી થયેલો કોઈ અતૂટ નિયમ કે પરંપરા જણાતાં નથી. બીજી બધી યોગની પ્રણાલિકાઓમાં ચોક્કસ કાયદા છે, તેમાં સાધક પોતાને તેને અનુકૂળ રાખીને આગળ ધપે છે. પરંતુ પૂર્ણયોગનો સાધક મુક્ત રીતે આગળ વધી શકે છે. પૂર્ણયોગમાં સાધનાની શક્તિ વિક્ષિપ્તભાવે કાર્ય કરે છે, કોઈ વિશેષ વિધાનમાં તે સમાપ્ત થઈ જતી નથી. આમ છતાં તે શક્તિ ઉત્તરોત્તર વધે છે, પોતાનો ઉદ્દેશ નિગૂઢભાવે ચરિતાર્થ કરતી ચાલે છે. સાધકની વ્યક્તિગત પ્રકૃતિમાં જે ઉપકરણો શુદ્ધિ તેમજ સિદ્ધિનાં સહાયક અથવા તો અંતરાય રૂપે હોય છે તે અનુસાર શક્તિ નિયમિત કાર્ય કરે છે. બીજા કોઈ યોગના સાધકને એક જ માર્ગે એક જ રીતે સીધા આગળ ધપવાનું હોય છે. પૂર્ણયોગનો સાધક પોતાના અંતઃસ્થિત નિગૂઢ પ્રયોજનને વશ થઈને ચારે બાજુ ફરતો, એક બૃહદ વિસ્તાર દ્વારા પોતાની સમસ્ત પ્રકૃતિને પૂરતો અવકાશ આપતો, આગળ વધે છે. પૂર્ણયોગના દરેક સાધકનો નિરનિરાળો માર્ગ છે, તે પોતાના સ્વભાવના પ્રયોજન પ્રમાણે પોતાની સાધનાની રીત ખડી કરે છે. પરંતુ આથી કોઈ સર્વસામાન્ય ધર્મ નથી તેમ માનવાનું નથી. કોઈ પણ કઠિન સાંકડી પદ્ધતિ બાંધ્યા વગર પણ આપણે પૂર્ણયોગની એક કાર્યપ્રણાલી, એક શાસ્ત્ર રચી શકીએ. પ્રકૃતિની કાર્યપ્રણાલીમાં એક જાતની મુક્ત સ્વચ્છંદ ગતિ જણાય છે. તેમાં ક્યાંય યાંત્રિકભાવની કોઈ અંધ ગતાનુગતિકતા, પદ્ધતિની અનિવાર્યતા નથી. અને આમ છતાં ય તેમાં એક પ્રકારનો ધર્મ,—એક ઉદાર સૂક્ષ્મ ધર્મ, અર્થાત્ સ્વાતંત્ર્ય કે સ્વૈરાચારને આવરી લેતો—પ્રાણનો ધર્મ જોવામાં આવે છે. પૂર્ણયોગમાં આ પ્રાણના ધર્મની લીલા જણાય છે.

બીજું એ કે પૂર્ણયોગની કાર્યપ્રણાલી પૂર્ણ અખંડ છે, સાધકની સમગ્ર પ્રકૃતિને આવરી લેનારી છે. આપણા સમસ્ત અતીતની પરિણતિ રૂપે આપણે વર્તમાનમાં જે પ્રકૃતિના આધાર થયા છીએ તેનું કોઈ પણ જરૂરી ઉપકરણ છોડી દેવાનું નથી. બધાં ઉપકરણો કેવળ પરિવર્તન પામીને ભાગવત સત્તામાં ભર્યાં ભર્યાં થઈ રહેશે. આપણામાંની દરેક વસ્તુને એક મહાશિલ્પી પોતાને હાથે ઘડી રહ્યો છે. વર્તમાન કાળમાં અત્યંત અસ્પષ્ટ ભાવે જે વસ્તુને તે પ્રગટ કરવા ચાહે છે તેની જ્વલંત મૂર્તિ કરીને તેને ઘડે છે. આપણી ઉપલબ્ધિ, આપણી દૃષ્ટિ જેમ જેમ વધુ ઊઘડતી જશે તેમ તેમ આપણે સમજતા જઈશું કે

આપણી નિરન્તર પ્રકૃતિ તેમજ આપણા રોજબરોજના જીવનનો કશો આધાર કર્યા કર્યા ઉપકરણોથી બનાવેલ છે. આ આધારમાં ભલે ને બધું ય ક્ષુદ્ર, તુચ્છ હોય, કે વિકૃત જણાય પરંતુ તે સર્વેમાં નિગૂઢભાવે એક સત્ય—એક સત—જણાશે, જેનાં સ્થાન અને કર્મ દિવ્ય ભાગવત પ્રકૃતિના મહાસામંજસ્યમાં યથાનિર્દિષ્ટ થયાં હશે. માનવપ્રકૃતિના બધાય ઘરની, તેના આધારના પ્રત્યેક અંગની સાથે એક સત્ય આત્મા, એક સત્ય ધર્મ, એક સત્ય કર્મ સંકળાયેલાં છે. આ બધાનો વિકાસ સાધીને, તેમને જાગ્રતભાવે પ્રતિષ્ઠિત કરીને પૂર્ણયોગ ભગવાનની પૂર્ણતા સ્થાપવા મથે છે.

બીજું એ કે આપણા અંતરમાં રહેલી ભાગવત શક્તિને, આપણા સમગ્ર જીવનને પૂર્ણયોગ કામમાં લગાડે છે. આપણી દરેક સમજણ, બાહ્ય જગતની સાથેનો આપણો દરેક સંબંધ, પછી તે ભલેને ગમે તેટલાં તુચ્છ કે સાવ નુકસાનકારક હોય—પરંતુ એ બધાને તે યોગ્ય વલણ આપે છે. અન્તરની દરેક અનુભૂતિ. દરેક મર્મભેદી યાતના, સાધનાને માર્ગે થતાં સ્ખલનો,—એ બધાંય આપણાં સહાયક બને છે, આપણને સિદ્ધિની દિશામાં લઈ જાય છે. આપણી આંખો ખુલી જાય છે અને આપણે હૃદયંગમ કરી શકીએ છીએ કે ભગવાન જગતમાં જે રીતે કાર્ય કરી રહ્યા છે તે જ રીતે આપણા અંતરમાં પણ અંતર્યામી રૂપે બેઠા બેઠા રહ્યા છે. અંધકારમાંથી ધીરે ધીરે પ્રકાશ પ્રગટતો જાય છે, દુર્બલ કે પતિતમાં પણ શક્તિનાં કે અભ્યુત્થાનનાં બીજ રોપાતાં જાય છે, જે કાંઈ દુઃખદાયક કે કષ્ટકર જણાતું હોય તે આનંદનું મૂળ બનતું જાય છે. પ્રાકૃત જગતમાં જે જોઈએ છીએ તે જ આધ્યાત્મિક જગતમાં પણ વરતાય છે,—તે એક જ લીલાનો વિસ્તાર. પરંતુ પ્રાકૃત જગતમાં શક્તિ ધીરે ધીરે અજ્ઞાનને વશ થઈને કાર્ય કરે છે, અને આધ્યાત્મિક જગતમાં શક્તિ જાગ્રત ચેતનામય રૂપે જલદી કાર્ય કરે છે, કારણ કે યંત્રે પોતાના યંત્રી પ્રભુને ઓળખ્યા છે, સ્વીકાર્યા છે.

આખું વિશ્વજીવન જ પ્રકૃતિનો એક યોગ છે. પ્રકૃતિનો પ્રયાસ પોતામાં નિગૂઢ રહેલા ભગવાનનો આવિર્ભાવ કરવાનો છે. જ્યારે વિશ્વપ્રકૃતિનો આપમેળે આ પ્રયાસ માનવમાં સચેત આત્મજ્ઞાનથી ભરપૂર થઈ જાય, જ્યારે પોતાના ઉદ્દેશને બરાબર પાર પાડવાનું સામર્થ્ય તેનામાં જન્મે, ત્યારે જ આપણે પ્રાકૃતિક અવસ્થામાંથી આધ્યાત્મિક અવસ્થામાં ઉન્નીત થઈ શકીએ અને ત્યારે જ પ્રાકૃતિક શક્તિને સ્થાને યોગશક્તિ જાગે. પ્રકૃતિમાં જે શક્તિ વિક્ષિપ્ત અંગહીન સ્તિમિતપ્રવાહ છતાં સર્વવ્યાપી છે તેને જ પૂર્ણયોગશક્તિ સંહત સુવ્યવસ્થિત સત્વરથી કરે છે.

૪

પૂર્ણયોગનું ફળ

પૂર્ણયોગની કાર્યપ્રણાલી જેવી પૂર્ણ અને અખંડ છે, તેવું તેનું ફળ પણ પૂર્ણ અને અખંડ છે.

પહેલી છે ભાગવત સત્તાની પૂર્ણ અખંડ ઉપલબ્ધિ ભગવાનને આપણે પૂર્ણરૂપે પામીએ છીએ, એટલે કે માત્ર તેમનું ભેદહીન અદ્વિતીય એકત્વ જ નહિ, પરંતુ સાથે સાથે તેમનું પાર વગરનું રૂપવૈચિત્ર્ય પણ અનુભવીએ છીએ. આ પ્રમાણે જે એકત્વ આત્મામાં

છે તે જ નહિ પરંતુ કર્મોમાં, સૃષ્ટિના સઘળા જીવનનાં જૂજવાં રૂપોમાં રહેલી જે એકતા છે તે પામીએ છીએ.

બીજી છે પૂર્ણ અખંડ મુક્તિ. આ મુક્તિ માત્ર સાયુજ્ય મુક્તિ નથી, કારણ કે સાયુજ્ય મુક્તિમાં આત્માની વ્યક્તિગત સત્તા ભેદજ્ઞાન તેમજ દેહબોધમાં પણ ભાગવત સત્તાનો સ્પર્શ કરે છે. આ મુક્તિ માત્ર સાલોક્ય મુક્તિ પણ નથી, કારણ કે સાલોક્ય મુક્તિમાં આપણી ચેતના ભાગવત લોકમાં જાગ્રત રહે છે. પરંતુ પૂર્ણયોગ આ ઉપરાંત સાધર્મ્ય મુક્તિ દે છે, એટલે કે આપણો અને ભગવાનનો એક જ ધર્મ રહે છે, આપણા આધારનો નીચલી કોટિનો થર ભાગવત સત્તાથી, ભાગવત પ્રેરણાથી પ્રેરાય છે. ભગવાન પોતે જ માનવી રૂપ ધારણ કરે છે.

આ પ્રમાણે અખંડ ઉપલબ્ધિ અને અખંડ મુક્તિનું ફળ છે જ્ઞાન, પ્રેમ અને કર્મનું પૂર્ણ સામંજસ્ય. હવે અહંનું જ્ઞાન વિલુપ્ત થઈ ગયું હોય છે, ચેતના સર્વેમાં તેમજ સર્વથી અતીત જે કાંઈ છે તેની સાથે એકાકાર થઈ ગઈ હોય છે. અને આમ આ ચેતના, આ જ્ઞાન જ્યારે ખંડિત રહેતાં નથી ત્યારે આપોઆપ જેમ કૈવલ્યનો આનંદ ભોગવીએ છીએ તેમ વિવિધતાનો રસ પણ લૂંટીએ છીએ. આપણી સત્તાના નિગૂઢ સર્વોચ્ચ સ્થાનમાં પ્રેમમયની સાથે યુક્ત થઈને આ જગતના અનેકવિધ સંબંધોમાં પ્રેમાનંદનું આસન જમાવી શકીએ છીએ. આ રીતે જ્યારે આપણે જગતને તેમજ સમસ્ત જીવનને ભેટી શકીએ, ત્યારે આપણા અંતરાત્મામાં એવી એક ઉદાર મુક્તિ મેળવીએ જે મુક્તિ જગતથી દૂર થવા પર નિર્ભર નથી, પણ જગતમાં સરસા રહેવામાં સમાયેલી છે, ત્યારે તો આપણા દેહમાં મનમાં ભાગવતપ્રેરણાનો પ્રવાહ વહેવા માંડે, આપણા દ્વારા જગતમાં ભાગવત કર્મો જ સંપન્ન થાય.

વળી ભાગવત જીવનમાં શુદ્ધિ, મુક્તિ અને સિદ્ધિ અનુભવાય છે. અખંડ શુદ્ધિ એક બાજુથી ભાગવત સત્તાને આપણી સત્તામાં પરિણત કરે છે, અને બીજી બાજુથી આપણા કર્મજીવનમાં સત્યધર્મ સત્યકર્મ—ઋત—ને વિકસાવે છે. જે જટિલ અંગોપાંગથી આપણો આધાર ઘડાયો છે, તે જ્યાં સુધી શુદ્ધ ના થાય ત્યાં સુધી પૂર્ણ મુક્તિ સંભવે નહિ. જ્યારે આ શુદ્ધિ થાય છે, ત્યારે આપણે પૂર્ણ મુક્તિ પામીએ છીએ, એટલે કે જગતથી અતીત જે આનંદઘન છે તેના ઉપભોગની સાથે સાથે જગતના સર્વે રસભોગને તે આનંદસ્વરૂપના પ્રતીકરૂપે કે વિગ્રહરૂપે ભોગવીએ છીએ. આધાર શુદ્ધ થતાં, તેને થરે થરે ભાગવત આનંદ પ્રગટતાં, માનવ માનવધર્માવલંબી ભગવાન બની જાય છે. આ થઈ સિદ્ધિ. ભગવાન માનવની પ્રકૃતિમાં આવિર્ભાવ પામે છે: તેની સત્તામાં, પ્રેમમાં, આનંદમાં, જ્ઞાનમાં, કર્મમાં જે ઈશ્વર એકી સાથે એક અને બહુ, જ્ઞાન અને શક્તિ, સત અને તપઃ છે, તે પ્રગટે છે. માનવ, માનવ નહિ પૂર્ણ થાય છે, સાર્થક થાય છે, કોઈ અંશને, કોઈ અંગને બાતલ કરીને નહિ પરંતુ બધાંયને ભેટીને માનવ પોતાની અખંડ સમગ્રતામાં મહીયાન બને છે.

વળી સિદ્ધિની બે પ્રચલિત દિશાઓ છે: મનની સિદ્ધિ અને શરીરની સિદ્ધિ. પૂર્ણયોગમાં રાજયોગ અને હઠયોગનાં ફળનો પણ સમાવેશ થાય છે. તે ઉપરાંત તેમાં મનની

તેમજ શરીરની પૂર્ણ સિદ્ધિ થાય છે, એટલે કે તેમનામાં તેમનો નિગૂઢ આધ્યાત્મિક ધર્મ પ્રગટે છે. મન માટે મન કે શરીર માટે શરીર નથી; મન અને શરીર આત્માને માટે, ભગવાનને માટે છે. આપણે પ્રાકૃતિક જગતમાં જે ત્રણ થર—સ્થૂલ જગત, માનસિક જગત અને આધ્યાત્મિક જગત—નો વિકાસ જોઈએ છીએ, તે બધાંમાં પૂર્ણયોગ સામંજસ્ય આણે છે. સ્થૂલ જગત છે પ્રતિષ્ઠા, અર્થાત આધારભૂમિ, માનસિક જગત છે કરણ, અર્થાત યંત્ર કે પ્રણાલી અને આધ્યાત્મિક જગત છે મૂળ, અર્થાત આદર્શ કે સાધ્ય. આ આદર્શને પેલા અંતઃકરણ દ્વારા સ્થૂલ જગતમાં સ્થાપવો જોઈશે. આ રીતે પૂર્ણયોગ જગતમાં રહીને જગતનાં કાર્યોમાં લિપ્ત થઈને જગતથી અતીત અધ્યાત્મ સત્તાને મૂર્તિમંત કરે છે.

આ પૂર્ણતા કે અખંડતા વિશ્વમાનવને માટે છે. જો તે વ્યક્તિમાં જકડાઈ રહે તો તે ખરી પૂર્ણતા ન કહેવાય. જ્યારે આપણે પૂર્ણ ભગવાનને પામ્યા, જ્યારે તે ભગવાનને જેમ અંતરમાં તેમ બહાર, જેમ પોતામાં તેમ સઘળામાં ચીન્યા, ત્યારે પોતાની પૂર્ણતા કે સિદ્ધિ બધાંમની પૂર્ણતા કે સિદ્ધિ દ્વારા જ સંભવે, વ્યક્તિએ જે અમરતા મેળવી છે તેના ભાગને અધિકારી કરી શકાય ત્યારે તે સાચી ગણાય. આપણી વ્યક્તિગત સિદ્ધિનું લક્ષ્ય વિશ્વમાનવની સિદ્ધિ છે. આ થયો પૂર્ણયોગ.[1]

[1] મૂળ લેખકના 'પૂર્ણયોગ' નામના બંગાળી ગ્રંથમાંથી સંપાદિત.



## વધતાં અંતર

નાથાલાલ દવે

મેં એને નિરખી પ્રસન્ન નજરે, ચાલી જતી દર્પથી,
ગાંઠીને ડગ, દીપ્તિમંત નયનો, બુદ્ધિપ્રભા ઓપતી
એને ભાલ, નહિ ઉદાર વિધિએ રાખી કમીના કશી;
આપ્યું રૂપ, યુવા અને ઉછળતી અંગાંગમાં જીંદગી.

મેં એને નિરખી સકંપ હૃદયે, નિઃશંક ચાલી જતી;
એના શ્યામ કલાપમાં કુસુમની ન્યારી ગુલાબી છટા;
સાડી રંગીનના સુરમ્ય સળ શા સોત્કંપ હિંદોળતા
વાયુમાં, નિરખી રહ્યો હું રમણી લાવણ્યના પુંજ શી.

મેં એને નિરખી સતૃષ્ણ નયને, ને ત્યાં મને સાંભરી
મારાં જીવનની તમામ ઉણપોની અશ્રુઓની કથા;
હું નિર્ગૌરવ ને અતૃપ્ત ભમતો હૈયે ભરીને વ્યથાઃ
વીતે વર્ષ, ઘસાય કાય, ઉરનાં સ્વપ્નો ય જાતાં સરી.

ને નિસ્તેજ મુખે ધરી કર, રહું ઊંડું વિમાસી મને,
રે શાં અંતર ! દોડ વ્યર્થ ! કદી શું પામીશ સૌન્દર્યને ?



# દરેઝૂક

ઉલેરકુમાર ભટ્ટ એમ. એ.

૧૯૩૨ની વાત છે. રવિવાર હતો. હું મારી ખોલીમાં આરામખુરશીમાં પડ્યો પડ્યો સીગરેટ ફૂંકી રહ્યો હતો. બપોર નમતા હતા. કોણ જાણે ક્યાં યે ફરવા આખી દુનિયા નીકળી પડી હતી. રસ્તે જનારનાં પગલાંમાં અસંતોષ અને અન્વેષણની તીવ્રતા જણાતી હતી. મનુષ્ય હમેશાં સુખાન્વેષી હોય છે. એ અન્વેષણને અંતે સુખ જ હોય છે એવું નથી હોતું; પણ ખરું દુઃખ હોય છે. છતાં, આશાવાદી મનુષ્ય, સુખ ન મળે તો સુખાભાસ તો મળશે—એની શોધ ચલાવ્યા જ કરે છે. બદલાતી પળોની ઝડપથી તેને સુખની વ્યાખ્યા બદલવી પડે છે. આજે હું પણ એ જ શોધમાં ઘેર જ રહેવાનો નિશ્ચય કરી બેઠેલો. મારે માટે મારું આ કુમારભવન અતિ સુખદ હતું. એ ખાનગીના સંતોષથી ભરી મેં બીજી સીગરેટ સળગાવી ત્યાં બારણે ત્રણ ટકોરા પડ્યા. મેં કહ્યું: "આવો." કોણ હશે તેની કલ્પના પણ કરવા જેટલી મારે તસ્દી લેવી નહોતી—દરેઝૂકના સુવર્ણ ધૂમનો પ્રતાપ!

"આવ યાર, આમ પડી શાનો રહે છે? ચાલ તારા પેલા સાક્ષરની ભાષામાં કહું તો—'ફૂલની વાડીની મોજમાં—' 'પેલા દુનિયાના રાગમાં—'" કહેતો બાબુ અંદર આવ્યો. તે મારો દિલોજાન દોસ્ત હતો. અને હતો પણ બહુ-આનંદી. એટલો બધો આનંદી હતો કે મને તેની બીક લાગતી. સાધારણ રીતે અમારી મંડળીમાં હું ઠીક આનંદી મનાઉં છું. અને મારા એટલા આનંદી હોવાના કારણમાં એક એ છે કે હું પરણ્યો નથી; ને મારી ફેવરીટ સીગરેટ 'દરેઝૂક' મળી રહે છે—ઠીક જથ્થામાં. બાબુને ઠીક જથ્થામાં 'દરેઝૂક' મળવા ઉપરાંત અતિ સુંદર પત્ની મળી હતી. અને મારા ખ્યાલ પ્રમાણે તે સારી રીતે સુખી હતો. હું તેને ત્યાં કોઈ કોઈવાર જતો આવતો. હું જઉં ત્યારે રમા "આવો" કહેતી; કૉફી પીધા વગર મને જવા જ ન દેતી.. અને દરેઝૂક તેની હાજરીમાં પીવાની છૂટ આપતી. એકંદરે તે સરસ હતી. બન્ને વચ્ચે ગાઢ પ્રેમ હતો. અને ચાર ચાર વર્ષ લગ્નને થયાં છતાં નવા પ્રેમનો ઉભરો હજી શાંત નહોતો થયો. બાબુની પેન્સિલ રમાનાં સૌંદર્યપૂર્ણ ચહેરાના 'સ્કેચ' કાઢ્યા જ કરતી. અને બાબુની ગેરહાજરીમાં રમાની વાતનો મુખ્ય વિષય "તમારા ભાઈ" સિવાય બીજો નહોતો. રવિવારે તો બન્ને જુદાં જ ન પડતાં...

સીગરેટની રાખ ખંખેરી ચપટી વગાડી હું બોલ્યો: "દુનિયાનો રાગ નહિ પણ પૃથ્વી છંદ; અને આજ સૌંદર્યમૂર્તિને છોડી આ બાજુ ક્યાંથી? હું વાડીખેતરમાં ફરવા જતો નથી, ને કવિઓની વાડીમાં તો નહિ જ—એ ખબર છે ને?"

"તો ફિલ્મ જોવા ચાલ"—બાબુ પાસે નવો પ્રોગ્રામ તૈયાર જ હતો.

—ને મારી સામે જાણે હજારો વીઘાં હરિયાળી જમીન ખડી થઈ ગઈ. સેંકડો માણસો સાથે એક જ સ્થળે બેસીને એક જ પ્રકારની લાગણી અનુભવવી એ કેટલું સરસ! થોડીવાર પહેલાંનો જ ઊંચા ક્લાસનો અહંતાભર્યો આડંબર-snobbery-એક બીજાથી વધુ ચમકતાં, વધુ પૈસાદાર, વધુ સુંદર દેખાવાનો લોભ, અને પારિણામિક ઝનૂનભરી હરીફાઈ;—

એ માનવના અભિમાનનો સિન્નો–ઝહેર–એ બધું જ ભૂલી જઈ, Come out and come under the moon કે I am here but where are you ?ના આનંદપૂર્ણ કરુણ સંગીતમાં ડુબી જાય છે ! તિરસ્કારનું પાત્ર બનેલા પાત્રોના છવરાઓ ખીસામાંથી પૈસાની આપનારી આછુંદરો બીડી કાઢી સળગાવે છે અને એક નિશ્વાસ નાખે છે ત્યારે માનવતા સિવાય એ સ્થળે બીજું કશું જ રહેતું નથી ! ખરે, ફોરટીઓનિરાર્ગનાં બધાં જ પાત્રો થિયેટરમાં નહિ હોય ! મેં કહ્યું: "ક્યાં જઈશું ?" જવાબ મળ્યો: "ચાલ તો ખરો."

વરસાદ પડવા લાગ્યો હતો. મેં કપડાં પહેર્યાં. બાબુએ તદ્દન ગુજરાતી જ કપડાં પહેરેલાં: રેઈનકોટ હતો, ને ટોપી નહોતી એટલો જ ફેર. મેં 'સુટ' ચડાવ્યો ને માથે સોફટ ફેલ્ટ હેટ મૂકી. ગાલ્સવર્ધી વાંચ્યા પછી સોમ્સની પ્રેફ્લ્ટ મને બહુ ગમેલી. રૂમને તાળું માર્યું અને અમે ઊપડયા. બાબુએ તેના બટન વગરના કોટ ઉપર પટ્ટો ભીડયો; મેં મારી હેટ સ્હેજ વધુ ત્રાંસી ને આંખ બાજુ નમતી કરી. વરસાદ જોરમાં પડવા લાગ્યો હતો.

અમારું પ્રિય થિયેટર પાસે. એમાં 'Rip Tide' નામનું ચિત્ર હતું. એક સ્ત્રી એક પુરુષના પ્રેમમાં પડે; તેને પરણે; લાંબો વખત એવી સ્થિતિમાં રહી પછી કોઈ અન્યના પ્રેમમાં પડે, મૂળ પ્રેમીને છોડવાની તૈયારીમાં હોય, ત્યાં કોઈ અદષ્ટ બળે રોકાઈ જાય. ને આમ બન્ને જણ અત્યંત દુઃખમાંથી પસાર થઈને છેવટે સુખી થાય;–આવી વાત હતી. નાયિકા નોરમા શેરર હતી એટલે મને બહુ જ ગમી. બહુ જ ઓછા દેખીતા પ્રયત્નથી આ નટી જીવનનું અતિ ગંભીર કારુણ્ય તાદૃશ્ય કરી શકે છે.

આખી ફિલ્મ દરમ્યાન બાબુ કંઈ જ બોલ્યો ન હતો. ને તે મારે માટે ઘણી મોટી નવાઈ હતી. ગમે તેવી ફિલ્મ હોય તો યે બાબુ બોલ્યા વગર ન જ રહે. આજે એક પછી એક એમ દરેક સિગરેટ પીધા જ કરતો હતો. સીટમાં હાલતો ચાલતો પણ નહોતો. વીમેરો મંગાવ્યો ત્યારે પણ એક સાથે ખલાસ કરેલો. મને ચટપટી થવા લાગી. ફેર કંઈક થયું તો નહિ હોય ને ! 'શો'ની ટિકિટ લેતી વખતે મારા પૂછેલા "રમા શું કરે છે ?" એ પ્રશ્નના જવાબમાં કહેલું કે "કોઈ ફ્રેન્ડના શોમાં જવાની છે."–બન્નેના પ્રેમામ જુદા થાય તેમાં તેણે કદિ વાંધો બતાવ્યો નહોતો. પણ આજે તેનું સમસ્ત વાતાવરણ તંગ લાગતું હતું.

રેઈનકોટના કોલરો ઊંચા કરી અમે બહાર નીકળ્યા. તેણે હજી એક હરફ પણ ઉચ્ચાર્યો નહોતો. "આજે તને શું થયું છે ?" મેં છેવટે હિંમત કરી.

"આજે મેં રમાને પિયર મોકલી આપી."

"હેં ! કેમ ?" મારા મોંમાંથી અર્ધી સળગતી સીગરેટ પડી ગઈ.

"કેમ શું ! તું તો મૂરખ જ રહ્યો—" બાબુએ સીગરેટ સળગાવી.

અમે રસ્તો ઓળંગતા હતા. બાબુએ મને એકદમ પાછો ખેંચ્યો—ઝડપથી એક ટેક્સી પસાર થઈ ગઈ. 'હં–મ' બાબુએ દાંત વચ્ચેથી સિત્કાર કર્યો: "બૈરાંઓ શું કામ પિયર જતાં હશે ?"

"હા—એમ ! ત્યારે તો congrats" મેં મારો હાથ લંબાવ્યો. બાબુએ તેની ખાસ ખિલતથી લીધો અને દબાવ્યો. એ સુંવાળા હાથના દબાણમાં મને અમારી મૈત્રી અખંડ અને અનંત રહેશે એવી શ્રદ્ધા પ્રગટ થતી લાગી—ફરી એક વખત લાગ્યું કે જીવન જીવવા જેવું તો છે જ. વરસાદ ઓછો થતો જતો હતો.

અમે ગામદેવી પર આવી પહોંચ્યા હતા. ખૂણા પરના એક નાના, ગંદા જેવાં રેસ્ટોરાં તરફ અમે ચાલ્યા. બન્નેને કંઈક પીવાની બહુ ઈચ્છા થઈ હતી. પચ્ચીસ કેન્ડલ પાવરના લૅમ્પના ઝાંખા અજવાળામાં ફૂટપાથ ઉપર ઊભેલી, ફાટેલાં વસ્ત્રવાળી, યુવાન ભિખારણને બાબુ નિહાળી રહ્યો હતો. રાત–અને અરીસો—ગમે તેવાં મનુષ્યને પણ રૂપાળું દેખાડે છે. આ બાઈ રૂપાળી તો નહિ જ હોય, પણ યૌવનથી–અગર તેની ગેરહાજરીથી–તેની યુવાની તો ઠીક જણાઈ લાગતી હતી. ખાસ સ્થળોએ ફાટેલાં વસ્ત્રોમાંથી, એ જાણવેલી જુવાની જાણે ત્રાંસી નજરે દુનિયાને જોઈ રહી હતી. પણ ખાસ તો તેના મોં પરની કરુણ સૌમ્યતાઈ તેના બાબા દેહને વધારે આકર્ષક બનાવી રહી હતી. બાબુ શું વિચારતો હશે ? મારા મનમાં નિષ્કારણ આની રમા સાથે સરખામણી થઈ ગઈ !

ઝપથી રેસ્ટોરાંમાં જઈ બાબુએ તેના માલિકને પેલી બાઈને પાઉં ને ચા આપવાનું કહ્યું અને એની પર દૃષ્ટિ પડે તેવી રીતે અંદરના ખૂણા પાસેના એક ટેબલ પર અમે બેઠા—ને બાબુએ "દો કૉફી"નો ઑર્ડર આપ્યો.

કૉફી આવી ત્યાં સુધી તે પેલી ભિખારણ સામે જ જોઈ રહ્યો. બહાર વરસાદની આછી છાંટ પડતી હતી. ભિખારણ ગંદી રીતે ચામાં પાઉં બોળી ખાતી હતી. રેસ્ટોરાંનો માલિક કંઈક ગલીચ ગાયન ખાસ બેસૂરા બેસૂરા અવાજે ગાતો હતો, અને તેનો લાલ પરસેવાવાળો ચહેરો ગાયનના વધુ ગલીચ શબ્દો આવતાં વધુ લાલ થઈ, તેલવાળો હોય તેમ, ખૂબ ચળકતો હતો.

કૉફી આવી ત્યારે બાબુએ સીગરેટ ફેંકી દીધી. કૉફીનો એક ઘુંટડો ભરી તે બોલી ઊઠ્યો: "તું snob છે !" હું ચમક્યો. મેં તેની આંખો સામે જોયું પણ જવાબ ન આપ્યો; કારણકે કેટલાક પ્રશ્નોના જવાબ તાત્કાલિક આપ્યા જાતા નથી.

"હું નથી ધારતો કે તું હોય—" એકાદ મિનિટ એમ ને એમ, નિસ્તબ્ધ પસાર થઈ ગઈ. "તારી રમા બાબરી આ ભિખારણ કરતાં વધુ સારી નથી." મેં ભિખારણની સામે જોયું–મારાથી જોવાઈ ગયું; તે મારા તરફ હસી—ને પાછી તેના મોં પર પેલી જૂની કરુણતા છવાઈ ગઈ.

મેં કૉફીનો કપ હેઠો મૂકી દીધો: "Snobbery તો એક મનુષ્ય બીજા કરતાં વધારે સારું–અગર વધારે ખરાબ–છે એમ માનવામાં આવી જાય છે ને !"

"હું આત્માની દૃષ્ટિએ નથી કહેતો; વૃત્તિની દૃષ્ટિએ કહું છું. માટે જ કહું છું કે નિરપેક્ષ શ્રેય–સારાપણું–Absolute Good–એ નામની કોઈ વસ્તુ જ નથી, એમ માનવું અને કહેવું એ મોટામાં મોટી snobbery છે. વેશ્યાઓ ખરાબ છે એમ કહેવું તેના કરતાં, મનોવૃત્તિથી સામાન્ય સ્ત્રીઓ વેશ્યા જેવી જ હોય છે તેમ કહેવું એ વધારે ભૂલ ભરેલું છે. આ વાત હલકાં snobbery કહેવાશે; કારણકે હમણાં હમણાં વેશ્યાને સારી કહેવી,

અને સામાન્ય સ્ત્રીને હલકી ગણવી એ 'માનવતાપ્રિય' લોકોની ફૅશન છે. આથી હું વેશ્યાની વિરુદ્ધ છું એમ ન માનીશ; પણ હું સામાન્ય સ્ત્રીની—તેમજ પુરુષની—ખૂબ તરફેણમાં છું."

હું તો જડવત્ થઈ ગયો! રમાથી વાત શરૂ કર્યાં પછી આખી દુનિયા ફરી આવી તે પાછો રમાથી જ વાત પૂરી કરતો. પણ આજે કેવો અકલ્પ્ય ફેરફાર! રમાથી ભિખારણ—અને પછી વેશ્યા—પછી સામાન્ય સ્ત્રી! ગંભીર વસ્તુઓ હમેશાં પોતાની આગાહી આપે છે. મને કોઈ અપૂર્વ બેચેની જેવું થયું; ખાસ કરીને તો હમેશ હસતો બાબુ આજે ભયંકર રીતે ગંભીર હતો માટે.

કૉફી પૂરી કરી, પૈસા ચૂકવી અમે બહાર નીકળ્યા. પેલી ભિખારણને બાબુએ એક પૈસો આપ્યો. મારે આજે આશ્ચર્ય જ પામવાનું હતું; કારણકે બાબુ ભિખારીને કદી એક પૈસો આપતો જ નહિ; બે જ આપતો. કહેતો કે "એક મારી વતી ને એક રમા વતી." આજે કારણ પૂછતાં તેણે જણાવ્યું: "તેના ભવિષ્યના બાળક માટે, જે હજુ ભિખારીનો નથી હોતો." બે કદમ આગળ ચાલ્યા ને તેણે પાછા ફરી પેલીની પાસેથી પૈસો પૂછીને રેસ્ટોરાંવાળા પાસે જઈ એક સીગરેટ લીધી ને ભિખારણને આપી. પેલી ભિખારણ જોઈ જ રહી. ને પછી હડપચી પર આંગળી મૂકી બોલી: "હું એમ જ કરવાની હતી ભાઈ!" હું ફરી ચમક્યો—ને ઝડપથી અમે હૅમર્નમ રોડ તરફ વળ્યા.

"આટલા માટે જ મેં રમાને મોકલી દીધી. ને આટલા માટે જ હું કહું છું કે રમા આના કરતાં જરા પણ સારી નથી. અગર, રમા કરતાં ભિખારણ જરાયે ખરાબ નથી. બન્ને જણા ખૂબ expect કરે છે,—બહુ પડતી આશા રાખે છે અને પોતે તે વાત જણાવા દેતી નથી. માટે જ એ મોટી snobbery છે. રમા લગભગ ઇચ્છે છે કે મારા ઉપરાંત બીજા બધા વ પુરુષો—even હું—તેના રૂપના ભક્ત—ગુલામ બની જાય. રૂપ સાચવવા તે કેવાં સાધનોનો ઉપયોગ કરે છે—કરતી. તે જાણે તો આર્ય સ્ત્રીનો ઉચ્ચાદર્શ ધૂળધાણી થઈ જાય. આજે એકેએક સ્ત્રી રૂપ જાળવે છે તે આવાં સાધનોથી. ક્વચિત્ યથેચ્છ સુરક્ષિત રહેલી ગફલતનું પરિણામ ન ભોગવવું—એ વૃત્તિમાંથી કેટલી હીન, કેટલી ગંદી પ્રવૃત્તિમાં, પોતાનું સ્વત્વ મનની અંધારી ગલીચ કોટડીમાં પૂરી દઈ લોકો ઝુકાવ્યે જાય છે! ખરેખર, આપણા દેશમાં પણ વધતી સંસ્કૃતિ સાથે snobbery વધતી જાય છે—અને પછી કહે છે કે 'અમારે તો ઇચ્છિત બાળક અને separate beds!' Absolute rot! Why can't they mean what they say?" બાબુ બોલતાંબોલતાં જાણે ફિક્કો પડી ગયો. એનો અવાજ હમેશાં ઊંચો રહેતો. પણ આજે સાવ સરળ ઉચ્ચારણમાં દિલની કેટકેટલી આંચ તે લાવી રહ્યો હતો! "એમાં congrats આપવા જેવું કશું જ નથી. તે કેટલા અભિમાન સહિત અહીં રહેતી! ને હવે! અને હવે તેને એમ થાય છે કે આ બધા ક્યાં વળગી! તેને એ જ વિચાર આવે છે કે 'મારા આ અપરંપાર રૂપનું શું થશે? મારા આ લાલિત્યપૂર્ણ, સુવર્ણરંગી દેહનું શું થશે! કેવો કુરૂપ એ દેહ થઈ જશે?' જરાક કુરૂપ

"ના, રમાનો આત્મા એટલો બધો હીન હોય તેમ હું માનતો જ નથી." મારે આટલું સત્ય તો બાનુ પાસે કબૂલ કરાવવું જ હતું.

"ઠીક, પણ આત્માની આસપાસનું આવરણ—વૃત્તિઓ તો એટલી હીન ખરી જ ને? મારામાં પિતૃવૃત્તિ એટલી બધી હજી જાગ્રત નથી થઈ. પણ આ snobberyના વિરોધમાં જ મેં—"

"હં! રમા ઉપર જોરજુલમ—" મેં તિરસ્કારથી કહ્યું.

"ના, મારા Knight errant, ના, ના, ના. આ ખોટી chivalry—ઓળઘોળ-માનવૃત્તિ જ મને બહુ નડે છે. તું પણ આવો? એને બહુમાનની જરાય જરૂર નથી—ને આવા પ્રકારનાં બહુમાનની તો બિલકુલ નહિ. પરણેલા લોકોને—પરણ્યા પછી જે પરિણીત જીવનનો વિચાર કરે છે તેવાઓને તે વાત ઝટ સમજાય છે—પણ ત્યારે તેની complex—ગ્રન્થી તો હાળવી જ હતી——તે——ને ઊકરી આવશે તો નામ શું પાડશું?" બાનુના સુંદર હોઠ ઉજ્જ્વલ હાસ્યમાં ખેંચાયા.

હું સ્તબ્ધ જ બની ગયો. આટલો જલદી વાતનો તેમજ mood—મિજાજનો પલટો કેમ! પણ બહુ સમજ્યા પછી ટાઢાશ જ રહે છે. મેં તુર્ત જ જવાબ વાળ્યો: "ચંદા."

"જમરો નીકળ્યો. આજ તારી રૂમ પર તને મૂકી દઉં—પછી જ ઘેર જઈશ."

અમે મારી ઓરડી તરફ વળ્યા. બાનુએ અને મેં આ વખતે એક જ દિવાસળીથી સીગરેટ સળગાવી. મારી નજર આગળ સીગરેટના 'પૅકેટ' પરનું લખાણ ચમકી ગયું—"The cigarette for aristocrats?" ક્યા aristocrats? પૈસાના? ગુણના? વિદ્યાના? સત્તાના? કે—કે—પછી રૂપના? એટલા ખાતર તો ભિખારણને....

"ભિખારણને હરેક્રૂ આપીને?" મેં પૂછ્યું.

"કેમ જાણ્યું? Sort of psychologist, eh!"

"Yes; cigarettes for aristocrats!"

અમે મારી ઓરડી પાસે આવી ગયા હતા.

"ઠીક; Good night" મેં કહ્યું.

"Night—" તેણે પોતાની લાક્ષણિક લાઘવીથી જવાબ આપ્યો.

હું ઉપર ગયો. લાઈટ કર્યા વગર જ કપડાં ઉતારીને આરામખુરશીમાં પડ્યો. સીગરેટ પૂરી થતાં ફેંકી દીધી. હું ઊભો થઈ પથારીમાં બેઠો ત્યાં કંઈક હાથને અડ્યું. બેર સ્વીચ દાબીને જોયું તો એક પત્ર!

"ભાઈ,

તને કલ્પના પણ ન આવે એટલી મહેનત મને આજે પડવાની છે. તું ઘેર પાછો આવ્યા પછી જ તને જડે તેવી રીતે મેં આ પત્ર તારા 'કૉટ' પર મૂક્યો છે.

તું આ પત્ર વાંચી રહીશ ત્યારે હું ક્યાં હઈશ તે કહી નથી શકતો. પણ રમા ક્યાં હશે તે કહી દઉં: હૉસ્પિટલમાં.

પહેલેથી જ કહું: રમા મૂળ તો બહુ ઉચ્ચ કુળની ને. ભણેલી સ્ત્રી. રમા મને પરણી ત્યારે જેવી હતી તેવી હવે નથી રહી. રૂપનો ગર્વ તો દરેક રૂપાળાં મનુષ્યને

હોય છે. પણ આને તો બીજો બહુ હલકા પ્રકારનો ગર્વ છેલ્લાં ત્રણ વર્ષથી થયો હતો; અને તે એ કે હું, તું અને બધા ય તેના ગુલામ થવાની તૈયારીમાં છીએ. એ વૃત્તિ મનને બહુ બહેકાવે છે. મને વિચાર આવ્યો કે આને એકદમ ટાગોરનો પેલો મધુસૂદન 'કુમુદિની'ને બાંધે છે તેમ, માતૃત્વના પાશમાં બાંધી દેવી. પરંતુ કોઈ પણ પ્રકારની snobberyની હું હમેશાં વિરુદ્ધ છું તેથી હું એ વિચારથી આગળ એક પગલું પણ ન ભરી શક્યો.

હવે સૌથી ભયંકર વાત પર આવું છું. રમા છેલ્લા આઠેક મહિનાથી જગત જેને અનીતિમાન કહે છે તેવી થઈ છે. તે કોઈ દુષ્ટ વૃત્તિથી નહિ, પણ પેલી ગુલામી વૃત્તિથી. મને એની ખબર છે. પણ મેં તેને જણાવા નથી દીધું કે મને ખબર છે, કારણકે તેમ થાય તો મારી પરિસ્થિતિ તેના કરતાં વધુ ઉચ્ચ થાય છે. ને honestly, મને કોઈથી વધુ ઊંચું થવું ગમતું જ નથી. ને હોઉં તો દેખાવું ગમતું નથી—એમ બાબતમાં. I want to be a man in the street—કારણકે સામાન્ય માણસમાં snobbery સૌથી ઓછી હોય છે.

પેલા મનોહરને તો ઓળખે છે ને! હા, તેને—well—તેને 'ઇન્જેક્શન્સ' લેવાં પડેલાં; શેનાં, તે નહિ કહું. તે ગઈ કાલે ગુજરી ગયો. તે રમાનો બાળસ્નેહી. બન્નેનો પ્રેમ—well—વધ્યો—જો ન વધ્યો હત તો રમાની રૂપની ખુમારી ચાલુ રહેત.

પણ હવે? બાળક છોકરી જ આવશે. કેમ જાણ્યું તે ન પૂછતો. ઘણું કરીને આંધળી—અને કદરૂપી. માટે તને પૂછું છું કે તેનું નામ શું રાખીશું? સાંજે તને એ પ્રશ્ન પૂછવાનો છું.

ને—તેનો પિતા કોણ? હું જ તો—બીજું કોણ? ના, મેં તો મનોહર ગુજરી ગયો તે વાત પણ રમાને નથી કરી; કારણકે રમાને અત્યારે સંપૂર્ણ માનસિક તેમજ શારીરિક આરામની જરૂર છે. ભવિષ્યમાં ખબર પડયા વગર રહેશે નહિ. પણ એમાં શું થઈ શકે?

—ને મને તો ખાત્રી જ છે કે રમાનો રૂપગર્વ રહેશે નહિ. તેને માટે હું જ મૂર્ખો બનીશ. મને કશી જ ખબર નથી એમ મેં દેખાડ્યા કર્યું છે—પણ તે માનશે? મને શંકા છે. કારણકે છેલ્લા આઠેક મહિનાથી હું તેનાથી તદ્દન અલિપ્ત રહ્યો છું. એમાં મારી પોતાની નાજુક રસવૃત્તિનો વાંક છે. તેની નીતિ પર, તેની વિરુદ્ધ હું કદી એક પણ અક્ષર બોલ્યો નથી—એ વાત તેને જિંદગીભર, છોકરી જીવશે ત્યાં સુધી—ને પછી પણ—સાલ્યા જ કરશે; કારણકે તે જેટલી અભિમાની છે, તેટલી જ લાગણીવશ છે.

—ને એવી તેની નર્કયાતના ન જોવી પડે માટે જ હું આવતી કાલે નહિ હોઉં.—

આ પગલું મૂર્ખતાભર્યું હશે. પણ મને કહી લેવા દે કે હું રમાને ખૂબ-ખૂબ ચાહું છું; તેના પતનને હું સાંખી શક્યો—તેના પશ્ચાત્તાપને હું નહિ સાંખી શકું.

—તારો ભાણુ"

મેં એકસ્પ્રેસ બંધ કરી. અને પેન્ટના ખીસામાંથી હેરૂફનું પાકીટ બહાર ફેંક્યું. તે દિવસથી આજ સુધી રમા તથા ચંદ્રાના આગ્રહ છતાં મેં હેરૂફ પીધી નથી!

# આમાશય ક્ષત

બાપાલાલ ગ૦ વૈદ્ય

હું ધારું છું તમને આ નામ નહિ પસંદ પડે. બાપાને ભૂત વળગતું નથી એટલે હું પણ નામ વિષે નકામી લપ્પાચપ્પી નહિ કરું. આમાશય એટલે હોજરી—stomach (સ્ટમક) અને ક્ષત એટલે ચાંદુ—અલ્સર (ulcer). અર્થાત્ આમાશય ક્ષત એટલે આ યુગનો અત્યંત જાણીતો શબ્દ "સ્ટમક અલ્સર." આધુનિક વિદ્વાનોએ આ રોગને સુધારાનું ચાંદુ—વુન્ડ સ્ટ્રાઈપ ઑફ સિવિલિઝેશન—[1] તરીકે ઓળખાવ્યું છે. બીજા એક વિદ્વાને આને "પ્લેગ ઑફ સિવિલિઝેશન"[2] સુધારાનો પ્લેગ—એ નામ આપ્યું છે. આપણા દેશમાં આવાં ચાંદાના ઘણા કેસો થવા લાગ્યા છે એટલે આ વિષે થોડુંક લખવું જરૂરી છે.

અન્નનું ગ્રહણ બે અવયવો કરે છે: એક આમાશય[3] (સ્ટમક) અને બીજું ગ્રહણી (ડ્યૂઓડિનમ). જેમ હોજરીમાં ચાંદાં પડે છે તેમ ગ્રહણીમાં પણ આવાં ચાંદાં પડે છે. આમાશય ક્ષતથી બન્ને જાતનાં ચાંદાં અત્રે સમજવાનાં છે. અંગ્રેજીમાં Peptic ulcer, Duodenal ulcer ઈત્યાદિ નામો પ્રચલિત છે.

શરીર એક અદ્ભુત યંત્ર છે અને આ અદ્ભુત યંત્ર બનાવીને બ્રહ્માએ પોતાના હાથ ધોઈ નાખ્યા છે. એકેએક અવયવમાં જે જાતની કરામત પરમાત્માએ કરેલી છે તે જાણીને આપણી બુદ્ધિ તો બહેર મારી જાય છે. એક કોષ (Cell) ઉપર મોટા ગ્રન્થો લખાયા છે, લખાય છે, અને હજી લખાશે, છતાં એ કોષની અગાધ લીલા હજી સંપૂર્ણ જ્ઞાત થએલી છે એમ કોણ કહી શકશે! જ્ઞાનને સીમા કદી યે સંભવી છે ખરી? જે અનંત છે તેને અંતવાળું ન જ બનાવી શકાય. મનુષ્યની બુદ્ધિ તાગ મેળવવા અથાગ પ્રયત્નો કરે છે છતાંય મૂળતત્ત્વ હાથ નથી લાગતું. 'નેતિ નેતિ' આટલા જ કારણથી આપણા આપ્તોએ ગાયું લાગે છે. જ્યાં જુઓ ત્યાં ચમત્કારના ઢગલા ભરેલા છે. ઊધઈ અને કીડી જેવાં પ્રાણીઓની જીવનલીલા આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે. વનસ્પતિ જીવન આપણને ઘણું શીખવે છે. હૃદયનું વર્ણન, તેનું કાર્ય—આપણાં રુંવાં ખડાં કરી દે છે એટલું રોમાંચજનક છે.

બધાં અંગોમાં જઠર ઓછામાં ઓછું આકર્ષણહીન—અનાકર્ષક છે. એનામાં મગજની અદ્ભુતતા નથી કે હૃદયનું રોમાંચજનક દર્શન નથી. એ બીચારું સાદું—અનાકર્ષક અવયવ છે. છતાં આ જ અવયવમાં ચાંદાં પડે છે અને આ યુગમાં ચાંદાં ઠીક ઠીક વધવા લાગ્યાં છે એટલે આ મૂંગા ગુપ્ત અવયવ તરફ સૌનું ધ્યાન જવા લાગ્યું છે. નિષ્ણાતો માને

૧. '*Fortune*'માંથી અમેરિકાના "રીડર્સ ડાયજેસ્ટ" નામના માસિકમાં (સપ્ટેમ્બર ૧૯૪૨) પ્રસિદ્ધ થયેલો લેખ જુઓ.

૨ જેમ્સ હાર્પોલ કૃત "લીવ્ઝ ફ્રામ સર્જન્સ કેસ બુક"માં આ નામનું રસિક પ્રકરણ જુઓ.

૩ આમ ઈરન્ પચ્યતે; Raw, uncooked food અપક્વ અન્ન, અપક્વ અન્નનો આશયસ્થાન એટલે આમાશય. ખોરાક પચ્યા સિવાય પ્રથમ હોજરીમાં આવે છે માટે આ સંસ્કૃત નામ.

છે કે પુખ્ત વયના માણસોમાંથી આશરે ૧૫ થી ૨૦ ટકા જેટલાં માણસોને પેટમાં ચાંદાં હોય છે! વીસમી સદીના સુધારાનું આ એક અતિ જાણીતું દરદ થઈ પડ્યું છે.

આ દરદ પ્રાણઘાતક નથી. દરદી પથારીવશ થતો નથી. તે હરે ફરે છે, પોતાનાં કાર્યો હમેશ પ્રમાણે કરે જ જાય છે. કવચિત કવચિત દુખાવો થઇ આવે છે ત્યારે દરદી વિમાસણમાં પડે છે. દરદ શાંત થઈ ગયું કે પાછો દરદી પૂર્વવત્ કાર્યરત થઈ જાય છે.

આ દરદની એક ખાસ ખાસિયત છે. તે બુદ્ધિશાળી અથવા સાધારણ માણસોને જવલ્લે જ લાગુ પડે છે. મોટે ભાગે બુદ્ધિશાળી, લાગણીપ્રધાન, સખ્ત પરિશ્રમ કરનાર—માણસોને જ આ દરદ લાગુ પડે છે. મોટા વેપારીઓ, વકીલો, ડૉક્ટરો, કુશળ નરો અને બીજા ખૂબ જ માનસિક ઉત્તેજના વચ્ચે વસનારા, જીવનની મોટાઈ પાછળ દોડનારા—મોટાઈ અને પ્રતિષ્ઠા મેળવવા ઇચ્છતા, પ્રેમની પાછળ દોડતા મનુષ્યોને જ આ વ્યાધિ લાગુ પડે છે. worldly success—સફળ દુનિયાદારી જીવન—સાથે જ આ વ્યાધિને જોડવામાં આવેલ છે. સમાજના નીચલા વર્ગમાં આ વ્યાધિ ભાગ્યે જ જોવામાં આવે છે. ત્રણ એષણાઓ પૈકી ધનૈષણાવાળા અથવા મહેચ્છાઓથી પરિપૂર્ણ એવા અભ્યુદયપ્રેમી મનુષ્યોને જ આ વ્યાધિ લાગુ પડે છે. એષણાપ્રાપ્તિ માટે તનતોડ પ્રયત્નો તે કરતો હોય છે. રાતદિવસ એ success, career, place in society માટે પરિશ્રમ કરતો જ હોય છે. એ પ્રાપ્તિના અંતિમ પર્યાયે પહોંચતાં પહેલાં જ—આશાભંગ થવાના સમયે જ આ અલ્સર—ચાંદું તે ઉત્સાહી મનુષ્યને થાય છે!

૨૦ થી ૪૦ વર્ષની ઉમરના મનુષ્યો જ, મોટે ભાગે, આ દરદના ભોગ થઈ પડે છે. બાળકો, કિશોરો અને વૃદ્ધોને માટે આ દરદ નથી. ૨૦ થી ૪૦ વર્ષની વય—ફાટફાટ કરતું યૌવન-જગતઆખાની સમૃદ્ધિને આત્મસાત કરવાની અભિલાષા—તે પાછળની તન્મયતા—ઉન્મત્તાવસ્થા, દોડધામ, પરિશ્રમ—અવિશ્રાંત પરિશ્રમ, મગજમાં અનેક ચિંતાઓને લઈને ઘૂમનાર વ્યક્તિઓને જ આ દરદ લાગુ પડે છે.

આજદિન સુધી ડૉક્ટરો—પાશ્ચાત્ય ચિકિત્સકો—આ દરદનાં કારણોમાં હાઇપર ઍસિડિટી—અમ્લતા, અયોગ્ય ખાનપાન, અતિ ધૂમ્રપાન, અતિ મદ્યપાન—ગણાવતા અને હજી પે ગણાવે છે. કેટલેક અંશે આ બધાં કારણો ખાનાર્હ પણ હોય છે જ. પરંતુ હવે આ વ્યાધિને psycho-somatic disorder—સાઈકો-સૉમેટિક ડીસઑર્ડર (આ ગ્રીક શબ્દ છે: એનો અર્થ મન અને શરીરનું વૈષમ્ય-એવો થાય છે.) અર્થાત્ માનસિક શારીરિક વ્યાધિ તરીકે ઓળખવામાં આવે છે. કારણકે માનસિક કારણો એમાં મુખ્ય ભાગ ભજવતાં જણાય છે. અનેક જાતની ઉપાધિઓને આ યુગના મનુષ્યોએ જાતે ઉત્પન્ન કરી છે, અને રેશમનો કીડો જેમ પોતાની રચેલી જાળમાં જ ફસાય છે તેમ મનુષ્યજાતિને હાથનાં કર્યાં હૈયે વાગેલાં છે. તૃષ્ણાની કંઈ હદ હોય કે નહિ? મહિને હજારો કમાનારા લાખો કમાવા પાછળ રાતદિન ઘૂમે છે. લાખો કમાનારા કરોડાધિપતિઓ થવા પાછળ પડે છે. કોઈને શાંતિ—સંતોષ નથી. પરિણામ શું આવે? મહર્ષિ ચરકના નીચેના સ્મરણીય શ્લોક યાદ રાખવા હું સૌને વિનવું છું:—

"તૃષ્ણા હિ પરો હેતુઃ દુઃખદુઃખાશ્રયપ્રદઃ ।
ત્યાગઃ સર્વોપધાનાં ચ સર્વદુઃખવ્યપોહકઃ ॥

कोषकारो यथा ह्यंशूनुपादत्ते वधप्रदान्
उपादत्ते तथाऽर्थेभ्यः तृष्णामज्ञः सदाऽऽतुरः ॥
यस्त्वग्निकल्पानर्थान् ज्ञो ज्ञात्वा तेभ्यो निवर्तते ।
अनारम्भाद् संयोगात्तं दुःखं नोपतिष्ठते ॥"

( ચરકઃ શારીરસ્થાન અ. ૧, શ્લોક ૯૫ થી ૯૭ )

જગતનાં તમામ દુઃખોનું મૂલ કારણ ( પરો હેતુઃ ) તૃષ્ણા ( ઉપધા )—ભોગતૃષ્ણા છે. આ ભોગતૃષ્ણામાંથી જ દુઃખોત્પાદક ધર્માધર્મ પ્રવર્તે છે. સકલ દુઃખમાત્રનો સંહાર કરવો હોય તો ભોગતૃષ્ણાનો ત્યાગ કરવો જ પડશે. તૃષ્ણા પાછળ રાગદ્વેષ રહેલાં છે. રાગ-દ્વેષ સિવાય વાસનાઓનો જન્મ સંભવતો જ નથી. રાગ અને દ્વેષમૂલક સર્વ પ્રવૃત્તિઓ અંતે દુઃખ દેનારી નીવડે છે.

રેશમનો કીડો જેમ પોતાના વધ માટે રેશમ ઉત્પન્ન કરે છે તેમ ઇંદ્રિયોનાં અર્થો-માંથી જ અજ્ઞ—અજ્ઞાન મનુષ્ય—સદા આતુર—સદા અસંતુષ્ટ એવો મનુષ્ય—તૃષ્ણા જન્માવે છે અને એમાં જ એ સપડાય છે.

ઇંદ્રિયોના અર્થોને—ભોગ, વિષયો ઇત્યાદિને—અગ્નિ જેવા દારુણ સમજીને—એની અસારતા જાણીને—જે એમાંથી નિવૃત્ત થાય છે તેને જ દુઃખ સાંપડતું નથી. સદાતુરો—સંસારદુઃખગૃહીતો—ને સાચું સુખ સંભવતું જ નથી.

અનેક મુખોએ ગાએલો આ ઉપદેશ જ્યાં સુધી આધુનિકો આચરણમાં નહિ ઉતારે—ઉતારવા પ્રયત્ન નહિ કરે—ત્યાંસુધી આવાં દરદો વધે જ જશે—હજી તો આ પાશેરામાં પહેલી પુણી છે. સુધારાએ જે ભોગો સર્જ્યા છે તે ભોગો જ એનો જીવ લેશે. મનની શાંતિ, સંતોષ, ભોગતૃષ્ણાઓમાંથી વિષયાભિમુખ ચિત્તને ખેંચી લઇ તેને સંયમમાં રાખવું—આ સિવાય મનુષ્યજાતિ માટે બીજો ઉપાય જ નથી. મહર્ષિ ચરકે 'વ્યાધિનાં કારણોની જે માર્મિક—તત્ત્વસ્પર્શી સમીક્ષા કરી છે તે સાઇકોલોજીના અનેક ગ્રન્થોમાં નથી. આમૂલાગ્ર સમીક્ષા એ આર્યોનો સ્વભાવ છે. આધુનિકો જ્યાં સુધી આ આર્યજીવન તરફ નહિ વળે ત્યાં સુધી આ સાઇકો-સોમેટિક વ્યાધિઓ અદશ્ય નહિ જ થાય. આથી જ એક વિદ્વાનનાં નીચેનાં વચનો યાદ રાખવા જેવાં મને જણાય છેઃ—

" Frequently, psychiatrists must prove about on the shadowy frontiers of the unconscious, a dim, uncertain area. Much remains to be discovered. But they seem to have proved that the disorder psyche is the seat of most gastric diseases, as it may well be of others. The anxieties that beset men in modern civilized society steadily multiply, and in years to come thousands may trace their gastric difficulties to the impact of the war, the uncertainties of the future, the perplexing indecisions of the present."[1] ( 'રીડર્સ ડાયજેસ્ટ' સપ્ટે. ૧૯૪૨ )

[1] જમાનો એવો આવ્યો છે કે હવે માનસશાસ્ત્રીઓએ જીવ અને જીવાત્માનાં અંધાર-પટે છવાયલાં ક્ષેત્રોમાં જ્ઞાનબુદ્ધિ પ્રદીપો વડે ઊતરવું પડશે. હજી તો ઘણું શોધવાનું બાકી રહેલું છે. હોજરીના ઘણાખરા રોગો—હોજરીના જ નહિ પણ ઘણાખરા વ્યાધિઓનું કારણ ઉદ્ભવસ્થાન—આપણે મનની કંદરામાં જ જોવું પડશે. આધુનિક સુસંસ્કૃત સમાજની

ચિંતાઓ—ભોગતૃષ્ણા—ઉપર્યા—માંથી નિષ્પન્ન થતી ચિંતાઓ—પ્રતિદિન વધતી ચાલી જાય છે અને જે દારુણ સમય આપણી સમક્ષ ચાલી આવે છે એમાં હજારો અને લાખો મનુષ્યો આ હોજરીનાં ક્ષતો જેવા દારુણ વ્યાધિઓથી પીડાતા જણાશે.'

— હોજરીમાંથી સ્રવતા જઠરરસ સાથે માનસિક પરિસ્થિતિને નિકટનો ગાઢો સંબંધ છે એમ હવે પ્રયોગોથી પુરવાર થયું છે. ચિંતા, ઉદ્વેગ, ક્રોધ, શોકની વાતો ચાલતી હોય છે ત્યારે જઠરરસમાં અમ્લતાનું પ્રમાણ ઘણું વધે છે એ પ્રયોગોથી પુરવાર થયું છે.

હોજરીમાં રહેલ જઠરરસ (ગૅસ્ટ્રીક જ્યુસ) જલદ પદાર્થ છે. માંસને તે ઓગાળી નાખે છે એટલો એ જલદ છે. જઠરને તે કેમ પીગળાવી નાખતો નથી? એવો કોઈ પ્રશ્ન પૂછે તો તેનો જવાબ એ છે કે જઠરમાં રહેલ શ્લેષ્મકલા અને શ્લેષ્મ જઠરની દીવાલોને તેનાથી બચાવે છે. જ્યારે શ્લેષ્મ અને શ્લેષ્મકલા આ કાર્ય બજાવવામાં નિષ્ફળ જાય છે ત્યારે જ આ 'અલ્સર' પડે છે. પરંતુ 'આમાશય ક્ષતો' હોજરીમાં બહુ ઓછાં પડે છે પરંતુ ગ્રહણીમાં—ડુઓડિનમ નામના અવયવમાં—જ વધુ પડે છે.

પ્રોટીન પચાવવાનું કામ જઠરરસ કરે છે એ સુવિદિત છે. જઠરરસ સ્વાદે અમ્લ છે. જઠરમાં ખોરાક આવે છે એટલે જઠરરસના સંસર્ગથી તે ખાટો થઈ જાય છે. જઠરમાં એકરસ થએલ આ અમ્લ-પદાર્થ નીચે ગ્રહણીમાં ઊતરે છે. અહીંયાં ખોરાકની અમ્લતાને પ્રતિઅમ્લ વા ક્ષારીય બનાવવો પડે છે કારણ કે સ્ટાર્ચ અને સ્નેહ બન્નેનું પાચન અમ્લતા નહિ પણ ક્ષારીય-માધ્યમ ઉપર અવલંબે છે. ગ્રહણીમાં સ્રવતા પિત્ત, ક્લોમ રસ (પેંક્રિયાટિક જ્યુસ)થી આ કાર્ય સ્વાભાવિક રીતે તો સધાય છે જ, પરંતુ જ્યારે હોજરીમાંથી આવેલ આહાર અતિ અમ્લ હોય, ટૂંક વખતમાં જ હોજરીમાંથી નીચે ઊતરી આવ્યો હોય, ગ્રહણીની શ્લેષ્મકલા તેથી ઉત્તેજિત થતી હોય, ઉત્તેજિત થએલી એ શ્લેષ્મકલા ઉપર ખાટો ખોરાક સતત અથડાતો જતો હોય ત્યારે ત્યાં અલ્સર—ચાંદું પડે છે. એંસી ટકા જેવાં ચાંદાં, મોટે ભાગે, ગ્રહણીમાં જ પડતાં જોવામાં આવે છે.

ગ્રહણીને અંગ્રેજીમાં ડુઓડિનમ કહે છે. તે બાર ઇંચ લાંબો આંતરડાનો શરૂઆતનો ભાગ છે. (વૈદ્યો આને 'ગ્રહણી' નામથી ઓળખે છે.) ચાંદાં મોટે ભાગે ગ્રહણીના ઉપલા ભાગમાં (upper duodenum) પડે છે. પિત્તાશયમાંથી સ્રવતું પિત્ત અને ક્લોમ-પેંક્રિયસ (જઠર નીચે આવેલો અવયવ)માંથી સ્રવતા અમ્લપ્રતિયોગી (alkaline) સ્રાવો નીચેની ગ્રહણીમાં (lower duodenum) ઠલવાતા હોય છે. ગ્રહણીના ઉપલા ભાગમાં અમ્લ જઠરરસની તીવ્રતાને ઓછી કરે-મહાત કરે—ન્યુટ્રેલાઇઝ કરે-એવો કોઈ પદાર્થ એ ભાગમાં નથી. માનસિક વ્યગ્રતાને લઈને આમાશયના સ્નાયુઓ બરાબર કામ કરી શકતા નથી એટલે પચ્યા સિવાયનો આહાર—જઠરરસ અને પેપ્સિન જેવા જલદ રસોથી તે મિશ્ર થયેલો આહાર—ગ્રહણી જે વખતે એ આહારને ગ્રહણ કરવા જેટલી પૂરેપૂરી તૈયાર થએલી હોતી નથી-તેમાં જાય છે. ચાંદાં પડતાં પહેલાં ઘણા વખત સુધી આવું બન્યા જ જાય છે. દરદીને છાતીમાં બળતરા, ખાટા ઓડકાર, કોઈક વખત ગ્રહણીના ભાગમાં દુઃખાવો, ભારે માથું વગેરે થઈ આવે છે પરંતુ તે દવા કરાવવા તૈયાર થાય તે પહેલાં તો ચાંદું બરાબર પડી ગએલું હોય છે. આ અમ્લતા દૂર કરવા ચિકિત્સકો અમ્લ પ્રતિયોગી દવાઓ આપે છે.

આ દવાઓની સહાયથી દરદીને સારું પણ લાગે છે, પરંતુ ઘણી વખત ચિકિત્સકો પણ આ ચાંદાના ભ્રમમાં રહે છે અને તેમના આશ્ચર્ય વચ્ચે ખાસું મોટું ચાંદું મહણીમાં પડેલું તેમને એક દિવસ ઓચિંતું જણાય છે—એક્સરેઝ અને બીજાં સાધનોની સહાયને લીધે કેટલીક વખતે ચાંદું પાસેની રક્તવાહિનીમાં પેસી રક્તસ્રાવ ઉત્પન્ન કરે છે અથવા તો ઉદર ગુહા મારફતે તે છિદ્ર પાડી–perforation–થઈ–કેટલીક વખતે મૃત્યુ જન્માવે છે. ચાંદા તરફ દુર્લક્ષ કરતા–ચાંદું છે એમ સ્વપ્નમાં ખ્યાલ ન હોય, કેવળી અજીર્ણ અથવા અમ્લ-પિત્ત છે એમ માનીને દરદી તદ્દન બેપરવા બને છે અને અચાનક આવું ચાંદું છિદ્ર પાડીને મરણ નિપજાવે છે. ઉદરશૂળના દરદીનું અચાનક મૃત્યુ આપણે સાંભળીએ છીએ તેનું કારણ ખરી રીતે આ છિદ્ર–perforation–છે.

આને માટે શસ્ત્રવૈદ્યોએ રસ્તો શોધી કાઢ્યો છે. ગ્રહણીમાં ચાંદું પડ્યું હોય છે એટલે ગ્રહણીમાં કોઈ જાતનો ખોરાક ન જાય તેમ કરવામાં આવે તો એ ચાંદું આપો-આપ રૂઝાઈ જાય છે. ગ્રહણીને સંપૂર્ણ આરામ આપવા માટે હોજરી અને અઢારેક ઈંચ છોડીને આંતરડાનો ભાગ–બન્નેને જોડવામાં આવે છે. પરિણામે હોજરીમાંથી ખોરાક પાધરો આ રસ્તે થઈ આંતરડાંમાં જાય છે—ગ્રહણીમાં જરા પણ ખોરાક જતો નથી. સંપૂર્ણ આરામથી જરા પણ વિક્ષોભ ગ્રહણીને મળતો નથી અને ચાંદું રૂઝાઈ જાય છે. પરંતુ આ શસ્ત્રક્રિયા પણ દોષમુક્ત નથી. જ્યાં આગળ સાંધો મેળવવામાં આવે છે ત્યાં આગળ નવું ચાંદું પડે છે કારણકે અતિ જલદ અમ્લ ખાદ્ય પદાર્થ આ મિલનસ્થાનને ઉત્તેજિત કરી ચાંદું જન્માવે છે. આથી કેટલાક શસ્ત્રવિદ્યા પારંગતો–ધન્વંતરીઓએ આખી હોજરીને જ કાઢી નાખવાની ઘોષણા કરી આ ચાંદા સામે જેહાદ પોકરાવવા અવાજ ઉઠાવ્યો છે !

" Let's get rid of the stomach altogether. It's no use any way in these people. It just produces masses of acid which goes on making ulcers." છતાંય ધન્વંતરીઓ આખી હોજરી દૂર નથી કરી શક્યા. Gastro-jejunostomy—ગૅસ્ટ્રો–જેજ્યુનોસ્ટોમિ—આ શસ્ત્રક્રિયાનું નામ ! જડબાતોડ નામ લાગે છે પરંતુ એવાં તો અનેક જડબાતોડ નામો યાદ રાખવાની આપણા ચિકિત્સકોને ફરજ પડે છે !

પરંતુ શસ્ત્રવૈદો આટલાથી અટકે એવા નથી. એમણે હોજરી આખી ન કાઢી નાખતાં હોજરીનો નીચલો ¾ ભાગ કાપી નાખી, ઉપલો ¼ ભાગ કાયમ રાખી આંતરડાં સાથે તેને મેળવી દેવાનું શોધ્યું અને પશ્ચિમમાં ઘણા ચાંદાવાળા દરદીઓ આ ¾ ભાગ કાપી કાઢેલા અર્થાત્ ¼ હોજરીવાળા પોતાનું કાર્ય ચલાવે છે ! કુદરતમાં શું અશક્ય છે ! કુદરત તો આપણા તરફ અતિ માયાળુ છે. બે ફેફસાંને બદલે આપણે એક ફેફસાથી ચલાવી શકીએ છીએ. બે મૂત્રપિંડો ( kidneys )ને બદલે એક મૂત્રપિંડથી ચલાવી શકીએ છીએ. આપણે ખરોળ સિવાય ચલાવી શકીએ છીએ. ઍપેન્ડીક્ષ આપણે દૂર કરી શકીએ છીએ. ૮–૧૦ ફીટ જેટલાં આંતરડાં પણ આપણે દૂર કરાવી શકીએ છીએ !

પરંતુ ઉદરમાં આ બધી કાપાકૂટ–જીવલેણ ભાસતી ઉપાધિઓ કોઈ પસંદ કરતું નથી. આના સિવાય ચલાવી શકાતું હોય તો બધા દરદીઓ આ માથાકૂટમાંથી બચવા જ ઈચ્છે

છે અને ચિકિત્સકો તો કહે છે જ કે ઘણાખરા કેસોમાં તો આ બધાની મુદ્દલ જરૂર જ નથી; હા, કુદરતના નિયમોનું જો પાલન કરવા દરદી કટિબદ્ધ થાય તો આ અટપટી ક્રિયાઓ સિવાય પણ મોટા ભાગનાં ચાંદાં આપોઆપ જ રુઝાઈ જાય.

પરંતુ આ જમાનાના દરદીઓ પણ ચંચલ અને ધૈર્યહીન હોય છે. ચિકિત્સકની ચેતવણીની તે દરકાર કરતો નથી અને પોતાની પ્રવૃત્તિઓ જરા પણ શિથિલ કરવા તે તૈયાર હોતો નથી. તેની પાસે પુષ્કળ પૈસો હોય છે એટલે પૈસાની મદદથી તે જલદી સારો થવા ઇચ્છે છે. પરંતુ કુદરતમાં ઉતાવળને સ્થાન છે શું? ફૂલ ખીલતાં પહેલાં છોડને કેટલી બધી રાહ જોવી પડે છે! પૈસાથી રોગો મટતા હોત તો આ દુનિયામાં મરત જ કોણ! "તમે કહો તેટલો વખત હું દવા ઉપર રહીશ; પરંતુ આ દૂધ અને ફળ ઉપર રહેવાની કડાકૂટ મારાથી નહિ થાય. આજે મારે આ ગામ તો કાલે પેલે ગામ—આમ ફરવાનું હોઈ આ વૈદરાજ કેમ બની શકે? કૃપા કરી દવાઓથી મટાડી આપો. પૈસાની ફિકર નથી. તમારે જે લેવું હોય તે લો." આ મનોવૃત્તિવાળા દરદીઓને શું કહેવું?

ચાંદા ઉપર ખાટો આંબળા જેવો આહાર ફર્યા કરે તો ચાંદું ન રુઝાય—આટલી સાદી વાત તેમને સમજાવવા છતાં ય તેઓ સમજવા તૈયાર નથી હોતા. એટલે તે એકને છોડી બીજા વૈદ્ય વા ડોક્ટરને વળગે છે. ડોક્ટરો અમ્લપ્રતિયોગી દવાઓ અને અમ્લ-પ્રતિયોગી આહાર-ક્રમ ઉપર તેને રાખે છે. ચાંદાની શરૂઆત જ હોય તો આ દવાઓ અને આહારના ક્રમથી દરદ જરૂર મટી પણ જાય છે જ. પશ્ચિમમાં ડોક્ટરો નીચેના આહાર ઉપર દરદીને રાખે છે. સાયમંડ્ઝ 'હેન્ડબૂક ઑફ ડાયેટ' નામના પુસ્તક ઉપરથી આ આહાર ઉતારું છું:

| | |
|---|---|
| સવારનો નાસ્તો | ૧ પ્યાલો નારંગીનો રસ. |
| | ૧ સહેજ બાફેલું સફરચંદ, મલાઈ સાથે. |
| | ૧ પાંવનો ટુકડો માખણ સાથે. |
| | ૧ પ્યાલો દૂધ. |
| ભોજન | બાફીને ફોલેલા બટાટા માખણ સાથે. |
| | લીલાં શાકભાજી અથવા કચુંબર (salad). |
| | ૧ બ્રેડ (પાંવ)ની સ્લાઇસ માખણ સાથે. |
| | તાજાં ફળ. |
| | ૧ પ્યાલો નારંગીનો રસ. |
| ચા વખતે | ૧ પ્યાલો દૂધ. |
| | ૧ પાંવની સ્લાઇસ માખણ સાથે. |
| | ફળનો મુરબ્બો (જામ). |
| રાતનું વાળુ | શાકનો સૂપ. |
| | બાફેલા વા ઘીમાં તળેલા બટાટા. |
| | કોબી અથવા કોબીનું કચુંબર. |
| | ૧ પાંવની સ્લાઇસ માખણ સાથે. |
| | ૧ પ્યાલો દૂધ. |
| રાત્રે સૂતી વખતે ૧૦ વાગે | ૧ પ્યાલો નારંગીનો રસ. |

ખરી રીતે તો સિનેમા ફિલ્મ સ્ટાર્સ આદિનો આ 'સ્લીમ ડાયેટ' છે. નટીઓ પોતાનાં શરીર જાડાં ન થઈ જાય—મેદસ્વી ન થઈ જાય તેની ભારે કાળજી રાખે છે. વજન વધે એમ એઓ ઇચ્છતી નથી. આ પ્રખ્યાત સ્લિમ ડાયેટ—કૃશતા સંપાદક આહાર—છે. આ આહાર મુખ્યત્વે ફળનો જ છે. એમાં માંસ જરા પણ નથી અને સ્નેહ—ચરબી fat પણ નહિ જેવી છે. માંસ નથી કારણકે માંસનો વિપાક અમ્લ છે અને સ્નેહ નથી (નહિ જેવી છે) કારણકે હોજરીમાં એ પાચનક્રિયાને સ્થગિત કરે છે.

હવે આ આહાર ઉપર કંઈ કાયમ માટે ન જ રહી શકાય. ચાંદુ રૂઝાઈ જાય ત્યાં સુધી આ આહાર બરાબર છે, પછી ક્રમશઃ અન્ય ખોરાક ઉપર દરદીને ચઢાવવામાં આવે છે.

પરંતુ મારી પોતાની સલાહ તો હંમેશાં કેવળ દૂધ અથવા છાસ અને ફળ ઉપર રહેવાની જ હોય છે. દૂધ અલ્પ પ્રમાણમાં અને ફળનો રસ વધુ પ્રમાણમાં લેવાય તો સારું. દૂધ ફળ ઉપર ન રહી શકનાર માટે ઉપરોક્ત આહારયોજના ઘણી સારી છે.

અજીર્ણવિકાર—"ડીસ્પેપ્સીયા"—આ જમાનાનો સાધારણ રોગ છે. ઘણાખરા સુખી લોકો આ દરદથી પીડાતા હોય છે. ગરીબોને પેટપૂર ખાવા મળતું નથી, જ્યારે શ્રીમંતો હદ ઉપરાંત ખાઈને તે હજમ કરી શકતા નથી! એક તરફ ભીષણ ગરીબાઈ અને બીજી બાજુ અનહદ ભોગતૃષ્ણા—આ બેનો જ્યાં સુધી તલસ્પર્શી વિચાર જે સમાજ-રચનામાં કરવામાં નહિ આવે ત્યાં સુધી આ દુનિયામાં શાંતિ અને આરોગ્યનો સંભવ જ નથી. ડૉ. ઍક્રૉઇડ—Aykroid (હિંદુસ્થાનની આહારપ્રયોગ શાળાના ડિરેક્ટર) પણ કહે છે કે "Paradox of poverty and want amidst potential plenty"નો વિચાર નૂતન સમાજરચનામાં કરવો જ પડશે.

અગાઉ આપણે જોઈ ગયા કે ચિંતા, શોકથી જઠરરસ સ્થગિત થઈ જાય છે. ચિંતા જઠરરસને અટકાવે છે. પરિણામે અજીર્ણ જન્મે છે. પરીક્ષા વખતે ભૂખ મરી જાય છે અથવા નોકરીનો ઉમેદવાર શેઠને જ્યારે મળવા—interview—માટે જાય છે, ત્યારે તેની ભૂખ મરી જાય છે. ભૂખ મરવાની વાત તો દૂર રહી, તેને ખાવાનું જ ભાવતું નથી! કેટલાક લોકોને આવે વખતે ઉલટીઓ પણ થાય છે.

ખાટા ઓડકાર, અજીર્ણ, પેટનો દુખાવો—આ જણાય કે તુરત જ કોઈ હોશિયાર ચિકિત્સક પાસે શરીર તપાસાવવું જોઈએ. એવાં સુંદર યંત્રો નિદાન માટે શોધવામાં આવ્યાં છે કે તેની સહાયથી મહાન ભયમાંથી બચી જવાય છે. જઠરરસની ન્યૂનતા છે, અપૂર્ણતા છે કે અધિકતા છે તે પણ ચોકસાઈથી જાણી શકાય છે અને હોજરીની અંદર ચાંદાની શંકા હોય તો તે માટે ગૅસ્ટ્રોસ્કોપ—Gastroscope નામનું યંત્ર આવે છે. આ યંત્રને એક છેડે લેન્સ અને ઇલેક્ટ્રીક લાઇટ હોય છે. અને આ છેડો મોં વાટે હોજરીમાં ઉતારવામાં આવે છે. બીજો છેડો મોંમાં રહે છે અને એમાં 'આઇપીસ' હોય છે જે વડે સાઅરેથ હોજરીની અંદર જોઈ શકે છે. હોજરીમાં રહેલા યંત્રના છેડામાં વીજળીનો પ્રકાશ હોય છે જે વડે હોજરીમાં શું છે તે શસ્ત્રવૈદ્ય સ્પષ્ટ જોઈ શકે છે, અને અંદર ચાંદુ

છે કે નહિ તે કહી શકે છે. આ મંત્ર જરાપણ તકલીફ વિના એનેસ્થેસીઆ સિવાય—હોજરીમાં ઉતારી શકાય એવું સુંદર હોય છે. દરદીને આથી જરાપણ વેદના થતી નથી. આ મંત્રની સહાયથી દરદીને નિશ્ચયપૂર્વક શસ્ત્રવૈદ્ય જણાવી શકે કે તેને ચાંદું નથી પણ કેવળ હોજરીનો સોજો (ગેસ્ટ્રાઈટીસ) છે—ચિંતાનું કારણ નથી. આપણા દેશમાં દરેક હોસ્પિટલમાં આ યંત્ર હોતું નથી—કોઈ નિષ્ણાતો પાસે મુંબઈ કલકત્તા જેવાં શહેરોમાં હશે.

આ ચાંદાવાળો દરદી પ્રથમ hyperacidity—હોજરીમાં ખટાશ થઈ છે, છાતીમાં બળતરા બળે છે એવી ફરિયાદ કરતો આવે છે. આ રોગના દરદીઓ, સાધારણ રીતે, ખાવાનો વખત પહેલાં સખત ભૂખ્યા થઈ જાય છે. ભૂખે રહી શકાતું નથી. ભૂખથી આકુલ-વ્યાકુલ થઈ જાય છે અને ભૂખ એટલી બધી લાગે છે કે ખાવા નથી મળતું તો દુઃખ અનુભવે છે. ખાધા પછી ૨-૩ કલાક પછી વખતોવખત સખત દુખાવો થઈ આવે છે. ચિકિત્સક અજીર્ણની શંકા પ્રદર્શિત કરે છે એટલે દરદીને હસવું આવે છે. "વૈદ્યરાજ! અજીર્ણની વાત કરો છો! મને એવી તો ભૂખ લાગે છે કે મારાથી ઘણુંઘર ભૂખ્યું રહી શકાતું નથી. એટલે અજીર્ણ તો નથી જ."

"તમને ખાધ ખાધા પછી ૨-૩ કલાકે સખત દુખાવો થઈ આવે છે?"

"હા સાહેબ. તમોએ તે કેમ જાણ્યું?"

"અને, કંઈક ખાઓ એટલે તે દુખાવો બેસી જાય છે ને?"

"બરાબર. ૧-૨ બીસ્કીટ ખાવાથી તુરત જ દરદ બેસી જાય છે."

"ઠીક ત્યારે. તમારું નિદાન ચોક્કસ થઈ ગયું છે. ફોટો (X-Ray) ન લેવડાવશો. એકાદ બે મહિના પથારીવશ રહો—પ્રવૃત્તિ માત્ર છોડી દો અને કેવળ ફળ અને દૂધ ઉપર રહો. જલદી સારા થઈ જશો."

"વૈદ્યરાજ! આ બધી કડાકૂટ મારાથી શે થાય? હું આજે અહીં અને કાલે બીજે ગામ હોઉં. મારો બીઝનેસ એવો છે કે મારાથી પથારીમાં સૂઈ નહિ જ રહેવાય."

"તે સિવાય બીજો કોઈ રામબાણ ઉપાય હું જાણતો નથી. તમારા ભલા માટે હું ફરીથી કહું છું કે ૧-૨ મહિના ગમે તેમ કરી આરામ લો. પથારીમાં સૂઈ જ રહો. પછી પસ્તાવો થશે ત્યારે ઘણું મોડું થઈ જશે."

"પણ વૈદ્યરાજ! મારું દરદ તો કહો. મને શું છે? અજીર્ણ તો નથી જ. કેન્સર છે! હાર્ટ ડીસીઝ છે?"

"ના. તમારું દરદ મહણી ક્ષત "ડુઓડિનલ અલ્સર" છે. કેન્સર હાર્ટ બાર્ટ કંઈ જ નથી."

"શસ્ત્રક્રિયાની જરૂર ખરી! જલદી મટતું હોય તો હું કપાઈ કાઢું."

"શસ્ત્રક્રિયા આ દરદનો સફળ ઉપાય નથી. હા, તમો શસ્ત્રવૈદ્ય પાસે જશો તો વખતે તે સલાહ આપશે ખરા. પરંતુ મારી સલાહ શસ્ત્રકર્મની નથી. આહાર અને દવાની યોજનાથી દરદ મટી જાય એવું છે."

"ચાંદું હોજરીમાં છે કે મહણીમાં?"

"હોજરીમાં ચાંદું હોય તો તમો ખાઈ શકો નહિ. Hyperacidityને લઈને ભૂખ ન લાગે વજન વધાય નહિ એટલે ઘટે છે. જમ્યા પછી તુરત જ કાં તો દુખાવો થાય છે કાં ઉલટી થઈ જાય છે. સખત બળતરા થાય છે. સોડા બાઈકાર્બ–ખાવાનો સોડા–લેવાથી તુરત જ શાંત થઈ જાય છે."

"તમો કહો તો ફોટો લેવડાવી જોઉં."

"મેં તમને કહ્યું ને કે ફોટાની જરૂર જ નથી. આ દરદનું નિદાન તદ્દન ચોક્કસ જ છે. ખાઈ લીધા પછી ૨–૩ કલાક પછી પેટમાં સખત દુખાવો થાય. કંઈક ખાવાથી દરદ તુરત જ બેસી જાય. આ દરદીને વારંવાર ખાવાની ટેવ પડી જાય છે એટલે 'ડુઓડિનલ અલ્સર'ના દરદીનું વજન, ઘણું કરીને, વધે છે—ઘટતું તો નથી જ. તે ભૂખ્યો રહી શકતો જ નથી."

"વૈદરાજ! મારી ઉપાધિઓનો પાર નથી. લાખોનો વેપાર ચાલે છે. ૪–૫ ઠેકાણે પેઢીઓ છે. એ દેખરેખ ન રખાય તો પાયમાલી થઈ જાય ને? દવાથી દરદ મટાડો તો કૃપા."

"દવાથી દરદ નહિ જ મટે. ફળ અને દૂધ ઉપર રહો અને પ્રવૃત્તિમાત્ર છોડી દો તો જ દરદ મટશે. ઉપાધિઓ બહુ છે માટે જ આ દરદ છે એ તમો સારી રીતે જાણી લો. ચિંતાથી ચતુરાઈ ઘટે છે કે નહિ તેની મને ખબર નથી, પરંતુ પાચકરસો જરૂર ઘટે છે. મંદાગ્નિ થાય છે. આમાંથી અમ્લતા વધે છે અને આ અગ્નિ જેવા દાહક રસોથી ચાંદું પડે છે. પૈસા પૈસા ન કરો. ચેતો, નહિ તો પછી ભગવાન તમને બચાવે."

આ શ્રીમંત દરદી મારી પાસેથી ગયો—નાખુશ થઈને ગયો. પછી એ ક્યાં ગયો અને શું કર્યું તે હું જાણતો નથી. પરંતુ ૨–૩ મહિના પછી તેમના સંબંધીનો—જે તેમની સાથે જ્યારે એ મને બતાવવા આવ્યો હતો ત્યારે સાથે આવેલ હતા તેમનો—મને પત્ર મળ્યો કે તે ભાઈ મરી ગયા. મને દુઃખ થયું.

દરદીઓને દરદોનું જ્ઞાન હોવું જ જોઈએ એમ ભગવાન પુનર્વસુએ ચરકસંહિતામાં કહ્યું છે તે મને તુરત જ યાદ આવ્યું:

स्मृतिः निर्देशकारित्वम् अभीरुत्वम् अथापि च ।
ज्ञापकत्वं च रोगाणाम् आतुरस्य गुणाः स्मृताः ॥

ચરકસંહિતા સૂ. સ્થા. અ. ૯–૯

દરદ થતા પહેલાં શું શું થયું હતું તે તમામ બરાબર યાદ કરીને ચિકિત્સકને કહી શકે એવી સ્મૃતિ દરદીને હોવી જ જોઈએ.

ચિકિત્સક જે કહે તે શ્રદ્ધાપૂર્વક કરનાર હોવો જોઈએ.

દરદી બીકુ–બીકણ–ગભરાટો–ન હોવો જોઈએ. દૂધ ઉપર કેમ રહેવાય! પથારીમાં બે મહિના સુધી કેમ સૂઈ રહેવાય? આવી બીકવાળો ન હોવો જોઈએ. બીક એ તો રોગને વધારનાર છે.

विषादो रोगवर्धनानाम् (ચરક)—રોગ વધારવામાં વિષાદ ખેદ–ચિંતા–શોક ઇત્યાદિનો સાથી મોટામાં મોટો ફાળો છે. અને દરદી રોગોનો જ્ઞાતા–ज्ञापकत्वं च रोगाणाम्–હોવો જોઈએ. કોઈ કહેશે કે જો દરદીને રોગોનું જ્ઞાન હોવું જોઈએ તો પછી ચિકિત્સકોનું શું

કર્તવ્ય ? આનો અર્થ ચિકિત્સકના જેટલો ઊંડો અભ્યાસ દરદી માટે શક્ય નથી જ, પરંતુ દરદીનું સામાન્ય–preliminary–જ્ઞાન દરદીને હોવું જ જોઈએ. આટલા ગુણો, જે દરદીમાં નથી હોતા તે ચિકિત્સકને અપયશ અપાવે છે.

મને દુઃખ થયું. એ દરદી જરૂર સારો થઈ જાત. ચિકિત્સકો મૃત્યુ નસીબાધીન છે–નિયત છે એમ માનનારા નથી હોતા. પ્રારબ્ધ કર્મો ભોગવવાં પડે છે એવું જ્ઞાન એમને હોય છે છતાંય 'આયુષ્યનું પ્રમાણ યુક્તિની અપેક્ષા રાખે છે' એ ભગવાન ચરકનું વાક્ય બહુ મોટું ભાષ્ય માંગે છે.

મારા કાનમાં ચરકના નીચેના શબ્દો હજી ગુંજે છે:

सदापनात् अत्यनुबद्ध विक्रय क्रयादिलोभादपि पण्यजीविनः ॥
सदैव ते ह्यागत वेगनिग्रहं समाचरन्ते न च कालभोजनम् ।
अकाल निहारविहारसेविनो भवन्ति येऽन्येऽपि सदाऽऽतुराश्च ते ॥

( સિદ્ધિસ્થાન અ. ૧૨ )

શ્રોત્રિયો, રાજસેવકો, વેશ્યાઓ અને વેપારીઓ—આ ચાર સદા રોગી જ હોય છે... ...પણ્યજીવીઓ–વેપારીઓ સદા બેસી રહેનાર હોય છે ( પેઢીમાં–દુકાનમાં ). અને નિરંતર માલ વેચવા લેવાના લોભમાં તેમનાં ચિત્ત પરોવાયલાં હોય છે. આ સ્થિતિમાં વખતસર ખાવાનું તેમને પાલવતું નથી. મલના વેગો પણ વારંવાર રોકવા પડે છે. ફરવા જવાનું બનતું નથી. ચિત્ત વ્યગ્ર રહે છે. પરિણામે તે હમેશાં બિમાર જ રહે છે....

વિષાદ–બીક–ચિંતા એ રોગ વધારનાર છે એ નાના સૂત્ર ઉપર થોડુંક ભાષ્ય આવશ્યક છે એટલે ટૂંકમાં તે વિષે બે શબ્દો કહીને આ લાંબો લેખ પૂરો કરીશ:

એક વેપારીને હું ઘણાં વર્ષોથી ઓળખું છું. સાધારણ રીતે તેના આચાર વિચાર સારા છે એમ હું ખાત્રીથી કહી શકું છું. દૈવવશાત્ તેને વેપારમાં મોટી ખોટ ગઈ. બંગલો, રાચરચીલું બધું વેચી નાખવું પડ્યું અને આ ઘટના પછી ત્રીજે કે ચોથે દિવસે તે મારી પાસે તબિયત બતાવવા આવ્યા. જે માણસના નખમાં રોગ ન હતો તેને આ વિષાદજન્ય ઘટના પછી ગ્રહણીમાં ક્ષત પડેલું મેં નિદાન કર્યું. ફોટાથી પણ તે સાચું ઠર્યું. ઘણા તંદુરસ્ત જણાતા મનુષ્યોને આવાં કારણોથી અચાનક ચાંદાં પડી આવે છે.

એક જુવાન સુંદર બાઈ સગર્ભા હતી. દૈવવશાત્ તેની સુવાવડમાં બચ્ચું આડું આવ્યું. એ માટે–મૂઢગર્ભ[1] માટે–શસ્ત્રક્રિયા કરવામાં આવી. આ પ્રસંગની તે બાઈના પતિના મન ઉપર એવી તો ભયંકર અસર થઈ કે બીજે જ દિવસે તે પેટમાં સખત દુખાવાની ફરિયાદ સાથે મારી પાસે આવ્યો. મારા સપેદાશ્રય સાથે મને એનું દરદ 'ગ્રહણી ક્ષત' જણાયું !

વિષાદ–તૃષ્ણા—વેદાંતની પરિભાષામાં મોહ,—આ રોગનાં ખરાં કારણો છે. તુલસીદાસે યોગ્ય જ કહ્યું છે કે :

---

૧ 'સિસેરિયન સેક્શન' એ અંગ્રેજી નામ બચ્ચું આડું આવે ત્યારે જે ઓપરેશન કરવામાં આવે છે તેનું નામ છે. આયુર્વેદના સંસ્કૃત ગ્રંથોમાં એ શસ્ત્રક્રિયાનું નામ 'મૂઢગર્ભ' રાખવામાં આવ્યું છે.

मोह सकल व्याधिन कर मूला, तें हि ते पुनि उपजहिं बहुशूला,
कामवात, कफ लोभ अपारा, क्रोधपित्त नित छाती जारा.

સકલ વ્યાધિનું કારણ મોહ છે, તેથી અનેક જાતનાં કષ્ટો ઉત્પન્ન થાય છે. કામ વાતરૂપે છે, લોભ કફરૂપે છે, ક્રોધ પિત્તરૂપે છે. (વાત, પિત્ત અને કફના વૈષમ્યથી જ વ્યાધિઓ થાય છે એ પ્રાચીન ભારતીય ચિકિત્સકોનું મંતવ્ય છે.)

મોહને સ્થાને આપણે આધુનિક માનસશાસ્ત્ર–પરિભાષામાં વાત કરીએ તો Psychosomatic Disorders એવું નામ રાખી શકીએ. ૧૯૪૨ ઑક્ટોબરના 'રીડર્સ ડાયજેસ્ટ'માં 'હાઉ યોર માઈન્ડ મે મેક યુ ઇલ'—"તમારું મન તમને બિમાર કેવી રીતે બનાવે છે"—એ નામનો એક બોધપ્રદ લેખ પ્રસિદ્ધ થયો છે. એ લેખનો સાર નીચે મુજબ છેઃ—

"મૅસાચ્યુસેટ્સ જનરલ હૉસ્પિટલમાં મ્યુકસ કોલાઇટીસ (શ્લેષ્મ ગ્રહણી)ના દરદીઓનો અભ્યાસ કરવામાં આવતાં એ દરદીઓમાંના ૯૨ ટકા જેટલા દરદીઓ તો ચિંતા અને લાગણી વા આવેશોને લીધે જ એ રોગના ભોગ બનેલા જણાયા હતા. એક નર્સ જે આ રોગનો ભોગ બનેલી હતી તેણે પોતાનાં માબાપની ઇચ્છા વિરુદ્ધ 'પરધર્મી' સાથે લગ્ન કરેલાં હતાં. સ્વાભાવિક રીતે જ તેનાં માબાપ તેના આ કૃત્યથી ખૂબ નારાજ થયાં હતાં. પોતાનાં માબાપને તેણે દુભાવ્યાં એ ભાવથી જ તેને આ દરદ થયું હતું. જ્યારે તેનાં માબાપે તેના એ કૃત્ય બદલ તેને માફી આપી, પોતાને ઘેર તેડી, તે બીજે દિવસથી જ તેનું દરદ ઓછું થઈ ગયું. ક્રોધ અને ચિંતાથી રક્તનું દબાણ (બ્લડપ્રેસર) વધે છે, નાડીતંત્ર શિથિલ થાય છે અને સમસ્ત શરીરની ધાતુઓ વિકૃત થાય છે. પરિણામે આવા શ્લેષ્મ ગ્રહણી (ઝાડામાં પુષ્કળ જરસ પડે છે એ વ્યાધિ) જેવા રોગો થાય છે..."

દરદો અને દરદીઓ તરફની ચિકિત્સકોની દૃષ્ટિ ઝપાટાભેર બદલાતી જાય છે. એ શુભ ચિહ્ન છે. ઇંદ્રિયોનો સ્વામી મન છે અને મનના તરંગોની અસરો સકલ શરીર ઉપર થાય છે એ સત્ય ધીમે ધીમે ચિકિત્સકોના સમજવામાં આવે છે.

આપણા આપ્તોએ વ્યાધિ માત્રના કારણ તરીકે એક "प्रज्ञापराध"—બુદ્ધિનો અપરાધ–ગણાવ્યો છે. ધી, ધૃતિ અને સ્મૃતિથી ભ્રષ્ટ થઈ મનુષ્યો જે અશુભ કર્મો કરે છે તેના મૂળમાં પ્રજ્ઞાપરાધ જ છે એવી સારગર્ભિત વ્યાખ્યા ભગવાન ચરકે આપેલી છે. ધી, ધૃતિ અને સ્મૃતિ—આ ત્રણેની વ્યાખ્યાઓ આપવાનું આ સ્થાન નથી. સાગરને ગાગરમાં સમાવવાનું કલાકૌશલ્ય આપણા પૂર્વજોમાં હતું. એ પ્રાચીન પરિભાષા સમજવાની આજે તો આપણામાં શક્તિ પણ રહી નથી. બાકી માંસના લોચા અને હાડકાંનું જ શરીર બનેલું છે એમ માનીને દવાઓનો અવિચારી ઉપયોગ આજકાલ જે થઈ રહ્યો છે તેમાં નથી બુદ્ધિનું ઊંડાણ, નથી તલસ્પર્શી વિચારશક્તિ. દરદ કેવું છે તેના કરતાં દરદી કેવો છે એ જાણવા માટે જ્યારે ચિકિત્સક દરદીનાં અંતરાત્મામાં પોતાના જ્ઞાનદીપવડે ઊતરતાં શીખશે ત્યારે જ રોગનું ખરું કારણ સમજાશે અને આજે જે અનર્થ–પરંપરા ચાલી રહી છે તે અટકી જશે. શરીર, ઇંદ્રિય, સત્ત્વ અને આત્મા—આ ચારેયના સંયોગને 'જીવન' તરીકે ચરકે ઓળખાવ્યું છે. મનની કંદરાઓનો અભ્યાસ હજી ચાલી રહ્યો છે અને

એટલામાં તો સમજ્યે વગર સમજ્યે "સાઈકોલોજી"ના ગ્રંથો ભરાવા લાગ્યા છે. અને તે પણ ઉપયોગિતા—utility—ની દૃષ્ટિએ ! જીવનમાં અનેક જાતની એષણાઓ, તેમની અરસપરસ થતી ભિન્ન ભિન્ન અસરો—આ બધાના અવગાહનમાં ઊતરતાં તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં સરી જવાય એમ છે. અને આથી જ આયુર્વેદ એ કેવળ દવાનું શાસ્ત્ર નથી, પરંતુ એમાં તત્ત્વજ્ઞાન, નીતિ, સદાચાર, માનસશાસ્ત્ર, કામક્રોધ ઇત્યાદિ મહારિપુઓની અસર; ધર્મ અને કામ ઇત્યાદિ જીવનને વળગતા તમામ પ્રશ્નોની ગૂંથણી આર્ષ કવિને છાજે એવી અપ્રતીમ પ્રતિભાથી કરવામાં આવેલી છે. અવિદ્યાના પરમ પારને પગાડનારા એ પરમ ઋષિઓને વંદન હો, વંદન હો.

આમાશય ક્ષતની માફક ઘણા રોગોનું ઉદ્‌ગમસ્થાન મનમાં થતા સારામાઠા વિચારો છે એમ હવે ધીરે ધીરે સમજાવા લાગ્યું છે એ સુચિહ્ન છે. આજનો યુગ એ દોડધામનો યુગ છે. શરીર અને મનની શાંતિ રહી નથી. જીવનનું કોઈ ચરમ લક્ષ્ય દેખાતું નથી. અનર્ગલ ભોગવાસનાઓ, પરિગ્રહવૃત્તિ, અહંતા, ક્ષુદ્રતા, પામરતા—આ આજનું જીવન ! અને આ બધાંની સંતતિ એ આજના રોગો ! ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્ર અને માનસશાસ્ત્રના સીમાડા ઉપર આધુનિક શારીર-વિજ્ઞાન આવીને અટક્યું છે. પ્રત્યક્ષને જ પ્રમાણભૂત માનનાર ભૌતિકશાસ્ત્ર (science) અગમ્યવાદમાં ઊતરતું હું જોઈ શકું છું અને મનબુદ્ધિ અને એથી પર આત્માનાં અગોચર ક્ષેત્રોમાં પ્રવેશ કર્યા વિના જીવનના અટપટા પ્રશ્નો ઉકેલાવાના નથી. રોગોની આમૂલાગ્ર સમીક્ષા પણ તે સિવાય શક્ય નથી બનવાની. અસ્તુ.

આમાશય ક્ષત ઉપર Larostidinના ઇંજેક્શન્સ આજે અપાય છે. ૨૪ દિવસ સુધી ૫ સી. સીનાં ૨૪ ઇંજેક્શન્સ લેવાં પડે છે. પરંતુ એક વાત લક્ષ્યમાં રાખવી જ જોઈએ કે પડેલું ચાંદું આથી વખતે રૂઝાઈ તો જાય છે જ પરંતુ બીજું ચાંદું પડતાં તેને અટકાવતું નથી. 'Once an ulcer patient always an ulcer patient.' એક વખત ચાંદું પડ્યું કે પછી કાયમ માટે ચાંદું રહેવાનું જ, એમ વિદ્વાનો માને છે. માટે દવાઓ અને ઇંજેક્શનો ઉપર વધુ પડતી મદાર ન બાંધતાં, શારીરિક અને માનસિક શાંતિ, ફળ અને દૂધનો યથેચ્છ ઉપયોગ—આ જ ઉપર વધુ શ્રદ્ધા રાખવી ઉચિત છે. દૂધ અને ફળ ઉપર રહેવું, આરોગ્યવર્ધિની જેવી દવાઓ લેવી, અને ખૂબ જ શાંતિ રાખી ઘર આગળ શાંતિથી રહેવું—આ જ આ વ્યાધિની રામબાણ દવાઓ છે.

કેળવણી વિષયક

# પ્રશ્નોત્તરી

નાનાભાઈ ભટ્ટ

[ તા. ૧-૫-૪૫ને રોજ ગુજરાતનાં જુદાં જુદાં સ્થળેથી લગભગ ૭૦ શિક્ષકોનું જૂથ શ્રી નાનાભાઈ ભટ્ટનો સંપર્ક સાધવા આંબલા મુકામે પહોંચ્યું. સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, ઉત્તર ગુજરાત, પોરબંદર, મોરબી, વઢવાણ, કચ્છ વગેરે સ્થળોએ પ્રાથમિક શિક્ષણનું કામ કરનાર મુખ્ય-મુખ્ય સંસ્થાઓના પ્રતિનિધિઓ ત્યાં ગયા હતા.

પ્રાસ્તાવિક વિવેચન પછી પ્રશ્નોત્તરી થઈ હતી. પ્રશ્નોત્તરી દરરોજ લગભગ પાંચ કલાક ચાલતી. શ્રી નાનાભાઈએ પોતાના અનુભવોના નિષ્કર્ષરૂપે જે ઉત્તરો આપ્યા હતા તે સૌ કોઈને માર્ગદર્શક બને તેવા હોઈ અહીં તેનો સાર આપ્યો છે. ]

**જીવનમાં જીવવાની યોજના**

(૧) વર્ધાયોજનાનું સામાન્ય સ્વરૂપ અમને જણાવો.

વર્ધાયોજના એ માત્ર કેળવણીની એક યોજના નથી, એ તો જીવનની ફિલસૂફી છે. વર્ધાયોજના એ બાપુની ચૌદ પ્રકારની જે રચનાત્મક પ્રવૃત્તિઓ છે તેનો કળશ છે. એ આખી કળાની ઇમારત એવી સુસંબદ્ધ ગોઠવાઈ છે કે તેમાંથી કોઈપણ એક ભાગ ઉઠાવીને તમે જુદા ચોકઠામાં ગોઠવો તો તે ભાગ પોતે પણ બેડોળ બને અને પેલું ચોકઠું પણ બેડોળ બને. એટલે જ સત્ય અને અહિંસાના પાયા પર જે નવા સમાજનું ચણતર ચણવાનું છે તેની એક પ્રવૃત્તિ તરીકે જ તેનું એક સ્થાન છે અને એ રીતે તે યોજના માત્ર 'વર્ગમાં શીખવવાની એક યોજના' નથી પણ 'જીવનમાં જીવવાની યોજના' છે.

**ગાંધીજી અને મોન્ટેસોરી**

(૨) વર્ધાયોજના અને મોન્ટેસોરી પદ્ધતિની સુસંગતિ વિશે આપના વિચારો જણાવો.

મોન્ટેસોરી પદ્ધતિનાં જે તત્ત્વો છે તે મને અત્યંત આદરપાત્ર લાગે છે. એ પદ્ધતિની શાસ્ત્રીયતા અને બાળક પાસે વિષય ધરવાની શાસ્ત્રીય કસોટી વર્ધાયોજના પ્રમાણે હાથ-ઉદ્યોગોને ધરવામાં પણ બહુ જ ઉપયોગી છે. આપણાં બાળકોને 'શું શીખવવું અને શું ન શીખવવું' તે શીખવા માટે આપણે બાપુ પાસે જઈએ; પરંતુ જે શીખવવાનું છે તે કેવી રીતે શીખવવું તે માટે આપણે ગોકમ મોન્ટેસોરી પાસે જઈએ. મેડમની દૃષ્ટિ બાળજગતને આવરી લે છે; બાપુની દૃષ્ટિ આખા માનવજગતને આવરી લે છે.

(૩) થોડા સમય પર અમદાવાદમાં જે મોન્ટેસોરી વર્ગ ચાલતો હતો તે વિશે આપનું શું મંતવ્ય છે?

તમે જાણો છો કે હું મેડમનાં તત્ત્વોનો આદર કરું છું એટલું જ નહિ, પણ તેમને વધાવું છું. એમની રગેરગમાં બાળપ્રેમ ભર્યો છે. ઉપરાંત તેમની પાસે બાળકને કેળવવાની શાસ્ત્રીય કળા પણ છે. પણ જે ઉચ્ચ કક્ષાએ ઊભાં રહીને મેડમ બાળકને જુએ છે અને તેને કેળવવાની વાતો કરે છે તે કક્ષાએ, અથવા તો તેથી નીચે ઊભા રહીને પણ, મેડમની વાણીને સમજવાની આપણામાંથી કેટલાની લાયકાત છે? એ વર્ગમાં દાખલ થએલાં સૌ ભાઈબહેનોની આવી લાયકાત હતી? મને તો એમ પણ લાગે છે કે મેડમ જેવાં બાળકેળવણીનાં નિષ્ણાતને બારસો રૂપિયા ધરવા પડે તો ધરીએ. પણ તે શા માટે? કે તેમનું શાસ્ત્રીય જ્ઞાન

અને માનસશાસ્ત્રની દૃષ્ટિ તે આપણાં ગરીબ બાળકો પર લગાડે અને તે બાળકોની કેળવણીની કૂંચી આપણા ખોળામાં નાખે. આપણા દેશનાં બાળકોનો પ્રશ્ન આપણા દેશની નવરચનાના પ્રશ્નથી છૂટો પાડીને કેવી રીતે ઉકેલવાના છીએ? માટે જ તેનો ઉકેલ કો. મોન્ટેસોરી આપણા દેશમાં વસી આપણામાંના એક થઈને ઉકેલી શકે.

### આપણો આદર્શ અને અન્યનાં સાધનોનો મેળ

(૪) મોન્ટેસોરી પદ્ધતિ આપણા દેશની કેળવણીમાં દાખલ કરવા વિશે આપ શું કહો છો?

હું તો એ પદ્ધતિને આપણા જીવનનો જે સનાતન મંત્ર બાપુએ આપણને આપ્યો છે તેથી માપું. જો મેડમની પદ્ધતિમાં મને સત્ય અને અહિંસા દેખાય તો હું એને સોએ સો ટકા સ્વીકારું. એમ હશે, ત્યારે તો અહિંસા, અસ્તેય, આદિ બધાય ગુણો મોન્ટેસોરી શિક્ષકના આદ્યગુણો ગણાશે.

બાળકેળવણીની પદ્ધતિ ગમે તે હોય: આપણા દેશની હો કે પરદેશી હો પણ હું તેને અહિંસા અને સત્યની એરણ પર મૂકું અને જો ફટકિયા મોતીની માફક તે તૂટી જાય તો હું તેને શી રીતે સ્વીકારું? માટે જ કહું છું કે આપણો આદર્શ વર્ધા પ્રમાણે રાખીએ અને તેની સાથે મેડમનાં સાધનો વગેરેનો થાય તેટલો મેળ રાખવા પ્રયત્ન કરીએ. પણ એ સાધનો ઉપરનું મેડમનું સ્વામિત્વ મને કોઈ રીતે બંધબેસતું ન લાગે. મેડમ પોતાની પદ્ધતિની શુદ્ધિ જાળવી રાખવા માટે જે centralisation રાખવા માગે છે તે મને પોતાને તો એમના કેળવણીના સિદ્ધાંતોની વિરુદ્ધ જ લાગે છે.

### વર્ધાયોજના માટે વર્ધાજીવન

(૫) શહેરમાં વર્ધાયોજનાનો અમલ કેવી રીતે થઈ શકે?

સૌથી પહેલું તો એટલું જ કહું કે પ્રત્યેક શિક્ષકે બાપુ કહે છે તેવા આદર્શ આશ્રમવાસી કે માનવી તરીકે જીવતાં શીખવું જોઈએ. તેના જીવનમાં એ પદ્ધતિના મૂળમાં પડેલ તત્ત્વો નહિ હોય તો માત્ર શાળાની ચાર દીવાલોમાં એ પદ્ધતિને ઊભી નહિ કરી શકાય. શહેરોમાં આપણે આપણી શાળાઓમાં જાતમહેનત અને ઉત્પાદક ઉદ્યોગને શરૂ કરી શકીએ છીએ. પણ જો આપણે પોતે એવું શ્રમજીવન નહિ જીવતા હોઈએ તો એને દાખલ કરવાની આપણી તમામ યુક્તિપ્રયુક્તિઓ એળે જવાની છે એમ સમજજો. વર્ધાશિક્ષણ તો આખા રાષ્ટ્રના દેહને બદલાવી નાખવા ઇચ્છે છે. એના સિદ્ધાંતો ઘરમાં, ઠેઠ રસોડા સુધી, પહોંચશે ત્યારે જ એની સાર્થકતા થશે. એની સફળતા શિક્ષકના પોતાના જીવન પર અને તેની શ્રદ્ધા પર છે. પણ હું એક પ્રશ્ન પૂછું કે આપણે આ કાર્ય આજે નહિ તો ક્યારે ઉપાડીશું? આપણું પુણ્યપર્વ તો આજે છે. ઉપરાંત, આપણે કેળવણી પાછળ આટલાં બધા શા માટે પડ્યા છીએ એ જ હું તો સમજતો નથી. આજ સુધી શહેરોમાં જીવનની ફેશન શ્રીમંતો ઊભી કરે છે તેના બદલે આજે આપણે વર્ધાદૃષ્ટિએ નવી ફેશન ઊભી કાં ન કરીએ? નાની વીગતો આજે હું તમને નથી આપતો પણ આપણે જ્યાં પડ્યા હોઈએ ત્યાં આ જાતનું વર્ધાજીવન ગાળીએ તો વર્ધાયોજના અર્ધી તો આપોઆપ જ ઊભી થઈ જશે.

## ગામડાંની પ્રજાની ભીંસ

(૬) ગામડાંનો આપનો અનુભવ કેવો છે?

ગામડાંનું જીવન આજે સાવ ભીતરી ગયું છે. તે ગરીબ પ્રજા રાજકીય, આર્થિક અને સામાજિક દબાણો વચ્ચે એવી તો ભીંસાઈ ગઈ છે કે એનો આત્મા આપણને જડવો મુશ્કેલ છે. કોઈ ખેતરમાંથી આપણે દર વર્ષે પાક ખાંઈએ પણ એના બદલામાં તેમાં ખાતર પૂરીએ જ નહિ તો તે ખેતર જતે દિવસે કેવું થાય? આવું આપણાં ગામડાંઓનું થયું છે. એટલે આજે તો ગામડાંનાં ભાઈબહેનો, ગામમાં કોઈ નવો માણસ આવે કે તુર્ત જ તેને બીકની કે અવિશ્વાસની નજરે જુએ છે. કારણ કે તેણે વર્ષો થયાં કોઈ સારા આદમીને આવ્યો-જોયો નથી. જે આવ્યો છે તે ધનિક થઈને આવ્યો છે અને ધનથી જ ટક્યો છે. આવનાર સૌએ ગામડાંને ભયમાં ને ભયમાં જ રાખ્યું છે. તેમાં જો કોઈ નવો આવે તે નવો ભય લાવશે એમ લોકો માને તો એમનો શો દોષ? મારી પણ એવી જ દશા થઈ છે, એમ કહી શકું. મને આવતાં ન આવડ્યું. હું દક્ષિણામૂર્તિના નિયામકપદેથી ગુજરાત-કાઠિયાવાડના સમર્થ કેળવણીકાર તરીકેની પ્રતિષ્ઠા લઈને રાજ્યની મોટી મદદથી અહીં એરોપ્લેન ઊતરે તેમ ઊતરી પડ્યો. પણ હું કાંઈ આંબલાની ધરતીમાં ઊગ્યો છું? હું જો ગામડાંના સાદા વાસી તરીકે આવ્યો હોત અને પછી ધીમે ધીમે ગામના સહકારથી શાળા કાઢવા પ્રયત્ન કર્યો હોત તો એ શાળા ગામની શાળા થાત. આજે હવે મારી આ ભૂલને હું સુધારી રહ્યો છું અને ગામના લોકોનો અવિશ્વાસ મોટે ભાગે દૂર થયો છે પણ ખરો.

## દક્ષિણામૂર્તિનો આત્મા જીવંત છે

(૭) તમે આપણી ભાવનગરની દક્ષિણામૂર્તિ સંસ્થાને જીવતી રાખીને આ પ્રયત્ન કરી શક્યા હોત. તમારામાં એવી શક્તિ છે જ. છતાં તમે એમ કેમ ન કર્યું?

મારા અભિપ્રાય પ્રમાણે તો દ. મૂ.ના આત્માને જીવતો રાખવા માટે જ હું અહીં આવ્યો છું. અને મારે મન તો આજે પણ એ સંસ્થા જીવે છે. તમે બોલો છો એ તો દ. મૂ.નાં-ભાવનગરનાં-મકાનો વિશે બોલો છો. મારે મન, એ મકાનો તો માત્ર ઈંટ, પથ્થર અને ચૂનાનો ઢગલો જ છે. હું દ. મૂ.નો ત્યાગ કરીને આંબલા આવ્યો છું એ વાત જૂઠી છે. દ. મૂ.નો વિભાગ એટલે ગ્રામ દ. મૂ. મેં ભાવનગરની સંસ્થાના એક અંગ તરીકે અહીં શરૂઆત કરી હતી. પરિસ્થિતિ એવી આવી કે જવાબદારી લેનારના અભાવે ભાવનગરના વિભાગો બંધ કરવા પડશે એમ સૌને જણાયું. અને સાથોસાથ એવો ભય પણ પેદા થયો કે તે વિભાગો બંધ થાય અને આંબલા વિભાગ ચાલુ રહે તો આખીય સંસ્થાનો વારસો આંબલા વિભાગને જાય. એટલે, મિત્રોના આ ભયને દૂર કરવા માટે મેં ગ્રામ દક્ષિણામૂર્તિને ભાવનગર દ.મૂ. થી અલગ પાડવાની દરખાસ્ત મૂકી અને મિત્રોએ તેને સહર્ષ તુર્ત જ વધાવી લીધી.

હવે તમે સમજી શકશો કે મારા માટે બે ઘોડે ચડવું અશક્ય જ હતું. ગ્રામ દ. મૂ.માં મારી જાતે કામ કરવાની મને હોંશ હતી. નહિતર આંબલાનો વિભાગ ઉપાડીને કોઈ સાધારણ આદમીથી એ ચલાવી શકાત. પણ એવો વિભાગ તો માત્ર રમકડું થાય. એમાં પ્રાણ ન આવે.

**ગાંધીવાળાની આડખીલી !**

(૮) આપ પાંચ વર્ષથી અહીં બેઠા છો છતાં આ ગામમાં આટલા બધા લોકો અભણ કેમ છે !

કારણકે અહીંના લોકોને અમારી પાસે બાળકોને ભણાવવાનું મન નથી. પહેલાં અમે અહીંની શાળા ચલાવતા અને રાજ્યની શાળા પણ રાજ્યે અમને સોંપી હતી. પરંતુ સ્થાપિત હિતોવાળા ગામના અમીરો અને રાજ્યના અધિકારીઓ પામી ગયા કે ગાંધીવાળાનું આગમન પોતાને આડખીલીરૂપ છે એટલે તેઓએ લોકોને જુદી જુદી રીતે ભમરાવ્યા તેમ જ ચડાવ્યા અને અમે શાળાને બંધ કરી. આપણી આમજનતાની આવી દશા અહીં જ છે એમ ન સમજશો. બધે ય આવું જ છે. આ લોકો નવાં બળોને તુર્ત જ પારખી લે છે અને તેમનો વિરોધ કરવાની નવી નવી તરકીબો શોધી કાઢે છે, જેની આપણને કલ્પના પણ ન આવે એવી રીતે તેઓ શોધી શકે છે. વર્ષો થયાં જેણે માર ખાધા કર્યો છે તે પ્રજા પાસેથી આપણે બીજા શાની આશા રાખીએ ? આ લોકોની સેવામાં આખું જીવન ખર્ચી નાખવું એ મને તો આપણી ફરજ લાગે છે.

**ગૃહકાર્યોને ધોરણે કન્યાકેળવણી**

(૯) વર્ધાયોજનામાં જે ઉદ્યોગો પ્રધાન સ્થાને છે, તેવું જ સ્થાન ગૃહકાર્યોને આપી કન્યાકેળવણી માટે વર્ધાયોજના થઈ શકે કે નહિ ?

જરૂર થઈ શકે. આ સંબંધે વર્ધાના યોજકો સાથે કેટલાક વિચારકોએ વિચાર-વિનિમય કર્યો છે. વળી કસ્તુરબા–સ્મારક અંગે થનાર કાર્યમાં પણ આ વિચારણા પ્રધાન સ્થાને છે. રસોઈ, શીવણ વગેરે ગૃહકાર્યોને વર્ધાયોજનામાં બતાવેલ ઉદ્યોગો જેવું જ સ્થાન અને મહત્ત્વ આપી કેળવણી આપી શકાય.

**કયો ઉદ્યોગ પ્રધાન સ્થાને ?**

(૧૦) વર્ધાકેળવણીમાં પ્રધાન સ્થાને કયો ઉદ્યોગ હોવો જોઈએ ?

મારી અંગત માન્યતા એવી છે કે ખેતીને મુખ્ય ઉદ્યોગ તરીકે સ્થાન અપાવું જોઈએ. પરંતુ બાપુજીએ કાંતણને મુખ્ય સ્થાન આપ્યું છે તેની પાછળ અનેક વિચારોની વ્યાપક દૃષ્ટિ અને આનુભવિકની ઉકેલની નજર છે. એમને વિવિધ ઉદ્યોગોમાંથી કાંતણ જ પ્રધાન ઉદ્યોગ તરીકે જડી આવેલ છે. એ જ તેમનો મોટામાં મોટો ફાળો છે.

વર્ધાકેળવણીના સિદ્ધાંતોએ તો આખા વિશ્વની નજર ખેંચી છે. વિશ્વના મોટા મોટા વિચારકોએ આ યોજનાને મુબારકબાદી આપી છે. આવે તબક્કે દુનિયા આપણા ઉપર મીટ માંડી બેઠી છે. હવે વર્ધાનું શિક્ષણશાસ્ત્ર પણ સંપૂર્ણ બન્યું છે. એટલે જનતાએ તેને જલદી વ્યાપક સ્વરૂપ આપવું જોઈએ.

**સહશિક્ષણનું સાહસ ક્યારે ખેડવું ?**

(૧૧) સહશિક્ષણ વિશેના તમારા અનુભવો આપો.

મને લાગ્યું છે કે સંસ્થા સતત જાગૃતિ સેવી શકે તો સહશિક્ષણ આવકારદાયક છે. છતાં તે જાગૃતિ સેવ્યા પછી પણ કેટલીક વખત દાથ દાઝે છે...તો સમજવું કે કોઈ પણ અવિચારની પાછળ કંઈ કંઈ ઉથાપો ને દૂષણો તો રહી જ જાય છે. સહશિક્ષણનો

અમુક સૈદ્ધાંતિક દષ્ટિએ જરૂરી છે એમ ન જોવું. શક્તિ હોય તો જ—જાગૃતિ સેવીને—તેવાં સાહસ ખેડવાં.

કલા અને સાદાઈ

(૧૨) તમને એમ નથી લાગતું કે આપણાં બાલમંદિરોમાં કલાની અતિરેકતા થાય છે?

હું કળામાં નથી સમજતો, પરંતુ મારી પાસે તેનો કસ લેવાની બુદ્ધિ તો છે જ. મને લાગે છે કે નૃત્ય, નાટકો ને કલામય વાતાવરણ બાલમંદિરમાં જરૂર હોવાં જોઈએ. પરંતુ શ્રી. ગિજુભાઈ જે સાદાઈ અને ખાસ પૂર્વતૈયારી વિના બાળનાટકો કરાવતા, તે સાદાઈ ભૂલીને તમે બધા પોશાક, ઝાકઝમક વગેરે પાછળ એવા તો પડ્યા છો કે હાવભાવની મુખ્ય વાતને તમે ભૂલી જાઓ છો. આથી શહેરોમાં જે રીતે બાળનાટકો ભજવાય છે તેને હું આવકારી શકતો નથી. એ અતિરેકતાનો નાશ કરી હાવભાવવાળાં નૃત્ય અને બાળનાટકો સાદાઈથી યોજે તે જરૂરનું છે.

ટ્યુશનની ગુલામી તોડો

(૧૩) શહેરી શિક્ષકોનો આત્મા ટ્યુશનથી ખવાઈ જાય છે તેનો શો જવાબ છે?

હું જોઉં છું કે ઉચ્ચ ખમીરવાળા સ્વાભિમાની શિક્ષકોને પણ શહેરોમાં ટ્યુશનની ગુલામી સેવવી પડે છે. એ દશાના સાક્ષી જ્યારે મારે થવું પડે છે ત્યારે મારું હૃદય રડે છે અને તે શિક્ષકોની આંખમાંથી આંસુ સરે છે. મને લાગે છે કે તે શિક્ષકો તેમના આત્માની શક્તિ જોઈ શકયા નથી. શહેરમાં તેઓ જે મહેનત કરે છે તે જ મહેનત ગામડાંમાં કરે તો તેમને રોટલો ન મળે તેવું નથી. પરંતુ આજે તો ગામડાંની ખોટી ભડક તમને સૌને લાગી ગઈ છે. સ્વાભિમાન સાચવીને તમારો રોટલો તમે ગમે ત્યાંથી મેળવી શકો તેમ છો. પણ નીચી મૂંડી રાખીને ટ્યુશનો પાછળ કેમ પડો છો તે સમજાતું નથી. કાં તો તમારી શાળાઓની ફી વધારી એ પ્રશ્નોનો ઉકેલ કરો, કરાવો, અગર આ ધંધાને બાત મારી કોઈ પણ સ્વમાની ધંધો લો. આ રીતે શહેરની તમામ નિશાળો તમે સૌ એકત્રિત થઈને બંધ કરો તો પણ શું ખોટું છે!

(૧૪) સર્વ ધર્મોનાં તત્ત્વો દ્વારા બાળકોને ધાર્મિક વાતાવરણ કેવી રીતે આપી શકાય?

સર્વ ધર્મની સરખામણી કે ઉપદેશનીતિ કરવાને બદલે બાળકને સંતપુરુષોનાં જીવન-ચરિત્રો આપવાં એ વધારે યોગ્ય માનું છું. સર્વ ધર્મોના સારા સારા સંતોનાં જીવનવૃત્તાંત કહેવાં કે વાંચી સંભળાવવાં એ આજની ઉત્તમ રીત મને લાગે છે. બાકી તો શિક્ષકનું અંગત જીવન—ધાર્મિક જીવન જ—તેમને વધુ સ્પર્શ કરે છે.

નવમીની રજા

(૧૫) દર માસની દરેક નવમીએ રજા પાડવા સંબંધે આપ શું કહો છો?

વિદ્યાર્થીઓ જો તે રજા માગતા હોય તો ખુશીથી આપવી. તેમની આ માગણી પાછળ રાષ્ટ્રભાવના દેખાય છે. શિક્ષકો અને સંચાલકોનો ધર્મ છે કે તેમણે તે ભાવનાનો ઉપયોગ કરવો. રજા નહિ પાડવાની વૃત્તિ દાખવી તેમનો સામનો કરશો તો ભારે વિરોધ-મયીની મડાગાંઠ પડશે. મારી ડાહી ને વ્યવહારુ સલાહ એ છે કે કોઈ પણ રીતે રચનાત્મક કાર્યક્રમ ન યોજી શકાય તો પણ, તે દિવસે રજા પાડી બાળકોના વિચારોને સન્માનો તે ખોટું નથી. અમદાવાદ કે જ્યાં મોટા ધરખમ આચાર્યો પડ્યા છે ત્યાં આવો

પ્રશ્ન ઉપસ્થિત થાય તે સંચાલકો માટે શરમજનક છે. યુવકોની આ તમન્નાને સન્માની તેનો સદુપયોગ કરવાની આવડત આપણામાં ન હોય તો શાળાઓનું મોટું દેવાળું છે.

### સ્ત્રીનું આર્થિક સ્વાતંત્ર્ય

(૧૬) સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્યની જરૂર છે? જો હોય તો કેવી ને કેટલી?

આવો પ્રશ્ન આર્યાવર્તમાં ઉપસ્થિત થવો ન જોઈએ. તે થાય છે તેનું કારણ આપણે પુરુષો છીએ. સ્ત્રીને આપણે ઘણી રીતે અવગણી છે. ઉપાય તો એક જ છે કે પુરુષોએ પોતાની કમાણી સ્ત્રીને ચરણે ધરી દેવી. અને તેમાંથી ઘર ચલાવવાની પૂર્ણ સત્તા સ્ત્રીને આપી દેવી. એમ કરતાં પુરુષે પોતાના સિદ્ધાંત કે મતનું આક્રમણ જરાયે થવા ન દેવું. ઉપરાંત એટલું કહું કે માનવી તરીકે ઉત્પાદક ઉદ્યોગો હાથ કરી લેવાની સૌની ફરજ છે તેમ સ્ત્રીઓ પણ તેવો એક ઉદ્યોગ હાથ કરી લે તે જરૂરનું છે. પરંતુ તે આવડતનો વિકૃત અમલ આપણા દેશને અને તેની સ્ત્રીને હાનિકારક છે.

### બાળમંદિરોનું ઓજસ

(૧૭) બાળમંદિરોનું ઓજસ શ્રી. ગિજુભાઈની હયાતીમાં દેખાતું તેવું આજે નથી; તે બધાં ભાંગતી દશામાં છે. તેનો ઉપાય બતાવશો?

ઉપાય તમારા જ હાથમાં છે. આજની કમિટીઓ કે વાલીઓ સમક્ષ તમે ટટ્ટાર ઊભાં રહી શકતાં નથી, અને ધીરે ધીરે સિદ્ધાંતો છોડી વધુ પડતા વ્યવહારુ થતા જાઓ છો. પ્રજાને દોરવણી આપવાનું કામ તમારું છે, તે પ્રમાણે પ્રજા ન દોરવાય તો બીજા સ્વમાની ધંધા શોધી લેવા. સ્વમાન સાચવીને બાલમંદિર ટકાવી શકતા ન હો તો બહેતર છે કે તેને તાળાં મારવાં અને નવા ધંધા શોધવા અગર ગામડાંમાં બેસી જવું. જ્યાં જરૂર છે ત્યાં તમારે જવું નથી, અને જ્યાં ભીંસાવ છો ત્યાંથી નીકળવું નથી! આ કેવી બેહૂદી વાત!

'ગુજરાત સમાચાર'માંથી ]
તા. ૧૮-૫-૪૫



'પ્રસ્થાન' દર મહીનાની ૧લી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
લવાજમ: હિંદમાં રૂ. ૫; પરદેશના રૂ. ૭-૮-૦ છૂટક નકલ ૦-૮-૦;

 પ્રસ્થાન 

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૦ અષાઢ : ૨૦૦૧ અંક ૩

## વતનના વારસો

ઉમાશંકર જોષી

અમે વ્હેલા 'અહીં' આવ્યા તમારાથી પહેલા,
તમારાથી અમે હ્યાં ચાર દિન જ્યાદે રહેલા.
અમોને જૈફીમાં, તમોને જોબને, ગુલામી;
તમન્ના છૂટવાની તે ઘટે કોમાં પહેલાં?
ભલે હો એક હિન્દુ ને મુસલમાનો બીજાઓ,
વતનના વારસો એ બે જ છે મોડાવહેલા.
ઝરે છે શિર ઉપર લૂ ઉનાળે એક સરખી
જુલમગારો તણા જુલ્મો ય તે સરખા સહેલા.
અને શાંતિભરી બાદલી વરસવાની ય છે, ત્યાં
ભિંજાશે બેયનાં હૈયાં ગુલામીથી દહેલાં.
અંગૂઠા એકલા વિણ આંગળાં છે પાંગળાં હા!
તમે થોડા, અમે ઝાઝા. ભલા એ બોલ ઘેલા!
ગુલામીમાં વધુ ઓછું નથી રે કોઈને યે.
ગુલામી સો ટકા બંનેયની! તોડો પહેલાં.
વતનમાં સાવકા આપણ, પરાયા લાડકા છે,
વિના ઇતબાર આપસમાં, થયા બેહાલ રહેલા.
પરાયાં પેટભર જમતાં વધેલી એંઠ માટે
પરસ્પર આપણે લડીએ, જુઓ આ ખેલ ઘેલા.
જિયાફત આપણી જ્યારે હશે, ત્યારે જુદાઈ
હશે ના; કે પિરસનારા જમી લેશે ન પ્હેલા.
પરવશે એક બીજાને ઈમાને દિલદારી સાથે,
જશે જો ભૂખ ઘરમાંથી અરે આ એકવેળા.



☆

# પૂર્ણયોગનો દાર્શનિક પ્રવેશક

મૂળ લેખક : હરિદાસ ચૌધરી
ભાષાંતરકાર : જયન્તીલાલ આચાર્ય

પૂર્ણયોગને વિષે સામાન્ય ખ્યાલ આપણને આવી ગયો. બીજા બધા યોગમાર્ગોનું લક્ષ્ય મોક્ષ છે; પૂર્ણયોગનું લક્ષ્ય દેવજન્ય અથવા અતિમાનવત્વ છે. વિશ્વાતીત પરબ્રહ્મની આનંદઘનસત્તામાં વિલીન થઈ જવું, એ થયો આદર્શ; ત્યાં પહોંચવા માટે આ પૃથ્વી છે સાધનાભૂમિ, સિદ્ધિ પામ્યા પછી જેનો ત્યાગ કરવો રહ્યો; અને દેહ, મન તેમજ પ્રાણવાળું આપણું આ પાર્થિવ જીવન સાધનાનું અવલંબન છે, તેથી સિદ્ધિરૂપી ફળ પ્રાપ્ત થતાં જીવન-પુષ્પ સ્વાભાવિક રીતે જ સુકાઈ જવાનું,—આ થયો બીજા યોગોનો ક્રમ. ભગવાનની પ્રજ્ઞાન-ઘનસત્તામાં શાશ્વત સ્થિતિ પ્રાપ્ત કરીને તેમની લીલાના સહચરરૂપે કર્મજીવનને વરવું, એ થઈ પૂર્ણયોગની વાત. પૂર્ણયોગની દૃષ્ટિથી પૃથ્વી કેવળ સાધનાભૂમિ નથી, પરંતુ સિદ્ધિનું પણ ક્ષેત્ર છે; કારણકે આ પૃથ્વીમાં જ સત્યયુગની પ્રતિષ્ઠા કરવી એ પૂર્ણયોગનું લક્ષ્ય છે. પૂર્ણયોગી દેહ, મન અને પ્રાણનો ત્યાગ ઇચ્છતો નથી, પરંતુ તેમનું વિજ્ઞાનશક્તિ દ્વારા રૂપાંતર સાધીને પોતાના સમસ્ત જીવનને ભાગવત છંદમાં ઘડવા માગે છે. પ્રકૃતિમાંથી મુક્ત થઈને પુરુષમાં લવલીન થઈ જવું, જડનો ત્યાગ કરીને કેવળ ચેતનામાં સમાહિત થઈ જવું,—એ થયો બીજા યોગોનો ઉદ્દેશ. પ્રકૃતિને મુક્ત કરીને પુરુષની સાથે યુક્ત કરવી, જડમાં ચેતનાનું પૂર્ણ ઐશ્વર્ય પ્રગટાવવું,—એ થયો પૂર્ણયોગનો ઉદ્દેશ.

કર્મનું ખરું મૂળ જ્ઞાન છે. અવિદ્યા કે અજ્ઞાનને વશ થઈને જે કર્મ થાય છે તેનાં ફળ મિથ્યાં કે ક્ષણસ્થાયી હોય છે. નરી કલ્પનામાંથી જે આદર્શ ઉદ્ભવે છે તેનું પરિણામ કલ્પનાની અવાસ્તવમાં આવે છે. માટે પૂર્ણયોગની સાધના કે તેનો આદર્શ ગ્રહણ કરતાં પહેલાં તેના મૂળમાં કેટલે અંશે સત્ય રહેલું છે તેનો વિચાર કરવો જરૂરી છે. પૂર્ણયોગનો જે ઉચ્ચતમ આદર્શ છે તે પૂર્ણતમ જ્ઞાન ઉપર પ્રતિષ્ઠિત છે કે નહિ ? અતિમાનવત્વના આદર્શની કોઈ દાર્શનિક ભૂમિકા છે કે નહિ ? આપણે પ્રથમ આ પ્રશ્નોની આલોચના કરીશું.

માની બેસીએ છીએ ત્યારે ભ્રમનો વિષય જે સર્પ છે તેની પણ એક પ્રકારની ભાવરૂપ સત્તા છે, કારણકે જે નર્યું શૂન્યગર્ભ કે અભાવાત્મક હોય તે કદાપિ અનુભૂતિનો વિષય બની શકે નહિ. ભ્રમાત્મક સર્પની આ સત્તાને શંકરે પ્રાતિભાસિક તરીકે વર્ણવી છે. આ રજ્જુસર્પ ભલે મિથ્યા હોય પરંતુ અભાવાત્મક તો નથી. મિથ્યા એ કારણે કે જ્યારે બીજી જ ક્ષણે આપણો ભ્રમ ટળી જાય છે ત્યારે એમ સમજાય છે કે જે વસ્તુ સર્પને નામે બીક ઉપજાવતી હતી તે ખરેખર તો એક દોરડું જ છે. આમ સમજાતાં ભ્રમાત્મક સર્પ ત્રણે કાળને માટે ખોટો ઠરે છે. જ્યાં સુધી ભ્રમનો ભાવ સ્થાયી છે ત્યાં સુધી ભ્રમિત વ્યક્તિને માટે તે સર્પ સત છે, પરંતુ એ ભ્રમ દૂર થતાંની સાથે જ તે અસતની અવસ્થામાં ચાલ્યો જાય છે. આથી ભ્રમાત્મક સર્પ સદ્ અને અસદ્‌નાં લક્ષણોવાળો છે અને આ કારણે તે ભાવરૂપ મિથ્યા (*positive falsehood* or *objective no-fact*) છે. આમ ભાવરૂપ મિથ્યા હોવાનું મૂળ કારણ અવિદ્યા છે.

જેવી રીતે ભ્રમાત્મક સર્પ વ્યક્તિગત ચેતનાની સામયિક અનુભૂતિનો વિષય (*private and temporary*) છે, તેવી રીતે જગતપ્રપંચ પણ સમષ્ટિગત ચેતનાની સમયવ્યાપી અનુભૂતિનો વિષય (*public and enduring*) છે. અનુભૂતિનો વિષય હોવાથી જગત ભાવાત્મક છે, છતાં ભાવાત્મક હોવાને કારણે મિથ્યા છે, કારણ કે તે સદ્ અને અસદ્‌નાં લક્ષણોવાળું છે. જગતની સત્તાને શંકરાચાર્યે વ્યાવહારિક ગણી છે. જેમ દોરડાનું જ્ઞાન થતાં સર્પ ત્રણે કાળને માટે ખોટો ઠરે છે, તેમ નિર્વિશેષ બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં જગત પણ ત્રણે કાળને માટે ખોટું ઠરે છે, એટલે કે મિથ્યા જણાય છે. નિર્ગુણ નિર્વિશેષ શુદ્ધચેતના સ્વરૂપ બ્રહ્મ જ એક માત્ર પારમાર્થિક સત્તા છે. કોઈ પણ પ્રકારના વિષયના સંબંધથી બ્રહ્મચેતના સંપૂર્ણ રીતે મુક્ત છે. જ્યાં સુધી જીવ માયા દ્વારા આચ્છન્ન છે ત્યાં સુધી જગત તેને માટે સદ્ છે, પરંતુ માયાનું બંધન તૂટવાથી બ્રહ્મજ્ઞાનનો ઉદય થતાં જગત અસદ્ બને છે. આમ જીવત્વનો લોપ થાય છે અને માયા પણ તુચ્છ જણાય છે. શંકરવાદની દૃષ્ટિથી માયાને બ્રહ્મશક્તિ કહીએ તો અસંગત ગણાય, કારણકે બ્રહ્મની નિર્વિશેષ ચેતના ઉપર (*undifferentiated consciousness*) કોઈ ગુણ કે શક્તિનું આરોપણ થઈ શકે નહિ. તેથી માયા "भिन्नाप्य भिन्नाप्युभयात्मिका नो," * અર્થાત્ બ્રહ્મની સાથે એકાત્મ નથી, બ્રહ્મથી જુદી નથી, અને વળી તે બન્ને ગુણવાળી પણ નથી. માયા બ્રહ્મથી જુદી નથી, કારણ કે બ્રહ્મ સિવાય બીજી કોઈ સત્તા હોઈ શકે નહિ. માયાને બ્રહ્મની સાથે એકાત્મ ગણવા જતાં કહેવું પડે કે, માયા બ્રહ્મનો ગુણ કે બ્રહ્મની શક્તિ છે, એટલે કે માયા બ્રહ્મનું જ બીજું નામ થઈ જાય. પરંતુ પહેલી બાબતમાં બ્રહ્મનું નિર્ગુણત્વ હણાય છે અને બીજી બાબતમાં અવિદ્યામૂલક માયા દ્વારા પ્રજ્ઞાનમય બ્રહ્મના સ્વરૂપની હાનિ થાય છે. વળી માયાને બન્ને ગુણોવાળી પણ ન ગણી શકાય, કારણકે તેમ થતાં એક જ વસ્તુ પર બે વિરોધી ગુણોનું આરોપણ થતા જાય છે.

આ પરથી આપણને જણાયું કે શંકરાચાર્યના વેદાંતની દૃષ્ટિથી જગતની કેવળ વ્યાવહારિક સત્તા છે, પરંતુ જે હેતુથી બ્રહ્મચેતનાની દૃષ્ટિથી જગત અસત્ છે અને જગતનું

* 'વિવેકચૂડામણિ' પૃ. ૧૦૯

જે મૂળ કારણ માયાશક્તિ તે પણ તુચ્છ છે, તે હેતુથી અધ્યાત્મસાધનાની દૃષ્ટિથી એ સંપૂર્ણ અસત્ય અને તજવાલાયક છે. જો આપણે આ માયાવાદને અધ્યાત્મ ઉપલબ્ધિની અંતિમ વાત તરીકે માની લઈએ તો પરિણામ એ આવશે કે જગતમાં ભાગવત જીવનની પ્રતિષ્ઠાનો આદર્શ નર્યો કલ્પનાવિલાસ લાગશે. પરંતુ આપણે જો ઉપનિષદના આદિવેદાંત તરફ દૃષ્ટિ કરીશું તો જણાશે કે માયાવાદ મૂળ વેદાંતની અપૂર્ણ વ્યાખ્યા છે. અલબત્ત, ઉપનિષદમાં બ્રહ્મને એક અને અદ્વિતીય કહ્યા છે, પરંતુ સાથે સાથે 'सर्वं खल्विदं ब्रह्म' પણ કહ્યું છે, એટલે કે આ જે વૈચિત્ર્યમય ચરાચર જગત આપણે જોઈએ છીએ તે પણ બ્રહ્મ છે. બ્રહ્મ એક હોવા છતાં બહુ છે, અવ્યક્ત હોવા છતાં વિવિધ રીતે પ્રકાશમાન છે, નિર્ગુણ હોવા છતાં અનંત ગુણના આધાર છે, નિસ્પંદ હોવા છતાં અનંત સૃષ્ટિમાં લીલામય છે. ઈશાવાસ્ય ઉપનિષદની પ્રથમ જ વાત છે કે આપણે જે કંઈ દેખીએ છીએ તે બધામાં ઈશ્વરનો વાસ છે ( ईशावास्यमिदं सर्वं ). ભગવાને આ પૃથ્વીને પોતાના પ્રગટીકરણના ક્ષેત્રરૂપે સરજી છે, એટલે તે મિથ્યા માયાની કલ્પના ન ગણાય. અહીં વાંધો ઊઠે કે એક જ ઈશ્વરમાં નિર્ગુણ અને સગુણ, નિષ્ક્રિય અને સક્રિયના પરસ્પરવિરોધી ભાવનું આરોપણ કરવાથી શું અસંગતિદોષ નહિ થાય? ના; કારણકે પરસ્પરવિરોધી ગુણસમૂહને એક સમન્વયમાં સંવાદી કરવા એ જ છે સત્યનો ધર્મ. આપણે મહાપુરુષના ચરિત્રનું માહાત્મ્ય અનેક આત્મવિરોધી ગુણો દ્વારા પણ પ્રગટતું જોઈએ છીએ. ઘણાય લોકોત્તર પુરુષો એક બાજુથી જેમ વજ્રથી કઠોર જણાય છે તેમ બીજી બાજુથી ફૂલથી પણ કોમળ જણાય છે; એક બાજુથી જેમ વિરાટ કર્મશક્તિની પ્રેરણાથી જીવનસંગ્રામમાં અગ્રણી હોય છે તેમ બીજી બાજુથી તેમના અંતરમાં અવિચલિત અક્ષુબ્ધ ધીર સ્થિરતાભરી પરમ શાંતિ વિરાજી રહી હોય છે; એક બાજુથી જેમ અસંખ્ય નયને સંમાન પામે છે તેમ બીજી બાજુથી તેમનું મન નામના કે ગુણગરિમાથી મુક્ત રહીને આત્મપ્રતિષ્ઠ રહે છે. વિરોધો અને અસંગતિને કોઈ એક સમન્વયના સુરમાં વ્યક્ત કરવાથી જ સત્યનું ગૌરવ વધે છે, અંતરની શક્તિ પ્રગટે છે. ભગવાન નિર્ગુણ હોવા છતાં સગુણ, નિષ્ક્રિય હોવા છતાં સક્રિય કેવી રીતે હોઈ શકે એ બુદ્ધિ દ્વારા સમજવું ભારે ગણાય, પરંતુ આપણી બુદ્ધિની અશક્તિનું ભગવાનમાં આરોપણ કરવું યુક્તિસંગત નથી. કારણકે ભગવાન એક છે તેથી તેઓ અનેક હોઈ શકે નહિ, કારણકે તેઓ નિર્ગુણ છે તેથી સગુણ હોઈ શકે નહિ, કારણકે તેઓ નિષ્ક્રિય છે તેથી સક્રિય હોઈ શકે નહિ,—આવાં અનુમાનો કરવાથી આપણે ભગવાનને એકત્વમાં, નિર્ગુણત્વમાં, નિષ્ક્રિયત્વમાં જકડી દઈએ છીએ. વસ્તુતઃ નિર્ગુણ બ્રહ્મ અને સગુણ બ્રહ્મ, અક્ષર પુરુષ અને ક્ષર પુરુષ એક જ અનિર્વચનીય પરબ્રહ્મની ભિન્ન અવસ્થાઓ છે, એક જ પુરુષોત્તમનો જુદો પ્રકાશ છે. જેમ તે ઉત્તમ પુરુષ આખા બ્રહ્માંડથી પર રહીને પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત છે અને કોઈ અગમ્ય રહસ્યથી આચ્છન્ન છે, તેમ વળી આખા વિશ્વની સૃષ્ટિ, સ્થિતિ અને સંહારના કર્તા છે. તે પુરુષોત્તમ જ વ્યક્તિના અંતર્યામીરૂપે પૃથ્વીને નિત્યનૂતન ઢાળમાં ઢાળે છે. નિર્વાણમાર્ગી કે માયાવાદીને આ વાત સ્પષ્ટ થઈ નહિ, કારણકે તેઓ વ્યક્તિચેતનાની સીમા ઓળંગીને પાધરા જ અધ્યાત્મ ઉપલબ્ધિની અનિર્વચનીય દશામાં જઈ પહોંચ્યા. વ્યક્તિચેતના અને વાણી તેમજ મનને અગોચર અવસ્થાની વચ્ચે જે અનુભૂતિના કેટલાક સ્તર છે—જેમકે વિશ્વગત ચેતના ( *Cosmic consciousness* ), અતિમાનસ વિજ્ઞાન ( *supramental Gnosis* ).


સલના જમાનામાં સ્નાન માટે કેટલીક કુદરતી વસ્તુઓ વપરાતી હતી, જેમાંની એક વસ્તુ ચમના બારીક લોટની બનાવેલી પીઠી પણ હતી. ખુશબોદાર હમામ સાબુના ઠંડક અને તાજગી આપતા ફીણ જેવી ઠંડક આ પીઠીથી મળતી હતી, પરંતુ તેનાથી આ સાબુમાં રહેલા તેલ અને શુદ્ધિકરણના ગુણો મળતા નહોતા. સ્નાન કરવાની સઘળી પુરાણી પદ્ધતિઓના સર્વ ગુણો હમામ સાબુમાં એકત્ર કરવામાં આવ્યા છે; જે વપરાશમાં અને ગુણમાં એક ઘણા જ આનંદદાયક સાબુની ગરજ સારે છે.



# હમામ

તમારા સ્નાન માટે સર્વોત્તમ સાબુ

ટોમ્કો સેલ્સ ડિપાર્ટમેન્ટ, લાલ દરવાજા : અમદાવાદ.



ભૌરે—એ દ્વારા તેઓ એક પછી એક અવસ્થામાં પસાર થયેલા નહિ. સાધનાને માર્ગે આગળ વધતો યોગી એક વિરાટ વિશ્વવ્યાપી ચેતનાનું સંધાન પામે છે. કેવળ સંધાન તો શું, બલ્કે, પોતે ક્રમશઃ તે વિશ્વચેતનાની સાથે પોતાનો એકાત્મભાવ અનુભવે છે, પૃથ્વીના દરેક અણુપરમાણુમાં, દરેક પ્રાણીમાં કે પદાર્થમાં પોતાની સત્તા અનુભવે છે. આ વખતે તેને સ્થિર પ્રતીતિ થાય છે કે જગત માયા કે મરીચિકા નથી, પરંતુ એક વિરાટ સર્વવ્યાપી ચેતનાથી ધારણ કરાયેલું છે, અને તેથી તે સત્ય છે, કારણસર સત્ય છે. આ વિશ્વચેતનાને ઓળંગીને સાધક સચ્ચિદાનંદની અતિમાનસ શક્તિનો પરિચય મેળવે છે. આ અતિમન ( *supermind* ) ભગવાનની સર્જન શક્તિ છે. અવ્યક્ત અનિર્વચનીય બ્રહ્મ અતિમન દ્વારા જ વિવિધ ભાવે, વ્યક્ત જગતના અપરૂપ મહિમામાં આવિર્ભાવ પામે છે. અતિમાનસ વિજ્ઞાનમાં રહેવાથી સ્પષ્ટ જણાય છે કે જીવ, ઈશ્વર અને બ્રહ્મ, વ્યષ્ટિ, સમષ્ટિ અને અનંત એક અખંડ સત્યના મહાસમન્વયમાં વિશેષ રીતે યુક્ત થયેલાં છે.

પૂર્ણ અને અખંડ ઉપલબ્ધિની દૃષ્ટિથી જોતાં આપણને નિઃશંક જણાય છે કે જેમ બ્રહ્મ સત્ય છે તેમ જીવ અને જગત પણ સત્ય છે. ઉપનિષદમાં બ્રહ્મને જગતના ઉપાદાન કારણરૂપે માન્યા છે. જેવી રીતે સોનામાંથી અનેક અલંકારો તૈયાર થાય છે, તેવી રીતે બ્રહ્મના ઉપાદાનથી જગત ઘડાયું છે. આ કારણથી જેમ બ્રહ્મ સત્ય છે તેમ જગત પણ સત્ય જ ઠરે છે. અલંકારો ગાળી નાંખવાથી છેવટે સોનું જ રહે છે અને તે વિના બીજું કોઈ જ બાકી રહેતું નથી. આપણે એમ નથી કહેતા અને તેમ કહેવાનું વ્યાજબી પણ લાગતું નથી કે માત્ર સોનું જ સત્ય છે, અલંકારો મિથ્યા છે. સોનાની સત્યતા જ અલંકારની સત્યતા પુરવાર કરે છે. આ રીતે બ્રહ્મ સત્ય છે માટે જગત પણ સત્ય છે. જગતનાં રૂપોની વિવિધતા અરૂપ બ્રહ્મમાં અત્યંત રહસ્યપૂર્ણ ભાવે છુપાયેલી હતી.

ઉપનિષદ પ્રમાણે જીવાત્મા બ્રહ્મ સાથે એક અને અભિન્ન છે, એટલે કે જીવાત્માની બ્રહ્મથી કોઈ નિરાળી સત્તા નથી. માયાવાદી આનો અર્થ એવો કરે છે કે બ્રહ્મથી જીવાત્માની કોઈ નિરાળી કે સ્વતંત્ર સત્તા નથી તેમ માત્ર નહિ, પરંતુ બ્રહ્મમાં પણ જીવાત્માનું અપૃથક્ તેમ છતાં કોઈ નિર્દેશીને યોગ્ય અસ્તિત્વ નથી. પરંતુ આમાં બ્રહ્મ એક હોવા છતાં પણ બહુ છે—કેવળ મિથ્યાભાવે નહિ, પણ યથાર્થભાવે—એ વાત અસત્ય ઠરે છે. મને લાગે છે કે સાંખ્યનો બહુપુરુષવાદ જેમ સત્યની એક અસંપૂર્ણ દિશા છે, તેમ જીવાત્માને વિષે માયાવાદીનો મત પણ સત્યની બીજી અપૂર્ણ દિશા છે. બ્રહ્મથી જીવની કોઈ જુદી સત્તા હોઈ શકે નહિ. પરંતુ, બીજી બાજુથી, જીવનું જીવત્વ અને જીવમહત્વ નરી અવિદ્યાનું પરિણામ છે એમ સ્વીકાર્યે પણ ચાલે તેમ નથી. જીવનું બંધન, જીવનો અહંકાર અને તેનું આત્માભિમાન એ અવિદ્યાનું ફળ છે; એટલે અવિદ્યા ટળ્યાથી જીવ મુક્તિને પામે પરંતુ તેનું જીવત્વ જાય નહિ. સત્તા અને ધર્મની દૃષ્ટિથી જીવાત્મા પરબ્રહ્મની સાથે એક અને અભિન્ન હોવા છતાં કર્મની દૃષ્ટિએ તેની સ્વતંત્રતા છે. જીવાત્મા પુરુષોત્તમ અથવા પરબ્રહ્મનો સનાતન અંશ છે. બ્રહ્મમયી શક્તિ અનંત જીવો સરજીને પોતામાં ધારણ કરી રહી છે. આ જીવને આધારે ભાગવતી શક્તિની વિશ્વલીલા પ્રગટે છે. જો આપણે એમ સ્વીકારીએ કે વ્યષ્ટિનું જીવન સર્વદા અવિદ્યાનું સર્જન છે, તો અવિ-

[થી સમ્યક મુક્તિ અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી કર્મજીવન સંભવે નહિ, એક શેષ નિર્ગુણ બ્રહ્મમાં સાધકનું બધું સ્વાતંત્ર્ય અથી વિશેષતા લુપ્ત થઈ જાય. રીતે અખંડ બ્રહ્મજ્ઞાનની સહાયતાથી પૃથ્વીમાં ભાગવત જીવનની પ્રતિષ્ઠાનો શ્રી કેવળ ભૂમિકા વગરનો થઈ જાય. પરંતુ આપણે આગળ જોઈ ગયા છીએ કે જીવ, અને બ્રહ્મ, વ્યષ્ટિ, સમષ્ટિ અને પરાત્પર (*Individual, Universal and ranscendent*) એક જ અખંડ સત્તાની ત્રણ અવિચ્છેદ્ય અને અપરિહાર્ય દિશાઓ છે. રે જીવ અવિદ્યાના બંધનમાંથી પૂર્ણજ્ઞાન મેળવે છે ત્યારે તેનું જીવત્વ લોપાતું નથી, અહંભાવ અને આત્માભિમાન ટળે છે, તેનું વ્યક્તિગત જીવન નષ્ટ થતું નથી, માત્ર ષ્ટિથી કે પરાત્પર બ્રહ્મથી પોતાના જુદાપણાનો બોધ નષ્ટ થાય છે.

**વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજ** જીવ અને જગત બન્નેને સાચા સ્વીકારે છે, પરંતુ ા છતાં માનવના પાર્થિવ જીવનના નિગૂઢ તાત્પર્યનું કોઈ સંધાન તેમાં મળી આવતું . આ મત પ્રમાણે જગત સત્ય હોવા છતાંય ભાગવત ઉપલબ્ધિને સ્પષ્ટરૂપ આપવાની ભૂમિ નથી; આ પૃથ્વી કેવળ સાધનાનું ક્ષેત્ર છે. દેહ, પ્રાણ અને મનવાળા આ પાર્થિવ નનો ત્યાગ કરીને ભગવાનનું સાન્નિધ્ય મેળવવું અને તેમની સમીપમાં અનંતકાળને દિવ્ય આનંદધામમાં વસવું, એ થયું તેમનું ચરમ લક્ષ્ય. પરંતુ જીવાત્મા તો ય શુદ્ધ બુદ્ધ મુક્ત છે. ભગવાનના સનાતન અંશને હિસાબે ભગવાનનું સ્વરૂપ જ જીવા-નું પણ સ્વરૂપ છે. પાર્થિવ જીવનનો સંપૂર્ણ ત્યાગ કરીને પરમેશ્વરનું ચિરસાન્નિધ્ય જ જીવનું ચરમ લક્ષ્ય હોય તો જરા, શોક, દુઃખ અને અનેક યાતનાઓવાળી આ પૃથ્વીમાં ા વખત રહીને આત્મવિસ્મરણનું શું પ્રયોજન હતું? જો એમ માનીએ કે પાર્થિવ નની અનેકવિધ અનુભૂતિ કરતો કરતો જીવ વળી પાછો ભગવાનની પાસે પાછો ફરે છે ને એ જ છે લીલામય પ્રભુનો હેતુ, તો એમ સમજવું જોઈએ કે ઈશ્વરની લીલા એક ન ી પ્રકાર એવી નિષ્ઠુરતા પ્રવર્તાવનારી છે. જીવને એકવાર અજ્ઞાનના અંધકારમાં ઠેલી ને પાછો જ્ઞાનના વિપુલ વિસ્તારમાં આણવો એમાં કદાચ ભગવાનનો ઉત્કટ આનંદ ઈ શકે, પરંતુ તે આનંદ અત્યંત નિષ્ઠુર યુક્તિવિહીન આત્મપ્રસન્નતા મેળવવાનો આનંદ ા ગણાય. પાર્થિવ જીવનની અસહ્ય દુઃખભરી હાયવરાળો ભોગવે જીવ, અને એ જંત્ર-ના બદલામાં પોતાની લીલાનો આનંદ ભોગવે લીલામય ઈશ્વર! જીવ તરફથી લીલા-ની વિરુદ્ધની આ ફરિયાદ તોડી શકાય તેવી નથી, ભગવાનની કૃપાથી કદાચ મુક્તિ મળે . ય તે ફરિયાદનું ખંડન થતું નથી. સૃષ્ટિકર્તા જો પ્રેમમય અને મંગલમય હોય તો સ્વી-કારવું પડે કે સૃષ્ટિ દ્વારા તેમનો કોઈ એક મહાન ઉદ્દેશ સફળ થતો ચાલ્યો છે. પોતાની તિરિક્ત સંપત્તિને બહાર પ્રગટાવવા માટે ભગવાન પોતે જ અનંત જીવરૂપે પૃથ્વીમાં પોતાનો ાત્મપ્રકાશ કરી રહ્યા છે. ભગવાન કેવળ માનવોનાં અસંખ્ય દુઃખોના નિર્લિપ્ત દ્રષ્ટા નથી, રંતુ પોતે જ જીવરૂપે બધું ભોગવે છે. ભગવાનના ઉદ્દેશની સાધનાને માર્ગે જરામૃત્યુ, ઃખશોક વગેરે સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે. પરંતુ, કારણ કે, એક અખંડ સચ્ચિદાનંદ-ાંથી આ દ્વંદ્વમય પૃથ્વીની ઉત્પત્તિ છે, માટે પાર્થિવ જીવનના જન્મમૃત્યુ વગેરે તત્ત્વોને મરતામાં પરિણત કરવાનો સંભવ છે,—વિદ્યા–અવિદ્યાને અનંત જ્ઞાનમાં, સુખદુઃખને નિર્મળ આનંદમાં, સજીવના દુર્બળતાને અબાધ શક્તિમાં પરિણત કરવાનો સંભવ છે. આ

રીતે દેહમની આ પૃથ્વીમાં જડીભૂત ભાગવત જીવનની પ્રતિષ્ઠા કરવી એ સૃષ્ટિનો ઉદ્દેશ મનાય. આ ઉદ્દેશને સફળ કરવાને જીવ ભગવાનની લીલાનો સહચર છે, અને આ જગત તે ઉદ્દેશની સિદ્ધિનું ક્ષેત્ર છે. એટલે કે આ લોકને ત્યજીને જીવ ભગવાનનું સાયુજ્ય કે સામીપ્ય મેળવે એવો સૃષ્ટિતંત્રનો હેતુ જણાતો નથી. જીવનું અંતિમ લક્ષ્ય આ લોકમાં જ સંકળાયેલું છે. પરંતુ, કારણકે, તે લક્ષ્ય આ લોકનું દિવ્ય રૂપાંતર છે, માટે જેમ એક બાજુથી જીવને પૂર્ણ આત્મજ્ઞાનમાં અને બ્રહ્મજ્ઞાનમાં પ્રતિષ્ઠિત થવું પડશે, તેમ બીજી બાજુથી ભાગવતી શક્તિના અસ્ખલિત કર્મપ્રવાહમાં પોતાનું સંપૂર્ણ આત્મસમર્પણ કરવું પડશે.

ચાલુ ]

卐

## હતો ખડક એક—

નથાલાલ દવે

હતો ખડક એક જડ઼, વસમો, ખડો સ્તબ્ધ શો,
અડીખમ, અડોલ; દેહ કપરો શિલાએ ઘડ્યો.
કશોય નહિ શાંત વા અનલ ધીખતા અંતરે,
સદેહ પડી શૂન્યતા ભૂખર પત્થરે પત્થરે.

પછી દિવસ એક ત્યાં અજબ વાત એવી બની;
ચડી ગગન વાદળી મધુરતા તણી મૂર્તિ શી
અને ખડકને શિરે રસભરી ઝડી નીરની
મધુર વરસાવતી નિજ સુદૂર પંથે પળી.

'અહો! અજબ શું બન્યું!' ખડક વિસ્મયે જાગતો,
શિલા પર ઢળી રહ્યાં ઝરણ, ગુંજતી કોતરો,
કરાડ પર ફૂટતાં કુસુમ, કંપી રહેતાં તૃણો,
અને વિકસતા ભરે નવલ રંગ;
પાષાણ તો
અતૃપ્ત નજરે હવે ક્ષિતિજપંથ ન્યાળી રહે,
સજીવન થયું પુનઃ હૃદય સ્નેહવર્ષા ચહે.

卐

# જીન્દગીનું ભાતું

રજનમ્

લાંબી મુસાફરી કરવા ને સ્ટેશને હું ઊભો,
વાર હતી ગાડીને; તેથી મેં માંડ્યું ફરવા;
કંટાળાભરેલ વખત કેમેય કરી જતો નં'તો,
દૃષ્ટિ નાખી દૂર તેથી, આંખ માંડી તરવા
દૂર દૂર પેલે ખૂણે ઊભેલી કો યૌવના પે.
ફર ફર પવનની પાંખે એનો સાળુ ઊડે
આંખડીની કોર એની અહીં રહી જોય પે.

મારી નજરનાં સ્મિત એની પર ઢળવાયાં,
હોઠમાંથી ગીત તણી લહરી વછૂટી ગઈ;
વસંતના વીણાસૂર કંઠ મહીં ઉભરાયાં,
ગુલાલની લાલી એના કપોલ પે છાઈ રહી.

આંખમાંથી નીકળેલ સ્મિત એની આંખ સાથે,
મળે તે પહેલાં મારાં સ્મિત બીજે અથડાયાં
વચમાં ઊભેલી બીજી સુન્દરીના સ્મિત સાથે.
મ્હેકમ્હેક થાતાં બન્ને મુખ અમ લજવાયાં.

ગાડી આવી ને પરાણે મારે જવું પડ્યું દૂર,
કંટાળાભરેલ મારી મુસાફરી શરૂ થઈ,
જીન્દગીમાં એક વાર સ્મિતની મિઠાશ ચાખી
તે જ હવે જીન્દગીના ભાતા રૂપ બની ગઈ.



## આફ્રિકાના ગ્રાહકોને

પૂર્વદેશના ગ્રાહકોને વી. પી. થતાં નથી. તેથી તેમને જણાવવાનું કે તેઓએ પોતાનું લવાજમ મ. ઓ.થી યા તો પોસ્ટલ ઓર્ડરથી મોકલી આપવું. (પોસ્ટલ ઓર્ડર ક્રોસ કરવા નહિ) કારતકથી નવું વર્ષ શરૂ થયું છે એટલે આ નવા વર્ષના નવ મહીના વીતી ગયા છે. તો હવે આ ચાલુ વર્ષના, અને જો પાછલું લવાજમ હજી બાકી હોય તો તે પણ, બનતી ત્વરાએ મોકલી આપશોજી.

—વ્યવસ્થાપક

# ટેકરાના હનુમાન

ડોલરકુમાર ભટ્ટ એમ. એ.

અમે બધા ગોળ કુંડાળું—સંપૂર્ણ રીતે ગોળ નહિ અને સંપૂર્ણ રીતે કુંડાળું પણ નહિ—વળીને બેઠા હતા. બધા થઈને ફક્ત ચાર જ જણ હતા. અને પાંચમાની રાહ હતી.

મૂળ વાત એમ બની કે એ પાંચમા ભાઈ—હરીભાઈ હમણાં સીમલાથી પાછા ફરતા હતા. (હરિભાઈ પોતાના નામની જોડણી 'હરી'ભાઈ કરતા.) સીમલા અમસ્તા જવાનો સંભવ તેનો નહોતો; જો કે અમારો કોઈનો પણ નહોતો. પણ કોઈ જાહેર-ખબરના જવાબમાં તેને ખીસાના ખરચે સીમલા "મુલાકાત" હતી. મે વેકેશનના છેલ્લા અઠવાડિયામાં તે ચાલી નીકળ્યો. જવાનું હતું ત્રીજી જૂને. પણ કહે: "મારે જરા વચ્ચે કામ છે." મુંબઈ આવી તુરત કપડાં, હૅટ, ટાઈ વગેરે લઈ ઊપડ્યા, તે આજે સવારે પાછા આવ્યા હતા. બપોરે અમે મારી રૂમ પર એકઠા થઈ સીમલા જઈને સહીસલામત આવ્યા માટે અભિનંદન આપવા ભેગા થયા હતા. ને તેના સ્વભાવ અનુસાર કંઈ ગપ્પાં હાંકે તો ય ચલાવી લેવા તૈયાર હતા.

હરીભાઈ આવ્યા—સીમલાની એક સુંદર તૂટેલી લાકડીના બે કટકા હાથમાં લઈ. આવી સુંદર લાકડી કેમ તૂટી હશે એવો અમારા મનમાં સહજ જ પ્રશ્ન ઉત્પન્ન થયો. પણ એનો જવાબ અમને આપોઆપ જ મળી ગયો.

"એક વાંદરાને મારતાં લાકડી તૂટી ગઈ." હરીભાઈ બોલી ઊઠ્યા. અને બન્ને કટકાને છાતી સાથે ચાંપી રૂમના એક ખૂણામાં મૂકી દીધા. અને પછી અમારી વચ્ચે—અગર લગભગ વચ્ચે આવીને બેઠા. ટીખળી હર્ષદ બોલી ઊઠ્યો: "વાંદરીને મારી હશે." હરીભાઈ ચિડાઈ ગયા—"ના, વાંદરો જ હતો." હર્ષદનું ટીખળ વધ્યું: "કેમ ખબર પડી?" હરીભાઈને લાગ મળી ગયો: "તારી સાથે આટલું રહ્યા પછી હું વાંદરાને ન ઓળખું એ કેમ બને?" બધા હસી પડ્યા—ને હર્ષદે કહ્યું કે "ગમે તેમ તો ય 'હરિ' ને?" એ હાસ્યનાં મોજાંમાં પૂરું સંભળાયું પણ નહિ.

ખીસામાંથી નવો રૂમાલ કાઢી મોઢું લૂછતાં હરીભાઈ બોલ્યાઃ "વાત એમ બની કે મને ખબર પડી કે સીમલામાં વાઈસરૉયની લૉજ કરતાં યે ઊંચી એક ટેકરી છે અને ત્યાં હનુમાનનું મંદિર છે."

હર્ષદ કહેઃ "હનુમાનનું મંદિર ત્યાં કેવું? હાથી મળ્યા માંડ—એમ આવ્યાં હોય. સટ માની જાય એમ નથ્ય." હરીભાઈ ધીમેથી ઊભા થયા; ખૂણામાં મૂકેલ લાકડીનો ટુકડો લઈ તેમણે હર્ષદ સામે ઉગામ્યો. અમે બધા હસી પડ્યા!

મેં કહ્યું: "હર્ષદ, છાનો મર ને. હાં હરીભાઈ, ચલાવો."

હરીભાઈએ ચલાવ્યું: "અમે બે જણ હતાઃ હું અને લક્ષ્મીદાસ. અમે ઊપડ્યા. લક્ષ્મીદાસ કહેઃ 'પહેલાં આપણે ટેકરા પર ચડવાની લાકડીઓ લઈએ. પછી જઈએ.' અમે લાકડીઓ ખરીદી અને ઊપડ્યા. ચાલવાનું વધુ હતું—પણ અમે સાથે નાસ્તોપાણી લીધાં હતાં એટલે પગ ઝટ ઊપડ્યા.—"

હર્ષદ કહેઃ "તારા પગ કેમ ન ઊપડે ?" હરીભાઈ તેની તરફ વેધક દૃષ્ટિ નાખી બોલ્યાઃ "પંથ સારી રીતે લાંબો હતો. પરંતુ આસપાસની હરિયાળી, દૂર દૂર આછી સૂચિત થતી પર્વતરાજ હિમાલયની હારમાળા, વચ્ચેની ખીણોમાંનાં ધુમ્મસભર્યાં વાદળાં,—એ બધું એટલું બધું પ્રેરક હતું કે ઉત્સાહભર્યાં પગલે અમે આગળ ઊપડ્યા. લક્ષ્મીદાસ આમ રસિક છેઃ કુદરતના સૌંદર્યનો જાણે નશો ચડ્યો હોય તેમ તેણે લલકાર્યું: 'પ્રણયરસનું પ્યાલું પીધું, નશો જ ગયો ચડી !'

"વાદળાં ઘેરાતાં જતાં હતાં. પ્રકાશ ઓછો ને ઓછો થતો જતો હતો. હિમાદ્રિની હારમાળા ઝાંખી ને ઝાંખી પડતી જતી હતી. દૂર દૂર 'છોટે સીમલા'માં મખમલના પીનકુશનમાં ટાંકણીઓ ઝબકે તેમ ક્યાંક ક્યાંક વીજળીના દીવા ઝબકી રહ્યા હતા—"

હર્ષદથી ચૂપ નથી રહેવાતુંઃ "અલ્યા હરિયા, આ તો હીનોપમા થઈ." હરીભાઈ કહેઃ "હા, પણ આ વાત જ આખી હીનોપમાની છે. છેવટે હનુમાનનું મંદિર છેટેથી અમને દેખાયું. પાસે આવતાં એક અઘોરી જેવો લાલ આંખવાળો બાવો બેઠેલો જણાયો. અમને આવતા જોઈ જાણે કશી જ નવાઈ ન લાગી હોય તેમ પોતાની કામગીરીમાં મશગુલ રહ્યો. અમે મંદિરને ઓટલે ચડ્યા. જોડા ઉતાર્યા, અંદર દાખલ થઈએ છીએ—થવા જઈએ છીએ ત્યાં 'હૂઉ' એવો ઘુમ્મટની અંદર લ્હેરાતો અવાજ આવ્યો. લક્ષ્મીદાસ શાન્ત હતો, પણ હું તો ચમકી પડ્યો. બહાર અંધકાર વધતો જતો હતો. મેં આશ્ચર્યથી ચારે તરફ જોયું. પેલા બાવા તરફ જોતાં તે જેવો ને તેવો જ, બિલકુલ હલ્યોચલ્યો ન હોય તેવો લાગ્યો. હું મંદિરની પાછળ ચારે તરફ ઘૂમી વળ્યો. કોઈ જ ન મળે ! બાવાનું મોં ચલમના ધુમાડા પાછળ અદૃશ્ય થઈ ગયું હતું. મને જ ભ્રમ થયો હશે માની મેં ટોપી ને લાકડી બહાર મૂક્યાં ને અંદર દાખલ થયો. 'આ શું લક્ષ્મીદાસ ?' મેં પૂછ્યું. પણ તે તો કંઈ જ ન બોલતાં બાવાને કહેઃ 'ક્યું બાવાજી, અબ બત્તી જલાઓ.' 'જલાતા હૂં' કહેતોક બાવો વધુ ધુમાડો કાઢવા લાગ્યો. પણ એ છેવટનું 'હૂં' જાણે અમે બધાએ ઉપાડી લીધું ! એ 'હૂં' ઘુમ્મટમાં માઝ્યું, બહાર નીકળી, આસપાસની ખીણોખીણમાં ગાજી રહ્યું. સમસ્ત આકાશે પણ જાણે એક નિસ્તબ્ધ જીવનના અફળ કોપાટોપની ભીષણતા પકડી લીધી—અને બહુ જ દૂરથી આવતા, ધીરે, ધીરે, પાસે આવતા અવાજની માફક એ અવાજ પણ પાસે આવી વધુ ને વધુ પ્રચંડ બની ગયો—ને કડાકા સાથે વરસાદ મૂશળધાર તૂટી પડ્યો !

હર્ષદ કહેઃ "હશે એ વાદળાં ગાજે એમાં આટલી બધી ધમાલ શી ?"

"ના, એ ધમાલ નહોતી. ને નહોતી વાદળાંની ગર્જના. એ હુંકાર બહુ સ્પષ્ટ છતાં ધીરો, ખરજના કોમળ ધૈવત જેવો હતો. મેઘગર્જનાનો સ્પષ્ટ કોપ તેમાં નહોતો. પણ ધાકેથી મિજાજથી ગર્જન શરૂ કરતા સિંહની ઉષ્મા તેમાં હતી; શિશુપાલના સો અપરાધ પૂરા થતાં, હજી વાછૂટ કરેલી વાર હતી.

"બાવો ઊભો થયો નહિ. અંદર અંધારામાં હનુમાનની પ્રચંડ—કદાચ સિંદૂરવાળી—મૂર્તિની બે આંખો સફેદ હોવી જોઈએ, છતાં કેવી રીતે મને લાલ જણાઈ એ હું ભૌતિકશાસ્ત્રના કોઈ નિયમને આધારે સમજાવી શકું તેમ નથી. પણ, આંખો લાલ, વધુ ને વધુ સ્પષ્ટ રીતે ચળકતી લાલ બનતી જતી હતી. કહે છે કે અંધારામાં ફક્ત વાઘની જ આંખોમાં એ ચળકાટ જણાય છે—જાણે અંગારો જ !

"લક્ષ્મીદાસ કહે: 'તું ઓટલે બેસ. હું જરા જઈ આવું. દીવો થયા પહેલાં અંદર ને જઈશ.' ને ગયો. તે દેખાતો બંધ થયો કે તુરત ધુમાડો એકદમ વધી પડ્યો. બાવો જ્યાં બેઠો હતો ત્યાંથી નહિ પણ મંદિરમાંથી ધુમાડો થતો લાગ્યો. જાણે હનુમાનની મૂર્તિ પરથી જ! ને છતાં ય આ માદક ધુમાડાના અસહ્ય ગોટેગોટામાંથી પણ પેલી લાલ આંખો વધુ ને વધુ લાલ બનતી જતી લાગતી હતી—ને મારો હાર! આ તો પાસે આવતી હતી! હું મૂંઝાઈ ઊઠ્યો. આ ધુમાડામાં ગાંજાની વાસ નહોતી પણ લોબાનને મળતી—છતાં સ્પષ્ટ રીતે લોબાનની નહિ એવી વાસ હતી. મારી આંખો બળવા લાગી.

"મારી પાસે જ પડીકું—" હર્ષદ સામે જોઈ તેણે ઉમેર્યું: "નાસ્તાનું સ્તો—પડેલું. એ કોઈ ખેંચતું હોય તેવું લાગ્યું. કાગળનો જરા ખડખડ અવાજ ફક્ત; ને દોરાનો સડસડાટ. પાછું ફરીને જોઉં તો એક ભૂખરો કેસરી હાથ ઉપર! લાંબા, લાંબા વાળ—ને મોટા નહોર! એવો હાથ પાછળ સરકી જતો હતો. પણ એ હાથનું ધણી કોઈ જ નહોતું! આવા અશરીરી હાથને જોઈ મારાં હાંજા ગગડવા જતાં હતાં ત્યાં તો કેપસ્ટન સીગરેટ યાદ આવી! ખીસામાંથી કાઢીને સળગાવું ત્યાં તો મારા જમણા ખભા પાછળ જ ધુમાડામિશ્રિત પવનનો એક એવો જબરજસ્ત સપાટો આવ્યો કે મારી ટોપી તથા લાકડી હેઠી ઊડી પડી. અને સાથોસાથ કાન ફાડી નાખે એવો એક પ્રચંડ 'હૂક—હૂક—હૂક' એવો અવાજ આવ્યો!" એનાથી જ જાણે હું ઓટલા પરથી ઉથલી પડ્યો!—પણ ખરી હકીકત તેમ નહોતી. મને મારો ઓટલા હેઠે લટકતો પગ જ જાણે કોઈ તાણતું હોય તેમ લાગ્યું. હાથ લાંબો કરું છું ત્યાં એક અત્યંત વાળવાળો, લાંબા નહોરવાળો ભૂખરો—કેસરી હાથ! હું ચીસ પાડી હેઠો ઉથલી પડ્યો. 'બાવાજી' એમ મેં બૂમ પાડી. બાવાજીએ જવાબ ન આપ્યો, પણ મને લાગ્યું કે તે પાસે જ ક્યાંક હશે. મેં કોઈનો હાથ પકડ્યો—ઝીણો વાળવાળો હાથ!

"લક્ષ્મીદાસ હસ્યો—'કેમ? શું છે હરીભાઈ?' મેં કપાળેથી પરસેવો લૂછતાં કહ્યું: 'કાંઈ નહિ, જરા અંધારાં આવ્યાં!' 'ચા પીવી છે?' મેં કહ્યું: 'અહીં ચા!' 'હા, બાવાજી બહુ સરસ ચા બનાવે છે. તું બેસ, હું લઈ આવું.'

"હું બેઠો. મનુષ્યનું જ એક દુર્દૈવ એવું હોય છે કે તે પોતાની અંદર ઊંડું છુપાયેલાં કું—પશુને કદી જાહેર કરી શકતો નથી. હું આટલી બધી હિંમત ખાઈ ગયો છું. એ ન જ દેખાડવાનું બને ત્યાંસુધી મેં નક્કી કર્યું.

"મનુષ્યને જિંદગીમાં સૌથી જબરદસ્ત આકર્ષણ કોનું પણ હોય, તો તે મૃત્યુનું. મનુષ્ય એ વસ્તુ જાણતો જ નથી એ એનું સૌથી મોટું દુર્ભાગ્ય છે. ખેર, મને તો એ અંધારું અને પેલો મંદિરમાંથી નીકળતો ધુમાડો અસહ્ય લાગ્યાં. ત્યાં પેલા બાવા—એ બાવાએ જ આવી, અંદર જઈ કોડિયામાં તેલનો દીવો કર્યો. પણ એ દીવાને લીધે તો જાણે અંધકાર વધી પડ્યો! મેં હવે લાકડી મજબૂત રીતે પકડી. હનુમાનની મૂર્તિ સામે જોયું. શી ભયંકર મૂર્તિ હતી! છએક ફૂટ ઊંચી, લાલ, સિંદૂરવાળી! પણ આખી મૂર્તિની સાક્ષાત—એક પ્રકારનું હિંસ, ખુન્નસ એ જે સફેદ કોડીની આંખોમાં જ આવી વસ્યું હતું! મેં બીજે હાથે મારા જમણા હાથની નાડી જોઈ—કંઈક ઉતાવળી લાગી. પરસેવો તો કપાળ પરથી ચશ્મા પર ટપકે જ જતો હતો. ચશ્મા સાફ કરવા આંખ પરથી ઉતાર્યાં—અને—" હરીભાઈએ ખરેખર ચશ્મા ઉતાર્યાં, મોં પરનો પરસેવો લૂછ્યો અને એક કમકમી

પાછી—" અને-ટૂંકી નજર, ધુમાડો અને તૈલદીપની આછી જ્યોત—એ બધાંમાંથી મને જાણે એક દૃષ્ટિભેદ થયો. હનુમાનની મૂર્તિ સહેજ હાલી—હાલતી લાગી!"

હરીભાઈએ ચશ્મા પહેરી લીધાં ને હર્ષદ સામે નજર પણ નાખ્યા વગર આગળ ચલાવ્યું: "હવે જે વાત આવે છે તે તમે કોઈએ પણ મને કરી હોત તો હું ન જ માનત. અને અત્યારે જ્યારે હું પોતે સ્વાનુભવથી કહું છું ત્યારે પણ મને શંકા છે કે તમે પણ નહિ માનો. પણ આ જગતમાં જે કેવળ બુદ્ધિથી—કાર્યકારણવાદથી જ દરેક વસ્તુને જુએ છે એ લોકોને કદી ય અનુભવ વિના ન જ સમજાય એવું એક આખું અનુભવોનું વિશ્વ સત્ય છે એમ હું જોરશોરથી કહી શકું છું—જવા દો એ વાત.

"મૂર્તિ હાલી એનું કારણ—કહો કે હાલતી લાગી એનું કારણ મેં દૃષ્ટિભેદ—optic illusion—ગણી કાઢ્યું. આંખો ચોળી—ચશ્મા ફરી લૂછ્યાં ને સ્થિર દૃષ્ટિથી અને જરા ધડકાભર્યા હૃદયે મૂર્તિ સામે જોયું. ને એ વખતે પણ મૂર્તિ જરા ધ્રૂજી ઊઠી!

"મને ચમત્કારો જોવાનો શોખ નથી. માનવાનો એથી પણ ઓછો શોખ છે. મારી પહેલી બુદ્ધિ નાસી જવાની, જીવસંરક્ષણની થઈ. પણ મારી ઈચ્છા વિરુદ્ધ જ જાણે હું ત્યાં સજ્જડ થઈ ગયો! ફક્ત લાકડી પર મારા બન્ને હાથો ચપચાઈ પડ્યા હતા. ઓચિન્તો કોણ જાણે ક્યાંથી પવનનો સપાટો આવ્યો—ને કોઈએ જાણે ફૂંક મારી હોય તેમ દીવો ઓલવાઈ ગયો—અને હનુમાનની મૂર્તિમાંથી જાણે કોઈ આકાર કૂદીને મારી તરફ આવતો હોય તેમ લાગ્યું. પરસેવાથી હું રેબઝેબ થઈ ગયો હતો. મારો ડાબો હાથ જાણે એ આકારે પકડ્યો—અને—અને મેં જોયું-જાણ્યું કે આ જ પેલો ભયંકર ભૂખરો-કેસરી, વાળવાળો, નહોરવાળો હાથ! હતા તેટલા જોરથી મેં તેને લાકડી મારી—ને પછી—પછી મને કંઈ જ યાદ નથી." હરીભાઈ થોડીવાર થોભ્યા. મોં લૂછી ફરીવાર તેણે બોલવું શરૂ કર્યું:

"મેં આંખ ઉઘાડી ત્યારે પૂર્વ તરફની બારીમાંથી મીઠો તડકો આવી રહ્યો હતો. હિમગિરિની શ્વેત હારમાળા, શ્વેત વાદળાંની હારમાળાની ઉપર ઉન્નત મસ્તકે શોભી રહી હતી. હું એક સફેદ, સુંદર બિછાનામાં પડ્યો હતો, ત્યાં એક નર્સ મને મરકતી, મરકતી દવાનો ડોઝ પાઈ ગઈ!

"લક્ષ્મીદાસને પૂછતાં પછીની હકીકત મળી ગઈ. તેના કહેવા મુજબ તે ચા લઈને પાછો આવ્યો ત્યારે દીવો બળતો હતો—ધુમાડો હતો જ નહિ. પણ હું મંદિરના ઓટલા પર બેભાન પડ્યો હતો. ને લાકડી, તૂટેલી લાકડી મંદિરના અંદરના ભાગમાં પડી હતી. લાકડી ઉપર, ભાંગવાના સ્થળે થોડો તેલમિશ્રિત સિંદૂર લાગેલો હતો. બાવાની મદદથી ઘોડે સુધી મને તે લઈ ગયો ને પછી હૉસ્પિટલમાં પહોંચાડ્યો. પછી સાઠ કલાકે હું ભાનમાં આવેલો. ને પછી તો બીજા ચાલીસ કલાકમાં મને રજા મળેલી." હરીભાઈએ ફરી લાકડીના ટુકડા તપાસ્યા-ને અમને સિંદૂરવાળો છેડો બતાવ્યો. ત્યાં મારી નજર તેના ડાબા હાથ પર ગઈ. હું બોલી ઊઠ્યો: "આ શું હરીભાઈ?" "એ તો લીલું ઝામું છે. પેલાએ હાથ પકડ્યો એ એટલા બધા જોરથી પકડ્યો હતો કે હજી ઝામું ગયું નથી!"

શું કહેવું એ ન સમજવાથી અમે ચૂપ રહ્યા. હરીભાઈએ લાકડીના ટુકડાઓ બહુ જ ભાવથી ખૂણામાં સાચવીને મૂકી દીધા!

卐

# વિજ્ઞાનના ભવિષ્યમાં—

બાપાલાલ ગ૦ વૈદ્ય

એક વખત હું સ્કાઉટ રેલી માટે પાવાગઢ ગયો હતો. મારા મુકામ સામે એક ઝાડ હતું. એક દિવસ અચાનક મધમાખીઓનું ટોળું એ ઝાડની બે મોટી શાખાઓ વચ્ચે આવેલી એક નાજુક ડાળખી ઉપર બેસવા લાગ્યું. પ્રથમ મધમાખ–રાણી, પછી મજૂરો, એક પછી એક, હજારોની સંખ્યામાં આવ્યાં, ગણગણ્યાં અને અંતે એ નાનકડી ડાળ ઉપર બેઠાં. બીજે દિવસે મેં જોયું તો ખાસો મોટો મધપૂડો બની ગયો હતો.

દરરોજ સવારમાં હું આ મધપૂડો જોતો હતો. મધમાખીઓ ક્યાં જતી હશે, શું લાવતી હશે, વગેરે જોવાજાણવાની મનોઇચ્છા હતી. પરંતુ કશું જ બનતું હતું નહિ. મધપૂડો શાંત, નિશ્ચલ જામ્યો હતો.

પરંતુ એક દિવસ એ મધપૂડા પાસે એક ગરોળી ( lizard ) મારા જોવામાં આવી અને મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. આ ગરોળી મધપૂડા પાસે કેમ બેઠી હશે? એ જાણવાનું કુતૂહલ વધ્યું અને મેં જાણ્યું કે એ છાનીમાની મધમાખીઓને હજમ કરતી હતી! ગરોળીએ પોતાની પૂંછડી જે ડાળ ઉપર મધપૂડો હતો તે ઉપર જ લપેટી હતી અને એક એક મધમાખી પકડીને તે ઉજાણી કરતી હતી. જાણે કે કંઈ જ બનતું ન હોય એવી શાંતિ પ્રવર્તી રહી હતી.

મધમાખીઓનો ગણગણાટ હમેશ મુજબ ચાલી જ રહ્યો હતો. પેલી ગરોળી તરફ હું એકીટશે પાંચેક મિનિટ જોયા કરતો અને એ દરમિયાનમાં ચાર વખત એ ક્રિયા—માખીઓને આરોગી જવાની—ચાલતી. પછી આંખો બંધ કરી એ શાંતિથી સૂઈ જતી! મધમાખીઓને ખબર ન હતી કે તેમનો કાળ ૩–૪ ઇંચ દૂર જ શાંતિથી પોઢેલો હતો.

દરરોજ એ ગરોળી ત્યાં બેસતી, મધમાખો પકડતી અને ખાતી. ખાઈને તે હૃષ્ટપુષ્ટ થતી પરંતુ મધપૂડો ઓછો થતો જણાતો. મેં પાવાગઢ છોડતી વખતે ત્યાંના એક વતનીને આ ક્રિયા હમેશાં જોયા કરવાનું અને આખર શું થાય છે તે જણાવવાનું કહી રાખ્યું હતું. ખબર પ્રમાણે બે મહિનામાં આખો યે મધપૂડો આ ગરોળી ખાઈ ગઈ હતી! મધપૂડો પૂરો થયા બાદ ગરોળી ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ હતી! મધપૂડાના થોડાક કકડાઓ ડાળે વળગેલા રહ્યા હતા!

નૈસર્ગિક પ્રેરણા–instinct–ઉપર સ્વતંત્ર વિચારની આ સંપૂર્ણ જીત હતી. આ છતાં ય લોકો કહે છે કે મનુષ્યસમાજની રચના ભવિષ્યમાં આ મધમાખીના સામ્યવાદને ધોરણે જ રચવી પડશે. મધમાખીનું સમાજતંત્ર એ સંપૂર્ણ સામ્યવાદ છે. એના કરતાં બીજું સારું ધોરણ મનુષ્યજાતિ માટે છે જ નહિ, એમ લાંબા કાળથી ઘણા કહેતા આવ્યા છે અને હજી યે આપણા હિંદી સામ્યવાદીઓ પણ આવા જ ધોરણ ઉપર સમાજની રચના રચવાનું કહી રહ્યા છે.

પ્રત્યેક મધપૂડો એ એક સ્વતંત્ર રાજ્ય છે. જ્યાં સમાજના સામાન્ય હિત માટે સર્વ નિયમિત કામ કરે છે અને અન્ય કોઈ જો ત્યાં ઘૂસવા આવે છે તો જબરજસ્ત સંગ્રામ

માખીઓ જમાવે છે. પ્રત્યેક મધપૂડો સામ્યવાદી તંત્રનો ઉત્તમ નમૂનો છે. ઉત્ક્રાન્તિના ક્રમાનુસાર મધમાખીઓએ મધપૂડામાં એક એવી રાજ્યતંત્રની રચના કરેલી છે કે તેનો જોટો બીજે કંઈ જોવા ન જ મળે! એ રાજતંત્રનો ઉત્તમ નમૂનો છે એમાં સંશય છે જ નહિ.

મધપૂડામાં જે મોટી સંખ્યા છે તે કામકર્તી માખીઓ—'વર્કર્સ'—ની છે, જે રાતદિવસ રાજ્ય માટે—રાજ્યના ભલા માટે—મહેનત કરે છે. આ 'વર્કર્સ'—કામદારો—એ બધી સ્ત્રીઓ છે જેમણે પોતાનું માતૃત્વ—પ્રજાવૃદ્ધિ—સમાજના સુખ માટે જતું કર્યું છે. ટૂંકમાં, મધપૂડાના આ કામદારો વંધ્યા સ્ત્રીઓ છે. આ વંધ્યાઓ ઉપર એક આપખુદ—autocrat—રાજ્ય કરે છે જેને આપણે 'રાણી' કહીએ છીએ. એક ખાસ પ્રકારનો ખોરાક, જે કામદારો જ્યારે તે નાની, અપક્વ અવસ્થામાં હોય છે ત્યારે તેને ખવડાવે છે એટલે જ રાણી થઈ શકે છે. મધપૂડામાં જો કોઈ પ્રજા ઉત્પન્ન કરનાર હોય તો તે કેવળ આવી રાણીઓ જ છે. એક જાતનો ખાસ ખોરાક ખવડાવવાથી જ આ રાણીઓ ઉત્પન્ન થાય છે એ વાત જો ખરી હોય તો મધમાખીઓ કુદરતનું એક ગુપ્ત રહસ્ય શોધી શકી છે એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી. ઇચ્છા મુજબ લિંગ—જાતિ—Sex—નક્કી કરી શકે એવો ખોરાક જો મનુષ્યજાતિ શોધી શકે તો જગતમાં કેટલી ઉથલપાથલ થાય? વિજ્ઞાન આ નજદીકના ભવિષ્યમાં આવું કંઈ કરવા માગે છે. પરંતુ હાલ તો મધમાખીઓ આપણી સુધરેલી સમાજવ્યવસ્થા કરતાં ઘણી આગળ છે જ.

મધપૂડામાં 'નરો' છે જેને 'prones' કહેવામાં આવે છે. એ કામ કરતા નથી પરંતુ આળસુ જીવન જીવી રહ્યા હોય છે. મધપૂડાને ભોગે એ જીવે છે. આ 'નરો'માંથી કોઈ એક નર જ્યારે રાણીને ગર્ભવતી બનાવે છે ત્યારે તેના અસ્તિત્વની મુદ્દલે ય જરૂર મધપૂડામાં જણાતી નથી. પરિણામે 'કામદાર' સ્ત્રીઓ આ નરો ઉપર તૂટી પડે છે અને ડંખ મારી મારીને તે 'નર'ને મારી નાખે છે. નરને બિચારાને ડંખ હોતો જ નથી. ડંખ હોય તો સામો મારે ને! ખરેખર મધપૂડાના સામ્રાજ્યમાં સ્ત્રીરાજ્ય છે અને સ્ત્રીઓનો નરો ઉપર ઓછો જુલમ છે?

ભવિષ્યના સામ્યવાદી તંત્રમાં મનુષ્યસમાજમાં પણ સ્ત્રીઓનો નરો ઉપર જ આવો જુલમ હશે કે કેમ તે કોણ કહી શકશે? મનુષ્યસમાજમાં નર વિશેષ સક્રિય છે અને 'માદા' અક્રિય—passive—છે પરંતુ પુરુષના જુલમોનો ભોગ માદાઓને બનવો પડે છે એમ ઘણા માને છે! ભવિષ્યના માનવસમાજમાં વિજ્ઞાન, નરોની સંખ્યા અલ્પતમ બનાવવાની ઉમેદ રાખે છે જેથી હાલનો પ્રજા—પ્રશ્ન (population-problem) સહેલાઈથી ઉકેલી શકાય. મધમાખીઓ માફક ઐચ્છિક જાતિ—'sex at will'—ઉત્પન્ન કરી શકાશે ત્યારે મનુષ્યસમાજ કેવો હશે તે આજે કહેવાની ધૃષ્ટતા શે થાય!

વિદ્વાનો કહે છે કે છેલ્લી સદીમાં સૃષ્ટિ ઉપરની જનસંખ્યા ચારગણી વધી છે. દરેક સુધરેલા દેશમાં આપણે વધુમાં વધુ વસ્તીના શિખરે આવી પહોંચ્યા છીએ. 'સંતતિનિયમન'ની સેવાઓ પ્રજા પાસે મોજુદ છે. કેટલાક સુધરેલા દેશોએ આની મદદથી પ્રજાની સંખ્યા ઘણી ઘટાડી પણ છે. પરંતુ કેટલાક ગોખલિયાઓએ, સાથે સાથે, ગોરી પ્રજાઓને

ચેતવવા માંડી છે કે ' ઓ ગોરાઓ ! ચેતો. આપણી જનસંખ્યા ઘટશે અને કાળી તથા પીળી પ્રજાની સંખ્યા વધ્યા કરશે તો આપણે એ પ્રજાઓથી મહાત થઈશું !'

વિજ્ઞાનમાં રસ લેતા અને આધુનિક વિજ્ઞાનને જ અભ્યુદયનો કર્તા માનનારા કહે છે કે જનસંખ્યા વધી છે તેનું કારણ ચિકિત્સાશાસ્ત્રની અદ્‌ભુત ખીલવણી એ જ છે. પ્રથમ લાખો બાળકો મરણશરણ થતાં હતાં તે હવે નથી મરતાં, અને આ બાળકો બીજાં બાળકોને જન્મ આપી રહ્યાં છે. " સબળો નબળાને ખાશે "—survival of the fittest—એ નિયમ જૂઠો પડ્યો છે, વધુ unfit–નાલાયક પ્રજા વધવા લાગી છે. વિદ્વાનો કહે છે કે $C_3$ ત્રીજા નંબરની અયોગ્ય પ્રજા દિન પર દિન વધી રહી છે ! પરંતુ વિજ્ઞાનની મદદથી આ અયોગ્ય પ્રજાને યોગ્ય બનાવવાના સબળા પ્રયત્નો ગતિમાં મુકાયા છે. સગર્ભાવસ્થામાં, પ્રસુતિ વખતે, પ્રસુતિ પછી–માતાઓની સંભાળ ઝીણવટથી રાખવામાં આવે છે. તેમના આહારવિહાર ઉપર પુષ્કળ પ્રકાશ પડ્યો છે, સુવારોગ જેવો દારુણ રોગ લગભગ અદૃશ્ય થવાની અણી ઉપર છે. માતાના ઉદરમાં હોય છે ત્યારથી તે બહાર આવે છે અને મોટાં થાય છે ત્યાંસુધી બાળકો માટે પૂર્ણ કાળજી રાખવામાં આવે છે. તેમને માટે મફત દૂધ પાવાની વિશાળ પાયા ઉપર યોજનાઓ, શિક્ષિત દુનિયામાં, અમલમાં મુકાયેલી છે. ' વિટા-મિન 'ની શોધથી, સંપૂર્ણ સ્વચ્છતાથી, નિશાળોમાં બાળકોની વૈદ્યકીય પરીક્ષાઓથી, આંખ, દાંત અને કાકડાની સંભાળથી, બાળકોનું મરણપ્રમાણ ખૂબ જ ઘટ્યું છે. અને હવે ખુલ્લી જગ્યામાં રહેવાનું અને રમવાનું, રમતગમતો, વ્યાયામશાળાઓ, વગેરેની યોજનાઓ વિચા-રાઈ રહેલી છે. મોટાઓ માટે કામ કરવાના ઓછા કલાકો, યંત્રોનું કૌશલ્ય, ઉચિત ખાન-પાન, રહેઠાણ કરવાની ગોઠવણો અમલમાં આવી ગઈ છે.

$C_3$ ત્રીજા વર્ગની જે પ્રજા જન્મી ગઈ છે તેને માટે આ બધું જ બરાબર છે. એ પ્રજા જન્મી ગઈ છે એટલે હવે તેમને માટે જે થઈ રહ્યું છે તે બરાબર છે. પરંતુ વિદ્વાનો હવે વિચારી રહ્યા છે કે આમાંનો મોટો ભાગ જન્મ્યો જ નહોત તો સારું થાત. ભવિષ્યમાં આવું ન થાય તે માટે અગમચેતી રાખવાની વિજ્ઞાનની ફરજ ઊભી થઈ છે! પ્રજા ઓછી થાય, જે થાય તે સુયોગ્ય થાય–એ વિજ્ઞાનનો આદર્શ છે. સુપ્રજનનશાસ્ત્ર–Eugenics–ખીલ્યું છે–ખીલી રહ્યું છે. અવનવા પ્રયોગો વનસ્પતિ, પશુપંખી અને અન્ય જીવો ઉપર ચાલી રહ્યા છે. જે પોતાના કુટુંબનું સારી રીતે ભરણપોષણ કરી શકે, તેમની પ્રજાને કેળવી શકે એવાં જ કુટુંબોને પ્રજા ઉત્પન્ન કરવાનું કહેવામાં આવશે. દરેક કુટુંબનો ચોપડો રાખવામાં આવશે, એમાં એની પેઢી દર પેઢીનો ઇતિહાસ લખાશે. ક્યા રોગોથી કોણ મરી ગયું તેની નોંધ લેવાશે. ચાંદી પરમિયા જેવા ચેપી રોગોની અસર એ કુટુંબમાં છે કે નહિ તે તપાસીને નોંધાશે. ક્ષય, કેન્સર, ઉન્માદ, રક્તસ્રાવ ( હિમોફિલિયા ) વગેરે રોગો બરાબર નોંધાશે અને લગ્ન કરતી વખતે સમાજશાસ્ત્રીઓ અને ચિકિત્સકો સાથે બેસીને લગ્નગ્રંથિઓ રચવાની રજા આપશે તો જ લગ્નો થશે. Mental defective Acts–મગજની ખોડ-ખાંપણવાળા જે માબાપો હોય તેની પ્રજાને શરૂઆતથી જ રાજ્ય એ માબાપોથી વિખૂટી પાડી માનસિક રોગના નિષ્ણાતોની મદદથી ચાલતી સંસ્થાઓમાં ઉછેરવામાં આવશે.

ચિકિત્સાશાસ્ત્રમાં શસ્ત્રક્રિયા પણ આ કલ્યાણ યોજનાની વહારે ધાઈ છે. જે પુરુષ

યા સ્ત્રીને સંતાનની જરૂર ન હોય તેમના ઉપર શસ્ત્રક્રિયાઓ કરવામાં આવે છે. પુરુષ ઉપર આ જાતની શસ્ત્રક્રિયા ઘણી સહેલી મનાય છે. અંડમાંથી ઉપર જતી એક વીર્યવાહી નલિકાને વચમાંથી કાપીને બાંધી દેવાથી અંડકોષમાં ઉત્પન્ન થતા વીર્યજીવો ઉપર ચઢી શકે નહિ અને આવી રીતે લગ્નસુખ ભોગવી શકાશે છતાંય પ્રજા નહિ થાય. જર્મનીમાં હિટલરે આનું વિશાળ પાયા ઉપર કર્યું છે. ગાંડા, માનસિક ખોડખાંપણવાળા, ભયંકર ગુનેગારો, વારસામાં સંક્રાન્ત થતા કેટલાક દુઃખપરંપરા જન્માવનાર રોગોથી પીડિત થતા માણસો-આ બધા પુરુષોને ખસી કરવામાં આવે છે. ઝેરી વૃક્ષોનાં ઝેરી બીજ જન્મશે જ નહિ.

ઘોડદોડની હરીફાઈના સુંદર ઘોડાઓની સાતસાત પેઢીઓના ઇતિહાસો રખાય છે અને ઓલાદ સુધારવા માટે લાખો અને કરોડો રૂપિયા ખર્ચવામાં આવે છે. શિકારી કૂતરાઓ, ઘોડદોડની હરીફાઈમાં ઉતારવાના ઘોડાઓ અને દૂઝણી ગાયો—આ સહુ માટે કરોડો રૂપિયાનો આપણે આજે ખર્ચ કરી રહ્યા છીએ. પરંતુ મનુષ્યઓલાદ સુધારવા માટે આપણે શું કરીએ છીએ? પરંતુ મનુષ્યઓલાદ સુધારવી એ ઘોડા આદિ ઓલાદ-સુધારણા જેવું સહેલું કામ નથી. ઘોડામાં ઝડપ, ચાલાકી, જોઈએ. પશુઓમાં એક જ ગુણની અભિવૃદ્ધિ આપણે ઇચ્છીએ છીએ. મનુષ્યજાતમાં એક જ ગુણની અભિવૃદ્ધિ શક્ય જ નથી—એનો વંશશુદ્ધિનો પ્રશ્ન જબરો જટિલ બન્યો છે. અતિમાનવ—genius—કંઈ આમ ન જન્માવી શકાય. સામાન્યમાંથી અસામાન્યનો પ્રાદુર્ભાવ એનું નામ 'જીનિયસ'—પ્રાણીશાસ્ત્રનું 'મ્યુટેશન.'

પરંતુ મનુષ્યોમાં ભાવનાઓ, વૃત્તિઓ, એવી છે કે તે સુપ્રજનનશાસ્ત્રના નિયમોને વશવર્તી નહિ જ રહે. એકાદ અતિસુંદર કુમારિકાનો ભેટો થયો—આંખે આંખ મળી—સંવનન ચાલ્યું અને બન્ને પરણી ગયાં. કુદરતી પ્રેરણાઓને સ્થગિત કરવાની વિજ્ઞાનને સત્તા પ્રાપ્ત થશે ખરી? ગમે તેવા સિદ્ધાન્તોનું, ક્રિયામાં ઉતારતાં, પાણી મપાય છે.

અને આથી જ પ્રોફેસર હેલ્ડેનનાં ટ્યુબ બેબીઝ "Ectogenic Baby" તરફ વિશ્વનું ધ્યાન ખેંચાયું છે. પ્રયોગશાળામાં ફલિત થએલા ઓબીજને અનુકૂળ સંજોગોમાં-ગરમી પ્રકાશ ઇત્યાદિના—રાખવામાં આવે છે. માતાના રક્તમાં જે તત્ત્વો છે તે તમામ તત્ત્વોવાળું બનાવટી પ્રવાહી એ ફલિત ઓબીજ (fertilized female cell)ને પહોંચાડવામાં આવે છે. ટૂંકમાં, માતાના ગર્ભાશયમાં જેવી ગરમી પ્રકાશ પ્રવાહી વગેરે ગર્ભને મળે છે તે તમામ બનાવટી રીતે તે ફલિત ઓબીજને આપવામાં આવે છે. સંભવ છે કે આમ અનુકૂળ સંજોગોમાં રખાયેલું ઓબીજ યા ઓકોષ (cell) વિભાજિત થશે, વધશે અને અંતે પુખ્ત કદનું જીવન્ત પ્રાણી બનશે. અમેરિકાના એક ડૉક્ટરે અમુક કોષ-સમૂહ—tissue—ને આવા પ્રવાહીમાં વર્ષોથી રાખ્યું છે અને તે જીવતું જણાયું છે. કૂતરાના હૃદયને તેના શરીરમાંથી છૂટું કરી, યોગ્ય મિશ્રણ પહોંચાડી વર્ષોથી ધબકતું રાખી શકાયું છે. પરંતુ હજી કોઈ જીવન્ત પ્રાણી ઉપર-ફલિત થએલા ઓબીજને પકડી, યોગ્ય મિશ્રણમાં રાખી, પુખ્ત કદનું બનાવી શકાયું નથી. પરંતુ પ્રાણિશાસ્ત્ર (બાયોલૉજી)ના અદ્ભુત પ્રયોગોએ હાલ એવા કેટલાક આશ્ચર્યમાં ગરકાવ કરી નાખે એવા ઈંડાં ઉપર-અને ઈંડામાંથી નીપજતી ઇયળો (લાર્વા) ઉપર-પ્રયોગો અજમાવ્યા છે અને આપણને ભવિષ્યની ઉજ્જ્વલ આશાઓ આપી છે.

'Fundulus–ફંડયુલસ' નામની એક મચ્છી થાય છે જેનું ઈંડું મીઠાવાળા પાણીમાં (salt-water) મૂકીએ તો અંદરથી ડિંભ (લાર્વા) નીકળે છે. સાધારણ રીતે આ મચ્છીને બે આંખો હોય છે—બે બાજુ તરફ બે. પરંતુ જો પાણીમાં મેગ્નેસિયમ ક્લોરાઇડ ઉમેરી તેમાં જો મચ્છીને રાખવામાં આવે છે તો એ મચ્છીને બે તરફ બે આંખોને બદલે વચમાં જ ફક્ત એક મોટી આંખ નીકળે છે!

'સી–અર્ચિન' નામનું નાનકડું કાંટાવાળું પ્રાણી બધાએ જોયું હશે. એનાં ઈંડાં સમુદ્રનાં પાણીમાં હોય તો એમાંથી 'સી–અર્ચિન્સ' નીકળે છે પરંતુ જો આપણે એ સમુદ્ર પાણીમાંથી ચૂનાનો ભાગ ખેંચી લઈએ અને ઈંડાં રાખીશું તો ઈંડું બિલકુલ વધશે નહિ.

આ ઉપરથી આપણે જાણી શકીશું કે જે વાતાવરણમાં–સંજોગોમાં–ઈંડું વધે છે યા નથી વધતું તે વાતાવરણની ઈંડા ઉપર ઘણી જ અસર હોય છે.

વળી ઈંડામાંથી પ્રાણી બહાર આવે છે તેમાં આહાર પણ અગત્યનો ભાગ ભજવે છે. આ વિષે દેડકાનાં ઈંડાં–જે સહેલાઈથી પ્રાપ્ત કરી શકાય છે—ઉપર કેટલાક અદ્ભુત પ્રયોગો થએલા છે. દેડકાંનાં ઈંડાં (ફલિત થયા બાદ) પાણીમાં જ સેવાય છે. પાણીમાં તે ઈયળના રૂપમાં રહે છે અને માછલી માફક તેમને ઝાંખો (gills) હોય છે. આ ઈયળોમાંથી 'ટેડપોલ્સ' થાય છે. આ ટેડપોલમાંથી દેડકું થતાં પહેલાં તેની પૂછડી અને ઝાંખો બન્ને ગુમાવે છે.

હવે આ ટેડપોલમાંથી દેડકું થતાં ગરમીના આધાર છતાં ય ઘણાં અઠવાડિયાં લાગે છે. પરંતુ જે પાણીમાં ટેડપોલ તરતું હોય તે પાણીમાં થોડાક થાઇરોઇડ ગ્રંથિનો સત્વ (એક્સ્ટ્રેક્ટ) નાખીશું તો ત્રીજા ભાગના વખતમાં—મહિનો થતો હોય તો ૧૦ દિવસમાં—ટેડપોલમાંથી દેડકું થાય છે.

ટેડપોલને મનુષ્યોની માફક નાની થાઇરોઇડ [કંઠગ્રન્થિ] ગ્રંથિઓ હોય છે અને ટેડપોલને મારી નાખ્યા વિના આ ગ્રંથિઓ તેના દેહમાંથી કાઢી શકાય એમ પણ છે. જો આમ કરવામાં આવે છે તો એક વિચિત્ર વાત બને છે. ટેડપોલ મોટું ને મોટું વધતું જ જાય છે પરંતુ દેડકું થતું નથી. ટેડપોલમાંથી દેડકું થવા માટે તેને તેની થાઇરોઇડ-ગ્રંથિઓની જરૂર પડે છે. હવે જો એ ટેડપોલને–થાઇરોઇડ ગ્રંથિવિહીન ટેડપોલને–જો તમો થોડું થોડું થાઇરોઇડ ગ્રન્થિનું સત્વ આપશો તો તુરત જ તે દેડકામાં બદલાઇ જાય છે. અર્થાત્ હવે આપણે કહી શકીએ છીએ કે ટેડપોલમાંથી દેડકું થવા માટે થાઇરોઇડના અર્કની તેને જરૂર છે જ.

આ જ પ્રમાણે જો મનુષ્યજાતિને બનાવવાની કે બદલાવાતી શક્યતા હોય તો એનું પરિણામ શું આવે! આ પ્રશ્ન એલ્ડાસ હક્સીલેએ *Brave New World*–'બહાદુર નવી દુનિયા' નામની તેની ચોપડીમાં ચર્ચ્યો છે. ઓબીજ કવી ઓના ગર્ભાશયમાંથી લેવામાં આવ્યું છે, કયા પુરુષના વીર્યથી તે ફલિત થયું છે–આ જાણ્યા પછી આપણે ભાવિ પ્રજાની બુદ્ધિ, મેધા, દીપ્તિ, આરોગ્ય વગેરે ઉપર જરૂર વિચાર કરી શકીએ. અને લાભ ઉઠાવી શકીએ.

હવે આવા સશક્ત સ્ત્રીપુરુષથી બનેલા કૃત્રિમ સ્ત્રીબીજને જો યોગ્ય મિશ્રણમાં રાખી, તે મિશ્રણમાં પિચ્યુઇટરી ગ્રંથિનો અંતઃસ્રાવ નાખીએ તો પ્રજા જરૂર સશક્ત થાય જ; કારણ કે પિચ્યુઇટરી ગ્રંથિનો અંતઃસ્રાવ અસ્થિવૃદ્ધિ સાધનાર છે અને યોગ્ય માત્રામાં જો આપણે તેને પૈદા કરીએ તો જરૂર, જો પ્રજા એમાંથી થાય તો, તે આશરે દા ફીટ ઊંચી-નમૂનેદાર પ્રજા જ હોય !

પ્રજાનું નિયમન ભવિષ્યમાં કયી જાતનો ખોરાક પ્રજાને ખાવા મળશે તે ઉપરથી નક્કી થશે. ભૂતકાળમાં આમ જ બનતું, પરન્તુ અત્યારે આપણને જે જ્ઞાન આહારનું મળ્યું છે તે જોતાં આ વિષયમાં ઘણું કહી શકાશે. લગભગ તમામ યુદ્ધોનું કારણ આહારનો પ્રશ્ન જ હતો અને છે.

મનુષ્યજાતિ ખેતી કરતાં શીખી, પશુ પાળતાં શીખી તે પહેલાં તે શિકાર કરીને કે કંદમૂળ ખાઈને રહેતી હતી. શિકાર માટે તેમજ કંદમૂળ તથા જંગલી અનાજ માટે મોટી જમીન તેની પાસે જોઈએ. આથી જ અમેરિકાના રેડ ઇંડિયનો શિકાર કરવાની જગ્યા માટે અંદર અંદર હમેશાં લડતા. અરે સ્કોટલૅંડ જેવા દેશમાં આજદિન સુધી જ્યાં ખેડાઉ જમીન નહિ જેવી છે ત્યાં ટોળીઓ બાંધીને ઢોર અને અનાજ માટે અરસપરસ લડતા હતા !

આદિમનુષ્ય–primitive man–ને ભટકતી સ્થિતિમાંથી ઘર બાંધીને તેમાં રહેતાં કોઈએ શીખવ્યું હોય તો તે ખેતીએ જ. હવે તો ખેતીએ પણ વિજ્ઞાનની સહાયથી પહેલા કરતાં બમણું અન્ન ઉત્પન્ન કરવા માંડયું છે. જગતને જોઈએ તેટલું–તેથીયે વધુ અન્ન હવે ઉત્પન્ન થઈ રહ્યું છે. આથી જ છેલ્લી બે સદીઓમાં મનુષ્ય–પ્રજાની સંખ્યા અતિશય વધવા પામી છે. પરંતુ અન્ન–ઉત્પાદનને પણ અમુક મર્યાદા હોય છે જ અને એક વખત મર્યાદા સુધી પહોંચી ગયા તો પછી પ્રજાની વધ અટકાવવી જ જોઈએ.

પરંતુ હવે વિજ્ઞાનવીરો કહેવા લાગ્યા છે કે એવો વખત ભવિષ્યમાં આવશે ત્યારે કૃત્રિમ રીતે અન્ન બનાવી શકાશે ! ગયા યુદ્ધમાં અને આ યુદ્ધમાં પણ જર્મનોએ આવો કૃત્રિમ ખોરાક બનાવ્યો હતો–છે એમ આપણે સાંભળીએ છીએ. બલ્કે, ખોરાકનાં તમામ તત્ત્વો થોડીક મોટી ટીકડીઓમાં આવી જશે એમ ઘણા માને છે.

મને લાગે છે કે આ એક જબરું 'નૉનસેન્સ' છે. મનુષ્યશરીર–અમુક કદમાં–bulkમાં–ખોરાક લેવા ટેવાયેલું છે–યોજાયેલું છે અને જ્યાં સુધી અમુક કદમાં ખોરાક આમાશયમાં નથી જતો ત્યાં સુધી તે બરાબર પચાવી શકાતો જ નથી.

એક બીજી વિચિત્ર વાત એ પ્રચલિત છે કે રોગમાત્રનું કારણ જંતુઓ છે અને આ જંતુઓનો સંહાર થઈ જતાં રોગો થવાનો સંભવ જ નહિ રહે. પરંતુ પૃથક્‌જનોને એ ખબર નથી કે જીવાણુઓ મનુષ્યસમાજને ઉપયોગી પણ છે અને નુકસાનકારક પણ છે. જીવાણુઓ ન હોત તો દૂધનું દહીં કોણ કરત ? બ્રેડોને હાથો કોણ લાવત ? દહીંવડાં કેમ બનત ? પાંવ કેમ બનત ! પનીર જેવું દૂધનું ઉત્તમ ખાદ્ય કેમ બનાવી શકાત ! એક જાતનું પનીર બીજી જાતના પનીરથી જુદું પડે છે એનું કારણ વિવિધ જાતનાં જીવાણુઓ છે. પનીરમાં જે સુવાસ–ફ્લેવર હોય છે તે આ જીવાણુને પ્રતાપે જ.

ખેતીમાં પણ જીવાણુઓ જે અગત્યનો ભાગ ભજવે છે તે હેરત પમાડનાર છે. જમીનનો કસ ઊતરી ગયો હોય છે ત્યારે આપણા ખેડુતો તે ખેતરમાં પહેલા જ વરસાદે બંટી ચણુ વાવી દે છે. કમર જેટલા ઊંચા શણના છોડ થયા પછી તેને પાડી દેવામાં આવે છે. તે પછી કહોવાય છે અને એ ખેતરમાં પછી જે પાક લેવાય છે તે બીજાં ખેતરો કરતાં ઘણો વધારે ઊતરે છે. આનું કારણ જાણો છો ? શણનો એક છોડ ધીમેથી મૂળ ન તૂટે એ રીતે ઉખેડીને જોશો તો નાનાનાનાં મૂળ સાથે માટીની અસંખ્ય ગાંગડીઓ વળગેલી જણાશે. આ માટી જેવી જણાતી ગાંગડીઓમાં એક જાતનાં જીવાણુઓ વસેલાં હોય છે જે જમીનમાં નાઈટ્રોજન–હવામાંથી ખેંચીને શોષ કરે છે. આ nitrifying Bacteria-નત્રિલોત્પાદક જીવાણુઓની આપણા ખેડુતોને ખબર નથી હોતી પરંતુ આ શણના ખાતરની કિંમત આ જીવાણુઓને જ આભારી છે એમ હવે પુરવાર થયું છે.

પ્રાણિશરીરમાં પણ જીવાણુઓ ન હોય તો જીવનનિભાવ ન થઇ શકે. વનસ્પતિ–ખાદ્ય–પદાર્થોમાં કાષ્ટક–cellulose–મોટા પ્રમાણમાં હોય છે. મનુષ્યશરીરમાં આ કાષ્ટકના જથાને હજમ કરનાર જીવાણુઓ જો ન હોય તો તે હજમ કરી જ ન શકે અને 'પ્રોટીન' નાઈટ્રોજન વિશિષ્ટ પદાર્થ–બનાવી પણ ન શકે. વનસ્પતિઓમાં જે ખાદ્ય સામગ્રી ભરેલી છે તે આ કાષ્ટકોમાં જ હોય છે. બકરાં ઘેટાં આદિ પશુઓ આવી વનસ્પતિઓને ખાય છે; તેમનાં આંતરડાંમાં આ વનસ્પતિને હજમ કરનાર જીવાણુઓ હોય છે જે કાષ્ટકમાંથી તમામ ઉપયોગી તત્ત્વો ખેંચી શકે છે અને જીવનોપયોગી 'પ્રોટીન' બનાવે છે. આમ ન હોત તો પશુઓમાં માંસ જ ન થાત. બીફ–ગાયનું માંસ અને મટન–બકરીનું માંસ–આ મારફત મનુષ્યોને જે ઉત્તમ પ્રોટીન પ્રાપ્ત થાય છે તે આ જીવાણુઓને જ આભારી છે. અર્થાત્ સકલ પ્રાણિજન્ય આહાર માટે આ જીવાણુઓ ઉપર જ આધાર રાખવો પડે છે.

હા, રોગોત્પાદક જીવાણુઓનો સરસ અભ્યાસ થઈ રહ્યો છે એટલે ઘણા જંતુ-ઉત્પાદક રોગો ભવિષ્યમાં કદાચ ભૂતકાળના અવશેષ માત્ર જ બની રહેશે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. વખતે જંતુઓને મારવાની ક્રુક્રેકમાંથી જ નવાં જંતુઓ વેર લેતાં શીખે તો નવાઇ નહિ એમ એક વિદ્વાને લખ્યું છે !

ઔષધો હાલમાં મોટે ભાગે રોગો મટાડવા પૂરતાં જ વપરાય છે. પરંતુ ભવિષ્યમાં રોગો થાય જ નહિ એ માટે ઔષધોનો ઉપયોગ થશે. માંદગી એ ગુનો ગણાશે અને માંદા માણસ એ રાજ્યાધીન રહેશે. દરદીની સ્વતંત્રતા ઉપર કાપ મૂકાશે. દરદી પોતાના કુટુંબનાં માણસોને પોતાનો રોગ ન આપે એટલા ખાતર તેને ઘરમાંથી, તેની ઇચ્છા ન હોય છતાં ય, લઈ જવામાં આવશે. ઘરમાં માંદગી ભોગવનારને ગુનેગાર લેખવામાં આવશે. દરદીની ઇચ્છા તરફ ધ્યાન દેવામાં નહિ આવે અને જો તે રાજ્યના આવા કાનૂનોને વશવર્તી બની નહિ રહે તો તે સહાનુભૂતિને બદલે શિક્ષા પામશે. ચિકિત્સાશાસ્ત્ર મોટે ભાગે સ્ટેટનો વિષય બની રહેશે, અને ચિકિત્સકો પણ 'સ્ટેટના ઑફિસરો' જ ગણાશે. હાલ જેમ લોકો માટે વીમાની યોજનાઓ ચાલે છે તેમ ડોક્ટરો માટે થશે. તેમના યોગક્ષેમ માટે સ્ટેટ તરફથી આવી કંઇ યોજના વિચારાશે. રશિયામાં ખાનગી ચિકિત્સકો જ નથી, સ્ટેટ જ બધાની સેવા લે છે અને તેના બદલામાં તેમના યોગક્ષેમનો ભાર વહન કરે છે. ઇંગ્લન્ડ,

અમેરિકા જેવા શાહીવાદી દેશો રશિયાના આ વિશાળ પાયા ઉપરના અદ્ભુત પ્રયોગો તરફ ધ્યાન દઈ રહ્યા છે અને સંભવ છે કે ભવિષ્યમાં પ્રત્યેક રાજ્યમાં ખાનગી ચિકિત્સકો ખાનગી ચિકિત્સા નહિ જ કરી શકે. એ વખતે દરદીઓ પાસે પૈસા નહિ હોય તો પણ તેને ચિકિત્સા સિવાય નહિ જ રહેવું પડે. ગરીબમાં ગરીબ કે શ્રીમંતમાં શ્રીમંત ( જો ભવિષ્યના સ્ટેટમાં ગરીબ–તવંગરના ભેદો રહેશે તો )ને એક જ સરખી ચિકિત્સા રાજ્ય આપશે. દવાખાનાં માત્ર સ્ટેટનાં જ હશે.

ભવિષ્યની શસ્ત્રક્રિયા સંહારક નહિ પણ રક્ષણાત્મક જ હશે. હૃદય ઉપરની શસ્ત્રક્રિયાની જે વિગતો વૈદકીય માસિકોમાં વાંચવામાં આવી છે તે જોતાં ભવિષ્યની શસ્ત્રક્રિયા રક્ષણાત્મક બની રહેશે જ.

આ બધું તો બરાબર. પરંતુ મનુષ્યશરીર અને મનુષ્યમગજનું શું ? એ પ્રશ્નનો ઉત્તર ૩૦૦૦ વર્ષો થયાં હતો તેવો ને તેવો ઊભો છે. એનો ઉત્તર વિજ્ઞાન નથી આપી શક્યું. વ્યાસ અને વાલ્મીકિનાં મગજો હાલના માણસો જેવાં જ હતાં. ઈ. સ. પૂર્વે ૩૫૦ વર્ષ પહેલાં થનાર એરિસ્ટોટલ રૉયલ સોસાયટીના કોઈપણ ફેલો કરતાં વધુ શક્તિશાળી હતો. તો પછી સુધારાનાં અને પ્રગતિનાં બણગાં શા કામનાં છે ? વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ કે શંકર તરફ જોતાં આજની પ્રજાના શા હાલ છે ? વિજ્ઞાને આટઆટલું કર્યું છે છતાં મનુષ્યજાત માટે તે પશુ મટીને દેવ બને એવું શું કર્યું છે ? ખોરાકનો અભ્યાસ વધ્યો, સ્વચ્છતા વધી, આવક વધી, આરામ વધ્યો—તેથી શું સુધર્યું ? વિલાસ કે બીજું કંઈ ! મનુષ્યસમાજ હતો તેવો ને તેવો જ રહ્યો છે કે વધુ બગડ્યો છે !

એટલે, પાછા આપણે પ્રો. હેલ્ડનના કૃત્રિમ ગર્ભાધાન તરફ વળીશું. એ ફલિતબીજને પ્રયોગશાળામાં માતાના લોહી જેવા જ પ્રવાહીમાં રાખવામાં આવે, મધમાખી માફક અમુક જાતનો ખાસ ખોરાક તે ગર્ભને આપવામાં આવે, અંતઃસ્રાવી ગ્રંથિઓનું સત્ત્વ યોગ્ય પ્રમાણમાં આપવામાંઆવે, તો સંભવ છે કે ભાવિ બાળક હાલના મનુષ્યો કરતાં ઘણા મોટા કદનું થાય તો આશ્ચર્ય નહિ. જો આવું થઈ શકશે તો આજનો મનુષ્ય ભવિષ્યના વિદ્વાનોને મન ટેડપોલ જેવો જ જણાશે.

ભવિષ્યના ગર્ભમાં જોવાની દિવ્ય દૃષ્ટિ આપણને નથી એટલે વિરમીશું. નૂતન શાસ્ત્રોનું મૂલ્યાંકન ભારતીય દૃષ્ટિએ કરતાં ઝાઝો પ્રકાશ લાધતો નથી એટલું તો ચોક્કસ જ. વીલ ડ્યુરાન્ટ ( Will Durant )ના શબ્દો વાંચીને અવસાદ થયા સિવાય નથી રહેતો:

> " Our culture is superfluous today, and our knowledge dangerous, because we are rich in mechanisms and poor in purposes. The balance of mind which once came of a warm religious faith is gone, science has taken from us the supernatural basis of our morality, and all the world seems consumed in a disorderly individualism—that reflects the chaotic fragmentation of our character."[1]



[1] *The Mansions of Philosophy* by Will Durant—*Invitation.*


સુંદર મનહર કપડાં
મીઠા મધુરા રંગ
ન્યારી અનેરી ભાત
રેશમ જેવી કુમાશ

# નેત્રપલ્લવી

રામપ્રસાદ શુક્લ

[ મિશ્રોપજાતિ–શાલિની–મન્દાક્રાન્તા–સ્રગ્ધરા ]

૧

સંકેલી લેને પ્રિય ? નેત્રપલ્લવી
ખમાય ના તેજતણી નવીનવી
ધારા અવંતી તીરછી નમેરી.
પુષ્પંધયો સુપ્ત સરોજ ઠેરી
પરે ભમે અસ્થિર પાંખ, ઘેરી
ઉડે અને ત્યાં જ પડે ફરીફરી;
એવાં ક્રિયાશીલ દૃગો ઢળીઢળી
મને જ હેરે સઘળે લળીલળી.
મારું આખું કાળજું કોરીકોરી
છોળો કેરા હૈ ઝપાટે ઝકોરી,
અસહ્ય આ છે સુખની કટોરી.
હેલી, સો યે માપમાં પ્યાલી હેલી,
ઊંડાણોની નહિ જ ઉભરાતી બધી મસ્તી ભરેલી,
ભાવોની એકસાથે કયમ કરી ભરતી સર્વ ઉદ્દામ રહેવી.

૨

કટારની સીધી સચોટ સોંસરી
અહાથી ભેદે ઉરને જ પાંસરી ?
ઝંખી રહું છું દૃગ શ્યામળાં હું.
સમસ્ત એ જીવનમાં લહુંલહું.
ન બીજું હું થી કંઈ યે સ્મરાય,
ચિત્રો સર્વે શૂન્ય લોપાઈ જાય.
પ્રાતઃકાલે ભાનુભર્ગે વરેણ્ય
ભૂંસાય તારાગણ ચન્દ્ર રમ્ય,
વિશ્વાન્તરૂમાં વ્યાપી રૂહે ભવ્યભર્ગ
રેલાવી હૈ તેજધારે ત્રિવર્ગ;
વર્ચસ્વી તેવાં નયનાભિરામ

—થકી બધું અંતર આ ભરાય
ને ચન્દ્ર, તારા સમ ઓસરે બધી
ઉપાંગે લાવણ્ય તણી ઉપાધિ,
બન્નેનું ત્યાં ભવ્ય સંધાન થાય.
ઊંડેરા હૃદયમંથનના સર્વ ઉત્પાત જાય,
દૃષ્ટિનો લોપ થાય, ઝળહળ ઝગતી બે જ આંખો જણાય.

૩

એ દૃષ્ટિ માટે પ્રિય ? મેં ય કેટલું
કીધું હતું જીવન ઠાલુંઠાલું.
ઝંખ્યો હતો એ જ સુધાની ધારમાં,
નદીજળે,— સિન્ધુતણા જુવાળમાં,
પૃથ્વીતટે, પ્રકૃતિના પરાગમાં,
ને માનવી જીવનની સુવાસમાં.
અન્તે કટાઈ ગયું પાત્ર ત્યારે
આવ્યાં દૃગો ભૈરવ પૂરબ્હારે,
ને ઊતર્યાં શૂન્યઘરે ઉતારે.
અંબાર ઝીલી શકવા જ મારે.
આવેલાને રાખવા સંઘરીને
ના આ નાનાં પાત્રે માંહિ સમાય,
છોળે છોળે ઉછળી પડતી રેલ એ બ્હાર ધાયે;
હૈયાનાં કાંઠે તોડી ધસમસ ધસતાં પૂરમાં તાણી જાયે.

૪

આ ઝંખના છે મધુરી, અકારી
પીછો એનો લીધ એવો જ ભારી,
બારે ઘડી બત્રીસ પ્હોર ચારી.
ભારેય ! બીજાં કોઈ કામ છે જગે
સંસારની વેઠ ભરી રગે રગે.
હૈયું આખું ચાકડા પે ચઢાવે
પોશેપોશે અશ્રુકેરા રડાવે
એવા ઘણાયે જગના રડાકૂટા
—તણા ભર્યા છે દુઃખના ન તોટા;
સંપ્રાપ્ત તે સૌ વહવું જ, સહેવું.

# નેત્રપલ્લવી

રામપ્રસાદ શુક્લ

[ મિશ્રોપજાતિ–શાલિની–મન્દાક્રાન્તા–સ્રગ્ધરા ]

૧

સંકેલી લેને પ્રિય? નેત્રપલ્લવી
ખમાય ના તેજતણી નવીનવી
ધારા સરંતી તીરછી નમેરી.
પુષ્પંધયો સુપ્ત સરોજ કેરી
પરે ભમે અસ્થિર પાંખ, ઘેરી
ઉડે અને ત્યાં જ પડે ફરીફરી;
એવાં ક્રિયાશીલ દૃગો ઢળીઢળી
મને જ ટોંખે સઘળે લળીલળી.
મારું આખું કાળજું કોરીકોરી
છોળો કેરા લે ઝપાટે ઝકોરી,
અસહ્ય આ છે સુખની કટોરી.
દેવી, તો યે આપમાં પ્યાલી દેવી,
ઊંડાણોની નહિ જ ઉભરાવી બધી મસ્તી વ્હેવી,
ભાવોની ઓકસાથે ક્યમ કરી ભરતી સર્વ ઉદ્દામ સ્હેવી.

૨

કટારની સીધી સચોટ સોંસરી
અહાથી લોકે ઉરને જ પાંસરી ?
ઝંખી રહું છું દૃગ શ્યામળાં હું
સમસ્ત એ જીવનમાં લહુંલહું.
ન બીજું હું થી કંઈ યે સ્મરાય,
ચિત્રો સર્વે શૂન્ય લોપાઈ જાય.
પ્રાતઃકાલે ભાનુભર્ગે વરેણ્ય
ભૂંસાય તારાગણ ચન્દ્ર રમ્ય;
વિશ્વાન્તરૂમાં વ્યાપી રૂકે ભવ્યભર્ગ
રેલાવી દે તેજધારે ત્રિવર્ગ;
વર્ચસ્વી તેવાં નયનાભિરામ

—થકી બધું અંતર આ ભરાય
ને ચન્દ્ર, તારા સમ ઓસરે બધી
ઉપાંગ લાવણ્ય તણી ઉપાધિ,
બન્નેનું ત્યાં ભવ્ય સંધાન થાય.
ઊંડા ઘેરા હૃદયમંનના સર્વ ઉત્પાત જાય,
દૃષ્ટિનો લોપ થાય, ઝળહળ ઝગતી બે જ આંખો જણાય.

૩

એ દૃષ્ટિ માટે પ્રિય ? મેં ય કેટલું
કીધું હતું જીવન કાળુંકાળું.
ઝંખ્યો હતો એ જ સુધાની ધારમાં,
નદીજળે — સિન્ધુતણા જુવાળમાં,
પૃથ્વીતટે, પ્રકૃતિના પરાગમાં,
ને માનવી જીવનની સુવાસમાં.
અન્તે ફટાઈ ગયું પાત્ર ત્યારે
આવ્યાં દૃગો ભૈરવ પૂરણહારે,
ને ઉતર્યાં શૂન્યઘરે ઉતારે.
અંધાર ઝીલી શકવા જ મારે.
આવેલાંને રાખવા સંઘરીને
ના આ નાનાં પાત્ર માંહિ સમાય,
છોળે છોળે ઉછળી પડતી રેલ એ વ્હાલે ધોયે,
હૈયાના હોજે તોડી ધસમસ ધસતાં પૂરમાં તાણી જાયે.

૪

આ ઝંખના છે મધુરી, અકારી
પીછો એણે લીધો એવો છે ભારી,
બારે ઘડી બત્રીસ પ્હોર ચારી.
મારેય બીજાં કંઈ કામ છે જગે
સંસારની વેઠ ભરી રગે રગે,
હૈયું આખું ચાકડા પે ચઢાવે
પોશેપોશે અશ્રુકેરા રડાવે
એવા ઘણું યે જગના રખોફટાં
—તણા બાંધ્યા છે દુઃખના ન તોટા;
સંપ્રાપ્ત તે સૌ સહવું જ, રહેવું.

એથી તારાં ચિન્તને માત્ર રૂઝેલું
ના પાલવે, તેથી જ આમ દૂઝેલું.
તારાં તો ત્યાં ઠીકીનાં કામણો છે ?
ભાવોને ચે વેગ સોહામણો છે.
ઝંઝા જેવા ઝાટકા દષ્ટિસ્પર્શે
આનન્દઓઘો ય અપાર વર્ષે,
સમાધિમાં આતમને પ્રકર્ષે.
એ મધ્યે તું રાખશે જો વિશેષ
તો લાગશે આળ તને હમેશ.
ઝૂલણોને સામટા વારીવારી
સંકેલી લે રમ્ય આ વીજ તારી.
થોડાં થોડાં નર્તન નચવી રાખવી ગુપ્ત યારી,
હૈયામાં ઘોળીઘોળી નવનીત હળવાં અર્પવાં માત્ર, પ્યારી !

★

# મધ્યાહ્ન

ઉમાશંકર જોષી

હતી ક્ષિતિજ હાંફતી, પ્રખર ઘામ ધખતો હતો;
અઘોર અવધૂતશી હતી છટા જ મધ્યાહ્નની.
વિલાઈ ભયકૂબળી નહિંશી છાંયડી સૌ બની,
અને અખિલ રોમરોમ અવકાશ બળતો હતો.
હતો પવન એહ ? કે ભભુકતો શું ભડકો હતો ?
ઝળેળી ઉઠતાં અદશ્ય તરુઝુંડ ને ઝાંખરાં,
જરી છણુછણી ઉઠયાં ઝરણુનાં મૂંગાં ઝાંઝરાં;
નિરગ્નિ દવ સૃષ્ટિને પટ અફાટ ભમતો હતો.
હતું સકલ શાન્ત, છાતી મહીં મેં ય નિઃશ્વાસ તો
હતો ઠીક દબાવી; ત્યાં લઘુક એક વંટોળિયો
ઉઠયો કહીંથી, ને પૂંઠે પકડવા જ જાણે જતો
ન હોય ત્યમ વાડ પાછળથી કોઈ ખર લોળિયો
પડયો સુંકલ ખેતરે ગજબ હેંચી હેંચી કરી:
સજીવ થઈ સૃષ્ટિ હાશ ! અવનીની મૂર્છા સરી !

૬ જૂન, ૧૯૨૫

## વિક્રમ સંવત

જેણે ભારતની ધરતીને
પરદેશીઓથી મુક્ત કરી–
જેણે આર્યાવર્તની
સંસ્કૃતિને કાલિદાસ,
વરાહમિહિર, ધન્વંતરી,
વૈતાલ જેવાની વિદ્યાથી
ઉજળા કરી — વિક્રમ
સંવતના સર્જક પરાક્રમી
વિક્રમાદિત્યનું જીવન



પ્રકાશનું
ભવ્ય ઐતિહાસિક
સર્જન:

# વિક્રમાદિત્ય

દિગ્દર્શક : વિજય ભટ્ટ ✻ કલા : કનુ દેસાઈ

—: ભૂમિકા :—

પૃથ્વીરાજ, પ્રેમ અદીબ, બાબુરાવ પેંઢારકર
રત્નમાલા, રંજના

✻

કલા, સંગીત, નૃત્યો,
સંવાદ, છાયાકલામાં
સુંદર ભાત પાડતું ચિત્ર

☆

રોજ : ૧, ૪, ૭, ૧૦
એડ. બૂકિંગ : ૯ થી ૧૨, ૪ થી ૭

—તમારા શહેરમાં તુરતમાં
આવી રહ્યું છે—

• એવરગ્રીન રીલીઝ •

મુંબઈમાં હજારો પ્રેક્ષકોના
રોજ બ રોજના વધતા
સત્કાર સાથે આગળ વધી
રહ્યું છે.

☆ ☆ ☆

## સુપર

# સંશોધનમાં અકસ્માત

ડૉ. સુરેશ એમ. શેઠના એમ. એસસી., પીએચ. ડી.

અકસ્માતને લીધે કેટલીકવાર અણધાર્યા લાભો થાય છે. કેટલાકના જીવનમાં કોઈ આકસ્મિક બનાવને લીધે અણધાર્યું પરિવર્તન થાય છે. આકસ્મિક બનાવોએ વિજ્ઞાનમાં પણ મોટો ફાળો આપ્યો છે. વિજ્ઞાનનાં અનેક ક્ષેત્રોમાં આજે મહાન ગણાતી કેટલીક શોધો કોઈ નાનકડી પ્રયોગશાળામાં બનેલા કોઈ નાનકડા અકસ્માતને આભારી છે. આવી કેટલીક શોધો નીચે વર્ણવી છે. એક વસ્તુની શોધ કરતાં જતાં બીજી જ વસ્તુ મળે અથવા તો કોઈ વસ્તુનો ખ્યાલ પણ ન હોય તે વસ્તુ અણધારી રીતે શોધાય, તો આકસ્મિક શોધ. કોલંબસની અમેરિકા ખંડની શોધ એ ઇતિહાસમાં એક મહાન આકસ્મિક શોધ તરીકે જાણીતી છે. કોલંબસને અમેરિકા જેવો કોઈ ખંડ અણશોધ્યો પડ્યો હશે એવો ખ્યાલ પણ ન હતો. તે તો યુરોપથી હિંદ આવવા માટે ટૂંકો રસ્તો શોધવા નીકળ્યો હતો. ત્યાં તો તેને નવો ખંડ હાથ લાગ્યો.

## રંગના ક્ષેત્રમાં

રંગની ઉપયોગિતાનો તો સર્વેને પૂરો ખ્યાલ હશે. રંગોને લીધે જ જગત સુશોભિત અને સૌંદર્યમય બન્યું છે. આજથી લગભગ ૮૫-૮૬ વર્ષો પૂર્વે સર્વે રંગો પ્રાણીઓ અથવા વનસ્પતિઓમાંથી મેળવવામાં આવતા. ગળીના છોડમાંથી ભૂરો રંગ, હળદરમાંથી પીળો રંગ, મજીઠ, કસુંબા વગેરેમાંથી લાલ રંગ, મેળવવામાં આવતા. કેટલાંક નાનાં જંતુઓમાંથી પણ રંગો મેળવવામાં આવતા: દાખલા તરીકે; 'ટીરીઅન પર્પલ' નામનો રંગ મેડિટેરેનીઅન સમુદ્રના કિનારા પર મળી આવતી નાનકડી છીપલીઓની એક નસમાંથી મેળવવામાં આવતો. સેંકડો છીપલીઓ પર શસ્ત્રક્રિયા કરી ત્યારે માંડ એક રતલ રંગ મળે. એટલે તેની કિંમત પણ રતલના રૂપિયા ૨૦૦૦થી વધુ હતી. કોચીનીલ, લાખ વગેરે રંગો પણ નાનકડાં જંતુઓમાંથી મેળવવામાં આવતા. એક આકસ્મિક શોધે આ સ્થિતિ થોડાં જ વર્ષોમાં પલટી નાખી.

૧૮૫૬ની સાલ ચાલતી હતી. ૧૮ વર્ષનો વિલિયમ પરકીન ઇંગ્લંડની એક નાનકડી પ્રયોગશાળામાં કૃત્રિમ રીતે ક્વીનીન બનાવવા માટે પ્રયોગો કરતો હતો. એનીલીન સલ્ફેટ નામના એક પદાર્થમાં તેણે પોટાશીયમ ડાઈક્રોમેટ અને સલ્ફ્યુરીક એસિડ નાખ્યા. ક્વીનીન મેળવવાની આશા સેવતા પરકીનનું રાસાયણિક મિશ્રણ કાળું પડતું ગયું ને છેવટે ગંદો કાળો પદાર્થ વાસણમાં રહ્યો. બીજા કોઈએ તે ફેંકી દીધો હોત પણ પરકીનની કુતૂહલવૃત્તિ તીવ્ર હતી. તેણે તે પદાર્થને પાણી સાથે ઉકાળ્યો તો તેમાંથી જાંબુડીઓ રંગ મળ્યો. તે રંગથી તેણે કપડાં રંગ્યાં તો સુંદર રીતે કપડાં રંગાયાં. પરકીને લીધેલું એનીલીન અશુદ્ધ હતું; તેમાં ટોલ્યુઈડીન નામનો બીજો એક પદાર્થ થોડા પ્રમાણમાં હતો અને તેથી જાંબુડીઓ રંગ બન્યો હતો. આવી રીતે અકસ્માતથી જ પહેલવહેલો 'માવ' નામનો આ કૃત્રિમ ( Synthetic ) રંગ બન્યો ને કૃત્રિમ રંગોના વિશાળ ઉદ્યોગનો પાયો નંખાયો. વિવિધ ઉદ્યો-

એમાં આજે વપરાતા અસંખ્ય રંગો બધા કૃત્રિમ રંગો જ છે. એ હજારથી વધુ કૃત્રિમ રંગો આજે બજારમાં મળે છે. હિંદ દર વર્ષે લગભગ ત્રણ કરોડ રૂપિયાના કૃત્રિમ રંગો દર વર્ષે આયાત કરે છે.

રંગના ક્ષેત્રમાં અનેક શોધો અકસ્માતથી થઈ છે. ૧૯૩૫માં 'મોનાસ્ટ્રલ બ્લુ' (monastral blue) નામનો એક સુંદર ભૂરો રંગ બજારમાં મુકાયો. આ રંગ તેજાબ, ખારો, પાણી, પ્રકાશ વગેરેથી ખરાબ થતો નથી. આ રંગ જે 'થેલો સાએની'ને જાતનો રંગ કહેવાય છે તે અકસ્માતથી શોધાયો હતો. ૧૯૨૮માં સ્કોટલેંડના રંગના એક કારખાનામાં થેલીમાઈડ નામનો એક પદાર્થ બનાવાતો હતો. એક દિવસ એકાએક બનાવતાં બગડી ગયો. તપાસ કરતાં જણાયું કે એક ભૂરો રંગ બહુ જ થોડા પ્રમાણમાં અંદર બન્યો હતો અને તેથી જ થેલીમાઈડ જેનો રંગ સફેદ છે તે રંગીન બન્યું હતું. જે વાસણમાં થેલીમાઈડ બનાવવામાં આવતું હતું તેમાં નાની કાણી પડ્યાં હતાં ને ત્યાંનું 'ઈનેમલ' ઉખડી ગયું હતું. આથી લોખંડ થેલીમાઈડના સમાગમમાં આવતું હતું અને તેથી આ નવો રંગ બન્યો હતો! લંડનની વિશ્વવિદ્યાલયના વિખ્યાત રાસાયનિક પ્રો. લીનસ્ટીડે આ રંગ પર સંશોધન કર્યું અને તે કેવી રીતે બને છે તે શોધાયું. આજે આ રંગ અને તે જાતના બીજા અનેક રંગો મોટા પ્રમાણમાં વપરાય છે.

કૃત્રિમ રીતે ગળી બનાવવા માટે અનેક પ્રયત્નો ગઈ સદીમાં જર્મન રસાયનિકોએ કર્યા હતા. નેપ્થેલીન (ડામરની ગોળીઓ, જે જંતુવિનાશક તરીકે વાપરવામાં આવે છે તે પદાર્થ)માંથી થેલીક ઍસિડ નામનો એક પદાર્થ જે ગળી બનાવવા માટે જરૂરનો હતો તે બનાવવા માટે અનેક પ્રયત્નો થયા હતા પણ તે મોટા પ્રમાણમાં બનાવી શકાતો ન હતો. 'બડીશ ઍનીલીન ઉંડ સોડા ફેબ્રીક' નામના ગંજાવર રસાયનના કારખાનામાં એક રસાયનશાસ્ત્રી, હેર સેપર, ૧૮૯૫માં નેપ્થેલીનને સલ્ફ્યુરીક ઍસિડ સાથે ગરમ કરી તે બનાવવા પ્રયત્ન કરતો હતો. મિશ્રણ હલાવવા માટે કાચની નળી લેવાને બદલે થર્મોમીટરથી જ તે મિશ્રણ હલાવતો હતો. થર્મોમીટર ભાંગ્યું ને પારો અંદર પડ્યો. સલ્ફ્યુરીક ઍસિડ સાથે તેનો સંયોજન બન્યો. આ સંયોજન ઉદ્દીપક (Catalyst) તરીકે કામ આવ્યો ને 'થેલીક અનહાઈડ્રાઈડ' મોટા પ્રમાણમાં મળ્યો. આ રીત મોટા પાયા પર વાપરવામાં આવી. ગળીની કૃત્રિમ બનાવટ સહેલી બની ને હિંદનો ગળીનો ઉદ્યોગ નાશ પામ્યો. ૧૮૯૭માં હિંદુસ્તાનમાં ૧૪ લાખ એકર જમીન ગળીના છોડથી છવાઈ રહી હતી, ૧૯૧૨માં તે ઘટીને ફક્ત ૨ લાખ એકર થઈ હતી. ૧૮૯૬–૯૭માં હિંદુસ્તાન ૮૦૦૦ ટન ગળી પરદેશ મોકલતું હતું અને આની કિંમત લગભગ રૂા. ૪ કરોડ જેટલી હતી; ૧૯૦૪–૦૫માં તે નિકાસ ઘટીને ૩૦૦૦ ટન જેટલી થઈ જેની કિંમત રૂ. ૧ કરોડથી કાંઈક વધુ હતી. થોડાં વર્ષો પછી તે નિકાસ બિલકુલ બંધ પડી. કૃત્રિમ ગળીની જર્મનીની પેદાશ જે ૧૯૦૦માં ૨૫૦૦ ટન હતી તે ૧૯૧૩માં વધીને ૩૦,૦૦૦ ટન થઈ હતી.

જે કંપનીની પ્રયોગશાળામાં ઉપલી શોધ થઈ હતી તે પહેલાં તે જ પ્રયોગશાળામાં ડૉ. કારોએ ઍલીઝરીન રંગ બનાવવાની શોધ આકસ્મિક રીતે કરી હતી. આ રંગ મજીઠના મૂળીઆંમાંથી મેળવવામાં આવતો હતો. એક દિવસ ડૉ. કારો ઍન્થ્રાક્વીનોન નામના એક પદાર્થના ગુણધર્મો તપાસતો હતો. આ પદાર્થ તેણે સલ્ફ્યુરીક અને ઑક્ઝેલીક ઍસિડ સાથે

ગરમ કરવા લાગ્યો. તે પ્રયોગ વિષે તે ભૂલી ગયો અને બહાર ગયો. જ્યારે આવીને જોયું ત્યારે આખી લેબોરેટરીમાં ધુમાડો ધુમાડો થઇ ગયો હતો ને જે વાસણમાં તેણે એન્‌ઍકવીનોન ગરમ કરવા મૂક્યો હતો તેમાં લાલ રંગ તૈયાર થયો હતો. આ રંગ હતો ઍલીઝરીન.

આજ ડૉ. ફારો બીજી એક શોધ કરવા ભાગ્યશાળી બન્યો હતો. ઈંગ્લંડની એક પ્રયોગશાળામાં તે કામ કરતો હતો. નાઇટ્રીક એસિડમાંથી કોલસ (કોલગૅસને બંધ વાસણમાં ગરમ કરવાથી મળતો વાયુ) પસાર કરવાથી શી અસર થાય છે તે તે તપાસતો હતો. નાઈટ્રીક એસિડમાંથી કોલગૅસ તે પસાર કરતો હતો તેટલામાં એક બીજો પ્રોફેસર તેના ઓરડામાં આવ્યો ને ડૉ. ફારો તેની સાથે બહાર ગયો. જતાં જતાં કોલગૅસની ચાવી બંધ કરવાનું ભૂલી ગયો હતો. બીજે દિવસે આવ્યો ત્યારે તેની અજાયબી વચ્ચે તેણે જોયું તો નાઇટ્રીક ઍસિડ ઉપર એક પ્રવાહી પદાર્થ તરતો દેખાયો. આ પદાર્થનું પૃથક્કરણ કરતાં તે બેન્ઝીન અને નાઇટ્રોબેન્ઝીન એ બે પ્રવાહી પદાર્થનું મિશ્રણ હોવાનું જણાયું. કોલગૅસમાં સારા પ્રમાણમાં બેન્ઝીન હોવાનું આ પ્રયોગ પરથી જણાયું. આજે કોલગૅસમાંથી હજારો ટન બેન્ઝીન છૂટું પાડવામાં આવે છે અને આ પદાર્થ અસંખ્ય ઉદ્યોગોમાં આજે વપરાય છે. કોલગૅસમાં તેનું પ્રમાણ ૨ થી ૩ ટકા હોય છે.

આયોડીનની શોધ પણ આકસ્મિક રીતે થઈ હતી. ફ્રાંસના કિનારા પર દરિયાઈ છોડો મોટા પ્રમાણમાં ભરતી સાથે ઘસડાઈ આવે છે. આ છોડોને બાળીને તેમાંનાં પોટાશીઅમ અને સોડીઅમનાં ક્ષારો ઉપયોગમાં લેવાતા. ૧૮૧૧ની સાલમાં બર્નાડ કુર્તો નામના એક ફ્રેંચ રસાયનશાસ્ત્રીએ તે છોડોને બાળીને રહેલી રાખને પાણી સાથે ઉકાળી. જે દ્રાવણ આવ્યું તેને તેણે વધારે ઉકાળી સોડીઅમ અને પોટાશીઅમ ક્લોરાઇડ વગેરે ક્ષારો છૂટા પાડ્યા. બાકી રહેલા દ્રાવણમાં તેણે ગંધકનો તેજાબ નાખ્યો ત્યાં તો જાંબુડીઆ રંગના ધુમાડા અંદરથી નીકળવા લાગ્યા જેમને ઠારવાથી જાંબુડીઆ રંગના કણો છૂટા પડ્યા. આ હતું આયોડીન. આજે આયોડીન ઔષધિમાં ને બીજા અસંખ્ય ઉદ્યોગોમાં વપરાય છે.

ઍસેટીલીન વાયુની શોધ એ એક બીજી આકસ્મિક શોધ. આ વાયુ જ્યારે બળે છે ત્યારે સફેદ પ્રકાશ આપે છે. ઘણા ફેરીઆઓ આ વાયુની બત્તીઓ વાપરે છે. આ વાયુ ફક્ત બાળવા માટે જ નહિ પણ બીજાં અનેક રસાયણો બનાવવા માટે વપરાય છે. અમેરિકાનો એક વિજ્ઞાની વિલ્સન ચૂનો, જે કેલ્શીઅમ ધાતુની ભસ્મ છે તે, અને કોલસો એ બે લઈ તેનું મિશ્રણ બનાવી તેમાંથી કેલ્શીઅમ ધાતુ બનાવવા પ્રયત્ન કરતો હતો. ધાતુઓની ભસ્મને કોલસા સાથે ગરમ કરવાથી તેમાંથી ધાતુ છૂટી પડે છે, દાખલા તરીકે લોખંડની ભસ્મમાંથી કોલસા સાથે ગરમ કરી લોખંડ છૂટું પાડવામાં આવે છે. ચૂનો અને કોલસો એ બન્નેને ગરમ કરવાથી એક કાળાશ પડતો પદાર્થ બન્યો, તે પદાર્થને પાણીમાં નાખતાં જ ઍસેટીલીન વાયુ મોટા પ્રમાણમાં બહાર આવવા લાગ્યો. કેલ્શીઅમ ધાતુ મળવાને બદલે વિલ્સનને કેલ્શીઅમ કાર્બાઈડ નામનો પદાર્થ મળ્યો હતો અને તેનાં પર પાણીની પ્રક્રિયાથી ઍસેટીલીન વાયુ ઉત્પન્ન થાય છે. આજે કેલ્શીઅમ કાર્બાઇડ મોટા પ્રમાણમાં બનાવાય છે અને તેમાંથી મળતો ઍસેટીલીન વાયુ કૃત્રિમ રબર, 'પ્લાસ્ટીક' પદાર્થો વગેરે બનાવવા માટે મોટા પ્રમાણમાં વપરાય છે.

આલ્ફ્રેડ નોબેલ, જેણે દર વર્ષે શાંતિ, સાહિત્ય, રસાયણ, ભૌતિકવિજ્ઞાન ને વૈદકના ક્ષેત્રમાં સર્વોત્તમ પ્રયાસ માટે પાંચ નોબેલ પારિતોષિકો આપ્યાં છે તે ૧૯મી સદીનો એક સ્વીડનનો રાસાયનિક હતો. દારૂગોળો બનાવવાનું તેનું કારખાનું હતું. લેબોરેટરીમાં કામ કરતાં કરતાં એક દિવસ તેની આંગળી કપાઈ. 'ઈથર', 'આલ્કોહોલ'ના પ્રવાહી મિશ્રણમાં થોડું 'ગનકોટન' (દારૂગોળામાં વપરાતું રૂ) ઓગાળીને તેણે કોલોડીન નામનો એક ચીકટ પદાર્થ બનાવ્યો અને વાગેલા પર તે લગાડ્યું. કોલોડીનમાંનાં ઈથર અને આલ્કોહોલ દ્રાવણો ઊડી જાય ત્યારે એક પાતળું રબર જેવું પડ રહે છે. નોબેલે વિચાર કર્યો કે કોલોડીન અને નાઈટ્રોગ્લીસરીનનું જો મિશ્રણ કરીએ તો કેમ? નાઈટ્રોગ્લીસરીન પ્રવાહી છે અને સહેજ આંચકો લાગતાં ફૂટે છે. આ ભયંકર સ્ફોટક પદાર્થ સાથે બીજો કોઈ પદાર્થ ભેળવીને તેની ભયંકરતા ઓછી કરવાની જરૂર હતી. આંગળી કપાવાના અકસ્માતે તેને કોલોડીન અને નાઈટ્રોગ્લીસરીનના મિશ્રણનો ખ્યાલ આવ્યો. આ બેનું મિશ્રણ કરતાં જેલી જેવો એક પદાર્થ તેને મળ્યો, જે સ્ફોટ થયા વગર એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જઈ શકાય છે. આનું નામ 'બ્લાસ્ટીંગ જીલેટીન.' આધુનિક લડાઈઓમાં આ પદાર્થ મોટા પ્રમાણમાં વપરાય છે.

## ભૌતિક વિજ્ઞાનમાં

રસાયણનાં ક્ષેત્ર સિવાય બીજાં પણ વિજ્ઞાનનાં અનેક ક્ષેત્રોમાં અકસ્માતથી મોટી શોધો થઈ છે. ભૌતિક-વિજ્ઞાનનું ક્ષેત્ર આપણે તપાસીએ. ૧૭મી સદીની શરૂઆતમાં હોલૅન્ડના મીડલબર્ગ ગામમાં લીપરશે નામના એક ચશ્મા બનાવનારે એક દિવસ બે લેન્સ ભેગી કરી અને તેમાંથી એક વાયુદિશા સૂચવતા મરઘા તરફ જોયું. તે તો છક જ થઈ ગયો. તેને મરઘો ઊંધો દેખાયો એટલું જ નહિ પણ ઘણો મોટો ને ઘણો પાસે જણાયો. તેણે એક નળીમાં બે લેન્સો ગોઠવીને પહેલો ટેલેસ્કોપ બનાવ્યો. પછી તો ગેલીલિયો અને બીજા ખગોળશાસ્ત્રીઓએ ટેલેસ્કોપ બનાવ્યા ને નભોમંડળનાં રહસ્યો ઉઘાડાં પડ્યાં. નભોમંડળના ગ્રહો અને અસંખ્ય તારાઓનો ઝીણવટથી થએલો અભ્યાસ ટેલેસ્કોપને જ આભારી છે ને! આ એક જ શોધથી ખગોળવિદ્યામાં અનેક મહાન શોધો શક્ય બની.

૧૮મી સદીની વાત છે. ૭મી નવેમ્બર ૧૭૮૦નો દિવસ. ઈટાલીના એક શરીર-રચનાશાસ્ત્રી લુઈગી ગેલ્વેનીએ એક દેડકાને ચીરીને તપાસ્યો. તપાસ પૂરી થયા પછી તે ચીરેલા દેડકાને ટેબલ પર મૂકી બહાર ગયો. તેનો એક મદદનીશ તે દેડકાના પગને એક ચીપિયાથી અડ્યો ત્યાં તો દેડકાના પગને આંચકો લાગ્યો. ગેલ્વેનીને આ વાતની ખબર પડી. તેણે તપાસ કરી તો તેને જણાયું કે કોઈ બે ધાતુના ટુકડાઓ જોડીને તંતુઓ અને સ્નાયુઓના સમાગમમાં લાવવામાં આવે તો વિદ્યુતપ્રવાહ ઉત્પન્ન કરી શકાય છે. આ શોધ પરથી કાઉન્ટ વોલ્ટા નામના બીજા એક ઈટાલિયને બે જુદી ધાતુના ટુકડાઓ લઈ તેમને મીઠાનાં દ્રાવણમાં બોળી વિદ્યુતપ્રવાહ મેળવવા વોલ્ટેઈક બેટરી બનાવી. આજે ઠેર ઠેર વપરાતી સ્ટોરેજ બેટરીઓ આ સિદ્ધાંતને જ આભારી છે.

વિદ્યુતનાં ક્ષેત્રમાં બીજી એક અગત્યની શોધ વિદ્યુત અને લોહચુંબકના પરસ્પર સંબંધની છે. આ શોધ ૧૮૧૯માં હાંસ ઓરસ્ટેડ નામના કોપનહેગનના વિશ્વવિદ્યાલયના ભૌતિકવિજ્ઞાનના પ્રોફેસરે આકસ્મિક રીતે કરી હતી. ક્લાસમાં એક દિવસ તે શીખવતો હતો. કોઈ એક પ્રયોગ બતાવવા તેણે એક તારમાંથી વિદ્યુત પસાર કરી. બાજુમાં એક

લોહચુંબકની સોય હતી. તારમાંથી વિદ્યુત પસાર કરી ત્યારે તે સોય હાલી અને બીજી દિશામાં ફરીને સ્થિર થઇ. લોહચુંબક અને વિદ્યુત વચ્ચેનો પરસ્પર સંબંધ આ રીતે શોધાયો. આ શોધ પરથી થોડાં વર્ષે બીજી શોધ થઈ અને તે એકએક તારનાં ગૂંચળામાંથી વિદ્યુત પસાર કરીએ ને વચ્ચે લોખંડનો ટુકડો મૂકીએ તો તે લોખંડનો ટુકડો લોહચુંબક બને છે. આ શોધે વિદ્યુત–લોહચુંબક (electro-magnetism)નું નવું ક્ષેત્ર ખોલ્યું, જેને લીધે ગ્રાવનવાં વિદ્યુતયંત્રો જેવાં કે ટેલીગ્રાફ ટેલીફોન વગેરે બનાવવા આપણે શક્તિમાન થયા છીએ.

૧૮૯૫માં રેંટજેન વર્ઝબર્ગની વિશ્વવિદ્યાલયમાં ભૌતિકવિજ્ઞાનનો પ્રોફેસર હતો. એક નળીમાંથી હવા કાઢી નાખી બહુ જ થોડા પ્રમાણમાં જુદા જુદા વાયુઓ ભરી તેમાંથી વિદ્યુત પસાર કરવાથી શું થાય છે તે પર તે પ્રયોગો કરતો હતો. બાજુમાં બેરીઅમ પ્લેટીનોસાઈનાઈડ નામના પદાર્થવાળો એક કાગળ પડયો હતો. જ્યારે તે નળી, જે એક કાળા કાર્ડબોર્ડના ડબ્બામાં રાખવામાં આવી હતી, તેમાંથી વિદ્યુત પસાર કરવામાં આવતી ત્યારે બાજુમાં પડેલો બેરીઅમ પ્લેટીનોસાઇનાઇડવાળો કાગળ ચળકતો. રેંટજેને આ જોયું, તેને નવાઈ લાગી ને તેણે વધુ પ્રયોગો કર્યા ત્યારે તેને સમજાયું કે એ નળીમાં એક જાતનાં કિરણો ઉત્પન્ન થતાં હતાં જે એ નળીમાંથી જ નહિ પણ કાળા કાર્ડબોર્ડના ખોખામાંથી આરપાર નીકળી પેલા કાગળ પર પડતા હતા. આ કિરણોને તેણે ક્ષ–કિરણો (X-rays) નામ આપ્યું. આ ક્ષ-કિરણો આજે વૈદકનાં ક્ષેત્રમાં જ નહિ પણ અનેક ઉદ્યોગોમાં, જેવા કે લોખંડના ઉદ્યોગમાં, કુદરતી ને બનાવટી રેશમ પારખવા માટે વગેરેમાં બહુ જ ઉપયોગી થઇ પડયા છે.

બેકરેલ નામના એક ફ્રેંચ વિજ્ઞાનીએ યુરેનીઅમ નામની ધાતુના કેટલાક ક્ષારો એક કબાટમાં મૂકયા હતા. તેની પાસે જ કેટલાક ફોટોગ્રાફિક કાચો પ્રકાશથી બગડે નહીં માટે કાળા કાગળમાં વીંટેલા પડયા હતા. કેટલાક વખત પછી તેણે જોયું તો આ કાચો પર સફેદ ધાબા પડયા હતા. તપાસ કરતાં જણાયું કે યુરેનીઅમના ક્ષારોમાંથી ત્રણ જાતનાં કિરણો નીકળતાં હતાં જેને લીધે આ કાચો પર ધાબા પડયા હતા. બેકરેલના કહેવાથી મેડમ ક્યુરીએ અનેક મૂળતત્ત્વોના ક્ષારો અને ખનિજ ધાતુઓ તપાસી જોયા––આ કિરણો કયા કયા ક્ષારો અને ખનિજ ધાતુઓમાંથી નીકળે છે તે જોવા. યુરેનીઅમની ખનિજ ધાતુ પીચબ્લેંડ શુદ્ધ યુરેનીઅમના ક્ષારો આપે છે તેના કરતાં પણ વધારે જલદ કિરણો આપતી હોવાનું જણાયું. ખનિજ ધાતુમાં રહેલા જુદા જુદા ક્ષારો તેણે છૂટા પાડયા અને મહામહેનતે છેવટે રેડીઅમ મૂળતત્ત્વની શોધ કરી. આજે રેડીઅમ જગતને કેટલું ઉપયોગી થઇ પડયું છે.

### વૈદક ક્ષેત્રમાં

હવે આપણે વૈદક ક્ષેત્રમાં આકસ્મિક રીતે થએલી કેટલીક શોધો જોઇએ.

મીનકોવસ્કી અને મેરીંગ નામના બે વૈજ્ઞાનિકો પેનક્રિસ નામની શરીરમાં રહેલી ગ્રંથિનો પાચનક્રિયા સાથે શો સંબંધ છે તે તપાસતા હતા. પ્રયોગશાળાના એક મદદનીશે જોયું કે એક કૂતરો જેનું પેનક્રિસ કાઢી લેવામાં આવ્યું હતું તેનાં મૂત્ર આગળ માખીનું ટોળું ગણગણતું હતું. કારણ તપાસતાં જણાયું કે તે મૂત્રમાં સાકરનું પ્રમાણ વધારે હતું. આ ઉપરથી પેનક્રિસ એ શરીરમાં સાકરનાં નિયમન માટે આવશ્યક છે એમ નક્કી થયું. પેનક્રિસ જો બરાબર કામ ન આપે તો મધુપ્રમેહ (ડાએબિટીસ)નો રોગ થાય છે.

બેન્ટીંગને બેસ્ટ નામના બે કેનેડિયન વિજ્ઞાનીઓએ ૧૯૨૧માં પેનક્રિયસમાંથી 'ઈન્સ્યુલીન' નામનો પદાર્થ નીકળે છે એ બતાવ્યું. આ પદાર્થને લીધે શરીરમાં સાકરનું 'ઓક્સીડેશન' થાય છે ને શરીરને ગરમી મળે છે. આજે 'ઈન્સ્યુલીન'નાં ઈન્જેક્શનો લાખો મધુપ્રમેહનાં દર્દીઓને અકાળ મોતમાંથી બચાવી રહ્યાં છે.

અમેરિકાની 'શેનેક્ટેડી' જનરલ ઈલેક્ટ્રીક કંપનીના કેટલાક ઇજનેરો રેડિયો વગેરે માટે વપરાતાં વિદ્યુતયંત્રો (high frequency transmitters) આગળ કામ કરતા હતા. એક મદદનીશને એવો અનુભવ થયો કે જ્યારે તે આ યંત્ર આગળ કામ કરતો ત્યારે તેના શરીરની ગરમી વધી જતી ને જાણે તાવ આવ્યો હોય એવું લાગતું; જ્યારે તે બહાર જતો ત્યારે શરીર પાછું તેની સાધારણ ઉષ્ણતા બતાવતું. આ શોધ પરથી કૃત્રિમ રીતે શરીરમાં તાવ પેદા કરવાનાં વિદ્યુતયંત્રો બનાવવામાં આવ્યાં. શરીરમાં આવી રીતે તાવ ઉત્પન્ન કરીને કેટલીક જાતનાં જંતુઓનો નાશ કરવામાં આવે છે. આ પહેલાં શરીરમાંથી પરમો, ચાંદી વગેરે દર્દો મેલેરીઆ તાવનાં જંતુઓ શરીરમાં દાખલ કરી તાવ ઉત્પન્ન કરી સારાં કરવામાં આવતાં. પણ આમાં ભય એ હતો કે જો આ તાવનું નિયમન ન કરી શકાય તો રોગી આ તાવથી હેરાન થતો ને મરણ પામતો. વિદ્યુતયંત્રની શોધથી શરીરની ગરમી જોઈએ તેટલા પ્રમાણમાં ને જોઈએ તેટલો વખત વધારી શકાય છે.

થોડાં જ વર્ષો પર એક અગત્યની શોધ આકસ્મિત રીતે થઈ હતી. ૧૯૨૯ની સાલમાં લંડનની સેંટ મેરી હોસ્પિટલની તબીબી શાળાના સૂક્ષ્મજંતુશાસ્ત્રી (bacteriologist) પ્રો. એલેક્ઝાંડર ફ્લેમીંગ કેટલાક પરુ ઉત્પન્ન કરનારા સૂક્ષ્મ જંતુઓ પર સંશોધનકાર્ય કરતા હતા. માઈક્રોસ્કોપ નીચે તપાસવા કાચ પર લીધેલા આ જંતુઓને તેમણે હવામાં પડી રહેવા દીધા હતા. થોડા વખત પછી તેના પર ફૂગ બાઝી. બીજો કોઈ હોત તો તે કાચને ફેંકી દેત પણ ફ્લેમીંગે તેમ ન કરતાં તે ફરી તપાસ્યો. જે પ્રવાહીમાં ફૂગ બાઝી હતી તે પ્રવાહી જંતુવિનાશક બન્યું હતું કારણકે તેમાં કોઈ નવો પદાર્થ ઉત્પન્ન થયો હતો. આ પદાર્થને તેણે પેનીસીલીન નામ આપ્યું કારણકે તે 'પેનીસીલીન નોટેટુમ' નામની ફૂગ બાઝવાથી બન્યો હતો. ઓક્સફર્ડ યુનિવર્સિટીના પ્રો. ફ્લોરીએ આ ફૂગમાંથી શુદ્ધ પેનીસીલીન જે એક પીળા રંગનો પદાર્થ છે તે છૂટો પાડ્યો ને અનેક પ્રયોગો તેના પર કર્યા. આજે પેનીસીલીન મોટા પ્રમાણમાં બનાવાય છે ને લાખો માણસોની જિંદગી ન્યુમોનીઆ, સેપ્ટીસેમીઆ, મેનીન્જાઈટીસ વગેરે જીવલેણ રોગોથી સાજા કરવામાં મોટો ભાગ ભજવી રહ્યું છે. કેટલાક રોગોમાં તો તે સલ્ફા દવાઓ કરતાં પણ વધારે અસરકારક નીવડ્યું છે.

૧૮૮૦ની આસપાસ જર્મનીનો મહાન સૂક્ષ્મજંતુશાસ્ત્રી રૉબર્ટ કોચ જુદા જુદા રોગોનાં જંતુઓ શુદ્ધ સ્થિતિમાં મેળવવા પ્રયત્નો કરતો હતો. એક રોગનાં એક જ જાતનાં જંતુઓ હોય છતાં પણ જ્યાં તે કોઈ એક જાતનાં જંતુઓને કોઈ પ્રવાહી પદાર્થમાં સંબંધમાં ઉછેરવા જતો ત્યાં તો હવામાંથી બીજાં જંતુઓ આવીને તેમાં ભળી જતાં. એક દિવસ અચાનક તેની નજર પ્રયોગશાળાના ટેબલ પર પડેલા એક અર્ધા કાપેલા બટાટા પર પડી. તેના પર લાલ, પીળા, ભૂરા એવા ડાઘા પડેલા જણાયા. તે પ્રખર વિજ્ઞાની હતો ને ચિત્રવિચિત્ર દેખાતી આવી વસ્તુનો અભ્યાસ કર્યા વગર તે કાંઈ છોડે એમ ન હતો. તેણે માઈક્રોસ્કોપના કાચો સાફ કર્યા, તેની કાચની પ્લેટો સાફ કરી, ને પ્લેટીનમના તારથી ડાઘો પરેથી થોડો ભાગ લઈ પાણીમાં નાખી માઈક્રોસ્કોપથી તપાસ્યો. તેને એક જ

જાતનાં અસંખ્ય સૂક્ષ્મજંતુઓ તરતા દેખાયાં. તેણે બીજી પ્લેટ લીધી ને બીજા રંગના ડાઘાવાળો ભાગ લઇ તપાસ્યો તો તેમાં વળી બીજી જાતનાં જંતુઓ દેખાયાં. વળી ત્રીજા ડાઘમાંથી ત્રીજી જાતનાં પણ સર્વે એકસરખા જ જંતુઓ તેણે જોયાં. આ પરથી તે એવા અનુમાન પર આવ્યો કે જો જેલી જેવા પદાર્થ પર જંતુઓ ઉછેરવામાં આવે તો જેમ પ્રવાહીમાં જુદી જુદી જાતનાં જંતુઓ ભેગાં થઇ જાય છે તેમ ભેગાં ન થઇ જાય અને જો કોઇ બહારનાં જંતુઓ અંદર પડે તો પણ તે જ્યાં પડે ત્યાં જ ઉછેરાઇ મૂળ જંતુઓ સાથે ભેળવાઇ ન જાય. આ રીતે તેને અચાનક જ જુદી જુદી જાતનાં જંતુઓ શુદ્ધ સ્થિતિમાં ઉછેરવાની રીત હાથ લાગી ને સૂક્ષ્મ જંતુઓનો અભ્યાસ સરળ થઇ પડ્યો.

બીજી ઘણી યે શોધો આકસ્મિક રીતે થઇ છે તે જેમ નાના બીમાંથી મોટું સાગ જેવું ઝાડ થાય છે તેમ આ નાના અકસ્માતોએ કે આકસ્મિક અવલોકનોએ મોટા મોટા ઉદ્યોગોના પાયા નાખ્યા છે. આ બધી શોધો અકસ્માતથી થઇ ખરી પણ તેથી એમ ન સમજવું કે કોઇને પણ આવા અકસ્માત નડ્યા હોય તો તેઓ આ શોધો કરી શકે. આકસ્મિક ઘટનાઓ તો અનેકનાં જીવનમાં બને છે. આકસ્મિક અવલોકનો અનેક માણસો કરે છે પણ તે સર્વે કાંઇ મોટી શોધો કરતા નથી. અકસ્માતના લાભો તો તેઓ જ ઉઠાવી શકે કે જે હમેશાં તેમને જોઇતા પરિણામ કરતાં જુદું જ હોય તો પણ, જે પરિણામ આવે તે બરાબર તપાસે. અકસ્માતનો લાભ લેવાની તૈયારી હોવી જોઇએ. રોંટજેને કરેલી ક્ષ–કિરણોની શોધ ફ્રેડરીક સ્મીથે કરી હોત કારણકે તેને પણ જ્યારે તે રોંટજેનનાં જેવા યંત્રથી સંશોધન કરતો હતો ત્યારે ક્ષ–કિરણોથી પાસે પડેલી ફોટોગ્રાફિક પ્લેટો બગડવાનો અકસ્માત નડ્યો હતો પણ તેણે પ્લેટો કેમ બગડી તેનું કારણ તપાસ્યા વગર તે ફેંકી દીધી અને ક્ષ–કિરણોની શોધ તેના હાથમાંથી સરી ગઇ.

કેટલીક વખત તો પ્રશ્ન ઊઠે છે કે જગતની ઘણી યે પ્રગતિ અકસ્માતને લીધે જ તો નથી ને ? લાખો વર્ષો પૂર્વે જ્યારે મનુષ્ય જંગલી અવસ્થામાંથી સુધારાને પંથે ચડ્યો ત્યારે તેણે કૃત્રિમ રીતે પ્રકાશ ઉત્પન્ન કરવાની શોધ અકસ્માતથી જ કરી હશે ને ? હવે તો કેટલાક મહાન વિજ્ઞાનીઓ પણ એવા અનુમાન પર આવ્યા છે કે અનેક બનાવો અણધારી રીતે જ બને છે. એક મિલીગ્રામ રેડિયમમાંથી ૫૦ કરોડ પરમાણુઓ દર સેકંડે ફૂટે છે ને તેમાંથી કિરણો નીકળે છે. રેડિયમનાં ક્યા પરમાણુઓ દર સેકંડે ફૂટતા હશે, કોઇ વૃદ્ધ થઇ ગએલા પહેલા ફૂટે એવું તો કાંઇ નથી, તો પછી દર સેકંડે ફૂટતા ૫૦ કરોડ પરમાણુઓ કેવી રીતે પસંદ કરાય છે, અણધારી રીતે જ ને ? પરમાણુઓમાં રહેલા વિદ્યુતકણો (ઇલેક્ટ્રોન) પરમાણુમાં જ એક ઠેકાણેથી બીજે ઠેકાણે કૂદતા હોય છે, કેવી રીતે અને ક્યા, અમુક જ કેમ, બીજા કેમ નહીં ? સર આર્થર કીથ નામના જીવનશાસ્ત્રીએ એક વખત કહ્યું હતું કે મનુષ્ય એ અર્થ વગરનાં વિશ્વમાં એક અકસ્માત છે ('Man is a biological accident in an aimless universe'). પણ એ તત્ત્વજ્ઞાનોનાં ઊંડાણમાં આપણે નહીં ઊતરીએ. જીવનના આકસ્મિક બનાવોમાંથી કાંઇક સારું તત્ત્વ મેળવવું હોય તો શારીરિક અકસ્માતો સિવાયનાં અકસ્માતો પ્રત્યે અણગમો ન લાવતાં તેમાંથી જે કાંઇ સારું તત્ત્વ મળી શકે તે મેળવવા તૈયાર રહેવું જોઇએ.*

* 'બેરાજ પ્રેસિડન્સી એડલ્ટ એજ્યુકેશન એસોસીએશન'ના આશ્રય હેઠળ રોયલ ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સમાં ૨૩મી નવેમ્બર ૧૯૪૩ને દિવસે આપેલું વ્યાખ્યાન.

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૦ | શ્રાવણ : ૨૦૦૧ ૫૬ / ૧૯૪૪ | અંક ૪

## સરવડાં

ઉમાશંકર જોષી

ક્ષિતિજની પેલી પાર કોઈ બાગ,
ત્યાંથી વહી આવે પૂર પરાગ.
પરિમલલચી લહરીઓ લ્હેકે,
મત્ત બની નભ અણુઅણુ મ્હેકે,
તપ્ત રક્ત રગરગમાં બ્હેકે,
કોણ ઠારી ગયું આગ ?
વહ્યો આવે છે પૂર પરાગ.
ક્ષિતિજની૦

ક્યાંક મેહુલે રેલી શાતા;
ધરા સર્વ ગંધોની માતા,
તેને હૈયે નથી સમાતા
આજે અમર સુહાગ,
પાઠવે દિલના પુણ્ય પરાગ.
ક્ષિતિજની૦

* * *

આભમાં મેઘલ રંગ મહીલો, આંખમાં આંજી લઉં.
રંગ આછોઆછો આંખમાં ખૂંચે તે તો કોને કહું ?
જનમોજનમ સંચ્યાં કરેલી એકલતા ઊભરાય,
આભમાં મેઘનો મંડપ ઝૂલે, હૈયું ત્યાં ઝૂલવા જાય.
પોપચાં ઊલળે, પાંપણ પલળે, ચુવે આખું આકાશ;
આજનાં આંજણ ત્રિકાલ સોહે—એ શી ધરવી આશ ?
ઝરમર મેહુલો વરસે, વચમાં ઝીણી ઝબકે વીજ;
હૈયાની કુંજે કો કોકિલ બોલે, પ્રેમની દે છે પતીજ.

આશાનિરાશાના વીજલતારે નેણુલાં ઝોલાં ખાય,
હૈયાની વાતડી આવડા મારા હૈયામાં કેમ સમાય?

* * *

ઊમડ્યા ઓ આભ કેશ આગળા, સખી! વાદળ આવ્યાં,
આવે ધસમસતાં ગાંડાંતૂર, હો સખી! વાદળ આવ્યાં.
કાળુડાં કાજળકલ્લોલથાં, સખી! વાદળ આવ્યાં,
જાણે ઊમટ્યાં યમુનાપૂર, હો સખી! વાદળ આવ્યાં.
ભાનુનાં ભર્ગને પી ગયાં, સખી! વાદળ આવ્યાં,
જો આ ઊતરી માઝમરાત, હો સખી! વાદળ આવ્યાં.
છેટો ઊડે રે તારો છેડલો, સખી! વાદળ આવ્યાં,
એની ક્યાં ગઇ તારલિયાળી ભાત? હો સખી! વાદળ આવ્યાં.
ઝમથી ઝમથી ઊડે વીજળી, સખી! વાદળ આવ્યાં,
એ તો મૂઠીમાં ઝાલી શે જાય? હો સખી! વાદળ આવ્યાં.
તારે પાલવડે ઝગમગ દીવડી, સખી! વાદળ આવ્યાં,
ના એ ઝંઝાએ કેમે બૂઝાય, હો સખી! વાદળ આવ્યાં.
આરો મૈવાસ પડ્યો પંથમાં, સખી! વાદળ આવ્યાં,
હજી મનની મઢૂલી ઘણી દૂર, હો સખી! વાદળ આવ્યાં.
અંધારાં ભૂંસે છો વાટડી, સખી! વાદળ આવ્યાં,
કાંઈ ઘણાં છે આ નયણાંનાં નૂર, હો સખી! વાદળ આવ્યાં.

* * *

✓ વાદળી ઝઝૂમી આજ મારે ડુંગરે,
દખ્ખણને ડુંગરે.

આભ ઘેરું ઘમ્મકે
વીજલડી ચમ્મકે
ટમકે કો આંખ સારી રાત મારે ડુંગરે,
રાજ મારે ડુંગરે.- વાદળી૦
આમ જુએ, તેમ જુએ,
આંખ એની કોણ લુવે?
ડોલે અકેલ અલબેલ મારે ડુંગરે
આજ મારે ડુંગરે. વાદળી૦

વાયુ વહ્યો રંગમાં;
હસી અંગઅંગમાં,
છલકે છાતલડી આજ મારે ડુંગરે
રાજ મારે ડુંગરે. વાદળી૦

* * *

ઊભલી રહેજે રે કે કહે તારા દુઃખના દાડા,
પ્રીતની પૂનમને રે કે દન રહ્યા કેટલા આડા?
હરિયાળ દિલથી રે કે ઊછળીને આભલડી ઊડી,
પ્રીતની પારેવડી રે કે કોની તેં પગલી ખૂંદી?
ઝુમ્મઝુમ્મ રમતાં રે કે વાટમાં દૂભી શું રાંકડી?
આંખ શીદ ગાળે રે કે અમથી અમથી લાડકડી?
નાકમાં તો નથડી રે કે આજ અહા બીજની ઝૂલે!
મુખડાને માંડવે રે કે વ્હેલી હવે પૂર્ણિમા ફૂલે.
પાછું વળી જોતી રે કે ધરતીના ઢળતા ઢાળે,
ફાળ ભરી ફરી રે કે આભ કેરી સૂની પાળે.

* * *

આષાઢી મેઘલી રાતે,
હો મરમી!
આવી એક મેઘલી રાતે,
હૈયાં ચઢ્યાં'તાં વાતે,
હો મરમી!
હૈયાનાં વીતકની વાતે.
આંસુએ આંજી આંખડી, આનંદે ઊજળું મુખ,
સભરા આ સંસારમાં સુંદરી શોધે સુખ.
શોધે છે પગલે ઠબાતે,
હો મરમી!
કૂદે છે કાળજે કપાતે.
આષાઢી૦
એક સમે ઘન ટપકતો, મોર કરે મહશોર,
આતમને અણચિંતવી લાગી અહીં ઝકોર.
લ્યાં હૈયાની સાથે,
હો મરમી!

અંધાયાં'તાં એક ગાંઠે.
આવી એક મેઘલી રાતે,
હો મરમી !
આષાઢી મેઘલી રાતે.

*
* *

આવતીક વીજ પોપચાં વચ્ચે ઝબકી જાય,
જાણે પ્રભુ ! મુજ પાંપણે પાંપણ તુજ મોવાય.

*
* *

વળીવળીને રાતભર ટપટપ નેવાં રુવે,
આભઝરૂખે એકલું કોણ રહીરહી રુવે ?
ઝમકે તમરાં તિમિરમાં, તરુથી જલકણ ખરે,
છજાળાં કદલીપર્ણ પર હીરાં ખખડ્યાં કરે.
ઘન ગગડે, થથરે ધરા, છાતી ઊઠે છળી,
પડઘા ગિરિશૈલરંભાતા પ્રગટે ઉરથી વળી !
પડખાં ફરતા જીવની કોણ- વેદના કળે ?
ટપટપ નેવાંરવ થકી હળી પોપચાં ઢળે.

*
* *

શ્રાવણ હો !
અરધી વાટે તું રેલીશ માં,
મારી ભરીભરી હેલ, છેડીશ માં !
અરધી વાટે તું રેલીશ માં.
ઝોલાં લે ઘન ગગનમાં, સરવર ઉછળે છોળ.
છાલક જરી તુજ લાગતાં હૈયું લે હીંચોળ.
અરધી વાટે૦
આછાં છાયલ અંગનાં જોજે ના ભિંજાય,
કાચા રંગનો કંચવો રખેને રેલ્યો જાય.
અરધી વાટે૦
શ્રાવણ ! તારાં સરવડાં, મોરી અખિયનધાર,
તું વરસીને રહી જશે એના બારે માસ નિતાર.
અરધી વાટે તું રેલીશ માં.
શ્રાવણ હો !

☆

# પૂર્ણયોગનો દાર્શનિક પ્રવેશક

હરિદાસ ચૌધરી
જયન્તીલાલ આચાર્ય

[ ગતાંકથી ચાલુ ]

જડ અને ચેતનાની વચ્ચે એક ન ઓળંગી શકાય એવું દ્વૈત અને ધર્મગત વિરોધ સુસ્પષ્ટ જણાય છે એ વાત સ્વીકાર્યે જ છૂટકો છે. જો આ વિરોધ એ સત્ય વાત હોય તો જડપ્રકૃતિનું દિવ્ય રૂપાંતર નર્યા કલ્પનાવિલાસ સિવાય બીજું કાંઈ સંભવી શકે નહિ. પરંતુ સાચા અદ્વૈતવાદની દૃષ્ટિથી જડને ચેતના ઉપરાંતના કોઈ પદાર્થ તરીકે સ્વીકારી શકાય નહિ. ઉપનિષદ જણાવે છે अन्नं ब्रह्म, અર્થાત અન્ન યા જડ પણ ચિદ્ઘન બ્રહ્મની જ અભિવ્યક્તિ છે. અન્ન અને બ્રહ્મની મધ્યવર્તી તત્ત્વોનું સાચું જ્ઞાન પામતાં આપણને જણાશે કે તેમનામાં કોઈ ન ઓળંગી શકાય એવું દ્વૈત નથી. પાર્થિવ ચેતના અને બ્રહ્મ-સાક્ષાત્કારની મધ્યવર્તી અધ્યાત્મ ઉપલબ્ધિનાં વચ્ચેનાં સ્તરોનો યથાર્થ પરિચય થતાં જણાશે કે એક અખંડ સચ્ચિદાનંદ જ ક્રમિક અવરોહણ દ્વારા અચેતન અથવા સુપ્તચેતન જડમાં છુપાયેલ છે અને વળી તે જ પોતાની ક્રમિક અભિવ્યક્તિને માર્ગે વિશ્વની લીલાનો વિસ્તાર કરી રહેલ છે. આપણે જોઈશું કે જેઓ પરમ સત્ય છે તેઓ જ એક હોવા છતાં વિવિધ રૂપોમાં પ્રગટેલ છે, અદ્વિતીય હોવા છતાંય અનંતરૂપે વિસ્તરેલ છે.

સમગ્ર સત્તાને આપણે બે ભાગે વહેંચી શકીએ : પરાર્ધ (the upper hemisphere of existence) અને અપરાર્ધ (the lower hemisphere of existence). જે બધાં ભિન્ન તત્ત્વોથી સત્તા ઘડાઈ છે એમને ઉપરના બે ભાગમાં ગોઠવી શકાય. પરાર્ધ સત્તા શાશ્વત સત્તાનાં ભિન્ન અંશો તેમજ શક્તિની બનેલી છે. પરાર્ધમાં સત, ચિત્ત અને આનંદ તેમજ સચ્ચિદાનંદની સર્જનશક્તિ અને પોતાના આવિર્ભાવના આધાર રૂપ અતિમાનસ વિજ્ઞાન કે તુરીય શક્તિ રહેલાં છે. અપરાર્ધમાં અન્ન, પ્રાણ, મન અને તેમને ધારણ કરનાર તેમજ નિયત કરનાર અંતરાત્મા (soul or psyche),—જે આન્તરસ્તરમાં પહોંચ્યે ચૈત્યપુરુષમાં પરિણત (psychic being) થાય છે—રહેલાં છે. મનની ઉપર પણ કેટલાક સ્તર છે, જેમકે, ઉચ્ચતર મન (higher mind), પ્રબુદ્ધમન (illumined mind), સ્વજ્ઞાનમય મન (intuitive mind) અને ઊર્ધ્વમન (overmind). ઊર્ધ્વમન અપરાર્ધની છેલ્લી સીમા છે, પરાર્ધ અને અપરાર્ધનું સંધિસ્થળ છે.

અન્ન કે જડ સચ્ચિદાનંદના સત્–તત્ત્વની સૌથી નીચેની અભિવ્યક્તિ છે, પ્રાણ ભગવાનની ચિત્–શક્તિની અભિવ્યક્તિ છે, મન અતિમાનસ વિજ્ઞાનની અવિદ્યાથી છવાયેલી કર્મપ્રણાલી છે, અને અંતરાત્મા ભગવાનના આનંદ–તત્ત્વનો પ્રકાશ છે. આ બધાં તત્ત્વો મૂળમાં એક અને અભિન્ન છે, જો કે કર્મની પદ્ધતિની દૃષ્ટિથી જુદાં અને જુદી રીતે પ્રગટ થનારાં છે. એ બધાં પરસ્પર, અવિચ્છેદ્યભાવે સંકળાયેલાં છે અને તેમાંના દરેકમાં

બીજાં કેટલાંક પરોવાયેલાં હોય છે. આમાંના કોઈ પણ એક તત્ત્વને આધારે ભગવાન પોતાના મહિમાનો વિસ્તાર કરી શકે, પોતાનું ઐશ્વર્ય પ્રગટાવી શકે. પરબ્રહ્મ પોતે સ્વયં-સંપૂર્ણ અને પોતાના મહિમામાં સ્વપ્રતિષ્ઠિત છે; તેમનામાં નથી કોઈ અભાવ કે નથી કોઈ અપૂર્ણતા. અને આમ છતાં, આવા પરમેશ્વર પોતાં ભિન્ન ભિન્ન તત્ત્વોનું અવલંબન લઈને અનેકવિધ રીતે પોતાનો પ્રકાશ કરવા તત્પર બને છે. લીલા એટલે કોઈ એક તત્ત્વને આધારે ભગવાનની આત્મ–અભિવ્યક્તિનું અભિનિષ્ક્રમણ. ભગવાનની લીલામય ઇચ્છા એટલે સૃષ્ટિનું અથવા ઉત્ક્રાંતિનું આદિ રહસ્ય.

ભગવાનના આત્મપ્રકાશની ધારા બહુવિધ છે. પ્રાણને આધારે તેઓ ચેતનાની પૂર્ણ સંપત્તિ ખીલવી શકે. આ પ્રમાણે મન, વિજ્ઞાન, સત, ચિત, આનંદ વગેરેમાંથી કોઈ પણ એકને આધારે પુરુષોત્તમનો આત્મપ્રકાશ સંપૂર્ણ થઈ શકે. આપણું રહેઠાણ આ જે પૃથ્વી, તેનો મૂળ આધાર જડ છે. જડમાં શરૂથી જ પ્રાણ, મન, વિજ્ઞાન વગેરે ચેતનાની ઉચ્ચતર શક્તિઓ પ્રસુપ્ત દશામાં છે. આથી એ બધી શક્તિઓને મુક્ત કરીને પોતાનામાં એમની યથાર્થ પ્રતિષ્ઠા કરવાને જડના અંતરમાં એક પ્રકારની ઊર્ધ્વમુખી પ્રેરણા રહેલી છે. જડમાં અંતર્નિહિત આ ઊર્ધ્વમુખી પ્રેરણામાંથી જ (upward–tending force from below) વિશ્વપ્રકૃતિના ક્રમિક વિકાસની ધારા પ્રગટી છે. આ ધારાને નિયંત્રિત કરવા માટે બીજી એક શક્તિની જરૂર અવશ્ય છે જ. અને આ શક્તિ તે ઊર્ધ્વનું આકર્ષણ ( upward–drawing force from above ). જડમય પૃથ્વી ઉપર ઊર્ધ્વમાંથી પ્રાણ-લોક (ભુવઃ), મનલોક (સ્વઃ), વિજ્ઞાનલોક (મહઃ), ઇત્યાદિનું દબાણ નિરંતર થયાં કરે છે. ઊર્ધ્વનાં આ દબાણ અને આકર્ષણને પરિણામે જડમાં સ્થિત પ્રાણ, મન, વિજ્ઞાન ઇત્યાદિની મુક્તિ તેમજ તેમનો આત્મપ્રકાશ સંભવે છે. વળી, જડમાં ઉદ્‌બુદ્ધ પ્રાણ, મન, વિજ્ઞાન કેવી રીતે પ્રતિષ્ઠિત થઈ શકે તે પણ ઉપરના દબાણને આભારી છે. જડમાં પ્રાણ પ્રસુપ્ત હતો તેથી જ તો ઊર્ધ્વમુખી પ્રેરણા અને ઊર્ધ્વના આકર્ષણની એકત્રિત શક્તિથી જડમાંથી ઉદ્‌ભિદ અને પ્રાણીઓનો ઉદ્‌ભવ શક્ય બન્યો.

પાશ્ચાત્યદર્શનનો નવ–અભ્યુદયવાદ ('Theory of Emergent Evolution) સ્વીકારે છે કે ગુણ અને ધર્મની દૃષ્ટિથી પ્રાણ જડથી તદ્દન જુદો છે; પ્રાણને ઘાતપ્રતિઘાત-રત જડ શક્તિની જટિલ અભિવ્યક્તિ ગણવામાં મોટી ભૂલ છે; ક્રમિક વિકાસની ધારાના ઇતિહાસમાં પ્રાણીનો આવિર્ભાવ એક તદ્દન અભિનવ શક્તિ તેમજ ગુણના અભ્યુદયની સૂચના કરે છે. પરંતુ આ અભિનવ શક્તિ ક્યાંથી આવી, પૃથ્વીમાં પ્રાણીના આવિર્ભાવની પૂર્વે તે શક્તિ ક્યાં કેવી અવસ્થામાં હતી, તે વિષે કોઈ યુક્તિસંમત ઉત્તર વાસ્તવમાર્ગી ક્રમવિકાસવાદી આપી શક્યા નહિ. પરિણામે નવ–અભ્યુદયના મુખ્ય પ્રવર્તક અધ્યાપક એલેક્ઝાન્ડરને ( Prof. Alexander ) સ્વીકારવાની ફરજ પડી કે પૃથ્વીમાં પ્રાણ અને મનનો આવિર્ભાવ બુદ્ધિને અગમ્ય એક પરમ રહસ્યવાળી ઘટના છે ( "miracles" ). પરંતુ હું જણાવીશ કે આ કેવળ બુદ્ધિને અગમ્ય તો શું, પણ બુદ્ધિથી વિપરીત અને યુક્તિથી વિરુદ્ધ વાત છે. અસતમાંથી સતની ઉત્પત્તિ, નર્યા શૂન્યમાંથી ભાવાત્મક સત્તાનો

( positive reality ) આવિર્ભાવ માની લેવાથી આપણા યુક્તિસંમત વિચારનું મૂળ સૂત્ર છિન્ન થઈ જાય છે ( Exnihils nihil fit ).

આથી શ્રી અરવિંદ જણાવે છે કે જડમાં—પ્રાણ, મન વગેરે ચેતનાની ભિન્ન શક્તિઓ પ્રસુપ્ત હતી અને તેને પરિણામે જ વળી પાછો તેમનો ઉત્તરોત્તર આવિર્ભાવ શક્ય બન્યો છે. ચેતનાથી જડના મૂળમાં કોઈ જુદી કે સ્વતંત્ર સત્તા નથી, જડ ચેતનાનું જ એક વિશિષ્ટ રૂપ, ચેતનાને છુપાઈ જવાની છેલ્લી અવસ્થા છે. પ્રાણ અને મનની માફક અતિમાનસ વિજ્ઞાન પણ જડમાં પ્રસુપ્ત છે. માટે પૃથ્વીમાં આ વિજ્ઞાનશક્તિનો યોગ્ય વિકાસ અને પ્રતિષ્ઠા વખતનો સવાલ હોવા છતાં અવશ્યંભાવી અને અનિવાર્ય ઘટના છે. આખી વિશ્વપ્રકૃતિ એ દિશામાં જ ધપી રહી છે અને ઊર્ધ્વલોકમાંથી દિવ્યશક્તિ સાથે જાગતી શક્તિની આ ઈચ્છા પૂર્ણ કરવાને, અર્થાત્ પૃથ્વીમાં વિજ્ઞાનશક્તિના પૂર્ણ વિકાસ દ્વારા અતિમાનવને જન્માવવાને પ્રયત્નશીલ છે. પરંતુ માનવ છે આત્મબોધસંપન્ન, માનવ-પ્રકૃતિના અતિમાનસ રૂપાંતરનું ( supramental transformation ) ફળ થશે અતિમાનવત્વ ( supermanhood ); તેથી આ અતિમાનવત્વની પ્રતિષ્ઠા કરવા માટે ભગવાનની શક્તિ સાથે માનવનો જાગ્રત સહયોગ ખૂબ જરૂરી છે.

હવે અહીં એક મોટો પ્રશ્ન ઊઠે છે. શ્રી અરવિંદ કહે છે કે વ્યક્તિગત મુક્તિ મેળવવી એ પૂર્ણયોગીનું ચરમ લક્ષ્ય નથી. વ્યક્તિગત મુક્તિ તો જોઈશે જ, પરંતુ તે પૃથ્વીમાં ભગવાનનો ઉદ્દેશ સાધવાને, એટલે કે વિશ્વમાનવની સમષ્ટિગત મુક્તિના પ્રથમ પગથિયા તરીકે. મુક્તિ પામ્યા પછી સાધક નિશ્ચલ નિષ્ક્રિયતામાં સમાઈ જશે નહિ; ઊલટું, અવિ-શ્રાંત કર્મજીવનને તે ભેટશે, દિવ્યકર્મોનું કેન્દ્રસ્થળ બનશે. પરંતુ પ્રશાન્તસ્વરૂપ આત્મામાં પ્રતિષ્ઠા પામ્યા પછી પણ વળી પાછું કર્મજીવન શી રીતે સંભવે ? જ્ઞાનના હુતાશનમાં બધાંય કર્મોની પ્રેરણા તો ભસ્મીભૂત થઈ ગઈ !

સાંખ્યદર્શન પ્રમાણે પ્રકૃતિ જ કર્મનું ખરું મૂળ છે. આપણી સઘળી પ્રવૃત્તિ, ઈચ્છા–અનિચ્છા, વાસના–કામના વગેરે પ્રકૃતિના જ વિકાર છે. જ્યાં સુધી શુદ્ધચેતનામય પુરુષ પોતાને પ્રકૃતિની સાથે એકાત્મ માને છે ત્યાં સુધી જ જીવતું કર્મજીવન સ્થાયી ગણાય. જ્યારે વિચાર અને વિવેકને પરિણામે પુરુષ પોતાને પ્રકૃતિથી તદ્દન જુદો અનુભવે છે, જ્યારે અનાદિ અવિવેક અને અજ્ઞાનનાં આવરણ સરી જાય છે, ત્યારે કર્મોનાં મૂળનો પણ ઉચ્છેદ થાય છે. જન્મજન્માંતરના કર્મરાશિના સંચિત ગતિવેગને પરિણામે મજ્જાગત અભ્યાસને વશ થઈને શરીર કર્મજીવનને થોડે સુધી કદાચ ખેંચ્યે રાખે, પરંતુ પુરુષની અનુમતિ અને આશ્રયના અભાવે કર્મોની તે ક્ષીણ ધારા સ્વાભાવિક રીતે જ બંધ થતી જાય છે.

માયાવાદી પણ પૂર્ણ મુક્તિ પામ્યા પછી કર્મની જરૂરિયાત કે શક્યતા સ્વીકારતા નથી. બધાં કર્મોનું મૂળ છે અવિદ્યા કે માયા. ઘણા ય જીવન્મુક્ત મહાપુરુષો અવિશ્રાંતભાવે કાર્ય કરી ગયા છે એ વાત સાચી છે. પરંતુ આનું કારણ એ છે કે સ્વેચ્છાપૂર્વક તેઓ અવિદ્યાનું સ્વચ્છ અને અત્યંત ક્ષીણ આવરણ અક્ષત રાખીને પરિનિર્વાણની પ્રાપ્તિમાંથી

બાકાત રહ્યા હતા. વિદ્યા અને અવિદ્યાની વચલી અવસ્થામાં રહીને જ કાર્ય કરવું તેમને માટે શક્ય હતું; વિશુદ્ધ અવસ્થામાં, એટલે કે નિર્ગુણ બ્રહ્મની અવસ્થામાં પ્રતિષ્ઠિત થવાથી માયા તુચ્છ લાગે છે અને અગણિત જીવોવાળું જગત પણ નજરમાંથી સરી પડે છે. પરિણામે કર્મ અર્થહીન થઈ જાય છે. અને એ કર્મો કરે કોણ, કયા ઉદ્દેશથી?

શ્રી અરવિંદ જણાવે છે કે વિશુદ્ધ જ્ઞાનમાં અને કર્મોમાં જેઓ કોઈ વિરોધ કે અસંગતિ માને છે તેઓ સૃષ્ટિના મૂળમાં ગુહ્ય રહસ્યને ભૂલી જાય છે. અધ્યાત્મ-ઉપલબ્ધિના ઊંચામાં ઊંચા શિખર પર પહોંચ્યા પછી પણ કર્મજીવન અશક્ય કે નિરર્થક બનવાનું કોઈ કારણ નથી. તેનું અસલ પ્રમાણ છે પુરુષોત્તમનું પોતાનું જ જીવન. નિર્ગુણ બ્રહ્મ કે નિષ્ક્રિયપુરુષ તેમની એક અવસ્થા છે જરૂર, પરંતુ તેઓ માત્ર નિર્ગુણત્વમાં કે નિષ્ક્રિયતામાં આ સીમાબદ્ધ નથી. નિર્ગુણ હોવા છતાં ય પોતે અનંત ગુણોના આધાર છે ("निर्गुणो गुणी"), નિષ્ક્રિય હોવા છતાં ય આ વૈચિત્ર્યમય વિશ્વના અંતર્યામીરૂપે નિરંતર ક્રિયાશીલ છે, પોતાની લીલામાં રત છે. પરબ્રહ્મ એકી સાથે શિવ અને શક્તિ છે. શિવ છે નિત્ય શુદ્ધ સ્વયંપૂર્ણ, પોતાના મહિમામાં પ્રતિષ્ઠિત; અને આ શિવને આધારે સચ્ચિદાનંદમયી શક્તિ લીલાને બહાને જૂજવી રીતે અનંત વિશ્વો રચી રહી છે. આ થયું મહાદેવની છાતી પર મહાકાલીનું નૃત્ય,—વિશુદ્ધ જ્ઞાનને આશરે અનંત કર્મશક્તિનો આત્મવિસ્તાર. જીવાત્મા જો પુરુષોત્તમનો સનાતન અંશ હોય તો તેને માટે પણ એકી સાથે પૂર્ણજ્ઞાની અને અવિશ્રાંતકર્મી થવું સંભવે : તેના અંતરમાં વિશુદ્ધ જ્ઞાન હશે, એ જ્ઞાનમાંથી કર્મની સહસ્રધારા ફૂટશે; અને એવાં દિવ્ય કર્મોનું ફળ એટલે પૃથ્વીમાં નવજન્મ. પ્રકૃતિના બંધનમાંથી મુક્તિ પામ્યા પછી આપણાં અજ્ઞાનમાંથી જન્મેલાં કર્મો નષ્ટ તો થઈ જાય, પરંતુ બધાં જ કર્મો કાંઈ ઓછાં નષ્ટ થવાનાં હતાં?

ખરી વાત એ છે કે ત્રિગુણાત્મિકા જડ પ્રકૃતિ કર્મપ્રવાહનું ખરું મૂળ નથી. અપરા પ્રકૃતિ ગુણાતીત પરાપ્રકૃતિનો કેવળ બાહ્ય પ્રકાશ છે. ભગવાનની સચ્ચિદાનંદમયી શક્તિ આ પરાપ્રકૃતિ છે, અને એ જ બધાં કર્મોનું મૂળ છે. તેની સૂચનાથી વિશ્વબ્રહ્માંડની અસંખ્ય કર્મધારા નિરંતર વહી રહી છે. અસંખ્ય જીવો આ ભાગવતી શક્તિમાં સમાયેલા છે અને જાણ્યે અજાણ્યે પણ તેમના હાથનાં સાધનરૂપ છે. અપરા પ્રકૃતિમાંથી મુક્તિ મેળવીને પરાપ્રકૃતિમાં આત્મસમર્પણ કરવું, અજ્ઞાનનાં બંધનમાંથી છૂટીને ભાગવતી શક્તિના કેન્દ્રરૂપે પોતાનો અનુભવ કરવો,—એ જ છે માનવજીવનનો સર્વશ્રેષ્ઠ આદર્શ. આમ થતાં માનવ ભગવાનનું જ સાદૃશ્ય કે સાધર્મ્ય પામશે (मद्भावम् आगतः), એટલે કે તે નિષ્ક્રિય હોવા છતાં ક્રિયાશીલ થશે, વિશુદ્ધ જ્ઞાન તેનાં કર્મોનો આધાર બનશે અને જ્ઞાનશક્તિ અથવા ચિન્મયી ભાગવતી એ કર્મોનું મૂળ થશે. ભગવાનની ઇચ્છા માનવજીવનમાં સર્વ ભાવે પૂર્ણ થશે.

卐


સુંદર મનહર કપડાં
મીઠા મધુરા રંગ
સારી મજેની ભાત
રેશમ જેવી કુમાશ
ધી સારંગપુર કોટન મેં. કં. લી.
અમદાવાદ

# પાછલી ઉંમરે વિવાહ

કિશોરલાલ ઘ. મશરૂવાલા

લૉઈડ જ્યૉર્જ લગભગ એંશી વર્ષની ઉંમરે લગભગ સાઠ વર્ષની સ્ત્રી સાથે પરણ્યા. લૉર્ડ રીડિંગે પણ એવું કર્યું હતું. યુરોપમાં તો એવા ઘણા દાખલાઓ છે. આપણા દેશમાં યે વૃદ્ધવિવાહ અજાણ્યા નથી. પણ ફરક એ છે કે આપણા દેશમાં કેવળ વર જ ડોસો હોય છે, વધૂ ડોસી હોતી નથી. એ તો કદાચ ૧૨–૧૫ વર્ષની અબૂઝ બાળકી યે હોય.

" બુઢાને બાળકી આપી, બાંધે છે મીંઢળો મડે,
પિતા પુત્રીતણો પાપી, પસ્તાવામાં પછી પડે—"

એ વચન આપણા દેશના વૃદ્ધવિવાહને લાગુ પડે; લૉઈડ જ્યૉર્જના વિવાહને નહીં.

પણ આવા વિવાહોને શું કહેવું ! શું એ કામવિકૃતિ કહેવી ! એ ન જ હોય એમ ન કહીએ, તો યે હું એવી પરિસ્થિતિ કલ્પી શકું છું કે જેમાં આવો વિવાહ યોગ્ય પગલું કહી શકાય. એક બે પ્રસંગોમાં મેં મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષોને પરસ્પર વિવાહ કરી લેવાની સલાહ આપી છે. મારી સલાહનો તેમણે સ્વીકાર ન કર્યો, પણ યોગ્ય પ્રસંગે આ જ સલાહ આપવી મને વાજબી લાગે છે.

લૉઈડ જ્યૉર્જ જેવો એક માણસ મોટી ઉંમરે વિધુર કે (સ્ત્રી હોય તો) વિધવા થાય છે. સ્ત્રી કે પતિ જ કરી શકે એવી સંભાળ અને સેવાઓની જરૂર પડે એવી એને પરિસ્થિતિ છે. તેને પરિચિત એક વિધવા કે પુરુષ છે; તેને યે આલંબનની જરૂર છે. મૃત પત્ની કે પતિની સ્મૃતિ તથા પ્રેમ બહુ તાજાં રહ્યાં નથી. જો તેઓ ગમે તેમ એક બીજાની મદદે આવે છે, તો તેમાંથી લોકાપવાદનો ડર ઊભો થાય છે. તેઓ પોતે પણ ડરથી પર નથી. તેમની કામવાસના બળવાન નથી; તે માટે જ વિવાહ કરવાની વૃત્તિ નથી. પણ નિર્ભયપણે વર્તી શકે એટલી પોતાને વિષે ખાતરી પણ નથી. એકબીજાને મદદ કરવામાં શરીરસ્પર્શ, એકાંત વગેરે થવાનો સંભવ છે. આ સ્થિતિમાં તેઓ હિંમત કરી વિવાહ કરવાને બદલે જો એકબીજાથી દૂર જ રહે, તો તેથી બેમાંથી એકેયની મૂંઝવણ ઓછી થતી નથી. જો વિવાહ કર્યા વિના સાથે રહે, અને પરસ્પર 'ધર્મનાં ભાઈ-બહેન' થવાનો પ્રયત્ન કરે તો ઘણી વાર દંભ જ થાય છે. કારણ કે કેટલીક પરિચર્યાઓ એવી હોય છે કે જે સગાં ભાઈ-બહેન પાસેથી યે પરસ્પર ન લઈ શકાય; પણ પતિપત્ની જ નિઃસંકોચપણે કરે. એથી ઊલટું, જો તેઓ વિવાહ કરે છે, તો ભલે થોડા દિવસ લોકો એમ માની લે કે ઘડપણમાં ગાંડું લાગ્યું, પણ તે કાર્યથી બન્ને એકબીજાને પતિ-પત્નીની પ્રતિષ્ઠા આપે છે, અને સમાજ પણ તે પ્રતિષ્ઠા સ્વીકારે છે. તેઓ કૂથલીના ક્ષેત્રમાંથી નીકળી જાય છે.

આપણા ઊંચા કહેવાતા વર્ણોમાં વિધવાવિવાહની હિંમતને અભાવે, ઘણા મોટી ઉંમરે થયેલા વિધુરોમાં પોતાની સમાન કક્ષાની સ્ત્રી ન મળવાથી ઊતરે દાબ નોકર વર્ગની

સ્રીને પહેલાં ઘર સાચવનારી અને પાછળથી રખાત કરી લેવાના દાખલાઓ અજાણ્યા નથી. જેઓમાં છૂટથી વિધવાવિવાહ થાય છે તેમનામાં આવું બનતું નથી.

પણ આ સૂચના 'કાર્યકર્તા' સ્રીપુરુષોને ધ્યાનમાં રાખીને મેં કરી છે. કેટલીક વાર અવિવાહિત પુરુષને સ્રી કાર્યકર્તાની મદદની જરૂર લાગે છે; વિધવા કે કુંવારી સ્રીને પુરુષના આલંબનની જરૂર લાગે છે. માણસ ગમે તેટલો સ્વતંત્ર રહેવા ઇચ્છે, છતાં જીવનના કેટલાક પ્રસંગોમાં તેને કોઈની મદદની જરૂર લાગે છે; સમાજની જે સેવા કરવા તે નીકળ્યો હોય, તેની સિદ્ધિ માટે યે તેની જરૂર લાગે છે. કેટલીક અંગત મદદ સ્રી જ પુરુષને આપી શકે છે, અને કેટલુંક બળ, ધીરજ અને હૂંફ પુરુષ જ સ્રીને આપી શકે છે, એમ મોટા ભાગનાં સ્રી પુરુષોની માન્યતા જણાય છે. આ માન્યતા નબળાઈની હોય, કાલ્પનિક હોય કે વહેમ હોય, પણ તે છે એમ સ્વીકાર્યા વિના ચાલતું નથી. સમાજસેવા કરવામાં યે કેટલીક પ્રવૃત્તિઓ સ્રી પુરુષ બન્ને હોય તો જ સારી રીતે ચાલી શકે છે. જીવન દરમ્યાન આવી હૂંફ શોધનારાં ઘણાંખરાં સ્રી પુરુષોને કોઈ ને કોઈ સામી જાતિના સાથી મળી જાય છે. તે બન્નેને સાથે કામ કરવું ફાવે છે. બન્નેને એકબીજાને મદદ કરવી ગમે છે. તેની પાછળ શરૂઆતમાં જાગ્રતપણે કામવાસનાનું આકર્ષણ નથી હોતું. ઊંડે ઊંડે હોય, તો તે અજ્ઞાતપણે હોય છે, અને લાંબા પરિચય દરમ્યાન જ માલૂમ પડે છે.

પણ જાગ્રત કામવાસના ન હોય, તો યે બન્ને વચ્ચે વિશેષ અથવા ખાસ મૈત્રી બંધાય છે ખરી. એટલે કે બીજા પરિચિત સામી જાતિના કાર્યકર્તાઓ કરતાં આ બે વ્યક્તિઓને પરસ્પર વધારે ફાવે છે, એકબીજાને સર્વ પ્રકારની મદદ કરવાને બન્નેને વધારે ઉમંગ આવે છે; પરસ્પર મદદ લેવામાં યે ઓછો સંકોચ લાગે છે. બે એક જ જાતિની વ્યક્તિઓ હોય તો તેને આપણે ભાઈસમા મિત્રો અથવા બહેનપણીઓ કહીએ, અને તેમના આ ઘનિષ્ઠ સંબંધથી કશો ખોટો વિચાર ન લાવીએ; ઊલટી તેની કદર કરીએ. પણ વિજાતીય વ્યક્તિઓ વચ્ચે આવી મિત્રતા હોવાથી, અને બન્ને અવિવાહિત કે વિધુર–વિધવા હોવાથી, બન્નેને સાથે રહેવામાં અને કામ કરવામાં અનેક મૂંઝવણો ઊભી થાય છે. ધીમે ધીમે વધતો જતો પરિચય સ્રી-પુરુષ-મર્યાદાના નિયમોનું પાલન ઢીલું કરાવે છે; બન્ને એકબીજાને ભાઈ–બહેન અથવા 'ધર્મનાં' ભાઈ–બહેન કહે છે, પણ સગાં ભાઈ-બહેન વચ્ચે ન હોય તેવી નિકટતા અને નિઃસંકોચતા અનુભવે છે. ઊઠવા–બેસવા, વાતચીત કરવા વગેરેમાં શિષ્ટાચારનો સંબંધ રહેતો નથી. આ વ્યવહાર આસપાસના લોકોની આંખે ચડે છે. ખરા કે ખોટા તેમને એમાં વિકારનો વહેમ આવે છે. જનસ્વભાવને અનુસરી તેઓ મોઢામોઢ પોતાનો વહેમ જણાવતા નથી કે તે વ્યવહાર વિષેનો પોતાનો ગમો અણગમો શરૂઆતમાં જ જાહેર કરતા નથી: પણ અંદર અંદર કુથલીઓ કરે છે, અને વાતો ફેલાવે છે. છેવટે તે બે વ્યક્તિઓ વિકૃત રૂપમાં પોતાની નિંદા થતી અનુભવે છે. બન્નેનાં મન નાજુક હોવાથી, બન્ને દુભાય છે, ચિડાય છે, મૂંઝાય છે. એકબીજાનો ત્યાગ કરી શકતાં નથી, કરવો યોગ્ય પણ લાગતો નથી; એકબીજા જોડે નિઃસંકોચ-પણે વર્તવાની જે ટેવ પડી, તે છોડી પાછું સંકોચ અને મર્યાદાનું પાલન કરવું પણ લગભગ અશક્ય થાય છે; એ વાત ગળે પણ ઊતરતી નથી; અને સાથે જ લોકાપવાદ પણ સહન થતો નથી. બન્ને વયે સાવ જુવાન નહીં અને સાવ ઘરડાં નહીં, એવાં હોવાથી બન્ને

વિકારથી પર છે એમ પણ કહી શકતાં નથી, વિકારી છે એવું યે સ્પષ્ટપણે અનુભવી શકતાં નથી; એટલી ઉંમરનાં માણસોએ—ખાસ કરીને સ્ત્રીએ—પરણવું આપણા સમાજમાં લોકદૃષ્ટિએ હેકડી થાય એવું લાગે છે; તેથી તે કલ્પના યે સહન થતી નથી; તો હિંમત ક્યાંથી થાય?

મારો મત છે કે આવાં સ્ત્રીપુરુષોએ પરસ્પર વિવાહ કરી લેવાની જ હિંમત કરવી જોઈએ. કેવળ લોકાપવાદ ટાળવા માટે. પણ આમ કરવામાં હું દોષ જોતો નથી. પણ લોકાપવાદ ટાળવા કરતાં આ પગલું વધારે ગુણો ધરાવે છે. જે અન્યોન્યાશ્રય તેઓ શોધે છે, તેને મેળવવાનો તેઓ યોગ્ય માર્ગ રજૂ કરશે; જે સમાજસેવા તેઓ કરવા ઇચ્છે છે, તેને વધારે સીધી રીતે કરી શકશે; અને જો વિકાર કેવળ દબાયેલો રહ્યો હશે અને કોઈક દિવસ ધર્મનાં બંધનો તોડીને ફૂટવાનો સંભવ હશે, તો તેને ધર્મને અવિરોધી રીતે જ નીકળવાનો માર્ગ ઉઘાડો થશે. જો વિકાર નહીં જ હોય, તો વિવાહથી તે ઊભરાશે જ એમ માનવાની જરૂર નથી. વિવાહને પરિણામે બીજાં સ્ત્રીપુરુષોને તેમની જોડે ભળવામાં અને વ્યવહાર કરવામાં ઓછો સંકોચ લાગશે; કારણ કે જ્યારે બે વ્યક્તિઓના સંબંધ વિષે લોકોમાં વાજબી કે ગેરવાજબી શંકાની દૃષ્ટિ ઊભી થાય છે, ત્યારે બીજાં સ્ત્રીપુરુષો પણ તેમની જોડે વિશ્વાસપૂર્વક ભળી શકતાં નથી.

અલબત, આ સલાહનો અર્થ એ નથી કે દરેક લોકવાયકા કે પોતાના સાથીઓની યે કુશંકાને ટાળવાનો હમેશાં આ જ માર્ગ છે. ક્યારેક કુશંકા–નિંદા વગેરેને સહન જ કરી લેવાં જોઈએ. કોઈ વિવાહિત સ્ત્રીપુરુષ વિષે કુથલી ચાલે અને તે જો પાયા વિનાની જ હોય, તો તે શું કરે? પોતાના શુદ્ધ વર્તનથી કાળાન્તરે શંકા ઓસરી જશે એમ વિશ્વાસ રાખી વર્ત્યા વિના બીજો માર્ગ ન હોય, તેમ અવિવાહિત સ્ત્રીપુરુષે પણ સમજવું રહ્યું. પણ વિવાહિત કે અવિવાહિત બન્નેએ એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે શુદ્ધ વર્તનની ખાતરી યોગ્ય મર્યાદાઓના પાલનથી જ કરાવી શકાય, સ્વૈર વર્તનથી નહીં. જે કોઈ મર્યાદાપાલનમાં નથી માનતા, તે લોકાપવાદને પોતે જ ઉત્તેજન આપે છે. તેમને લોકાપવાદ પર રોષ કરવાનો અધિકાર નથી.*

મે, ૧૯૪૫

卐

* 'સ્ત્રી–પુરુષ–મર્યાદા'ની વર્ષમાં બહાર પડનારી ત્રીજી આવૃત્તિમાં આવેલો એક નવો લેખ.

# કામધેનુ

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

## અંક પહેલો

### દૃશ્ય ૧

[ સ્થળ: હિમાલયની તળેટીનો પ્રદેશ.

સમય: વસન્તની એક વાદળિયાળી બપોર અને નમતો પહોર.

વનના વનને વટાવતો એક ઘુઘરિયાળો રૂપેરી રથ ઝડપથી દોડતો દેખાય છે. એના માર્ગમાં કોઈ પૂંઠાછવાયા રાજરક્ષકો અને સૈનિકો આગળપાછળ ઉતાવળા ચાલતાં નજરે પડે છે. રથની અંદરના ભાગમાં રંગબેરંગી રેશમનો ગાલીચો બિછાવેલો છે. એના ઉપરનું સુકોમળ આચ્છાદન સ્વચ્છ સફેદ સંગેમરમર જેવું શોભે છે. રથની વચ્ચોવચ્ચ રાજા દિલીપ અને રાણી સુદક્ષિણા સાદાં વસ્ત્રો પહેરી એક બીજાને અઢેલીને બેઠાં છે. બંનેની બાજુએ પડેલા મુલાયમ મખમલના સુશોભિત તકિયા ઊજળા બરફ જેવા દીપે છે.

બંનેની આંખો સામસામી મીટ માંડી નાચે છે અને આસપાસની સૃષ્ટિ જોઈને રાચે છે. બંનેનાં મુખમાંથી હાસ્યનાં કિરણો વનભૂમિમાં વેરાતાં જાય છે અને ચોપાસ પ્રેમની ઝળઝળ ઝલક થાય છે.

બંનેમાં યૌવનનો તનમનાટ છે. બંનેનાં વદન ઉપર ભાવિ આશાનાં ચિહ્નો તરવરે છે. રાજાનો ભાવ પ્રતાપી છે. એની રગેરગમાં ઉલ્લાસ છે. રાણીની આંખમાં જાદુ છે. એના અંગેઅંગમાંથી ધીરતા અને સરસતા નીતરે છે. ]

**દિલીપ** ( ડાબી બાજુએ નજર માંડીને )—દેવિ! દેવિ! જો જો પેલા ઝાડના ઝુંડમાંથી દેખાતી સારસની જોડ! જાણે અનન્ત કાળમાં ઊભાં હોય એમ એક બીજાને કંઠે વળગીને ઊભાં છે.

**સુદક્ષિણા**—નાથ! સારસ અને સારસી બંને નિહાળું છું. પશુજાતિમાં પ્રેમનું આ વિરલ યુગલ છે. પરંતુ સરોવરની પાળ પાસે તો જુઓ! માતાની સોડમાં સંતાતું પેલું હાથીનું બચ્ચું કેવું રૂપાળું લાગે છે! એની આંખો ઢેલ પાસે લપાતા પેલા બાલમયૂરની ઉપર ચોંટી છે!

**દિલીપ**—અને ગજરાજ તો ઊભો ઊભો પત્ની અને પુત્રને નિહાળી આનન્દની મસ્તીમાં ડોલે છે. પણ દેવિ! આ શું? આ તો નાઠો!

**સુદક્ષિણા**—ઓહો! સર્યો! સર્યો! પાણીમાં પેઠેલ બાલગજ દોટ મૂકીને સર્યો! અને દાંડી સાથે ગુલાબી કમળ પણ તોડ્યું! ઓહો! કેવો સૂંઢમાં પકડી ઝપાટાબંધ પાછો ફરે છે! પણ આ કૌતુક શું કર્યું! કમળને મિત્ર મયૂરના માથા ઉપર ધર્યું! શી તારી ખૂબી! આ મયૂર પણ કેવો જબરો છે! જરાયે બંધાતો નથી! વાહ! વાહ! કેવો આનન્દમાં આવી થનગને છે! નાથ જુઓ! જુઓ! કેવું સુન્દર દૃશ્ય!

( ચમકીને ) પણ અરે ! આ શું ! ક્યાં ગયો ! પેલા પહાડની પાછળ સંતાયો ! અદશ્ય થયો ! શું થયું ! ક્યાં ગયો ! ગયો જ ગયો ! ! !

દિલીપ—દેવિ ! અશ્વો કેટલા વેગથી આગળ દોડે છે ! આ બાલવીર એની રમ્ય સૃષ્ટિ સાથે ગિરિશૃંગોની પાછળ રહ્યો ! એ ચિત્તનો ચોર જોતજોતામાં ચોરાઈ ગયો ! ( રાણી સામાં નયન માંડી ) પ્રિયે ! આ શો ચમત્કાર ! તારા મનોહર મુખ ઉપર કોઈ ભવ્ય ભરતી ચઢે છે ! હૈયામાં કોઈ અજબ તેજનો મહાસાગર ઊછળે છે !

સુદક્ષિણા—દેવ ! હૃદયનું રસાતલ ભેદી ઊર્મિઓનો અલૌકિક ઓઘ ઊભરાય છે ! કોઈ અપૂર્વ રસસાગર ઘૂઘવે છે ! નાથ ! માઝા મૂકશે તો ?

દિલીપ—માઝા મૂકશે તો બ્રહ્માંડ ભરી દેશે. જોજો જગત શાન્ત થશે. ( આલિંગીને ) દેવિ ! માતૃત્વની કોમળ લાગણી તારામાં વિકસે છે એ જાણીને જ મેં મહર્ષિના તપોવનમાં વેળાસર જવાનો નિશ્ચય કર્યો. ગુરુદેવ અને દેવી અરુન્ધતીની કૃપાથી અન્તરાય માત્ર દૂર થશે.

સુદક્ષિણા ( રાજાને નયનથી પીતી હોય તેમ )—નાથ ! ગુરુદેવ અને માતા અરુન્ધતી સહુ સારાંવાનાં કરશે. પણ પુત્રની વાંછના આટલી પ્રબળ કેમ હશે ! પ્રિયતમ ! લોકો પુત્રને શા માટે ઝંખે છે ?

દિલીપ—પોતાના સદ્‌ગુણોનો વારસો આપવા માટે. આપણામાં જે કાંઈ સારું હોય તે સંતાનોમાં ઊતરે અને આપણી પાછળ જીવે એવી આપણામાં સ્વાભાવિક વાસના રહે છે.

સુદક્ષિણા—પણ એ તો કોઇ સંબન્ધી શિષ્ય કે કોઈ સહૃદય મનુષ્યમાં પણ ઊતરી શકે. જે કોઇ આપણું સારું જીરવે અને જીરવીને જાળવી રાખે તે આપણો વારસ થઈ શકે. પરંતુ નાથ ! પોતાના જ રુધિરમાંથી બનેલા પુત્રની અભિલાષા કેમ રહે છે ?

દિલીપ ( પરમ પ્રસન્નતાથી )—મગધરાજપુત્રિ ! તારી સમજણ ઊંડી છે. પોતાના જ પુત્ર માટે ખાસ આકાંક્ષા ન જોઈએ. મહર્ષિ વસિષ્ઠના શિષ્યો એ એમના સાચા પુત્રો જ છે. એમના અન્તરમાં મહર્ષિની ભાવનાઓ જીવતી રહેશે અને ગુરુ શિષ્ય-પરંપરા યુગો પર્યંત લોકજીવનમાં ઊતરતી જશે. ( પળવાર અટકીને ) પરંતુ દેવિ ! આપણા સંસ્કારોને અન્ય કોઈ સાચવી શકે તેનાં કરતાં પુત્ર અધિક જાળવી ન શકે ? ઈક્ષ્વાકુના પ્રતાપી રાજવંશીઓએ કેટલી પેઢીઓ થયા મહાન અને પવિત્ર યશ જમાવ્યો છે ! એ રાજર્ષિઓની ભાવનાઓ અને આકાંક્ષાઓ એમના સંતાનોમાં જ વિશેષ પૂર્ણતાએ પહોંચી શકે. પણ આ કોલાહલ શો ? ( સારથી તરફ વળીને ) સૂત ! અશ્વને ધીમા પાડો.

[ એટલામાં 'મહારાજનો જય હો ! જય હો ! ' એવા જયઘોષ ઉપરાઉપરી સંભળાય છે. જોતજોતામાં પ્રચંડ માનવસમુદાય સાગરના તરંગોની પેઠે ઉલટે છે. રાજાના રથની નજીકમાં જ મોટી મેદની જામે છે. રાજા સારથિને રથ થોભાવવાનું કહે છે. ]

સારથિ ( રથ થોભાવીને )—મહારાજ ! આપની પહાડવાસી પ્રજા આપના દર્શન અર્થે ઉલટી છે,

દિલીપ ( રથમાંથી ડોકું લંબાવીને )—આવો, આવો, વહાલાં પ્રજાજનો આવો.

[ રાજાનાં વચન સાંભળી સર્વત્ર અપૂર્વ શાન્તિ છવાય છે. તુરત જ રાજારાણી રથમાંથી નીચે ઊતરે છે. બંને ઉપર અસંખ્ય પુષ્પોની વૃષ્ટિ વરસે છે. આસપાસથી કેટલાક અંગરક્ષકો અને સૈનિકો ઝટઝટ આવી પહોંચી રાજારાણીની પાછળ ઊભા રહે છે.

તત્કાલ લોકસમૂહ લાંબી હારોમાં બે બાજુએ વ્યવસ્થિત રીતે ગોઠવાય છે અને પહાડી વીરાંગનાઓ હાથણી સમી ડોલતી અને સિંહણ સમી નજર માંડતી રાણી સન્મુખ આવી આદરપૂર્વક પ્રણામ કરે છે અને પડખે ઊભી રહી રાણીની કાન્ત અને મનોહર છવિને અનિમિષ આંખોએ નિહાળે છે.

પ્રજાના પ્રતિનિધિઓને રાજા પ્રેમથી ભેટે છે અને લોકસંઘના પ્રણામ વારંવાર ઝીલે છે. રાણી મન્દ મન્દ સ્મિતની પ્રભા સ્ત્રીપુરુષની મેદની ઉપર વિસ્તારે છે અને અનેક હૈયાં હર્ષથી રોમાંચિત થાય છે.

એટલામાં પ્રજાનાયક દેવદાસ એની પત્ની ચન્દ્રપ્રભા સહિત આગળ આવી રાજારાણીના ચરણ પાસે પત્રાવલિ અને પડિયાઓમાં વનફળ દૂધ માખણ ઇત્યાદિ સામગ્રી ધરાવે છે અને બંનેને આરોગવાની વિનંતિ કરે છે. રાજારાણી વનભોજન આરોગે છે અને પ્રજાજનોનાં ક્ષેમકુશળ વારંવાર પૂછે છે. પ્રજાની સુખશાન્તિના સમાચાર સાંભળી રાજા પ્રસન્ન થાય છે. ભોજન પૂરું થતા રાજા સર્વને વિદાય આપે છે. સમુદ્રમાં ઓટ આવે તેમ પ્રજાજનો અદૃશ્ય થઈ જાય છે.

પ્રજાનાયક અને એનાં પત્ની પાછળ રહે છે અને 'રાણીજીને પેટ યુવરાજ અવતરો અને ઇક્ષ્વાકુનું રાજ્ય અમારા ઉપર અમર તપો' એ પ્રજાસમસ્તની લાગણી રાજાને નિવેદન કરી પ્રણામ કરી જાય છે. રાજારાણી રથમાં બેસે છે. રથ આગળ ચાલે છે. ]

દિલીપ (તકિયાને શરીર ટેકાવીને)—દેવિ ! દૂર દૂરના પ્રજાજનો પણ યુવરાજ વાંછે છે એ સાંભળ્યું ? ઇક્ષ્વાકુની આર્યભાવનાઓનું અનુસંધાન ચિરંતન કાલ સુધી સહુ કોઈ ઇચ્છે છે. આપણા પૂર્વજોનાં કલ્યાણકારી કાર્યો લોકહૃદયને કેવાં હલાવે છે ? આપણો પુત્ર એ પ્રતાપી કુલનો સંપ્રદાય સાચવી રાખશે એમાં એમને લેશ પણ શંકા રહેતી નથી.

સુદક્ષિણા—એવો તેજસ્વી પુત્ર અવતરે તો લોકોના મનોરથ પૂરા થાય.

દિલીપ—મારું મન તો એ સંબન્ધી નિઃશંક બન્યું છે. પુત્રને અવતરવાનો સમય હવે જ પાકે છે. મહાન પુત્રના જન્મ માટે આપણી યોગ્યતા આજ સુધી ક્યાં હતી ?

સુદક્ષિણા—નાથ ! એ શું ? આપનું વચન હું બરાબર કળી ન શકી.

દિલીપ (વિચારસમાધિમાં ડૂબતો ડૂબતો બોલતો હોય તેમ)—દેવિ ! એક જૂનું સ્મરણ સ્ફુરી આવે છે. સત્તા અને શક્તિના અધિદેવ ઇન્દ્રની આરાધના કરીને હું સ્વર્ગમાંથી પાછો ફરતો હતો. માર્ગમાં કલ્પતરુ નીચે કામધેનુ ઊભી હતી. દેવિ ! મારાથી એનો સત્કાર ન થયો, ઊલટો અનાદર થયો.

સુદક્ષિણા (પરમ સમભાવપૂર્વક)—નાથ ! રાજકાર્યને અંગે આપનાં કર્તવ્યો ક્યાં ઓછાં છે ? કોઈ પૂજ્યનો સત્કાર કદાપિ રહી જાય તો આપનો આત્મા કેટલો દૂભાય છે એ મારાથી ક્યાં અજાણ્યું છે ?

દિલીપ—પ્રિયતમે ! આ તો પ્રમાદમાંથી અવજ્ઞા થઈ. તારા સમાગમની ઉત્કંઠામાં હું કામધેનુને વીસરી ગયો.

( નિ:શ્વાસ નાંખીને ) અરે ! કોઈ અપાર વેદનામાં એ હતી. સ્વર્ગમાં એ સુખી નહોતી. એની શાન્ત અને કરુણ ચીસ મેં કાને ન ધરી. ( રાણી તરફ મીટ માંડીને ) પુત્રની લાલસા પ્રબળ હતી એટલે તને મળવા હું અધીરો બન્યો હતો. મનોવૃત્તિઓ ઉદ્દામ બની હતી. શરીરનું માળખું કમ્પતું હતું. કાળ ગયો હતો. તને પળે પળે ઝંખતો હતો. આ અવસ્થામાં કામધેનુનો શાન્ત અને કરુણ સાદ ન સાંભળ્યો, ન સત્કાર્યો. દેવિ ! દેવિ ! એ કામધેનુ કોઈ અમોઘ શક્તિ જ હતી ! પણ ભોગ અને વિલાસની મૂર્ચ્છામાંથી એનો ઝીણો અવાજ ન સાંભળ્યો, ન સાંભળ્યો.

સુદક્ષિણા (પતિનો હાથ પોતાના મુખ સુધી અડાડીને )—નાથ ! કામધેનુનો આપે સત્કાર કર્યો હોત તો આજે આપણી અવસ્થા શી હોત ?

દિલીપ ( અપાર સ્વસ્થતાથી )—પરંતુ તે કાળે હું સ્વસ્થ ક્યાં હતો ? માત્ર પ્રજોત્પત્તિ અર્થે સમાગમ કરનાર મનુષ્ય ઉપર જ કામધેનુની કૃપા ઊતરે છે. આજ મોડું મોડું પણ એ જ્ઞાન મારામાં ઉદય પામ્યું છે. આજ હું એની કૃપાનો અધિકારી થઈ શકું એવી શક્તિ અનુભવું છું. આપણો વિકાસ તો ક્રમે ક્રમે જ થાય છે. કોઈ વિરલ યોગીનાં નયન જ ઝટ ખુલ્લાં થઈ જાય છે.

સુદક્ષિણા—પ્રિયતમ ! આપનો જીવનવિકાસ મારા જીવનને કેટલો વિકસાવે છે ? આપનો સ્પર્શ મને મોક્ષની શાન્તિ આપે છે. દેવ ! વૃત્તિના ઉછાળા શમતા જાય છે તેમ જીવનનો સાચો ઉલ્લાસ ઊભરાતો જાય છે. આપની પાસે ઉકળાટ વગર હું ઊંડું સુખ અનુભવું છું. દેહના ઉપભોગની લાલસા વિના એક બીજામાંથી આટલો અપૂર્વ આનન્દ મેળવી શકાય એ રહસ્ય આપે જ મને આપ્યું. મહારાજ ! આપ જ સ્વામી, ગુરુ, સર્વસ્વ છો. આપે મને સર્વદા સાથે જ રાખી છે. ( રાજાના દેહમાં સમાઈ જતી હોય તેમ ) નાથ ! આપનું ઋણ જન્માન્તરોમાં પણ વાળી શકું તેમ નથી. જન્મોજન્મ આપની સહચરી રહી અન્તે આપમાં જ સમાઈ જાઉં એ જ પરમ . . . .

સારથિ—મહારાજ ! મહર્ષિના તપોવનની સીમાએ આવી પહોંચ્યા. આપની આજ્ઞા ?

દિલીપ ( સારથિની પીઠ પાછળનો પડદો ઊંચો કરી દૂર નજર નાંખતો )—સાયંકાળનું કેવું સુરંગી ચિત્ર ! કેવી અદ્ભુત અને નિર્મળ શાન્તિ ! ( રાણીને દેખાડતો ) દેવિ ! જો આ સામી દેખાતી વૃક્ષોની હારમાંથી પેલી પર્ણકુટિઓ દેખાય છે એ જ મહર્ષિનો આશ્રમ. સૂત ! રથને અહીંયાં જ રોકો.

ચતુર સારથિ રથને રોકે છે. રાજા રથમાંથી નીચે ઊતરે છે અને રાણીનો હાથ ઝાલી નીચે ઉતારે છે. જોતજોતામાં બંનેની આસપાસ મુનિબાળકો અને આશ્રમનાં બાલહરિણો દોડતાં આવી ટોળે વળે છે. રાજારાણી નિર્ભયતાથી નિહાળતાં નાચતાં કૂદતાં બાલસંઘની સાથે આશ્રમ ભણી જાય છે. સન્ધ્યાના રમણીય રંગોના પ્રકાશમાં વિવિધ પંખીઓ મધુર કિલકિલાટથી રાજારાણીને સત્કારે છે.*



* એક અપ્રસિદ્ધ નાટકનું દૃશ્ય.

# વણઝાર

રામપ્રસાદ શુક્લ

[ પૃથ્વી ]

વિભૂતિવણઝાર આ ચહુદિશેય ચાલ્યે જતી.
ન અંત પરખાય, ના કયહીંય આદિ, દોડ્યે જતી
સ્વયંસ્ફુરિત માર્ગ પે, નવ જરીય જંપે ઘડી
પ્રફુલ્લ પલ્લાસ્યનાં પુલક વેરતી પૃથ્વીમાં.

અભાવ પથરાવતી પગલીઓ પડે ઊપડે,
દિશાફુકર સુપ્તમાં રણકતી જતી ઘંટડી,
સજીવન સુયોજના વિતરતી વહે, વિશ્વમાં
રમે છલક રિદ્ધિની, દિનદિને નવી સિદ્ધિની.

સરંત વણઝાર આ સતતને નિહાળી રહે
વિમુગ્ધ મનુબાલ સ્તબ્ધકર ભવ્યતાને લહે;
ભલે ન દગ અલ્પ એ ક્ષિતિજને વટાવી શકે,
સળંગપટ ચિત્રને અગણુખંડરૂપે જુએ,
અતીતતણી અલ્પ ઓળખ, અનાગતે દૃષ્ટિ ના,
પ્રદીપ્ત પુરુષાર્થ તો અગમભેદ ના સૃષ્ટિના.

卐

## શ્રાવણ

શ્રાવણ આવ્યો હો મોરાર !
વાતા ભીના વાયરા લઈ સૌરભ કેરા ભાર,
શ્રાવણ આવ્યો હો મોરાર !
વાદળીઓ રમવા નીસરી કાંઈ છુટ્ટા મેલી કેશ;
ધરતી સજતી હોંશથી હરિયાળા નવલા વેશ.—શ્રાવણ૦
ગોપ વગાડે વાંસળી, નદીએ છલકાતાં નીર;
સહિયરો ગરબે રમે પ્હેરી રંગીલાં ચીર.—શ્રાવણ૦
ડોલે તરુવર ડાળીઓ, ડુંગર પર નાચે મોર;
અલ્યે સાજન નહિ વિના આયા હૈયાના ચોર.—શ્રાવણ૦
વનવન કેરા વાયરા વ્હાલમને કે'જો વાત;
હૈયું ઝૂરે એકલું તે હવે રહે ના હાથ.—શ્રાવણ૦

નાથાલાલ દવે

卐

# જીવન

'સ્વપ્નસ્થ'

મુજ જીવન સાજ સૌ મૌન ધરે,
અથ અંતિમ આ ઈસરાજ બજે !
દિનના પડઘા શમતાં અકલ્યે
જયમ રાત વિશ્રાન્તિ લઇ ઉતરે.
દેગ ખેંચવી ના, ઉર આકુલ ના,
સહુ શાંત પડેલ છવિ સરમાં,
પ્રતિરંગ પ્રસંગની એક–કથા
તવહીન દિશા ભરતી ડુસકાં ! -
દિન ગરલ ભલે વિસરાઇ જતા ?
સુખની સ્મૃતિને ઉર ક્યાં ધરશે ?
લખ તારકની ઉર રાત ભરી
સ્મૃતિ એક વિયોગ, ઘડી સ્મરશે !
કશીનિષ્પ્રભ ચંદ્રકલા ક્ષિતિજે
ધરી અંતર રક્ત અબોલ જતી !
દગ અશ્રુની નીરવ ઓઢણીમાં
ચમકી તવ સંયમ સત્યવતી !

મુજ ચુંબન–લોભ અપાર હતો,
રજની સમ તું સભાગી ઉડતી–
—ન હતી ? પ્રિય, શું અનુચાર ? અહો !–
સમજ્યો નહિ કેમ અબોલ રહી !
અણબોલ ગઈ, નહિ જન્મતણાં —
વચનો ? —વચનો લઇ શું કરવાં ?
કરવા કંઇ તેં જ ન ધરી પરવા,
દગ લેવટ જીવિત બંધ કર્યાં !
ગઇ તું પછી અંધ બધાં બનતાં.
આકુલા તવ બોલ ઉરે અડતા :–
" નહિ ચુંબન ! ઓ–પ્રિય ચુંબન ના !
" નહિ લોભ ઘટે અવ દેહ તણા ! —
" જરી જો, દગમાં ! લખ મૃત્યુ નિશા
" નહિ હારી શકે, અનુચાર કથા !
" પ્રિય, જો, ફરી હોય શરીર ન વા–
" નહિ તું મુજથી જરી ભિન્ન હવાં ! "

卐

## પ્રાણ તણાં ખંડેર !

ઉરના અંતરનો વિરહ તાવે છે,
યૌવનનો ઉન્માદ ફરી લાવે છે,
આજે તારી યાદ ફરી આવે છે,
નવાં નવાં બીજ એ ઉરે વાવે છે,
સ્મરતો ફરી એ સાદ; મને ઘેરે છે
ઠમકતાં તુજ પાદ; સ્મરણ વેરે છે.
સ્મરણ તણાં ફૂલડાં વીણીને હું ફબિ,

મૂર્ચ્છિત અંતરને દઉં છું સુરભિ.
મેઘધનુ વિલાય; ફરી નહિ શોભે ?
કોયલ ગાતી ગીત કદી યે થોભે ?
નહિ ઇન્દુની શોભા ખીલી આકાશે ?
ઉરતંત્રીના તાર ફરી સંધાશે ?
અભિનવ ગીતના અંગ ફરી બંધાશે ?
પ્રાણ તણાં ખંડેર કદી યે ગીતડું ગાશે !

रञ्जनम्

卐

# સહેજ જ ભૂલ

સરોજિની મહેતા

હૉસ્પિટલના મેટરનિટી વૉર્ડમાં ધમાલ મચી રહી હતી. શિયાળાની સવારના ૭ વાગ્યા હતા એટલે બહારની દુનિયા તો હજી ઘણે ભાગે ઊંઘમાં હતી. પણ કુદરતના કોઈ અગમ્ય નિયમ પ્રમાણે બાળકો મોટે ભાગે પાછલી રાતે કે વહેલી પરોઢમાં જ જન્મ લેવાનું પસંદ કરે છે. એટલે હૉસ્પિટલના મેટરનિટી વૉર્ડ (પ્રસૂતિ વિભાગ)માં તો ધમાલ રોજ રાતે ને પરોઢમાં ચાલુ જ રહેતી. તેમાં આજે તો બે બહુ જ મુશ્કેલ કેસ આવ્યા હતા. એક તો શહેરના સૌથી શ્રીમંતોમાંના એક ગણાય એવા જગમોહન શેઠની પત્ની રાધાનો, અને બીજો હૉસ્પિટલનું કમ્પાઉન્ડ વાળતી મહેતરાણી શકરીનો.

રાધાને લગ્ન પછી પંદર વર્ષે—એની ત્રીસ વર્ષની ઉંમરે, જ્યારે સૌ કોઈએ સંતતિની આશા મૂકી દીધેલી ત્યારે—સીમંત આવ્યું હતું. અને ત્રણ દિવસની પ્રસૂતિવેદના પછી, આખરે ઘણા મુશ્કેલ ઑપરેશન વડે આજે વહેલી પરોઢમાં પુત્રી જન્મી હતી. શકરી તો દર સવા-દોઢ વર્ષે હૉસ્પિટલમાં બાળકના જન્મ માટે આવતી અને દસ દહાડા હૉસ્પિટલમાં અને દસ દહાડા ઘેર ખાટલો ભોગવી પાછી કામે લાગી જતી. પણ એનો પણ આ બાળકના જન્મ વખતે ઘણો મુશ્કેલ કેસ થયો હતો—જો કે ઑપરેશન નહોતું કરવું પડ્યું.

રાધાને દીકરો આવશે ને જગમોહનનો વંશ જગતમાં અમરત્વ પ્રાપ્ત કરશે એવી આશા સેવનાર કુટુંબીઓ ખૂબ નિરાશ થયાં. પણ 'ચાલો લક્ષ્મી આવી. એને પગલે બીજી વખત ભાઈ આવશે' કહી સૌએ નિરાશા ઢાંકી. શકરીને તો પોતાના ધણી છગનનો વંશ રાખનાર બે કુળદીપકો હતા અને એક દીકરી પણ હતી. ત્રણ છોકરાં મરી પણ ગયાં હતાં. વાસ્તવિક રીતે નવું બાળક નર કે નારી જાતિનું હોય તેથી કશો ફેર પડવાનો નહોતો. પણ છતાં, એને પણ નવા કુળદીપકની હોંસ હતી અને છોકરી આવી જાણીને એણે મોં મરડ્યું હતું.

રાધાને ઑપરેશન ટેબલ પરથી સ્પેશિયલ વૉર્ડના સર્વશ્રેષ્ઠ ઓરડામાં લઈ ગયાં. લેડી ડૉક્ટર અને હૉસ્પિટલની નર્સો અને શેઠે ખાસ રોકેલી ખાનગી નર્સો બધાં આસપાસ ઊભાં રહી એની આસનાવાસના કરવા મંડ્યાં. બિચારી શકરીને તો સામાન્ય વૉર્ડના એક ખાટલામાં સુવાડી અને "હવે છાનીમાની પડી રહેજે" કહી નર્સ ચાલી ગઈ. બન્નેનાં બાળકોને નવડાવી હૉસ્પિટલનાં કપડાં પહેરાવી એક ઓરડામાં પલંગ પર સુવાડ્યાં. રાધાને પોતાના બાળક માટે નવાં કપડાં તૈયાર કરાવવાની હોંસ હતી. પણ કુટુંબની વૃદ્ધાઓએ કહ્યું કે પહેલેથી લૂગડાં કરાવીએ તો બાળકને સદે નહિ. એટલે એની બાળકી પણ હૉસ્પિટલનાં કપડાંમાં જ સજ્જ થઈ, શકરીની છોકરી જોડે જ એક પલંગમાં રહેતી. બાળકો રડીને, થાકેલી માને આરામમાં-નિદ્રામાં ભંગ ન કરે માટે, પહેલે દિવસે, નર્સો બાળકોને એક જુદા ખંડમાં સુવાડતી અને જરૂર પડે જ માતા પાસે લઈ જતી.

આ બે કેસોનું કામ પતાવી નર્સો, ડૉક્ટરો, મૅટ્રન બધાં રોજિંદા કામમાં પડ્યાં. આખી રાતના ઉજાગરાથી થાકેલાં ક્યારે આઠ વાગે ને ક્યારે 'ડ્યુટી' પૂરી થાય તેની વાટ જોતાં ઝડપભેર પોતપોતાનું કામ ઉકેલવા મંડ્યાં. આખરે ઘડિયાળે કૃપા કરી. દિવસની 'ડ્યુટી'વાળાં કામ કરનાર હાજર થયાં. રાતવાળી નર્સો પોતાના રહેઠાણના મકાનમાં જઈને ટેબલ આગળ નાસ્તો ખાવા બેઠી. ખાતાં ખાતાં બન્ને મુશ્કેલ કેસોની વાત ચાલી. રાધાને ડૉક્ટરે અને શકરીને મૅટ્રન કાશીબાઈએ કેવી હોશિયારીથી બચાવી લીધાં તેની વાતો થતી હતી એટલામાં, મહાલક્ષ્મી નામની નર્સ જે જરા પાછળ રહી ગઈ હતી તે આવીને બોલીઃ "સાંભળ્યું કે ? પેલી શકરીની છોકરી તો મરી ગઈ ! કોણ જાણે શું થઈ ગયું તે એકદમ ડચકાં ખાવા મંડી, ને નર્સ શિરીનબાઈ દોડીને બાઈસાહેબને બોલાવી લાવ્યાં, પણ એમના આવતાં આવતાંમાં તો બિચારી ખલાસ !"

સીતા નર્સ બોલીઃ "અરેરે, શું થયું બિચારીને ? છોકરી હતી તો સરસ હોં ! એને ને રાધા શેઠાણીની દીકરીને બન્નેને મેં જ નવડાવીને પલંગ પર સુવાડી હતી. કેવી બે સરખી સરખી લાગતી હતી ! શકરીની છોકરી પણ ખાસી ગોરી હતી. કપાળમાં લાખું હતું પણ બિચારી કાંઈ લાખ રૂપિયા ન લાવી ! બિચારાં કાશીબહેનની મહેનત અકારત ગઈ." આમ કહી તેણે મૅટ્રન કાશી સામું જોયું પણ જોતાં જ ચીસ પાડી—

"અરે, અરે, કાશીબહેન શું થાય છે તમને ? ઓ મા ! જુઓ જુઓ !" એની પહેલાં ચીસે જ સૌનું ધ્યાન ખેંચ્યું. કાશીનું જડબું એક બાજુ ખેંચાઈ ગયું હતું. ડોળા ફાટી ગયા હતા. ખુરશી પરથી પડી જતાં પાસે બેઠેલી નર્સે ઝીલી લીધી. હાથ ઊંચો કરવાનો પ્રયત્ન કરતી હતી પણ થતો નહોતો. સીતા તરફ જોઈ કાંઈ કહેવાનો પ્રયત્ન કરતી હોય તેમ લાગ્યું પણ બોલાતું નહોતું. ગભરાટની એકબે મિનિટ વીત્યા પછી નર્સોની ધંધાની આવડત વહારે આવી અને સૌએ મળી ધીરેથી ઊંચકી એના ઓરડામાં પલંગ પર સુવાડી. એક જણ દોડીને લેડી ડૉક્ટરને બોલાવી લાવી. ડૉક્ટરે આવતાં જ જોઈ લીધું કે પક્ષાઘાતનો સખત હુમલો થયો છે. કાશી કામમાં અત્યંત કુશળ હતી અને નર્સોને દાબમાં રાખવા છતાં મીઠાશથી વર્તવાની તેનામાં આવડત હતી. એટલે તે ડૉક્ટરની બહુ માનીતી હતી. એની આવી સ્થિતિ જોઈ ડૉક્ટરને પણ બહુ ક્ષોભ થયો. પણ અફસોસ કરવા બેસવાનો વખત નહોતો. તેમણે શાંતિથી અને હિંમતથી કામ લીધું. "નર્સ ગોદાવરી, જાઓ આયાને કહો કે સ્પેશિયલ વૉર્ડમાં બે નંબરનો ઓરડો જલદી તૈયાર કરે અને તૈયાર થાય કે તરત વૉર્ડ બૉયોને સ્ટ્રેચર લઈ આવવાનું કહેજો. અને એસ્તર, ટેલીફોન કરી ડૉ. દેસાઈ અને ડૉ. શેઠનાને જલદી આવવાનું કહો. જતાં જતાં કરસનને કહેજો કે ઇંજેક્શનને માટે બધું તૈયાર રાખે. કદાચ ડૉક્ટર આવીને ઇન્જેક્શન આપશે. ભાણુબાઈ, મિસ અભ્યંકરને કહો કે આજું ઇનડોર ને આઉટડોર બન્ને કામ સંભાળી લેવાની ગોઠવણ કરે. મારે તો કાશીબહેન પાસે બેસવું જ પડશે."

આમ બધી વ્યવસ્થા કરી ડૉક્ટર મનથી પોતાની માનીતી મૅટ્રન માટે અફસોસ કરતાં તેની પાસે બેઠાં. કાશી આસપાસ ઊભેલી નર્સો તરફ જોઈ કોઈને શોધવાનો પ્રયત્ન કરતી હોય, કોઈ બોલવા ખૂબ ફાંફાં મારતી હોય એમ લાગ્યું. પણ એના પ્રયત્નો નિષ્ફળ હતા. પક્ષાઘાતનો હુમલો ખૂબ જોરમાં હતો.

ડૉ. દેસાઈ અને ડૉ. શેઠના આવી પહોંચ્યા ત્યાં સુધીમાં કાશીને સ્પેશિયલ વૉર્ડમાં લઈ જઈ સુવાડી હતી. લેડી ડૉક્ટરે કહ્યું: "કાશીબાઈ ને થોડા વખતથી 'હાઈ બ્લડપ્રેશર' હતું. રજા પર જવાનું હું, ક્યારની કહ્યા કરતી. પણ 'કામ વગર ગમે નહિ' 'મારા વગર તમને અડચણ પડશે' એવું એવું કહી જતાં નહોતાં. આખરે મેં ખૂબ સમજાવી, ધમકાવી બે મહિનાની રજા લેવડાવી. આ પહેલીથી જવાનાં હતાં. એટલામાં શું નું શું થઈ ગયું!"

બંને નિષ્ણાત ડૉક્ટરો અને લેડી ડૉક્ટરના અથાગ પ્રયત્નથી કાશી બચી ગઈ. તેનું ખેંચાઈ ગયેલું જડબું કેટલેક દિવસે સારું થયું, પણ બોલવાની શક્તિ ગઈ તે પાછી ન આવી. તેમ હાથ પગ પણ જૂઠા પડી ગયા તે ગયા જ. કામ વગર ન ગમવા માટે શરીરને અથાગ શ્રમ આપનારને પથારીવશ થઈ તદ્દન પરવશ થવું પડ્યું! એની પરણેલી છોકરી આવીને પોતાને ત્યાં લઈ ગઈ અને હૉસ્પિટલે પેનશન બાંધી આપ્યું.



જન્મતાં જ અળખામણી થયેલી પુત્રીને પાછળથી પુત્રવિહીન માબાપ ખૂબ લાડ લડાવે છે તેમ જગમોહન અને રાધાએ પણ પુત્રીને લાડ કરવામાં બાકી ન રાખ્યું. પુત્રીને પગલે પુત્ર આવશે એ આશામાં એનું નામ 'કામના' પાડ્યું હતું. પણ એ આશા તો સફળ ન થઈ. થોડાં વરસ એ બાબત વસવસો બન્નેના મનમાં રહ્યો. પણ પછી તો એમનું જીવન પુત્રીમય જ થઈ ગયું અને સંસારસુખ કશી ખામી વગરનું ભાસ્યું.

વરસો વહેતાં ગયાં અને જમાનો પણ બદલાતો ગયો એટલે લાડમાં જ પુત્રી તરફની ફરજની પર્યાપ્તિ થતી નથી એમ જગમોહન અને રાધા સમજવા લાગ્યાં, અને પુત્રીને બને તેટલું ઉત્તમ શિક્ષણ આપવા વ્યવસ્થા કરી. લલિતકળાઓ પણ તેને શીખવી.



રાધાની એક બહેનપણી પોતાના એકના એક પુત્રને રાધાના હાથમાં સોંપી મરણ પામી હતી. એને બીજાં કોઈ સગાંવહાલાં નહોતાં, કે નહોતો પાસે પૈસો. વરના પિતરાઇઓ બબ્બે ફફડી થોડીઘણી જીવાઈ આપતા તેમાંથી મહામુશ્કેલીએ દિવસ કાઢી આખરે પુત્ર વિજય બારેક વરસનો થયો ત્યારે તેને રાધાને સોંપી એ મૃત્યુ પામી.

એ કામના કરતાં પાંચેક વરસ મોટો હતો. એટલે જ્યારે કામનાએ મેટ્રિકની પરીક્ષા આપી ત્યારે એ ગ્રેજ્યુએટ થઈ ગયો હતો. જગમોહન અને રાધા તેના પર ઘણો ભાવ રાખતાં તે છતાં એમના પર પોતાનો બધો જ ભાર નાખવો તે એ અયોગ્ય સમજતો તેથી કૉલેજમાં દાખલ થયો ત્યારથી ટ્યુશનો આપી પોતાના અભ્યાસનું બનતું ખરચ એમાંથી કાઢતો અને ગ્રેજ્યુએટ થઈ તરત જગમોહનની વગથી એક નોકરી લઈ લીધી હતી.

મેટ્રિકની પરીક્ષાના અભ્યાસથી દીકરીને બહુ શ્રમ પડ્યો છે માની માબાપે આબુમાં એક બંગલો રાખ્યો. જગમોહન તો આવજા કરતો પણ રાધા અને કામના ત્યાં રહીને આનંદ કરતાં હતાં. પરીક્ષાનું પરિણામ જણાય ત્યારે હર્ષોત્સવમાં ભાગ લેવા વિજય પણ અઠવાડિયાની રજા લઈ આવવાનો હતો.

રાધા અને કામના બહાર ફરીને એક સાંજે પાછાં આવ્યાં ત્યારે નોકરે કહ્યું કે એક બાઈ ક્યારની વાટ જોઈ બેઠી છે. ઓટલા પર જ તે બેઠી હતી. બાઈ અજાણી હતી. પણ તેણે એકદમ જ બોલવા માંડ્યું: "માફ કરજો બહેન, હું તમને એક તસ્દી આપવા આવી છું. મેં સાંભળ્યું છે કે તમારા કંપાઉંડમાં ઘણી ઓરડીઓ છે ને તે બધી તમે વાપરતાં નથી. મારા છોકરાને ટાઈફૉઈડ બે મહિના સુધી આવ્યો ને તેથી બહુ નબળો થઈ ગયો છે. હવાફેરની જરૂર છે. મૂળે તો અમારી સ્થિતિ સાધારણ ને તેમાં છોકરાના મંદવાડમાં ખૂબ ખરચ થઈ ગયું છે. એટલે વધુ ભાડાનું ઘર ક્યાંથી રાખીએ? ધરમશાળામાં પણ જગા ખાલી નથી. બજારમાં હાઉસ એજંટે કહ્યું કે બીજું તો કાંઈ સસ્તા ભાડાનું મકાન નથી. પણ રાધા શેઠાણી જો બેત્રણ ઓરડી કાઢી આપે તો પૂછી જો. એટલે હું તો તમારી પાસે દયા માગવા આવી છું. અમારા ઘરમાંથી સિદ્ધપુરમાં વહીવટદાર સાહેબની ઑફિસમાં કારકૂનનું કામ કરે છે. હું આપને એ સાહેબની અને બીજા એકબે જણની ઓળખાણની ચિઠ્ઠીઓ લાવી આપીશ. એટલે આપની ખાત્રી થાય કે અમે કાંઈ લુચ્ચાં લફંગાં નથી કે આપનું કોઈ જાતનું નુકસાન કરવાનો ઈરાદો નથી. તમે મહેરબાનીની રાહે જે વાજબી ભાડું ઠરાવશો તે હું આપીશ. પણ ગરીબ પર આટલી દયા જરૂર કરો. અમે પાછલે દરવાજેથી આવજા કરીશું ને તમને જરા યે હરકત નહિ કરીએ. મારે તો એ એક જ છોકરો છે. એટલે બીજાં છોકરાંની કેચ કચ પણ તમને નહિ નડે. મારી મા તો બિચારી લકવાથી પથારીવશ છે એટલે એ તો કોઈને શું નડવાની હતી?"

રાધાને દયા આવી. તેણે કહ્યું: "ભાડાની કાંઈ જરૂર નથી. તમે ગમે ત્યારે તમારા છોકરાને ને માને લઈને આવજો. ઉત્તર તરફની ત્રણ ઓરડીઓ તમને આપીશું."

બાઈ લાંબી થઈ રાધાને પગે લાગી અને "ભગવાન તમારા એકના એકવીસ કરો" એવો આશીર્વાદ દઈ ચાલવા માંડી. જતાં જતાં પાછું વળી કહેતી ગઈ: "આવતે બુધવારે સવારમાં અમે ઘણું કરીને આવીશું. મારું નામ કહેવું તો ભૂલી જ ગઈ. મારું નામ તારા. અને અમારા ઘરમાંથી તો કાશીનાથને નામે નામ છે." કહી જરા શરમાઈ ચાલી ગઈ. બુધવારે કામનાની પરીક્ષાનું પરિણામ હતું. એટલે મંગળવારે જગમોહન અને વિજય આવી ગયા. રાધાએ પેલી બાઈની વાત કરી, જગમોહને કાંઈ નાપસંદગી બતાવી નહિ એટલે રાધાને નિરાંત થઈ.

બુધવારે સવારે ફરી આવીને અગિયારેક વાગે બધાં ઓટલા પર વાતો કરતાં હતાં. તાર કેટલા વાગે આવશે તેની અટકળો ચાલતી હતી. તેટલામાં દરવાજા આગળ એક ખડીયા ખખડ મોટર આવીને ઊભી રહી. અંદરથી પેલી તારા, એનો વર રઘુનાથરાય અને લાંબા મંદવાડથી દૂબળો થઈ ગયેલો, ધીમાં ડગલાં ભરતો છોકરો ઊતર્યાં. મોટર ડ્રાઈવર અને ક્લીનર પણ ઊતર્યાં. પહેલાં સામાન કાઢી પછી જમીન પર એક પાતળી ગોદડી પાથરી. મોટરની પાછલી બેઠક પર સૂતેલી સ્ત્રીને ચારેએ મળી સંભાળીને ઉતારી અને ગોદડી પર સૂવાડી. પાછલી ઓરડીઓ તરફ જવા માટે ઓટલા પાસે થઈને જ જવું પડતું હતું. ગોદડી ઊંચકીને ધીમે ધીમે ચારે ચાલ્યાં. ઓટલા પર રાધા સામે જ

બેઠી હતી. તેને જોતાં જ ગોદડીમાં ઊંચકાયેલી બાઈએ જોરથી ચીસ પાડી. ઊંચકનારાં થંભી ગયાં. તારા બોલી ઊઠીઃ "હાય મા! પંદર વરસે તને પાછી વાચા ક્યાંથી આવી? હેં! ખરેખર તું હવે બધું બોલીશ? બોલને બા!" ગાંડા જેવી થઈ તે ઘડીમાં પોતાની મા તરફ જોતી હતી અને ઘડીમાં પોતાના વર તરફ ને રાધા તરફ જોતી હતી. એના હાથ ધ્રૂજતા હતા એટલે પેલા ત્રણ પુરુષોએ ધીમે રહી ગોદડી નીચે મૂકી. તારા તો મા પાસે બેસી ગઈ અને એને બોલાવવા પ્રયત્ન કરવા માંડી. પણ એની માં તો રાધા સામું અને કામના સામું જ જોયા કરતી હતી. આખરે તે ધ્રૂજતાં ધ્રૂજતાં પણ ખરેખર બોલીઃ "આ તમારી છોકરી?" રાધાએ હા કહી એટલે ડોકું હલાવી બોલીઃ "ના, તમારી–નહિ... શ ક રી ની. તમારી–તો–મરી–ગઈ!" બાઈનું મગજ ઠેકાણે નથી માની એને ઓરડીમાં લઈ જવું દુરસ્ત ધાર્યું. તારા તો મા પંદર વરસે બોલી તેના ચમત્કારથી હરખઘેલી થઈ ગઈ હતી એટલે વિજયે મદદ કરી ને ડોસીને ઓરડીમાં લઈ ગયાં.

પણ રાધાનું મન માન્યું નહિ. તેના મનમાં કાંઈક આશંકા થઈ. ભયથી હૃદય કંપવા લાગ્યું. તે ઊઠીને પેલાં બધાંની પાછળ ગઈ. તેણે તારાને પૂછ્યુંઃ "ખરેખર તમારાં બા પંદર વરસે બોલ્યાં? લકવો ક્યારથી લાગુ પડ્યો છે?"

તારા બોલીઃ "મારી બા પહેલાં —ઇસ્પિતાલમાં મેટ્રન હતી. એક દિવસ સવારમાં એકાએક લકવો થઈ ગયો. બે મહિના ઇસ્પિતાલમાં રાખી. ડૉક્ટર બાઈસાહેબ બહુ ભલાં હતાં. જાતે બાની ઘણી ચાકરી કરી, મોટા મોટા દાક્તરોના ઇલાજ પોતાને ખરચે કરાવ્યા. તો એ ફક્ત મહોડું ખેંચાઈ ગયેલું તે ઠીક થયું. પણ વાચા ગૂમ થઈ તે થઈ ને હાથ પગ ને કેડ અટકી ગયાં તે એ સારાં ન થયાં. આજ પંદર વરસથી કેટલા યે ઉપાય મેં પણ કર્યા પણ કશો ફાયદો ના થયો. દેશી, વિલાયતી, હોમિયોપથી, જંતરમંતર, બાધા આખડી કશું કરવામાં બાકી નથી રાખ્યું. આજ તો તમારે પુણ્યપ્રતાપે એકદમ વાચા આવી."

રાધાએ ભયથી કંપતાં પૂછ્યુંઃ "એમનું મગજ બરાબર છે?"

તારા બોલીઃ "બોલતી નથી અને ઉઠાતું નથી એટલે પડી રહે છે એટલે શી ખબર પડે? પણ ખાવાપીવાનું વખતસર આપીએ તે લે છે. કોઈ દિવસ હસવું, રડવું, એવું કશું કરતી નથી. કોઈ કોઈ આવાં માણસો ઘરનાં પર દાઝિયાં કરે છે તેવું કશું પણ નથી કરતી."

રાધાનો કંપ વધી ગયો. ડોસી આગળ જવાની હિંમત ચાલી નહિ. પાછી બંગલા તરફ ગઈ. પણ હજી ઓટલાનાં પગથિયાં ચડતી હતી ત્યાં તો તારા આવીને કહે કે "ચાલો બા બોલાવે છે." રાધા થંભી ગઈ. તેણે ઓટલા પરની એક ખુરસી પકડી લીધી. જગમોહન અને વિજય આ ગભરાટનું કારણ બરાબર સમજ્યા નહિ. તારાની માએ પાડેલી ચીસ અને એનો જડવત્ દેખાવ જોઈ રાધા ગભરાઈ છે એમ ધાર્યું. બન્નેએ તારાને કહ્યુંઃ "પછી આવશે." પણ તારા કહેઃ "બાને ખાસ કાંઈ કહેવું છે. વખતે વાચા પાછી જતી રહે તેની બીક લાગે છે."

ભયથી ધ્રૂજતી રાધા લથડતે પગલે તારાની પાછળ પાછળ ગઈ. પથારીમાં તારાની મા સૂતી હતી અને તેણે ઈશારતથી રાધાને બેસવા સૂચવ્યું.

છાપેલો બિસ્તરો વિખરાયેલો પડ્યો હતો તેની નીચેથી શેતરંજી કાઢી તારાએ ખંખેરીને પાથરી આપી. રાધા અનેક કુતર્કો કરતી બેઠી. ડોસીએ અટકાતી જીભે ઘણી મુશ્કેલીએ જે કહ્યું તેનો સાર આ પ્રમાણે હતો:

" હવે મારે મરવાનો વખત આવ્યો હશે તેથી ભગવાને તમારી મુલાકાત કરાવી અને સાચ પ્રકટ કરવા વાચા પાછી આપી. તમે દીકરીના જનમ વખતે જે હસ્પિતાલમાં આવ્યાં હતાં ત્યાં જ હું મેટ્રન હતી. મારું નામ કાશી. તમને અને હસ્પિતાલની મહેતરાણી શકરીને એક જ દિવસે છોકરીઓ જન્મી. બાઈસાહેબ તમારી પાસે હતાં ને હું શકરી પાસે. હું શકરી પાસેથી પરવારીને તમારી પાસે આવી પણ તેની થોડી વખત પહેલાં જ તમારી છોકરી જન્મી હતી અને મારું ખાસ કામ નહોતું. એટલે બાઈસાહેબે છોકરીને નવડાવવા નર્સને આપી મને એનો જનમ રજિસ્ટરમાં નોંધવા કહ્યું. પાછળથી કોઈને જરૂર પડે માટે બાઈસાહેબે બાપનાં નામઠામ, જનમનો વખત, બાળકનું વજન, શરીર પરનાં ખાસ નિશાન બધું જ નોંધવાનો રિવાજ રાખ્યો હતો. સીતા નર્સ બાળકને નવડાવીને લાવી એટલે મેં તમારી છોકરીને નિશાન માટે તપાસી તો એના કપાળમાં ડાબી તરફ લાખું હતું. તે મેં રજિસ્ટરમાં નોંધી લીધું. સીતા બીજી નર્સ સાથે વાતોમાં મશગૂલ હતી એટલે હું શું નોંધું છું, તેનું એને કાંઈ ભાન નહોતું. શકરીની છોકરીનું તો બધું હું નોંધીને જ તમારી પાસે આવી હતી અને ખાસ-નિશાની તરીકે હાથના પંજા પર લાલ તલ નોંધ્યો. હજી યે રજિસ્ટરમાં જોશો તો ખબર પડશે. મારી કશી ભૂલ નહોતી. પણ કપડાં છોડતી વખતે સીતાની કે કપડાં લેતી વખતે શિરીનબાઈ નર્સની ભૂલ થઈ હશે. ને લાખાવાળી છોકરીને શકરીની છોકરી માની લીધી. મહાલક્ષ્મી નર્સે મરવાના સમાચાર કહ્યા તે જ ઘડીએ મને પક્ષાઘાતનો હુમલો થઈ આવ્યો એટલે હું ભૂલ સુધારી શકી નહિ. જનમ વખતે ઘણાં છોકરાં સરખાં લાગે છે ને શકરીની છોકરી પણ ગોરી હતી એટલે ભૂલ થાય તે બહુ નવાઈ જેવું નથી. જો કે વધારે ચોકસાઈ હોસ્પિટલમાં રાખવી જ જોઈએ. ભગવાને મારી વાચા લઈ લીધી એટલે હું શું કરું? પણ હવે વાચા આવી એટલે સાચ પ્રકટ કરવું જ જોઈએ. બાહ્મણના અવતારમાં હોસ્પિટલમાં ઘણું યે મેલાં ઉપાડ્યાં ને કશો યે આભડછેટ રાખ્યો નહિ. પણ હવે તો મરતી વખતે સાચું ઢાંકી વધારે પાપમાં નહિ પડું."

રાધા આંસુથી ઉભરાતી આંખે આ કથન સાંભળી રહી. જેને પોતાનું જીવનસર્વસ્વ માન્યું તે મહેતરાણીની છોકરી?! હજી પણ કાશીની કાંઈ ભૂલ થતી હશે એમ માનવા પ્રયત્ન કર્યો. કામને-કરનાને પણ-આ વાત ના કહેવી એમ તો નિશ્ચય કર્યો જ. પણ ઊઠીને પાછી જવા ફરી ત્યાં બારણામાં જ જગમોહન, કામના અને વિજય આવીને ઉભેલાં હતાં તેમને પાંચે બધી વાત એમણે સાંભળી હતી! રાધાને પકડી ઘણી મુશ્કેલીએ બંગલામાં લઈ ગયા અને પથારીમાં સુવાડી.

કામના એને વળગી રડતી હતી. અને "બા, હું તો તારી જ છું—તારી જ છું" એમ બોલ્યા કરતી હતી. જગમોહન શૂન્યમનસ્ક જેવો બેસી રહ્યો હતો. માત્ર વિજયે સ્વસ્થતા જાળવી રાખી હતી. થોડીવારે એ બોલ્યો: "કાશીને વાચા ના જ આવી હોત તો સારું. પણ કોઈક વખત આમ જૂનો સંસર્ગ તાજો થાય ત્યારે પક્ષાઘાતવાળાં માણસો

એકદમ બોલી શકે છે. આટલાં વરસોથી એના મનમાં વાત ઘોળાયા કરતી હશે ને પ્રકટ ન કરી શકવાનું દુઃખ લાગ્યા કરતું હશે. કદાચ તેથી જ તમને જોતાં જ એનામાં બોલવાની શક્તિ આવી. પણ હવે આપણે તો એ બધું ભૂલી જવું પડશે. જાણે કાંઈ બન્યું જ નથી એમ વર્તવાનું."

જગમોહન બોલ્યો: " પણ એ ગરીબ માબાપનો હક આપણાથી કેમ ખુંચવી લેવાય? એમને બીજાં ઘણાં છોકરાં હોય અને આપણને કામનાને ખુશીથી આપી દે તો જુદી વાત."

વિજય: " તમે એમ ધારો છો કે હવે તમે કામનાને એ ગંદા, ગરીબ ઘરમાં રહેવા મોકલી શકશો? જન્મ એ તો અકસ્માત છે. ઉછેર એ જ મુખ્ય વસ્તુ છે. તમે દુનિયામાં પૈસાથી બની શકે તે બધું જ કામનાને આપ્યું. અને ત્યાં પૈસાથી બની શકતી એક પણ ચીજ નહિ હોય. ગરીબાઈના સુખની વાતો કરવી સહેલી છે. જેણે એનાં દુઃખ વેઠ્યાં હોય તેનું મન જાણે."

રાધાએ મહામહેનતે કહ્યું: " મને તો હજી બધું સ્વપ્ના જેવું લાગે છે. પણ વિજય, તું પાછો જા ને હોસ્પિટલનું રજિસ્ટર જોઈ ખાત્રી કરી આવ. ભગવાન કરે ને કાશીની ભૂલ નીકળે."

કામનાના પરીક્ષાના પરિણામમાં હવે કોઈને રસ રહ્યો નહોતો. બપોરે તાર આવ્યો પણ તેથી કોઈએ હર્ષ પ્રકટ કર્યો નહિ. સાંજની મોટરમાં નીકળી વિજય અમદાવાદ જવાનો હતો. પણ છેવટે ઠરાવ્યું કે બધાંએ સાથે જ બીજે દિવસે નીકળી જવું. હવે આબુમાં ગમે તેમ નહોતું.

અમદાવાદ આવી વિજયે તરત જ તપાસ શરૂ કરી. હોસ્પિટલનું રજિસ્ટર તપાસતાં કાશીની વાત ખરી નીકળી. હાથ પર લાલ તલવાળી શકરીની જ છોકરી હતી. લેડી ડોક્ટર હજી એ જ હતાં ને કાશી શકરીની છોકરીને નોંધી પછી જ પોતાની પાસે આવી હતી, તે બાબત આટલે વરસે પણ એમને સ્પષ્ટ સાંભરતી હતી. શકરીને તો શી ખબર હોય છતાં એને વિષે પૂછપરછ કરી તો જણાયું કે એનો વર દારૂ પી વારંવાર તોફાન મચાવતો ને ઘણી ચેતવણીઓ છતાં સુધર્યો નહિ એટલે હોસ્પિટલના કંપાઉન્ડમાંની ઓરડી ખાલી કરાવી હતી. ઘણી તપાસ પછી એક ભંગીવાસમાં એની ઓરડીનો પત્તો લાગ્યો. એ સંસારનું દૃશ્ય જોઈ વિજય કંપી ઊઠ્યો.

વિજયની હકીકત સાંભળી રાધા ને જગમોહનની રહીસહી આશા તૂટી ગઈ. એક તરફથી ખરાં માબાપને પુત્રી સોંપવાની ફરજ લાગતી હતી; ત્યારે બીજી તરફથી કામના તરફનો પ્રેમ તો ખરી હકીકત જાણ્યાં છતાં જરા યે ઘટ્યો નહોતો. ક્યાંથી ઘટે! જેના ઉપર સર્વસ્વ ન્યોછાવર કરેલું તેના જન્મની હકીકતનો અકસ્માત જાણતાં કાંઈ હૃદય એકદમ નાકબૂલ થાય? વિજયનું કહેવું ખરું હતું: જન્મ એ તો અકસ્માત છે. ઉછેર જ મુખ્ય વસ્તુ છે.

વિજયે આગ્રહ કરી કાંઈ પગલાં લેતાં પહેલાં બેત્રણ દિવસ થોભી જવા જણાવ્યું. રાધા ને જગમોહન તો જેમ બને તેમ સત્યપ્રકાશના પરિણામને દૂર ધકેલવા જ માગતાં હતાં, એટલે થોભવામાં વાંધો નહોતો. એકબે દિવસ પછી સંધ્યાકાળે વિજય, જગમોહન,

રાધા અને કામનાને શકરીની ઝૂંપડી પાસે લઈ ગયો. કાદવ, ઉકરડા, ખાબોચિયાંમાંથી માંડ માંડ રસ્તો કરી ઝૂંપડી પાસે પહોંચ્યાં. ભંગીઓનાં ઘરોનું વર્ણન કરવાની જરૂર નથી. હિંદુ સમાજના એ કાળા કલંકથી સૌ કોઈ માહિતગાર છે. અંધારું, ગંદકી, ધુમાડો એ સર્વનું સામ્રાજ્ય પ્રસરેલું હતું. શકરીનો વર દારૂ પીને આવ્યો હતો ને બૈરીને મારતો મારતો વધારે પીવા પૈસા માગતો હતો. શકરી ગાળો દેતી દેતી રડતી હતી. છોકરાં ભૂખ્યાં નાગાં રડતાં હતાં. તેમને પણ એમનો બાપ ગંદી ગાળો દેતો હતો. શકરી 'મુઆં પીટયાં' કહી આમાં ધકેલતી હતી. જોવા આવનારાં બહાર જ થંભી ગયાં. અંદર જવાની કે વાત કરવાની જરૂર નહોતી. આસપાસ લગભગ બધી જ ઝૂંપડીઓમાં આવાં દૃશ્યો ભજવાઈ રહ્યાં હતાં.

કામનાને માબાપને પાછી ન સોંપાય એ બાબત હવે આગ્રહ કરવાની વિજયે જરૂર જોઈ જ નહિ. પણ હજી યે જગમોહનના મનમાંથી માબાપના હકની વાત જતી નહોતી ને કેવી રીતે રસ્તો કાઢવો તે સંબંધી મનમાં ગડમાંગ કર્યા કરતા. આખરે તેને લાગ્યું કે શકરી ને એના વરને બોલાવીને આ બધી વાત કહેવાની તો પોતાની ફરજ છે જ. અને તે પ્રમાણે તેણે કર્યું.

છગન અને શકરી પહેલાં તો આશ્ચર્યચકિત થઈ ગયાં. આવી દીકરી પોતાની હોય એમ માની પણ ન શક્યાં. જ્યારે જગમોહને ખાત્રી આપી ત્યારે છગનની આંખ ફરી. શકરીને ડરાવી ચૂપ કરીને પોતે વાત જાહેર કરવા ધમકી આપી. જગમોહને એને સારું ઘર બંધાવી આપવાની, વર્ષાસન બાંધવાની, બીજાં છોકરાં ભણાવવાની, એવી ઘણી માગણીઓ કરી જોઈ, પણ એ તો "બસ મારી છોકરી મને પાછી આપો" એ જ જીદ પર મંડ્યો. એને છોકરી જોઈતી નહોતી—જેમ બને તેમ વધારે રકમ એ બહાને કઢાવવી હતી. વિજયે તેને બે દિવસ વિચાર કરી પછી આવવા કહ્યું અને તરત તો ત્યાંથી કાઢયો.

બે દિવસ પછી વકીલની સલાહ લઈ છગન ને શકરી કોર્ટમાં ઘસડવાની ધમકીઓ લઈને આવ્યાં. જગમોહન અને રાધા હતાશ થઈ ગયાં. પણ વિજય સમજ્યો કે પાંચછ છોકરાંને રોજ ગાળો દઈ મારપીટ કરનારને આ વધારાની છોકરી જોઈતી નહોતી. એને તેટલા વધારે પૈસા જ કઢાવવા હતા. એણે જગમોહન અને રાધાને ખાત્રી આપી કે ચાર દિવસમાં જરૂર પોતે રસ્તો કાઢી આપશે.

કેટલેક દિવસ પછી વિજયે કામનાને સિનેમામાં લઈ જવા સૂચના કરી. રાધાએ ખુશીથી રજા આપી. "જા બેટા, જરા મન મોકળું થશે. ચિંતા તો ઉસેટી જ છે તો... ડ્રાઈવરને કહેવડાવ તે મોટર લાવે."

વિજયે કહ્યું: "ના, આજે તો થોડું ચાલીશું. પછી એ થાકી જશે તો ગાડી કરી લઈશું."

રાત્રે બન્ને પાછાં આવ્યાં ત્યારે કામનાએ પાનેતર પહેર્યું હતું અને હાથે મીંઢળ બાંધ્યું હતું. જગમોહન અને રાધા તો આ જોઈ સ્તબ્ધ જ થઈ ગયાં! પ્રશ્ન પૂછવાની પણ શુદ્ધિ ન રહી!

વિજયે જ બોલવાની શરૂઆત કરી: "કામનાને એનાં ખરાં માબાપને ઘેર જતી અટકાવવાનો એક જ રસ્તો હતો તે મેં લીધો છે. હિંદુ કાયદા પ્રમાણે પરણેલી છોકરીનો વાલી એનો વર થાય છે. મારી સાથે લગ્ન કરવાની રજા એ માબાપ તો આપત જ નહિ. કારણકે એમના હાથમાંથી સોનાની ચકલી જતી રહે. સગીર છોકરી સાથે માબાપની રજા સિવાય લગ્ન કરવાના ગુનાની જે સજા હશે તે હું ભોગવીશ. પણ લગ્ન તો થયું તે રદ નહિ થાય. કામના જેવી પત્ની મેળવવી એ તો કોઇ મહાભાગ્યશાળીનું ભાગ્ય છે. મારી એની સાથે લગ્ન કરવાની પહેલેથી અત્યંત ઉત્કટ ઇચ્છા હતી. પણ આ ન બન્યું હોત તો હું કોઈ દિવસ એ ઇચ્છા જણાવત નહિ. ક્યાં એ ને ક્યાં હું! તમને લાગશે કે તમારી મહેરબાનીનો મેં દુરુપયોગ કર્યો. અને દુનિયા તો એમ જ કહેત કે એના પૈસા પર મારી દાનત છે. પણ આ તો એને નરકાગારમાંથી બચાવવા જ મેં આ પગલું ભર્યું છે. મારે પતિ તરીકેના કોઈ હક જોઈતા નથી. હું આજે જ પરગામ ચાલ્યો જઈશ. એના વાલી તરીકે હું એને તમને સોંપી જાઉં છું. એનાં માબાપનું હવે કાંઇ નહિ ચાલે. સાત વરસ સુધી હું મારું ઠામઠેકાણું નહિ બતાવું. પછી બહોદરે જઈ desertion (ત્યાગ)નું કારણ આપી કામના છૂટાછેડા માગી લે. પછી તો એ ઉમરલાયક હશે એટલે એની મરજી પડે તે પ્રમાણે કરી શકશે. એનાં ખરાં માબાપને તમારે જે કાંઈ મદદ કરવી હોય તે કરજો. પણ કામનાનું વાલીપણું તો હું તમને જ સોંપું છું. મારો પતિ તરીકેનો હક એ બાબતમાં હું નહિ જ છોડું."

રાધા બોલી ઊઠી: "અમે તો તારી સાથે જ કામનાને જતે દિવસે પરણાવવાનાં હતાં. તારા કરતાં વધારે લાયક છોકરો અમને ક્યાંથી મળવાનો હતો? વળી તને જેટલો કામના અને અમે ઓળખીએ તેટલો પારકાને કેવી રીતે ઓળખીએ? તારે જતા રહેવાની કાંઈ જરૂર નથી."

વિજયે કહ્યું: "પણ પેલાં છગન ને શકરી તમને પણ લગ્નમાં સાથ આપવા માટે કોરટમાં ઘસડશે. તમારી જેમને અદેખાઇ હશે તેવાં માણસો એમને પૈસાની મદદ પણ કરશે. માટે મારી જ યોજના ઠીક છે. અમે લગ્ન ......સંસ્થા મારફત કર્યું છે, ને બે સાક્ષીઓ છે, એટલે કશી હરકત નહિ આવે. કામનાને તો તમે ખૂબ સંભાળશો જ એટલે એમાં મારે કાંઈ કહેવાનું નથી. મારી તો તમને વિનંતિ છે કે એને લઈ તમે થોડાં વરસ પરદેશ ચાલ્યાં જાવ. ઘણાં વરસથી દુનિયાની મુસાફરી કરવાની તમારી ઉમેદ. હવે અમલમાં મૂકો. અદેખાઓ ભલે પછી છાપામાં હોહા કરે. તમારી ગેરહાજરીમાં કોઈને આ વાતમાં રસ નહિ રહે. સાત વરસે ઇશ્વર કરશે તો બધાં પાછાં મળીશું. હોસ્પિટલમાં સહેજ જ ભૂલ થવાથી આ બધું બન્યું. પણ મને કશાનો અફસોસ નથી."

રાધાએ કહ્યું: "તારી પરદેશ મુસાફરીએ ચાલ્યા જવાની સૂચના અમે કબૂલ રાખીશું. પણ કામના મોટી થાય ત્યારે એણે તને છોડી જ દેવો તે બાબત અમે અત્યારથી બંધાતાં નથી. એની મરજી હશે તો છોડી દેશે ને મરજી હશે તો સ્વીકારશે: પણ મારી કામના શું કરશે તે હું તો જાણું છું જ."

卐

# ભારતીય ઈતિહાસની પુનઃરચના

ડૉ. શ્યામાપ્રસાદ મુખરજી

**આ**પણા દેશમાં મુસલમાનો આવ્યા તે પૂર્વેનો સાચો અને સળંગ ઈતિહાસ લખવાનું કાર્ય ખૂબ-મુશ્કેલીભર્યું થઈ ગયું છે. બ્રિટિશ રાજ્યના અમલ પૂર્વે, લૂંટ યા બીજા રાજકીય હેતુઓથી પ્રેરાઈને વખતોવખત હિંદમાં જે પરદેશીઓ આવ્યા તેમણે આદરેલી વિનાશની નીતિને લીધે આપણા દેશનાં પ્રાચીન સ્મારકો અને તેનાં અવશેષો આપણે ગુમાવ્યાં છે. આપણા ઈતિહાસની પદ્ધતિસર પુનઃરચના અર્થે આ પુરાતત્ત્વીય અવશેષો મુખ્યત્વે સાધન રૂપ છે. જે કાંઈ આવી સાધન-સામગ્રી આજે વિદ્યમાન છે તેની સાચવણી અને તેનો યોગ્ય અભ્યાસ ઉપર નિર્દેશિત ઉદ્દેશ માટે અતિ અગત્યનો છે.

આપણી સંસ્કૃતિનો વારસો જાળવી રાખવા માટે પૂર્વે થયેલા પ્રયત્નોનો ઈતિહાસ તપાસીએ તો આ વિષયમાં સરકારે દાખવેલ નિષ્ક્રિયતા યા સક્રિય ઉત્સાહની ગેરહાજરી સ્પષ્ટ જણાઈ આવે છે. જોન્સ, કોલબ્રુક વિલ્સન, કનીંગહામ, રાજેન્દ્રલાલ મિત્ર, ભાઉ દાજી, ભગવાનલાલ ઈંદ્રજી, ભંડારકર-વગેરે હિંદી સંસ્કૃતિના વિદ્વાન અભ્યાસીઓએ ઉમદા પ્રયત્નો કર્યા છે. પણ આ બધા તેઓના અંગત પ્રયત્નો હતા.

આ વિદ્વાન જૂથના ઉત્સાહે સરકારને મોડી અસર કરી: આ દિશામાં પોતાના કર્તવ્યનું ભાન કરાવ્યું. કનીંગહામ અને બીજાઓને આ ઉપયોગી પ્રવૃત્તિ ચાલુ રાખવા સરકાર તરફથી ઉત્તેજન મળ્યું; પરંતુ કાર્યની યથાર્થ મહત્તા તે વખતની સરકારને ન સમજાઈ: તેણે આ દિશામાં ભયંકર અજ્ઞાન દાખવ્યું હતું. લોર્ડ બેન્ટીક જેવા સંસ્કારી વાઈસરોયના અમલ દરમિયાન તાજમહાલ તોડી તેના કીમતી આરસપહાણ કાઢી લેવા સુધી વાત પહોંચેલી! ચોથા જ્યોર્જ રાજાને બક્ષીસ આપવા હેસ્ટિંગ્સે આગ્રાના શાહજહાનના શાહી મહેલનું આરસપહાણનું સ્નાનગૃહ તોડી નખાવ્યું હતું: લોર્ડ બેન્ટીકે તેને જાહેર લીલામથી વેચી માર્યું! ૧૮૫૭ પછી દિલ્હીની જુમા મસીદને તોડી પાડવા સરકારે ચક્રો ગતિમાન કરેલાં! ૧૮૬૮માં સાંચીના સ્તૂપનાં ભવ્ય દ્વાર તોડી નાખવાની તૈયારી થઈ ગઈ હતી અને પૂર્વદ્વાર નેપોલિયનને ભેટ મોકલવાનું નક્કી થઈ ગયું હતું; પણ તે વખતની સરકારના સભ્ય મિ. લોરેન્સે હિંદી સંસ્કૃતિની આ બેફામ લૂંટનું કામ અટકાવ્યું. અજમેરની સુવિખ્યાત અઢાઈ-દીન-કા ઝોંપડાના સુંદર કારીગરીવાળા થાંભલા એક 'ઉત્સાહી' અમલદારે તોડાવી નાખ્યા અને તે વખતના વાઈસરોયની સવારી વખતે તેમને સન્માનવા તેમાંથી કમાનો બનાવવામાં આવી! કાશી પાસે સારનાથનાં પ્રાચીન અવશેષો ડફરીન પૂલ બાંધતી વખતે સરકારી હુકમથી બેલાસ્ટ તરીકે ગંગામાં પધરાવવામાં આવ્યાં હતાં! આવા તો અનેક દાખલા આપી શકાય.

*

૧૮૬૦માં ઉત્તર હિંદ માટે પુરાતત્ત્વ ખાતું સ્થાપવામાં આવ્યું અને ૧૮૬૨માં કનીંગહામને તેમાં નીમવામાં આવ્યા. તેમને જે મર્યાદિત નાણાં મળ્યાં તેનો કનીંગહામ અને

તેમના વિદ્વાન મદદનીશોએ સારો ઉપયોગ કર્યો. આ ખાતાના જૂના રિપોર્ટો આની સાક્ષીરૂપે મોજૂદ છે. તેમણે ત્રેવીસ અહેવાલો પ્રસિદ્ધ કર્યા. પછી લાંબા સમય સુધી પ્રગતિ અટકી પડી. કોઈ કોઈવાર પ્રાચીન અને મધ્યકાલીન સ્મારકોના અભ્યાસમાં કોઈ ઉછાળો આવતો; પરંતુ એકંદરે સળંગ કામ અટકી ગયું.

લૉર્ડ કર્ઝન હિંદમાં વાઈસરોય નીમાયો. તેના અમલ દરમિયાન પુરાતત્ત્વ-સંશોધન તરફ સરકારનું ખાસ ધ્યાન ખેંચાયું. કર્ઝન આ કાર્યમાં ખૂબ રસ લેતો. ૧૮૯૯માં પોતાના એક ભાષણમાં કર્ઝને પુરાતત્ત્વ–સંશોધન પર ભાર મૂક્યો. પુરાતત્ત્વ ખાતું સરકારી ઉત્તેજન પામ્યું: સર જૉન માર્શલ ખાતાના નિયામક નીમાયા અને તેમની શક્તિશાળી રાહબારી નીચે કામ આગળ વધવા માંડ્યું. સિંધુ ખીણની સંસ્કૃતિનાં અમૂલ્ય અવશેષો સિંધ અને પંજાબના નીચલા પ્રદેશોમાંથી ખોદી કાઢવામાં આવ્યાં.

આ શોધ એક અત્યંત મહત્ત્વપૂર્ણ ઘટના છે. આથી હિંદી સંસ્કૃતિની પ્રાચીનતાને લગતા આપણા વિચારોમાં મોટા ફેરફાર થયા છે.×

---

× લેખકના એક વ્યાખ્યાનમાંથી

卐

## જાહેરાત

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે કરવામાં આવતું સમીક્ષાનું કામ ચાલુ વર્ષે નીચેના બે વિભાગમાં વહેંચી નાખી તે દરેક વિગતવાર જુદા જુદા સમીક્ષકો નીમવામાં આવ્યા છે:

**વિભાગ ૧ લો :—( સાહિત્ય વિભાગ )**

વિષય :—કવિતા, નાટક, નવલિકા, નવલકથા, નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મતત્ત્વ જ્ઞાન, ઈતિહાસ પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળસાહિત્ય, પ્રવાસ વગેરે.

સમીક્ષક :— પ્રો. અનંતરાય મ. રાવળ ૧૦, હીરાબાગ, એલીસબ્રિજ, અમદાવાદ.

**વિભાગ ૨ જો :—( વિજ્ઞાન વિભાગ )**

વિષય :—વિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન, જંતુવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શાસ્ત્રીય સહિત્ય વગેરે.

સમીક્ષક :—પ્રો. ધનજીભાઈ ફકીરભાઈ, કલ્યાણ સોસાયટી, એલીસબ્રિજ, અમદાવાદ.

તો પ્રકાશકો તથા લેખકોને આગ્રહપૂર્વક વિનંતી કરવાની કે તેઓએ પોતાનાં પ્રકાશનો તથા કૃતિઓ ઉપર જણાવેલા સરનામા પ્રમાણે તે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવાં.

---



---

'પ્રસ્થાન' દર મહીનાની ૧લી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂા. ૫; પરદેશ રૂા. ૭-૮-૦; છૂટક નકલ ૦-૮-૦.

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૦ ભાદ્રપદ : ૨૦૦૧ અંક ૫

## ભાદ્રસુંદરી

ઉમાશંકર જોશી

ભરી ભરી
ભા દ્ર સું દ રી. ભરી ભરી૦

નમણી સરિતાઓ લ્હેકે,
સરવર પાણીડે હેલ્કે;
સભરી સ્હેલે તું યે અદીપરી.
ભરી ભરી૦ ૧

યૌવન વર્ષાવિલાસ,
મદભર છલકાતાં હાસ;
તું સ્થિર સૌમ્ય-સ્મિતઝરી.
ભરી ભરી૦ ૨

હું તો-ઓ રે!-આષાઢ,
જાણું વિરહ ગાઢ,
ક્યાંથી આશા-પાંખ ઠરી ?
ભરી ભરી૦ ૩

ફળથી ભરવા આ ખોળો,
રેલવવા રસ કંઈ પહોળો,
સુધા તું સ્વર્ગેથી સરી.
ભરી ભરી૦ ૪

હૈયે લપટાઈ રહે;
આ રે ભાગ્યમાં વહે
એ યે હાંઠે બાથ ભરી,
ભરી ભરી૦ ૫

૩૧ : ૮ : ૧૯૪૪

☆

# અવતાર-ભક્તિ

કિશોરલાલ ઘ. મશરૂવાળા

જડ યા ચેતન—એવી કઈ વસ્તુ છે કે જે પરમાત્માથી ભિન્ન છે? ખરેખર, દરેક સત્ત્વ પરમાત્મા જ છે. છતાં સનાતની હિંદુ દરેક સત્ત્વની ઉપાસના યા ભક્તિ નથી કરતા. પ્રતાપવાન અને પ્રતાપહીન સત્ત્વનો ભેદ પાડે છે અને થોડાં પ્રતાપવાન સત્ત્વોમાં વિશેષ રૂપે પરમાત્માના ભાવની પ્રતિષ્ઠા કરે છે. જેમકે, અવતાર યા પોતાના સદ્ગુરુ આદિમાં. તેમની તે પરમાત્મા રૂપે ઉપાસના તથા ભક્તિ કરે છે.

બહુ-જન સમાજ અવતારમાં પરમાત્મભાવ રાખે છે, અને શિષ્ય પોતાના સદ્ગુરુમાં.

સાધારણ રીતે લોકમત એવી વ્યક્તિને અવતારપદ આપે છે કે જેનો પ્રતાપ બહુ વ્યાપક અને મશહૂર હોય તથા જેની દ્વારા લોકકલ્યાણ બહુ થયું હોય. સદ્ગુરુનો પ્રતાપ પોતાના શિષ્યમંડળ બહાર બહુ ફેલાયેલો નથી હોતો. એના હાથે થયેલું લોકકલ્યાણ એક જ ક્ષેત્રમાં અને તે પણ મર્યાદિત હોય છે. છતાં બન્ને પરમાત્માની બરોબરીમાં ઉપાસના અને ભક્તિને પાત્ર મનાય છે.

પરમાત્માની ઉપાસના—ભક્તિ તો ખ્રિસ્ત, મુસલમાન, પારસી વગેરે બધા ઈશ્વરવાદી ધર્મોને પણ માન્ય છે. છતાં તે લોકો કોઈ પણ સત્ત્વને પરમેશ્વર સમાન ગણતા નથી, તેમજ કોઈની આવી ભાવના યા ભક્તિથી ઉપાસના પણ કરતા નથી.

પ્રશ્ન એ છે કે અવતાર યા સદ્ગુરુની પરમાત્મા રૂપે ઉપાસના—ભક્તિ કરવી યોગ્ય છે? શું રામ, કૃષ્ણ, શંકર આદિ ઐતિહાસિક યા રૂપકાત્મક અવતાર યા દેવને યા પોતાના સદ્ગુરુને 'साक्षात् परब्रह्म' સમજવા અને તેમનાં એ ભાવનાથી ઉપાસના કે ધ્યાન-ભજન કરવાં યોગ્ય છે?

હું અદ્વૈત સિદ્ધાન્તનો માનનારો છું, સદ્ગુરુ દ્વારા લાભ મેળવ્યો છે અને ગુરુભક્તિ રાખું છું. તો પણ હું એ કહેવા ઇચ્છું છું કે ઉપાસના કરવાની આ રૂઢિ - અને કોઈમાં આવી શ્રદ્ધા મૂકવાના સંસ્કાર છોડવા યોગ્ય છે. તત્ત્વ તેમજ પ્રત્યક્ષ પરિણામ—બન્ને દૃષ્ટિઓએ આવા જાતની ઉપાસના દોષિત છે.

તત્ત્વથી—કારણ કે સત્ત્વ માત્ર-પદાર્થ માત્રમાં પરમેશ્વરની અંશમાત્ર શક્તિનું જ દર્શન થાય છે, કોઈ પૂર્ણ નમૂનો થઈ જ નથી શકતો. ફક્ત મનુષ્યને જ લ્યો, તો પણ મનુષ્યતાનું પણ પૂર્ણ અને સર્વકાળને માટે પૂર્ણ સ્વરૂપ કોઈ એક સત્ત્વમાં નથી આવી શકતું. અને માણસ તો જડ-ચેતન સૃષ્ટિનું એક અણુ માત્ર અંગ છે. विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् । (આ આખા સંસારને મેં એક અંશ દ્વારા જ ધારણ કરી રાખ્યું છે). આમાં રામ, કૃષ્ણ વગેરે બધા આવી જાય છે.

પ્રત્યક્ષ પરિણામની દૃષ્ટિએ, અવતાર યા ગુરુદ્વારા સગુણોપાસના બહુ કલ્પનાપ્રધાન, ભ્રામક અને વિપરીત માર્ગમાં વળાયેલી જોવામાં આવી છે.

હજારો વર્ષો પહેલાં થઈ ગયેલા આ અવતારોનાં ખરાં ચરિત્ર આપણે જાણતા નથી. જે ગ્રંથોમાં તેમના પૂરા યા અધૂરા અંશો મળે છે તે ક્ષેપકોથી ભરપૂર છે, ખાસ હેતુથી તેમાં વધારા ઘટાડા થયેલા છે. પરસ્પર વિરોધી વાતોથી ભરપૂર છે અને તેને દિવ્યતાનો જામો પહેરાવવામાં આવ્યો છે. આ કારણે એ લોકો ખરેખર કેવા હતા તેનો સાચો ખ્યાલ નથી આવી શકતો. દરેક સંપ્રદાય યા ભક્ત પોતાની કલ્પનાના રામ, કૃષ્ણ આદિ બનાવી તેને પૂજે છે, અને ફક્ત પૂજે જ છે. તેના અનુયાયી—એના ચરિત્ર પ્રમાણે પોતાનું ચરિત્ર નથી બનાવતા.

ભૂત–કાળમાં બનેલ કૃષ્ણના કોઈ ભક્ત સ્વયં પુરુષ હોવા છતાં ગોપી બનવાની કલ્પના કરે છે, કોઈ ઉદ્ધવ અને કોઈ માતા યશોદા. એની કાલ્પનિક મૂર્તિને સત્ય સ્વરૂપ માનીને પ્રત્યક્ષ દર્શન કરવાની સાધના કરે છે. પ્રત્યક્ષ જીવનનાં કર્તવ્યોને અને પ્રત્યક્ષ માતા, પિતા, બાળક, પતિ તથા સમાજ આદિને મિથ્યા–જૂઠાં–માને છે અને આ કાલ્પનિક પતિ યા બાળકને માટે રડે છે, હસે છે, નાચે છે અને નૈવેદ્ય ધરે છે, અને માને છે કે આ જ ભક્તિ, સાધના છે અને મોક્ષની સીડી છે.

કોઈ પણ પ્રતાપી સત્ત્વમાં તે જ પરમાત્મા છે—એવી જાતની શ્રદ્ધા રાખવાથી જે ભક્તિમાર્ગ પેદા થયો છે તેમાં બહુ જ કૃત્રિમતા આવી ગઈ છે, અને ઘણી વાર તો ખૂબ ભૂંડું રૂપ પણ ધારણ કરી બેસે છે. પુરાણો કૃષ્ણના નામની સાથે ગોપીઓના વ્યવહારોની વાતો, નિર્દોષ બાળક્રીડાઓ હતી કે શૃંગારરસથી રંગેલ કોઈ રૂપક હતાં, કે પ્રતાપ અને વિલાસ બન્ને ભાવો રાખનાર એક રાષ્ટ્ર પુરુષનું સાચું જીવન હતું, તેની આપણને પાકી ખબર નથી. સંભવ છે કે નવો રંગ એ વાતોમાં હોય. પણ જે એક સંસ્કાર અવતાર–પુરુષભક્ત સંપ્રદાયોમાં સ્થિર થયો છે તે એ છે કે જે કોઈનામાં આવી જાતની શ્રદ્ધા બેસે તેનાં કાર્યો અને વર્તનને વિવેકદૃષ્ટિએ તપાસી જોવાય જ નહીં, અને તેની ગમે તે માગણી પૂરી કરવી તે જ નિસંશય ભક્તિનું લક્ષણ છે. સ્ત્રીઓ પોતાનાં શીલ સુદ્ધાં અર્પણ કરી દે એ હદ સુધીની શ્રદ્ધા આમાં આવી ગઈ છે, અને એનાં શરીર યા મૂર્તિને જાત–જાતના ભોગ ચઢાવવા એમાં જ ભક્તિ સમાઈ ગઈ છે.

આવી જાતની ભક્તિએ અંધશ્રદ્ધા, પંગુતા અને પુરુષાર્થહીનતાને બહુ વધારી છે. અવતાર કે ગુરુ પરમાત્માનું જ સ્વરૂપ છે, એ સિદ્ધાંત એટલે જ અંશે સાચો છે કે જે કાંઈ છે તે પરમાત્મ–સ્વરૂપ છે, તેથી જેને અવતાર કે ગુરુ માનીએ છીએ તેનો યે તેમાં અપવાદ થઈ શકતો નથી. પણ જેમ આપણે બીજાં સત્ત્વોનો આશ્રય લઈ પરમાત્માની ઉપાસના નથી કરતા, તેમજ ગમે તેટલા પ્રતાપી, વિભૂતિ, ઐશ્વર્ય, પરાક્રમ તથા બીજા અનેક ગુણોવાળો તથા જ્ઞાની અને તત્ત્વદર્શી પુરુષ કાં ન હોય, તેના આશ્રયે પરમાત્માની ઉપાસના ભક્તિ કરવી અયોગ્ય છે. અહીં આશ્રય એટલે, મદદ નહીં પણ તેને ઉપાસ્ય માનવો તે.

એમ ન સમજવું કે આ વિચારો દ્વારા હું સગુણ ભક્તિનો નિષેધ કરું છું. અવતાર કે ગુરુ–રૂપ ઈશ્વરમાં ન માનતાં છતાં ઇસ્લામ વગેરે ધર્મોમાં સામાન્યપણે પરમાત્માની દૃષ્ટિ સગુણથી પર ગઈ નથી. ઇસ્લામ, ખ્રિસ્તી, જૈન, બૌદ્ધ, શીખ વગેરે પોતપોતાના પેગંબર, મસીહા, તીર્થંકર, ગુરુ વગેરેમાં અવતાર કે સદ્ગુરુવાદી હિંદુના જેટલી જ શ્રદ્ધા, ભક્તિ

અને તારક બુદ્ધિ રાખતાં છતાં, તેમને એમ લાગતું નથી કે તેઓ પોતાના પેગંબર વગેરેની પરમાત્મા સમજીને ધ્યાન-ઉપાસના કરે. કોઈ એમ તો નહીં જ કહે કે સામાન્ય મુસલમાન કે શીખ કરતાં સામાન્ય હિંદુ વધારે મંદબુદ્ધિનો કે 'પામર' હોય છે, અને તેથી જે અન્ય ધર્મી સામાન્ય માણસ કરી શકે છે તે એ ન કરી શકે.

પણ હિંદુ ધર્મના પ્રવર્તકો જ્ઞાની હોવા છતાં ઘણુંખરું ભારે કલ્પનાપ્રધાન કવિ થઈ ગયા. રમ્ય કલ્પનાઓ, રૂપકો, રસભરપૂર વર્ણનો અને સૂક્ષ્મ અમૂર્ત તત્ત્વોને મૂર્ત રૂપ આપ્યા વિના તેમને ચેન પડ્યું નહીં. કલ્પનાવિલાસ તેમનો સ્વભાવ જ હતો. તેમણે ધર્મગ્રંથોને નામે જાતજાતની નવલકથાઓ નીપજાવી. એવી કથાઓ લોકમનોરંજની થાય એમાં આશ્ચર્ય નથી. તેથી તેઓ એ કથાઓ દ્વારા લોકોનાં મન આકર્ષવામાં સફળ થયા. પણ લોકો પર તેની શી અસર થઈ? લોકોએ કલ્પનાઓ અને રૂપકો વગેરેને ઐતિહાસિક સાચી ઘટનાઓનાં વર્ણન માન્યાં. રાહુનું ગ્રહણ, બલિનો પાતાલવાસ, રાવણનાં દશ માથાં ને વીસ ભુજા, નરસિંહનું માણસ અને સિંહનું મિશ્ર રૂપ, કૃષ્ણનું ચતુર્ભુજ સ્વરૂપ વગેરેને તેઓ એવી જ સાચી બીનાઓ સમજે છે, જેવી વર્તમાન યુદ્ધની કોઈ ઘટના. આ સંસ્કારે હિંદુ જનતાની બુદ્ધિનો વિકાસ કરવાને બદલે તેને કલ્પનાસેવી બનાવી દીધી છે.

આ કારણથી હું કોઈ પણ સત્ત્વની પરમાત્માને નામે ઉપાસના-ભક્તિ કરવાની પ્રથાનો નિષેધ કરું છું. આ સાચો માનવધર્મ નથી.

( હિંદી પરથી )

સેવાગ્રામ, તા. ૧૧-૮-૪૫

☆

## હું હંસ છું!

હું હંસ છું ઊર્ધ્વ હિમાદ્રીનો, જ્યાં
પવિત્રતા છે પથરાયલી સદા;
સૌન્દર્ય વેરાયું જહીં અનન્ય.
ઊંચે ઊડું પૃથ્વીપ્રપંચથી હું
ભરી હઉં આભ અનંતતાને.
જ્યમ દૂધપાણી ભળી જાય તેમ,
પુણ્ય ને પાપની ભેળ વિશ્વમાં;
—છૂટું કરી દૂધ, પચાવી જાઉં—
જવા ચહું માનસરોવરે જ્યાં
પદ્મો ખીલે પુષ્પપ્રભા પ્રસારતાં.
ખીલાવી મારું ઉર-પોયણું હું
કૈલાસમાં હું ચરણે પ્રભુના
લેટી પડું, ને મળી એક થાઉં,
જન્મ્યો જહીંથી, તહીં હું સમાઉં.

रञ्जनम्

# ચેતનાનું અવતરણ

મૂળ લેખક : શ્રી નલિનીકાન્ત ગુપ્ત
અનુવાદક : જયંતીલાલ આચાર્ય

૧

આ વિશ્વસૃષ્ટિ કેટલાંક અવતરણ અને કેટલાંક ઉત્તરણને પરિણામે કોઈ એક લક્ષ્ય, કોઈ એક સાર્થકતા, કોઈ એક સિદ્ધિના ઉદ્દેશથી પ્રેરાઈને ઉદ્ભવી છે અને ચાલી રહી છે. સૃષ્ટિનો અર્થ જ છે અવતરણ,–પ્રથમ અને આદિ અવતરણ. શરૂઆતમાં એક સત્ય, એક સદ્વસ્તુ પોતાના લોકમાં, પોતાની સ્થિતિમાં, પોતાના સ્વરૂપમાં હતું. આ વસ્તુનું સામાન્ય નામ અને પરિચય છે સચ્ચિદાનંદ : સત્, ચિત્ અને આનંદ. પ્રથમ જે છે તે, તે નથી એમ કદાપિ હોઈ શકે નહિ; બીજું, તે અજ્ઞાનથી નહિ પણ સજ્ઞાનથી છે, એટલે કે સચેતન છે, ચિન્મય છે; ત્રીજું, તે આનંદથી, આનંદમાં, આનંદને માટે છે, એટલે કે તેના અસ્તિત્વનો બીજો કોઈ હેતુ નથી. આ મૂળ આદિ સત્ય અથવા સદ્વસ્તુ સૃષ્ટિની બહારની કે ઉપરની કે પૂર્વની વાત થઈ. પરંતુ સૃષ્ટિ એટલે શું, તેની પ્રકૃતિ કયી, સ્વરૂપ કયું? સાંભળતાં કદાચ અદ્ભુત લાગશે, પરંતુ સૃષ્ટિ એટલે મૂળ આદિ સત્યથી બરાબર વિપરીત. પહેલાં તો તે સત્ નથી, પણ અસત્ છે, અર્થાત નશ્વર છે; બીજું, તે ચિત્ નથી પણ અચિત્ છે, અર્થાત્ અચેતન છે, જડ છે; ત્રીજું, તે આનંદ નથી પણ અનાનંદ કે નિરાનંદ છે, અર્થાત દુઃખમય છે. સ્થૂલ દૃષ્ટિથી જગત આપણને આવું લાગે છે. ત્યારે આવી આશ્ચર્યકારક વ્યવસ્થાનો શો અર્થ, તેનું શું રહસ્ય?

ઉપરના પ્રશ્નોનો જવાબ છે અવતરણ,–સચ્ચિદાનંદનું જગતરૂપે અવતરણ. પરંતુ આ અવતરણ થયું કેમ? શાથી? શાથી થયું એ પ્રશ્નનો ઉત્તર કદાચ આપણી બુદ્ધિ પાસે નથી. તેમની ઇચ્છા – स ऐच्छत–બસ, એટલામાં જ સંતોષ માનવો પડશે. પરંતુ કેવી રીતે થયું, કયી પ્રણાલિ કે પદ્ધતિને અનુસરીને તે થયું તેનું વિવરણ કે વ્યાખ્યા કાંઈક સરળ માની શકાય; અને કદાચ તે સમજવાથી શાથી થયું તેનું સંધાન પણ કાંઈક મળી આવે.

સચ્ચિદાનંદનો સ્વભાવ અને સ્વરૂપ છે આનન્ત્ય. એટલે કે અસીમત્વ અને એકત્વ; અને જે મૂળ ગુણ તેમાં ઓતપ્રોત છે અને મૂળ વસ્તુનો પરિચય આપે છે તે છે સમરસતા. આ સમરસતામાં નથી ભેદ કે વિષમતા, નથી ઉચ્ચ કે નીચ, નથી ગાઢ કે તરલ. તે છે એક પ્રકારની અચિંતનીય અનિર્વચનીય સામ્યાવસ્થા. પરંતુ આમ છતાંય આ સામ્યાવસ્થામાં એક ગુપ્ત આત્મસ્થ ગતિનો આવેગ રહેલો છે. આ ગતિ કે તેની સંભાવના ન હોય તો પૂર્ણતા પૂર્ણ બનતી નથી, એક પ્રકારની વિશિષ્ટ સાર્થકતામાંથી તે વંચિત રહે છે. અસીમ અનંત સ્થિતિના સામ્યરસમાં શક્તિના પ્રયોગની, ચેતનાના સ્પંદનની ઇન્દ્રાવલિ, આનંદનાં આવર્ત રહ્યાં છે. જ્યારે એકે કહ્યું કે બહુ થઈશ, ત્યારે આ જ વાત થઈ હતી.

જ્યારે એક બહુ થયું, એટલે કે જે સ્તરે કે જે ભાવે એકમાંથી બહુ એક સાથે પ્રગટ્યું બહુ હોવા છતાંય વિભિન્ન કે વિચ્છિન્ન થયું નહિ, પણ એકની સાથે એક થઈને રહ્યું–

તેનું નામ શ્રી અરવિંદે ઉપરથી જોતાં વિજ્ઞાનમય લોક અથવા ચૈતન્ય અને નીચેથી જોતાં અતિમાનસ આપ્યું છે. આપણે સચ્ચિદાનંદના જે મૂળ અવતરણની વાત આગળ કરી તેનું પ્રથમ પગથિયું આ ગણાય. મૂળ સૃષ્ટિ કે સૃષ્ટિનું મૂળ અહીં છે.

સૃષ્ટિની ધારા જ આ પ્રમાણે છે : પ્રથમ મૂળમાં એક, પછી બહુ, બહુમાંથી બહુલ, તેમાંથી બાહુલ્ય,—એટલે કે અપર્યાપ્ત અપરિસીમ અનેકતા અને ભિન્નતા. ઝાડના થડમાંથી જેમ શાખા પ્રશાખા ઉપશાખા પાંદડાં ફૂલ વગેરે વિકસે છે તેમ આ બાબતમાં પણ સમજવું. ઉપનિષદમાં પૂછવામાં આવ્યું કે દેવતા કેટલા ? ઉત્તર મળ્યો : એક, બે, ત્રણ, ત્રણસો ત્રણ, ત્રણ હજાર ત્રણ. એક એટલે સચ્ચિદાનંદ અને બીજું બધું એટલે સીમા, આ જડ જગત જડાણુસમષ્ટિ. સૃષ્ટિની જેટલી અસંખ્ય વિવિધ ધારાઓ વિકાસ પામી છે તેમના આદિપુરુષ—પૂર્વે પિતરઃ—છે સૃષ્ટિનાં મૂળ સત્યમય તત્ત્વો અથવા બીજબિંદુઓ, જેમનો વિજ્ઞાનમય કે અતિમાનસ લોક બન્યો છે. આ રીતે થયેલું જે બહુરૂપપણું છે તેનું સચ્ચિદાનંદના એકત્વની સાથે પૂર્ણ સારૂપ્ય, સાલોક્ય અને સાયુજ્ય છે, એટલે કે તે પણ સાક્ષાતભાવે અખંડભાવે સચ્ચિદાનંદમય છે. ત્યાં બહુએ ભિન્નતાને, વિપરીતતાને, પરસ્પર દ્વંદ્વને જન્માવ્યાં નથી; જ્યોતિના વૈચિત્ર્યે—જેને વૈદિક ઋષિઓએ ચિત્રઃ પ્રકેતઃ કહેલ છે—અંધકારનું આહ્વાન કર્યું નથી. ત્યાં બહુપણું એટલે છે સમન્વય, સામંજસ્ય, મિલન, ઐક્ય,—ત્યાં નથી સંઘર્ષ કે નથી સ્વૈરપણું. બહુસત્તા, બહુ શક્તિ, બહુ ચેતના એક અખંડ ચેતના, શક્તિ અને સત્તાનું સ્વગત પરિણામ છે.

પરંતુ બહુની દિશા તરફનો આ ઝોક—અને જ્યારે આ ઝોક વરતાય છે ત્યારે ક્રમશઃ વધતા જવું એ તેની સ્વાભાવિક ક્રિયા હોય છે—જ્યારે અને જ્યાં વધતો જતો જણાય છે, જ્યારે તેની પ્રત્યેક ધારા બીજાની સાથે સહકારથી નહિ પણ હરીફાઈથી આગળ ધપવાનો પ્રયત્ન કરી રહી હોય છે અને પ્રત્યેક પોતપોતાની નિરાળી સાર્થકતા આતુર હોય છે, ત્યારે પ્રથમ અજ્ઞાનનો આભાસ, તેની સૂચના કે સંભાવના જણાય છે. આનું જ નામ છે "માયા", એટલે કે માયાશક્તિ, અવિદ્યાશક્તિ. શ્રી અરવિંદે ચેતનાના આ થરનું નામ અધિમાનસ-*Overmind*-આપ્યું છે. આ અધિમાનસની બે દિશાઓ છે. એક તરફ, એટલે ઉપરના ભાગમાં, વ્યષ્ટિનો સ્વાતંત્ર્યવેગ હોવા છતાંય ઐક્ય અને એકત્વ રહેલાં છે; સચ્ચિદાનંદની અસીમ સમગ્રતા, તેમનું અખંડ આનન્ત્ય ત્યાંય, કદાચ માત્ર એક પ્રકારના સ્વચ્છ સૂક્ષ્મ આવરણ દ્વારા, પ્રગટ થાય છે. પ્રત્યેકનો નવો જન્મેલો અહંબોધ એક પ્રકારના સમષ્ટિબોધમાં અંતર્ગત હોય છે. બીજી બાજુ, એટલે નીચેના ભાગમાં, સચ્ચિદાનંદનું અખંડ ઐક્ય, આનંત્ય પરોક્ષ અનુભવનો, એટલે કે દૃષ્ટિનો નહિ પરંતુ શ્રુતિનો કે સ્મૃતિનો વિષય બને છે. અહીંથી અજ્ઞાનનાં, અવિદ્યાનાં પગરણ મંડાય છે. આ રીતે અધિમાનસ સચ્ચિદાનંદના અવતરણનું બીજું પગથિયું થયું. પ્રથમ પગથિયું હતું વિજ્ઞાનમાં, જ્યાં અસીમ અનંત ચેતના સર્વપ્રથમ બહુ કેન્દ્રોમાં ઊતરી, અધિમાનસમાં તે ચેતના ભિન્ન ભિન્ન કેન્દ્રોમાં વધી એકાગ્ર બનતી ચાલી.

હવે અધિમાનસમાંથી ઊતરીને આપણે ત્રીજે પગથિયે, એટલે કે માનસલોકમાં આવીએ છીએ. અજ્ઞાન અહીં બરાબર જામ્યું લાગે છે; આપણે માયાના, મોહના રાજ્યમાં

ઊતરી પડીએ છીએ. મનમાં આવીને ચેતનાનું ઐક્ય લગભગ ચાલ્યું ગયું હોય છે,—કદાચ તેના ઊર્ધ્વતર થરમાં કોઈક દૂરની સ્મૃતિ, કોઈ ધારણા, કોઈ કલ્પના રહી ગઈ હોય તો તે ભલે. આથી કરીને દૃષ્ટિની ધારા અહીં નિરનિરાળી બની જાય છે, જુદી થઈ જાય છે, તેથી જ મનને વિષે કહેવાય છે કે તે બે વસ્તુઓને એક સાથે ધારણ કરી શકતું નથી. અધિમાનસ કે અતિમાનસ જેમ એક પ્રકારની સમગ્રતાની દૃષ્ટિથી, સર્વ-વ્યાપકતાની ઉપલબ્ધિથી વસ્તુને જુએ છે, તેમ મન જોઈ શકતું નથી. મનની ગતિ સંશ્લેષણ-મુખી નથી, પરંતુ વિશ્લેષણપરાયણ છે. મન ટુકડે ટુકડે, ખંડભાવે, એકને બીજાથી અળગું કરીને જુએ છે. તે જ્યારે જુએ છે ત્યારે બીજી બધી વસ્તુઓમાંથી દૃષ્ટિને પાછી ખેંચીને જુએ છે, બીજું બધું ભૂલી જઈને કોઈ એક વિશેષ ખંડ ઉપર નજરને ઠેરવે છે. પરિણામે મનની દૃષ્ટિ એકાગ્ર પણ સાંકડી છે, અને ઘણી નીચે ઊતરી આવેલી હોવાથી બહિર્મુખી તેમજ સ્થૂલમાં રાચનારી હોય છે. અદ્વિતીય એક જેમ જેમ પોતાના ઐક્યમાંથી બહુત્વ અને ખંડત્વ તરફ વધતું ચાલ્યું, તેમ તેમ તેણે પોતાના આંતર અંતરતમની સૂક્ષ્મતા ગુમાવી અને પરિણામે તે ગાઢતર, એટલે કે ક્રમશઃ કઠણ તેમજ જડવત્ થતું ચાલ્યું.

અલબત્ત, માનસ અને અધિમાનસના વચગાળામાં બન્નેનાં મિશ્રણની માત્રા પ્રમાણે ભિન્ન થર તેમજ અવસ્થા રહ્યાં છે. શ્રી અરવિંદે તેમાંથી મુખ્ય ત્રણનો નિર્દેશ કર્યો છે. પ્રથમ સૌથી ઊંચે, એટલે કે અધિમાનસની નિકટમાં છે **સંબોધિ અથવા સાક્ષાત દૃષ્ટિમય મન** ( *Intuitive Mind* ); બીજું મધ્યમાં છે **પ્રદીપ્ત માનસ અથવા જ્ઞાનસંપુદ્ધ મન** ( *Illumined Mind* ); અને ત્રીજું છે **ઉત્તર માનસ અથવા તો ઊર્ધ્વતર મન** ( *Higher Mind* ).

ત્યાર પછી મનની નીચેનું પગથિયું તે **પ્રાણ**. પ્રાણમાં આવીને ચેતના વધારે અંધકારવાળી, વધારે ઘન, વધારે એકદેશીય બની ગઈ. પ્રાણ એટલે આવેગ, કર્મશક્તિ, વાસના, કામના, લિપ્સા, લાલસા વગેરેનું ક્ષેત્ર. મનના કરતાંય પ્રાણ વધારે જીદ્દી, વધારે સ્વાર્થી હોય છે, ખંડતાની વધતી જતી સંકીર્ણતામાં ગાઢભાવે ડૂબી ગયો હોય છે. અહીં આપણે મન અને પ્રાણનું જે સંગમસ્થળ છે—જ્યાં મન પ્રાણમાં ઊતરીને ભળી ગયું હોય છે અથવા પ્રાણ ઊઠીને મનમાં ભળી ગયો હોય છે—તેનો ઉલ્લેખ કરી શકીએ. આ સંયોગનું સ્થળ તે છે હૃદય, જે ભાવાવેગનું ( *emotions* ) ક્ષેત્ર છે, "ચૈત્ય સત્તા"નું બાહ્ય કેન્દ્ર છે.

સૌથી છેલ્લું પગથિયું તે જડ. અહીં ચેતના સંપૂર્ણ લુપ્ત થઈ ગઈ હોય છે, અંધકાર ગાઢ થઈને નક્કર બની ગયો હોય છે, ઐક્ય કેવળ વિચ્છિન્ન પરમાણુ રાશિમાં પરિણમ્યું હોય છે. આ પરમાણુઓએ પોતાની ઈચ્છાશક્તિ કે ગતિ ગુમાવી હોય છે, તે માત્ર અસહાય ઉપકરણ બની રહ્યાં હોય છે. અહીં ચિન્મય ઈચ્છાશક્તિ એક પ્રકારના યાંત્રિક નિયમમાં જકડાઈને સંકુચિત બની ગઈ હોય છે.

આ પ્રમાણે સચ્ચિદાનંદ જે રીતે ક્રમશઃ અસત—અચિત્—અનાનંદમાં પરિણમ્યું, તે થઈ અવતરણની પ્રથમ ધારા. આમ ક્રમિક અજ્ઞાનની અવસ્થામાં ઊતરવાથી, એક

સાર્થકતા એ થઈ છે કે અદેહી દેહી થયું છે, અરૂપ રૂપવાળું થયું છે; જે કાંઈ નિરાકાર કે એકાકાર પરમ સામ્યાવસ્થામાં હતું તે અવયવી બન્યું છે, વ્યષ્ટિવૈચિત્ર્યમાં સક્રિય થયું છે. જે મહાન હતું તે ક્રમશઃ વધતી જતી આત્મવિસ્મૃતિની ધારામાં અણુ થયું, જેથી કરીને પ્રત્યેક અણુમાં પોતે એકાગ્રભાવે જાગી શકે. આમ કરતાં કરતાં મહાન એટલું બધું એકાગ્ર બની ગયું કે તેનું સમગ્રભાવે પરસ્પરનું જ્ઞાન લુપ્ત થઈ ગયું. અણુમાં રહેલી આત્મચેતનામાં પોતે એટલું બધું ઓતપ્રોત થઈ ગયું કે પોતાની જાત ગૂમાવી બેઠું. આ રીતે તેની પૂર્ણ વિસ્મૃતિ, એટલે કે અચેતના ઘટી.

જડાણુના પૂર્ણ અચૈતન્યની છેલ્લી સ્થિતિએ જ્યારે આપણે નજર કરીએ છીએ ત્યારે એક બીજી ગતિની ધારા જોવામાં આવે છે. જ્યારે નીચે ઊતરતાં ઊતરતાં કોઈ અવકાશ રહેતો નથી, એટલે કે તેથી નીચેનું કોઈ સ્થાન રહેતું નથી, ત્યારે તેને પાછા ફરવાની ફરજ પડે છે. જે ઝોકથી ચેતના પોતાને છેલ્લે છેડે અવચેતનામાં આવી પહોંચી તે જ ઝોકથી વળી પાછી તે પાછું ફરવાનું શરૂ કરે છે. પહેલાં અવરોહ, અનુલોમ, એટલે કે ક્રમશઃ સુપ્તિની ધારા ચાલી અને ત્યાર પછી આરોહ, વિલોમ, એટલે કે ક્રમશઃ જાગરણની ધારા શરૂ થવાની. આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં અને સાધનાના ઇતિહાસમાં જેને આપણે પ્રવૃત્તિ-નિવૃત્તિ, પરિણામ-પ્રત્યાહાર, પ્રસર (અથવા વિકાસ)-સંકોચ, સૃષ્ટિ-પ્રલય (અથવા સંહૃતિ) વગેરે કહ્યાં છે તેની સાથે ઉપરની બે ધારાઓની તુલના કરી શકાય. આપણે જોઈ શકીએ છીએ કે જડ કેવળ અચેતન વસ્તુ નથી, તે નિશ્ચેતન અથવા અંતશ્ચેતન છે; કારણ કે જડ એટલે અખંડ ચૈતન્યના અનેકવિધ કેન્દ્રમાં આત્મવિસ્મૃત પરમ એકાગ્રતા. આ અંતશ્ચેતનાનું દબાણ તેને વળી ચેતન કરવા માગે છે. આને આપણે વિવર્તનનો પ્રવેગ (જેને પાશ્ચાત્ય પંડિતો *evolutionary nisus* કહે છે) કહી શકીએ. આ અંતશ્ચેતનાના દબાણથી જડમાં એક પ્રચંડ ક્રિયા ચાલી રહી હોય છે. તેનું લક્ષ્ય એ છે કે તેમાં સૂતેલી ચેતના બહાર પ્રગટે,— એટલે કે જડમાં, જડને આશરે, જડને પોતાનું કરી લઈને તે પ્રગટે.

આમ જડમાં ચેતનાનું જાગરણ, એ થયો આરંભ; અર્ધજાગરણ કે સ્વપ્નાવસ્થા થયો પ્રાણશક્તિનો આવિર્ભાવ. ઉદ્ભિજ્જ જગત આનું પ્રથમ રૂપ થયું. અંતશ્ચેતના વળી વધુ પ્રગટ થવા સ્ફુટ થવા ઇચ્છે છે, ઉદ્ભિજ્જથી વિશેષ જાગ્રત થવા સચલ થવા માગે છે. આથી ત્યારપછીની અવસ્થાએ પ્રાણીનો આવિર્ભાવ થયો. આ સ્થિતિમાં જડાશ્રિત પ્રાણના ક્ષેત્રમાં મનનો, ઇન્દ્રિયોના અનુભવનો પ્રકાશ થયો. ચેતના હજી યે જાગ્રત થવા મુક્ત થવા પ્રયત્ને છે, કારણકે તેનું સ્વરૂપ પોતાની સ્વકીય સ્થિતિની અવસ્થાએ (*level*) પહોંચ્યું નથી. આથી સૌથી નિમ્ન પ્રાણી પછી મનબુદ્ધિમય, આત્મસંવિતયુક્ત જીવનો, અર્થાત મનુષ્યનો ઉદય થયો.

જે રીતે ચેતનાનું નિવર્તન અથવા ક્રમિક સુપ્તિ ઘટી હતી તે જ રીતે આપણે ચેતનાનું વિવર્તન અથવા ક્રમિક જાગરણ થતું જોઈએ છીએ. જે પગથિયે પગથિયે ચેતના ઊતરી હતી, તે જ રીતે, પરંતુ ઊલટી દિશાથી વળી પાછી તે ઉપર ઊઠે છે. સચ્ચિદાનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ અને દેહ એ થયો અવતરણનો ક્રમ: ઉત્તરણને વખતે દેહમાંથી પ્રાણમાં, પ્રાણમાંથી મનમાં, મનમાંથી વિજ્ઞાનમાં અને ત્યાંથી સચ્ચિદાનંદમાં ઊઠવું પડશે. અત્યાર સુધીમાં

તે મન સુધી પહોંચી છે, હવે તેને વિજ્ઞાનમાં ઊઠવું જ જોઈશે. પ્રકૃતિની ગતિ તેમજ તેનું લક્ષ્ય જોતાં આ હકીકત અનિવાર્ય અને અપરિહાર્ય લાગે છે. જડ વિજ્ઞાનમાં પ્રકૃતિની *irreversibility* અને *entropy* ની વાત જણાવી છે, એટલે કે પ્રકૃતિની શક્તિ ભાંગતી-તૂટતી વિક્ષિપ્ત થતી ક્ષયક્ષીણ થતી ચાલી રહી છે. ક્ષયિષ્ણુ શક્તિની આ ગતિનું મુખ ફેરવી શકવાનો ઉપાય નથી. સમુદ્રગામી સ્રોતસ્વિનીની માફક તે પરમ શાંતિ અને સામ્યતી દિશામાં, એટલે કે નિર્વાણની દિશામાં અતૂટપણે વહી રહી છે. પરંતુ અધ્યાત્મવિજ્ઞાન બીજું જ ચિત્ર ખડું કરે છે. તે જણાવે છે કે પ્રકૃતિનું મુખ ફેરવી શકાય (*reversible*) છે, તેની શક્તિના ક્ષયની માત્રાને (*entropy*) ધીરે ધીરે ઘટાડી શકાય છે. આનું જ નામ છે ચેતનાની માત્રા વધારવી તે.

હવે ત્યારે ઉપર આપણે ચેતનાના વિવર્તનની વિલોમધારાની જે વાત કરી તેની બે પ્રક્રિયા, અથવા તો એક જ પ્રક્રિયાનાં બે પરસ્પર આશ્રયી અંગો છે. પ્રથમ છે ઊર્ધ્વાયન* (*sublimation*): જડ પ્રાણમાં પ્રતિષ્ઠા પામે છે, પ્રાણ મનમાં પ્રતિષ્ઠા પામે છે, મન વિજ્ઞાનમાં પ્રતિષ્ઠા પામે છે. આ પ્રમાણે ક્રમિક ઊર્ધ્વગતિ થાય છે. પરંતુ અહીં એક બાબત પર ધ્યાન આપવું ખાસ જરૂરી છે. **નીચેથી ઉપર ઊઠવું એનો અર્થ વિલોપ નહીં પણ રૂપાંતર સમજવાનો** છે. જડ જ્યારે પ્રાણમાં ઉન્નીત થાય ત્યારે જડ લોપ પામે નહીં; પરંતુ આનો અર્થ એમ સમજવાનો કે જેમ જડમાં પ્રાણ જણાયો તેમ પ્રાણમાં જડ પોતાનું નવું રૂપ પામ્યું, અર્થાત્ જડ પ્રાણમય થયું. આ રીતે પ્રાણ જ્યારે મનની ભૂમિકામાં પહોંચે છે ત્યારે પ્રાણ કે જડ કોઈ લોપાઈ નથી, પરંતુ તે બન્ને નવા ધર્મ-કર્મને પામે છે, અર્થાત્ જડ અને પ્રાણ મનોયુક્ત મનોમય થાય છે. જે જડ કેવળ જડ છે, જેમાં પ્રાણ પ્રગટ્યો નથી — જેને આપણે "અજૈવ" પદાર્થ કહીએ છીએ —, અને જે જડમાં પ્રાણનો અંકુર ફૂટ્યો છે — એટલે કે "જૈવ" પદાર્થ — એ બન્નેમાં ફરક છે, એ એક જ વસ્તુ નથી. જડાણુ અને જૈવ કોષ, એ બન્ને જડ હોવા છતાં જુદી અવસ્થાનાં છે. આ રીતે જે જડમાં પ્રાણની સાથે મન પણ પ્રગટ્યું હોય છે, ત્યાં જડ એક ત્રીજું રૂપ પામે છે, જેમકે મસ્તિષ્કના કોષ કે સ્નાયુકોષ. મનમાં જડનું બીજું પરિવર્તન થાય છે, પ્રાણનું પહેલું પરિવર્તન થાય છે (કારણ કે પહેલી જ વાર તે આ સ્થિતિમાં પ્રગટે છે) — ઉદ્ભિજ્જમાં પ્રાણનું પ્રથમ રૂપ હોય છે, પ્રાણીમાં વળી બીજું. માનવમાં પ્રગટીને આ પ્રાણ કેવળ મન તો શું પણ મનની પરિણતિરૂપ જે બુદ્ધિ તેના પ્રકાશથી વળી જુદું જ રૂપ ધારણ કરે છે.

હવે ચેતના જે રીતે ઉપર ઊઠે છે તે બે શક્તિને લીધે બને છે. એક તો, નીચેથી ઉપર તરફનું દબાણ છે જેની વાત અત્યાર સુધી આપણે કરતા આવ્યા છીએ. જેમ વાયુને દબાવી રાખ્યાથી તેનો બહાર નીકળીને પ્રસરવાનો હંમેશાં પ્રયાસ થાય છે, તેમ અચેતના (એટલે જડ) પોતામાં ચેતનાને દબાવી રહેલ છે તેથી ચેતના બહાર પ્રગટવા ઇચ્છે છે. પરંતુ માત્ર બહાર પ્રગટવાની ઇચ્છાથી જ પતતું નથી. પ્રશ્ન એ છે કે તે કયી દિશામાં, કયા રૂપમાં પ્રગટે. નીચેથી જે દબાણ થાય છે તેની સાથે સાથે જે

* આ શબ્દની યથાર્થતા માનસતત્ત્વવિદો વિચારશે એ હેતુથી તે મૂળનો જ કાયમ રાખ્યો છે.—આ. જ. મ.

અને ઉપરથી અવતરણ એમ બન્નેની જરૂર છે. નીચેની ઊર્ધ્વમુખી ગતિને ઉપરનું અવતરણ જ વિશિષ્ટ દિશા તેમજ રૂપ અર્પે છે. આમ થતાં થતાં એવી એક માત્રા આવે છે જ્યારે બધાં આયોજન સંપૂર્ણ હોય છે અને તે વખતે પૂર્ણાહુતિ કે આવાહનના પ્રત્યુત્તરમાં ઊર્ધ્વ ઊતરીને તે નિમ્નના શિખર પર પ્રગટે છે. જે ઊર્ધ્વતન સ્તર નિમ્નતન સ્તરની બરાબર ઉપર છે તે રૂપ લઈને અવતરે છે. આપણે જોયું કે ઉપરનાં સ્તરો પહેલેથી જ સર્જાયાં છે, તે પોતપોતાના લોકમાં અદૃશ્યભાવે રહેલાં છે, આ થઈ પ્રથમ અવતરણની સૃષ્ટિ. હવે પાછું તે બધાં સ્તરોનું પોતપોતાના લોકમાંથી આ પૃથ્વીમાં, જડાશ્રિત આધારમાં અવતરણ ચાલે છે. જડમાં એક પછી એક ઊર્ધ્વતર સ્તરને ઉતારીને આબદ્ધ કરવાં, રૂપવાળાં કરીને સક્રિય બનાવવાં અને જડને રૂપાંતરિત ધર્માંતરિત કરવું, એ થયો બીજા અવતરણનો ઉદ્દેશ. જો પ્રથમથી જ સૂક્ષ્મભાવે કોઈ સ્તર પરંપરા ન હોત, જો તે પરંપરા સ્થૂલભાવે ના પ્રગટત તો ગમે તેટલા પ્રયત્નો છતાં ય નીચ ઊર્ધ્વધર્મી થઈ ન શકત. નીચમાં અભિનવ અને અણધાર્યો ધર્મ જણાય છે તેનું કારણ આ અવતરણ છે. જડમાંથી જડનાં હજાર પરિવર્તન કે પરાવર્તન થાય તોય પ્રાણ પ્રગટે નહિ; જડમાં પ્રાણ પ્રગટે છે કારણ કે જડમાં પ્રાણ અવતરે છે. તેવી જ રીતે પ્રાણના સેંકડો ફેરફાર કરવાથી તેમાં મન પ્રગટતું નથી; પ્રાણમાં મન પ્રગટે છે, કારણકે મન તેમાં અવતરે છે. જડ વિજ્ઞાન આકસ્મિક પરિવર્તનની વાત જણાવે છે, પરંતુ તેને તેનો હેતુ શોધ્યે જડતો નથી. આ આકસ્મિક પરિવર્તન કાંઈ જ નહિ પરંતુ ચેતનાના એક નવા પર્યાયનું એકદમ અવતરણ થાય છે તે છે. અવતરણ એકદમ જ થાય છે, તેની તૈયારી ધીરે ધીરે ચાલતી હોય છે; નીચેનું ક્ષેત્ર ઘણા વખતથી પોતાને તૈયાર રાખે છે, અને ત્યાર પછી કોઈ એક શુભ મુહૂર્તે ઊર્ધ્વનું અવતરણ અને પરિણામે નિમ્નનું ઉત્તરણ ઘટે છે. સૃષ્ટિની ધારા સારે આ પ્રમાણે છેઃ પ્રથમ, અનુલોમ ધારામાં પ્રથમ અવતરણ, બધાં સ્તરના લોકની ચેતનાની અવસ્થાઓની સૃષ્ટિ; ત્યાર પછી વિલોમ ધારામાં નિમ્નતર સ્તરોમાં ઊર્ધ્વતર સ્તરોનો ક્રમિક પ્રકાશ અને શરીરગ્રહણ, અને નિમ્નતમ, એટલે કે જડના આધારમાં બધાયની પ્રતિષ્ઠા, અર્થાત ઊર્ધ્વતમના ધર્મથી નિમ્નતમ સુધી બધાયને રૂપાંતરિત કરવું તે. ચેતના જે બધાં ઊર્ધ્વતર સ્તરોમાં થતી થતી નિમ્નતમમાં આવી પહોંચે છે, તે બધાંમાંના પ્રત્યેકને એક નવા ઊર્ધ્વમુખી રૂપાંતર પામેલા સમન્વયમાં સંગઠનમાં સ્થાપિત કરતી જાય છે, આ રીતે સ્થૂલ સૃષ્ટિ ચેતનાનાં ક્રમવિકસિત, ક્રમપ્રબુદ્ધ, ક્રમદીપ્ત અને અંતે દિવ્ય, અર્થાત સચ્ચિદાનંદમય રૂપ અને ધર્મકર્મ પ્રાપ્ત કરતી ચાલી જાય છે.

ચાલુ ]

☆

# સુરમો

ઉલ્લાસકુમાર ભટ્ટ એમ. એ.

૧૯૩૯ ની એ અનિશ્ચિત બનતી જતી પરિસ્થિતિમાં જ્યારે હરબનસિંહ જલંદરથી વાસંતીને પરણી લાવ્યો ત્યારે સમસ્ત જલંદરના શીખ યુવકોના હૃદયમાંથી એક નિષ્ફળ નિશ્વાસ નીકળી ગયો. જાસવંતીનાં ફૂલ જેવી આંખો, ગુલછડી જેવી દેહલતા અને તારા પણ મોહી પડે તેવા હાસ્યમાં જે અપૂર્વ જીવનની જ્યોત પ્રકટી રહી હતી તે પામનાર હરબનસિંહ ખરે જ જલંદરના યુવકોને મન ભાગ્યશાળી યુવાન હતો. પણ વાસંતી યે ઓછી ભાગ્યશાળી નહોતી. પહાડ જેવા હરબનસિંહને જોઈ અમૃતસરની શીખ લલનાઓ જાણ્યે અજાણ્યે હૈયા પર હાથ મૂકી દેતી. એ પૂરો પાંચ હાથ ઊંચો દેહ, લાંબી ભુજાઓ, મહારાજા જસવંતસિંહ જેવી કલામય દાઢી, ને પડખે ઝુલી રહેલી ધર્મકર્મના પ્રતીક રૂપ કિરપાણ, મોટી હાફૂસ કેરીની ચીર જેવી લાલ છાંટવાળી આંખો—ઉજ્જવલ ચહેરો—એ એની શારીરિક સમૃદ્ધિ; પણ એની એ આંખની અંદર આ દેહશોભાના કળશ સમું, શ્રદ્ધાના નીતર્યા ભાવને મૂર્ત સ્વરૂપ આપતું ભલમનસાઈનું દર્દ—એમાં મીટ માંડતાં જ વાસંતીને જાણે જન્મોજન્મનો તારણહાર મળી ગયો. અને પોતાની જીવનયાત્રાના સંગાથી મળતાંની સાથે જીવનની સાર્થકતા જાણે હસ્તકમલવત્ થઈ ગઈ.

હરબનસિંહને તેણે નિમિષ માત્રમાં પિછાની લીધો—જાણે એ સાથીની સાથે હાથમાં હાથ મિલાવી, હૃદયના તાર હૃદયથી મેળવી, એક પરમ સંગીત તેણે હજારો જન્મજન્માંતરથી હિમાચલના પહાડોમાં રેલાવ્યું છે; જાણે દેવદારનાં વૃક્ષો નીચે ખળખળ કરતાં પહાડી ઝરણાંનાં મધુર કલરવ સુણતાં, ચીડવૃક્ષના અનિલલહરી સાથેના, હૃદયને બેફામ ઉન્મત્તતા આપનારા સુસવાટા વચ્ચે, વાસંતીએ હજારો વર્ષોથી પ્રેમનું અપૂર્વ મૂક સંગીત છૂપાં છૂપાં સાંભળ્યું છે;—આવા મહાકાય પતિને જાણે અનસૂયા બની પ્રેમને હિંડોળે હીંચ્યો છે.

સુખઆશિના આ પરમ સૌંદર્યના ઝળકાટમાં મુગ્ધ બની વાસંતી તો તેના રસાસ્વાદમાં ભાન ભૂલી ગઈ. આ સુખ એટલું મધુર, એટલું આનંદપ્રેરક, એટલું અપૂર્વ હતું કે કવચિત તેને લાગતું કે આ ભ્રમ તો નહિ હોય? આ કેવળ સ્વપ્ન—માયા—ઈન્દ્રજાળ તો નહિ હોય? મહામાયાના રચેલ અપૂર્વ રાસના મધુર નૂપુરધ્વનિ સમું, જીવનની પ્રથમ ઉષાના ઉલ્લાસ સમું આ જીવન, અદૃષ્ટના કોઈ ક્રૂર હાસ્યનો પ્રતિઘોષ તો નહિ હોય?

બરાબર બે મહિના પછી હરબનસિંહ લશ્કરમાં જોડાયો. વાસંતીએ હર્ષભેર રજા આપી. હૈયામાં ઉમંગ તેને માતો નહોતો. આજ તેનો હરબન પોતાનું ખમીર દુનિયાને બતાવવા, ખરા શીખ બચ્ચાની માફક ઉત્સાહભેર આગળ પડ્યો હતો. કંકણના કિણકિણાટ વચ્ચે જ્યારે તેણે પોતાના બન્ને હાથ વચ્ચે નિદ્રિત હરબનસિંહનું મોઢું ગોઠવીને તેની મોટી આંખો પર વહાલથી મીઠી ચુમી ભરી ત્યારે પરોઢની શીતળ લહરીઓ ઉષાનો પાલવ સુવર્ણમંદિર પર ફરફરી રહ્યો હતો.

આજે તેના હરબનને જવાનું હતું; આજે તો તે અત્યંત કામમાં હતી. તેની નાની-મોટી વસ્તુઓને ગોઠવવી, મૂકવી, ઝીણી ઝીણી બાબતોમાં આ પ્રચંડકાય પણ બાળક જેવા હરબનને નાનાં નાનાં સૂચનો મરકતે હાસ્યે અને ચંચલ આંખે આપવાં; એને બહુ જ પસંદ એવી લસણના સ્વાદવાળી ચોળાની ઘીમાં બનાવેલી કચોરી બનાવવી — તેને અતિ પસંદ એવી કાળી બુટ્ટાદાર ચુન્ની (ઉપરણું) પહેરવી — એને મનપસંદ એવો લખનૌનો સુરમો આંજવો — અને એને દિલપસંદ એવું પોતાનું પેલું સુમધુર સ્મિત હેતથી ચમકાવવું—કેટલાં બધાં કામો હતાં?

ધીરે ધીરે સમય આવી પહોંચ્યો — હરબન અંદર તૈયાર હતો. વાસંતી અંદરથી બહાર આવી, ભીંત પર લટકતી કિરપાણને છાતીએ લગાવી, એક વખત ચુંબન કરી બોલી: "પ્યારી, એની ટેક રહે તેમાં જ ખરી શોભા છે — તારી અને મારી. તારી હાજરીથી તેને કેટલું જોમ મળે છે, ખબર છે?" બારીમાંથી સૂર્યકિરણે કિરપાણને પળભર ચમકાવી દીધી — જાણે એ સામું પૂછતી હોય કે "અને તારી હાજરીથી?"

હરબન બહાર આવ્યો. વાસંતી તેને બાઝી પડી. તેની વિશાળ છાતીમાં માથું લપાવી ક્ષણવાર ચૂપ રહી તે બોલી: "હરબન, સાચવજે." હરબને પોતે કદી નહિ કરેલું એક કામ કર્યું: તેણે વાસંતીની સેંથી પર ચુંબન કર્યું — ને બીજી પળે તે પાછું પણ જોયા વગર ચાલ્યો ગયો.



લટકાળી અમૃત વાસંતીના ઘરમાં ડોકું કાઢી કહે: "કેમ રે અલિ, ચાલ બહાર, ઘરમાં શું બેઠી છે?"

"અરે અમૃત, અંદર તો આવ. આમ શણગારીને ક્યાં ચાલી? શું સરદારજી એટલામાં આવી પણ ગયા કે?"

"એટલે! સરદારજી ન હોય ત્યારે કશું પહેરવું જ નહિ! તારા જેવી સાધુડી હું નથી. તું તો 'મારો હરબન — મારો હરબન' ક્યાં કર. જો ને તારા હાલ, તારું બદન — કેવી સુકાતી ચાલી છે! કહે, તારા હરબનના શા ખબર છે?" અમૃત અંદર આવી ને આમથી તેમ આંટા મારવા લાગી. ખરે જ એ લટકાળી હતી. તેનો લાંબો કેશકલાપ ઝૂલતો હતો. છટકીને નીકળી આવેલી બેચાર લટો કપાળ પર ફરકતી હતી. તેનું ઊંચું કપાળ, તેનું ઉચ્ચુંબલ નાક અને નાની પણ મારકણી આંખો, અતિશય પાતળા હોઠ અને પાતળી હડપચી — એ તોફાની સૌંદર્યમાં તેની લટકાળી ચાલ અને ઉછળતું બદન અપૂર્વ વધારો કરતાં હતાં! એ વાસંતી કરતાં વધુ ઊંચી તેમજ ભરાવદાર હતી. તેની હડપચી હેતથી પકડી વાસંતી બોલી: "આ ઠાઠમાં બિચારા સરદારજી ક્યાંના ક્યાં ગૂંચવાઈ જતા હશે! અચ્છા, બેન, તું બેસ; હું લસ્સી લઈ આવું."

લસ્સી પીધા પછી બન્ને હાથ પર પોતાની રસાળ હડપચી ઠેરવી વાસંતી બોલી: "હા, પત્ર તો દર મહિને આવે છે; કેટલી યે ચીઠ્ઠીઓ ઉંઠી નાખેલી આવે છે; પણ મઝામાં છે — મને રાત્રે સૂતી વખતે અને સવારે ઊઠતી વખતે યાદ કરે છે, ખાવાનું ફાવતું નથી — અને ખાસ કરીને કચોરી તો ત્યાં મળે જ શાની! હાં, પણ તારા સરદારજી કેમ છે?"

"સરદારજીને ઝાઝું લખવું ફાવતું નથી; પણ હું સ્વપ્નમાં રોજ તેને મળું છું એમ લખે છે. પછી સાચું ખોટું તો એ જાણે" અમૃત હસીને બોલી.

"છિ: છિ:, ખોટું શાનું! એ તો સાચું જ લખે ને! ક્યાં કોઈ બીજાને લખે છે! ને આ તારી મારકણી અદા, ભલા કોઈ ભૂલી શકે! ને તેમાં ય અમારા સરદારજી!" અમૃત ખીલખીલ હસી પડી, અને ગાઈ ઊઠી:

"મોરે આંગન મેં ચીટકી ચાંદની, પર આ ન સાજન!"



આમ ચાંદની, અંધારું, — આષાઢ, કાર્તિક, ફાગણ — દિવસો મહિનાઓ પસાર થતા ગયા. હરબનના પત્રનો લહેકો પણ બદલાતો ગયો. હવે ઉજ્જડ ઝાડનાં ડાંખળાં જોઈ તેનું દિલ ચીરાતું નહિ — વેરાન આકાશની ભૂલી પડેલી વાદળીમાં વાસંતીનું ચંપકવર્ણું મુખ આલેખાતું નહિ. તેની નજર ઝાડનાં ડાંખળાં પાછળ સંતાયેલી લોઢાની નાળ પકડી પાડતી — એમાંથી

વાદળીની પેલી પાર સરકી જતું હવાઈ જહાજ તેની આંખમાં ચમકારો લાવતું—અને ખાધાપીધા પછી સીગરેટ, દારૂની જયાફત વખતે તે હોઠ પર હોઠ ચઢાવી અદબ બીડી પીડ-વાળી બેસી જતો ત્યારે તેના શાગિર્દો, નદીના સામે કિનારે રહેતી, બિસ્કીટના બદલામાં પોતાના સુકુમાર દેહ અર્પતી ઈટાલિયન કન્યાના મુલાયમ બદનની ચર્ચામાં પડી જતા. તેના પત્રમાં એ બધી વાતો આવતી–પણ છેલ્લું વાક્ય તો એક જ રહેતું–"તારા વગર મારું કોઈ જ નથી; તું મને ન છોડી જતી." અને આ એક જ વાક્યમાં વાસંતી પોતાનું જીવનસાફલ્ય સમજતી—અને પશ્ચિમાકાશમાં મીટ માંડી વિચારતી કે પોતાનો એ મહાન બાળક જેવો હરબન જ્યારે અહીં કોયલ અને મોર ટહુકી રહ્યા છે, જ્યારે વર્ષા અને સંધ્યાનું સમગ્ર કારુણ્ય ચોમારે વહી રહ્યું છે, જ્યારે કદાચ પેલી નફફટ અમૃત પોતાના હેલે ચડેલ અફાટ યૌવનને "ભર આ જ સાજન" થી વધારે હેલે ચડાવી રહી છે ત્યારે એનો એ સાજન, એનો એ પ્યારો હરબન કઈ વાદળીની કિનારી પર 'મીટ માંડી રહ્યો હશે ?

કાર્તિક ગયો—એ જ પત્રો—એ જ સીધું જીવન—એ જ સાંજ અને એ જ વિરહચિન્તા. એમ કરતાં ફાગણ આવ્યો, અને એક પત્ર આવ્યો ત્યારે તે લઈ વાસંતી અમૃતને ત્યાં દોડી ગઈ.

"અમૃત—ઓ અમૃત ! જો આ પત્ર—" હજી પૂરી પહોંચી પણ નહોતી ત્યાંથી વાસંતી બોલવા લાગી. અમૃત કપડાં પહેરી રહી હતી. "કોનો ? હરબનનો !" અમૃતે જરા હેતથી પૂછ્યું. ને પછી તેના હાથમાંથી પત્ર ઝૂંટવી લઈ વાંચવા લાગી :

"મારી વાસંતી,

તારા તપનું ફળ હવે મળશે. મારે હવે ઘેર આવવાનું થશે. રજા અઢી મહિનાની મળશે — પછી બસ ! વાહ ! કેવી મજા ! એ હિંદનું પ્રકાશમય આકાશ ! એ અમૃતસરનું મંદિર ! અને એ અમૃતમયી મારી વાસંતી !

— તારો હરબન"

અમૃત તો વાસંતીને ભેટી પડી. તેને ચુંબન કરી, છાતી પર હાથ મૂકી બોલી : "અલિ ! તું કંઈ બોલ—તારી છાતી કેટલી ધડકે છે ! ક્યાંક બેસી ન જાય !"

પણ તેની છાતી બેસી જવાનો પ્રસંગ આવ્યો જ નહિ. વાસંતીનો આનંદ ઝાઝો વખત ટક્યો નહિ—દસ દિવસ પછી હરબનનો તાર આવ્યો:–"હમણાં નહિ આવી શકું–રજા મંજૂર નથી થઈ–હિંમત હારીશ નહિ—દુઃખી હરબન." પોતાની સમસ્ત આશાના ભુક્કા થઈ ગયા છતાં તેને વિચાર થયો—એનું શું થશે ? એનું ત્યાં કોણ ?



અહાહા–પછી તો શા ઝાપથી બનાવો બન્યા છે ! નોર્મંડીમાં ઉતરાણ–ફ્રાન્સનો છૂટકારો—રાઈન પ્રદેશ—બર્લિન—છેવટે જર્મનીની હાર ! આ ધાંધાટમાં કશું સમજાતું નથી. પેલી અમૃત ખબર લાવી છે કે હવે લશ્કરના આદમીઓ છૂટશે.—પેલો કરતારસિંગ આવ્યો—પેલો શાર્દૂલ આવ્યો—પેલો—

છેવટે સરદારસિંહ પણ આવી ગયા. હરબનસિંહના સમાચાર આવ્યા કે એકાદ અઠવાડિયામાં તે પણ આવી જશે—અમૃતનો તો પત્તો ખાતો જ નથી—ચમકીલી અમૃત જાણે ઘડીકમાં અહીં–ઘડીકમાં ત્યાં—વીજળીની માફક ચમકીને અલોપ થઈ જતી હતી. તે તો જાણે જીવનના રસકુંડમાં એવી ડૂબી ગઈ હતી કે વાસંતીની ખબર લેવાનું તેને યાદ પણ નહોતું આવતું !



છેક આષાઢનાં વાદળાં થવા લાગ્યાં ત્યારે સરકારી પત્ર આવ્યો—તેનો હરબન આજે રાતે દશ વાગે સ્પેશ્યલમાં આવે છે, તેવો પત્ર તેને છેક સાંજે ૭ વાગે મળ્યો. તે તો ઘડીભર રમણીય મૂંઝવણમાં પડી ગઈ. ઝટઝટ ઘર બરાબર વાળીઝૂડીને સાફ કર્યું ખૂણે ખૂણેથી કચરો કાઢ્યો. ઠામ-વાસણ સાફ કર્યાં. નાહવાની ઓરડીમાં સુગંધીદાર સાબુ મૂક્યો. સરસ ધોએલો ટુવાલ મૂક્યો. સ્વાદિષ્ટ રસોઈ તૈયાર કરી-જમવા બેસવાની જગ્યા કરી, પીવા માટે ચકચકિત પીત્તળનું પવાલું પાટલા પાસે મૂક્યું. થાળી મૂકી—વાટકા મૂક્યા. શયનગૃહમાં સુગંધી કસ્તુરી મિશ્રિત અગરબત્તી જલાવી. બિછાનું ઝાપટી, સાફ કરી ફરી બિછાવ્યું. નવી નક્કોર ચાદર, જે તેણે મહામહેનતે પાંચ વર્ષથી સાચવી રાખી હતી તે કાઢી બિછાના પર પાથરી. નવાં ખોળ ચડાવી બે ઓશિકાં મૂક્યાં—ઓઢવા માટે પોતે પોતાને હાથે ધોએલી ચાદર કાઢી. પોતે લગ્ન વખતે પહેરેલો તે પોષાક સજ્યો—અને પેલી કાળી બુટ્ટાદાર સુન્ની! ઉત્કટ આશાએ એના સાંદર્યને જ્વલંત બનાવી મૂક્યું! તેનું શરીર, તેનું મન, તેનો અણુએ અણુ અત્યારે જાણે હરબન-હરબન પોકારતો હતો-તેના હાથમાં ઝંપલાવવા, તેના હાથે મસળાઈ જવા, તેનાં આલિંગને ચગદાઈ જવા, તેનામાં લીન થઈ જવા, લય થઈ જવા, વાસંતી તલસતી હતી— ત્યાં?—

ત્યાં તેને યાદ આવ્યું. હરબનને દિલપસંદ લખનૌનો સુરમો! વાસંતીની આંખમાં, ઘરમાં, તે હતો જ નહિ! ઝટઝટ કમાડ અડકાવી તે કરતારસિંહની દુકાને દોડી—સૌંદર્યના તંગ થએલ તીરમાંથી છૂટતાં મનોબાણ સમી—



હરબન આવ્યો. થાકેલા પગો, ટેવને લીધે ઉતાવળા ચાલતા હતા. પોતાની જ વાસંતી પર અપૂર્વ શ્રદ્ધા ધરીને આ પ્રચંડકાય માનવી ચાલ્યો આવતો હતો. ધીરે ધીરે તે ઘર પાસે આવ્યો; અંદર બત્તી હતી પણ કાંઈ અવાજ થતો નહોતો. બારણું ખખડાવ્યું. કાંઈ જવાબ નહિ! બારણું ઉઘાડી અંદર ગયો. આહ! પોતે ધારેલું કે અત્યાર સુધીનું અમગીન ઘર તો પોતાના આવવાના આનંદથી ખીલી ઊઠશે. જ્યારે ચિંતાતુર નિસ્તેજ વાસંતી ઓચિંતો તેને દેખશે ત્યારે તેનું હૈયું કહ્યું નહિ કરે. આવા વિચારોથી તેણે પત્ર પણ નહિ લખેલો કે હું આવું છું. ઓચિંતા પ્રેમના જુવાળથી વાસંતીને ભીંજવવી હતી, ગુંગળાવવી હતી, ડુબાવવી હતી— પણ અહીં તો?

તે બધે ફર્યો. રસોઈ બે માણસની તૈયાર—સાબુ તૈયાર—ઘર સાફસૂફ—અને બિછાનું પણ તૈયાર—બે જણ માટે! બે જણ!.. તેને એકદમ હૃદયમાં ધક્કો લાગ્યો. પોતાની ગેરહાજરીમાં—તે વધારે વિચારી ન શક્યો.

પાછળ બારણું ખોલવાનો અવાજ આવ્યો. તે પાછળ ફર્યો. વાસંતી! તે લગ્નના વખતનો પોષાક—પોતાને પ્રિય સુન્ની! આંખમાં એ જ પુરાણી ચમક—ગાલ પર એ જ પુરાણી સુરખી—અંગમાં એ જ પુરાણી મસ્તી!

તેની મોટી આંખો ઝીણી થઈ: "બેવફા ઓરત!" હરબને બન્ને હાથે ફેરવીને બંદૂકનો કુંદો વાસંતીના માથા પર જોરથી અફાળ્યો. ફહાક કરતો નાળિયેર ફૂટે તેવો અવાજ આવ્યો—ને હરબનસિંહ—પંજાબની શીખ ડીવીઝનનો કોર્પોરલ પાછો ફરી ગયો—

દૂર દૂરથી લટકાળી અમૃતનો લહેકાભર્યો મીઠો અવાજ રાતને ગુંજાવી રહ્યો—

" મેરે આંગન મેં ચીટકી ચાંદની, ઘર આ જા સાજન!" *

૩-૭-૪૫

* ‘હિંદુસ્તાન ટાઇમ્સ’ (તા. ૨૪-૫-૪૫)માં આવેલા *French Soldier's Home-comin?* એવા મથાળા નીચેના ન્યૂસ આઈટમ પરથી સૂચિત.


સુંદર મનહર કપડા
મીઠા મધુરા રંગ
ન્યારી અનેરી ભાત
રેશમ જેવી કુમાશ
ધી સારંગપુર કોટન મી. કં. લી.

# અદ્‌ભુત ગ્રંથિઓ

બાપાલાલ ગ૦ વૈદ્ય

**આ** માણસનું વ્યક્તિત્વ અદ્‌ભુત છે—'grand personality' એમ ઘણાને બોલતાં આપણે સાંભળીએ છીએ. આ અદ્‌ભુત વ્યક્તિત્વ આપણે તો માનીએ છીએ કે ગત જન્મનાં આપણાં સારાંમાઠાં કર્મો અનુસાર આપણને પ્રાપ્ત થયું છે. મરણ વખતે જ્ઞાનેન્દ્રિયો, મન ઇત્યાદિ લિંગશરીર–કારણશરીર—સાથે જાય છે. આ લિંગશરીર પોતાને યોગ્ય દેહ માટે અજમય કોષમાં રહીને રાહ જુએ છે અને યોગ્ય દેહ–અનુરૂપ દેહ–મળતાં તે ગર્ભાશયમાં પ્રવેશ થાય છે અને જેને આપણે 'ગર્ભ' કહીએ છીએ તે બંધાય છે. પૂર્વજન્મનાં સારાંમાઠાં કર્મો અનુસાર સારાંનરસાં માબાપોને ઘેર તે અવતરે છે અને જીવન શરૂ કરે છે. "शुचिनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते" એમ ગીતા કહે છે. યોગભ્રષ્ટ મનુષ્ય શ્રીમંત અને પવિત્ર એવા કુટુંબમાં જન્મ લે છે અને અધૂરે મૂકેલો વિકાસ શરૂ થાય છે. આવા કોઈ યોગભ્રષ્ટો શુચિ અને શ્રીમાનોને ત્યાં જન્મી સાધારણ–પૃથગ્જનો કરતાં વિશેષ ગુણસંપત્તિ દાખવે એ સ્વાભાવિક છે. આવા માણસોનું બોલવું, ચાલવું, દેખાવ, ગતિ, બુદ્ધિ વગેરે પૃથગ્જનો કરતાં અલૌકિક જ હોય છે. આને આપણે grand personality–અદ્‌ભુત વ્યક્તિત્વ—કહીએ તો ચાલે.

પરંતુ આધુનિક વિજ્ઞાન લિંગશરીરના સિદ્ધાન્તને સ્વીકારતું નથી. પૂર્વજન્મને તે માનતું નથી. એ તો બે જાતના કોષોને સ્વીકારે છે. એક શારીરિક somatic અને બીજા જર્મ સેલ્સ germ cells. શારીરિક કોષોનો શરીરમાં હમેશાં નાશ થયા જ કરે છે, પરંતુ જર્મ સેલ્સનો નાશ થતો નથી. સ્ત્રીપુરુષના સંયોગ વખતે જે વીર્ય ગર્ભાશયમાં ફેલાય છે તે વીર્યમાં આનુવંશિક સંસ્કારોને વહન કરવાની ગુપ્ત શક્તિ રહેલી છે. જર્મ સેલ્સ એ જ આ ગુપ્ત શક્તિ. કહેવાય છે કે "cells may come and cells may go, but germ cells go on for ever." જર્મ સેલ્સ અવિનાશી છે એમ કહીએ તો ચાલી શકે. પેઢી દર પેઢીના સંસ્કારો આ જર્મ સેલ્સ વહન કરે છે. આનુવંશિક સંસ્કારો આવી રીતે પેઢી દર પેઢી સંક્રાન્ત થાય છે અને બાહ્ય વાતાવરણ–environment–જો સારું મળી જાય તો એ ગુપ્ત સંસ્કારો સુંદર વાતાવરણ વચ્ચે પોતાની સુરભિ ફેલાવે. પ્રબલ આનુવંશિક સંસ્કારોવાળો મનુષ્ય લોકોત્તર થઈ શકે–Personality–વ્યક્તિત્વ–વાળો થઈ શકે.

પરંતુ હાલ, આપણા શરીરમાં કેટલીક ગ્રંથિઓ—glands–શોધાઈ છે. વિદ્વાનો માને છે કે વ્યક્તિત્વ–personality–નું કારણ આ ગ્રંથિઓ છે. આ ગ્રંથિઓ પર મોટા મોટા ગ્રંથો લખાયા છે અને એમાંથી વિવિધ જાતની 'રામબાણ' દવાઓ પણ બનાવવામાં આવી છે. આ ગ્રંથિઓની શોધોથી ચિકિત્સક જગતમાં ભારે પરિવર્તન થવા પામ્યું છે. ઘણા યે જૂના ખ્યાલો આના જ્ઞાનથી અદૃશ્ય થઇ ગયા છે. કેટલાક તો આ ગ્રંથિઓમાં જ 'બ્રહ્મ' ભરાયેલો છે એમ કહેવાની ધૃષ્ટતા કરે છે!

આપણને આંગળીએ ચપ્પુ વાગે છે. તે ઘા પાક ઉપર ચડે છે. આ વખતે ઘણી વખતે આપણને બગલમાં એની ઘેર ઘાલે છે–ગાંઠ ફૂલેલી લાગે છે. સાથળના પેડામાં–વંક્ષણ પ્રદેશમાં–કેટલીક વખતે આવી ગાંઠો ફુલી આવેલી જણાય છે. લાળ ગ્રંથિઓ જેમાંથી લાલાસ્રાવ સ્રવે છે એ વિષે પણ આપણે જાણીએ છીએ. હોજરીમાં કેટલીક ગ્રંથિઓમાંથી જઠરરસ સ્રવે છે એની પણ આપણને ખબર છે. પરંતુ જે ગ્રંથિઓની હું વાત કરું છું તે ગ્રંથિઓ સંબંધી આપણામાંના ઘણાને મુદ્દલે ય ખબર નથી. બીજી ગ્રંથિઓથી આનું પાર્થક્ય બતાવવા આને "અંતસ્રાવી ગ્રંથિઓ" (Glands of Internal Secretion) એવું નામ આપવામાં આવ્યું છે. આ જ ગ્રંથિઓને વ્યક્તિત્વ ગ્રંથિઓ "Glands of Personality"–કહેવામાં આવે છે. આપણો દેખાવ–આકૃતિ–આપણી પ્રકૃતિ યા સ્વભાવ, આપણી ઊંચાઈ, આપણું પૌરુષ, આપણું વૈર્ય યા આ બધા ગુણોનો વિપર્યય—આ બધું આ અંતઃસ્રાવી ગ્રંથિઓ ઉપર નિર્ભર છે. બીજી ગ્રંથિઓને ducts–પ્રણાલિઓ હોય છે એ વાટે એ પોતાનો સ્રાવ કાઢવે છે. પરંતુ આ અંતઃસ્રાવી ગ્રંથિઓ નલિકાવિહીન–ductless–છે એટલે આને ductless glands તરીકે પણ ઓળખવામાં આવે છે. મનુષ્યોની ભિન્ન ભિન્ન આકૃતિઓ, ભિન્ન ભિન્ન સ્વભાવ, ભિન્ન ભિન્ન ચારિત્ર આ બધું આ અંતઃસ્રાવી નલિકાવિહીન ગ્રંથિઓને આભારી છે એમ વિદ્વાનો કહે છે.

સંસારમાં એકસરખા મનુષ્યો જવલ્લે જ જોવા મળે છે. પરંતુ આપણને તેમાં અસાધારણ જેવું કંઈ ખાસ લાગતું નથી. કોઈના અવાજ ઉપરથી, કોઈના ખોંખારા ઉપરથી, તો કોઈની ચાલ ઉપરથી આપણે માણસો પારખી શકીએ છીએ. માતા પોતાનાં જોડકાં બચ્ચાં–જે એક બીજાને ખૂબ જ મળતાં હોય છે, ભાગ્યે જ ઓળખી શકાય એવી સમાન આકૃતિવાળાં હોય છે–ને પણ અમુક ખાસિયતોથી–લક્ષણોથી તુરત જ પારખી કાઢે છે. કોઈ એ માણસ ભાગ્યે જ એકસરખી આકૃતિવાળાં આપણા જોવામાં આવે છે અને જ્યારે જોવામાં આવે છે ત્યારે એવી ભૂલો થાય છે (તેમને પારખવામાં) કે કાવ્રની અદાલતોમાં તેના રમૂજી કિસ્સાઓ અનેક વખત જોવા મળે છે.

એડોલ્ફ બેક નામનો એક નોર્વેનો વેપારી લંડનમાં વસતો હતો. આ વેપારી ઉપર ઓરતોને વિચિત્ર રીતે ફસાવવાનો–કેસ ચાલ્યો હતો અને સાત વર્ષની સખત શિક્ષા તેને ફરમાવવામાં આવેલી. જ્યારે તે સાત વર્ષ પછી જેલ બહાર આવ્યો ત્યારે ફરીથી પાછો આવા જ ગુના બદલ તેને પકડવામાં આવ્યો. આ દરમિયાન જે ખરેખરો ગુનેગાર હતો તે જ્હોન સ્મિથ નામનો ગુનેગાર–જે જેલમાંથી નાસી છૂટ્યો હતો–તે પકડાયો. આ બન્નેની આકૃતિઓ એક બીજાને એટલી બધી મળતી આવતી હતી કે અજાણ્યો માણસ બન્નેને એક જ માને. તેમની આકૃતિ સમાન હતી એટલું જ નહિ તેમના હસ્તાક્ષરો પણ સમાન હતા! બેક ખરી રીતે નિર્દોષ હતો. સ્મિથ ખરો ગુનેગાર હતો. પરંતુ સ્મિથ નાસી છૂટેલો એટલે બેકને જ સ્મિથ માનીને સાત વર્ષ સુધી જેલમાં રાખવામાં આવેલો! જ્યારે સ્મિથ પકડાયો ત્યારે જ કોર્ટને આ ભૂલ સમજાઈ. ફરીથી કેસ ચાલ્યો. સ્મિથે પોતાના ગુનાઓનો એકરાર કર્યો અને સરકારે ખોટી રીતે એને સાત વર્ષ સુધી જેલમાં રાખ્યા બદલ બેકને ૫૦૦૦ પાઉન્ડ નુકસાનીના આપ્યા!

પગનું સરખાપણું એ આનુવંશિક નિયમોને આધીન છે અને એ વિષે કોઈક વખત મારે લખવું છે. પરંતુ તમામ મનુષ્યો જે એકબીજાથી ભિન્ન આકૃતિના છે તે આપણી અંતઃસ્રાવી ગ્રંથિઓને આભારી છે. આ ગ્રંથિઓની લીલા હમણાં હમણાં જ જાણવામાં આવી છે.

અંતઃસ્રાવી રસોમાંથી જે પદાર્થ સ્રવે છે તેને 'હોર્મોન્સ' તરીકે ઓળખવામાં આવે છે. દરેક ગ્રંથિમાં એક વા વધુ હોર્મોન્સ રહેલા હોય છે. આ પદાર્થો પ્રાણીઓની ગ્રંથિઓમાં રહેલા છે. જીવનની સમસ્ત ક્રિયાઓ, મનના આવેગો અને આવેશો વગેરે બધું આ ગ્રંથિઓ સાથે સંબંધ ધરાવે છે. આ હોર્મોન્સનું રાસાયણિક પરીક્ષણ કરવામાં આવ્યું અને હવે તો તેને મળતા જ પદાર્થો રસાયણશાસ્ત્રની મદદથી કૃત્રિમ (artificial) બનાવવામાં આવે છે. પ્રથમ તો બકરાં અને અન્ય પશુઓના શરીરમાંથી આ ગ્રંથિઓ કાઢીને તેનાં સત્ત્વ વપરાતાં હતાં. હવે પશુઓની જરૂર નથી પડતી. બનાવટી 'હોર્મોન્સ' બનાવવામાં આવ્યા છે અને તે છૂટથી વપરાવા લાગ્યા છે.

ગળામાં જેને આપણે 'હૈડિયો' કહીએ છીએ ત્યાં 'થાઈરોઈડ' નામની ગ્રંથિ છે. આ એક નાની મૃદુ ગ્રંથિ ગળામાં રહેલી છે. કેટલીક વખત બાળકો આ ગ્રંથિ સિવાય જન્મે છે. પ્રથમ ૭ મહિના તો કશું જ જણાતું નથી. પણ ૭ મહિના પછી બાળક સ્વાભાવિક રીતે વધતું જણાતું નથી અને માનસિક સ્ફૂર્તિ પણ તેનામાં જણાતી નથી એટલે આપણું ધ્યાન ખેંચાય છે. જો કંઈ કરવામાં ન આવે તો પણ તે બહુ બહુ તો ચારેક ફીટ જેટલું તો વધશે જ પરંતુ તે તદ્દન idiot, imbecile જડ–મૂર્ખ–બાંઠું જ જણાય છે. માનસિક વિકાસ જરા પણ થએલો હોતો નથી. આની મુખાકૃતિ તદ્દન વિચિત્ર જણાય છે, આંખોમાં નૂર નથી હોતું, માથું મોટું–શરીરના પ્રમાણમાં–વધેલું લાગે છે. ચહેરો ચપટો જણાય છે. આ ઠીંગુજીપણું–cretinism–આ થાઈરોઈડ ગ્રંથિના સ્રાવના અભાવને લઈને હોય છે. પ્રથમ આ ગ્રંથિઓના સ્રાવની ખબર ન હતી એટલે તેની ચિકિત્સા પણ ન હતી. પરંતુ હવે આ ગ્રંથિઓના મામિક અભ્યાસ પછી આવા ઠીંગુજીને થાઈરોઈડ ગ્રંથિનો સાર–extract–જે દવા વેચનારાઓને ત્યાં ટેબ્લેટ રૂપમાં મળે છે–આપવામાં આવે છે અને આપણા અચંબા વચ્ચે આવાં બાળકો વધવા લાગે છે. કેટલીક વખત તો દરેક મહિને ઇંચ વધે છે. બેડોળ ચહેરો સુડોળ બને છે, નિસ્તેજ આંખો તેજસ્વી બને છે, તે રમવા લાગે છે, બુદ્ધિનો ચમકારો જણાય છે અને બાળક સામાન્ય–normal થાય છે.

કેટલીક વખતે આ ગ્રંથિ ન હોવાને બદલે ઘણી જ વધેલી જણાય છે. મોટી ઉમરની યુવાન સ્ત્રીઓમાં કેટલીક વખત આવું જોવામાં આવે છે. થાઈરોઈડ જોઈએ તેના કરતાં વધુ મોટી હોય, વધુ સ્રાવ અંદરથી સ્રવતો હોય તો સ્ત્રી પાતળી, ઊંચી અને મોટી ડોળાવાળી–prominent–જણાય છે. ઘણી વખત તે અત્યંત મેધાવી, સંગીતપ્રવીણ અને સાહિત્યરસિક જણાય છે, પરંતુ ખૂબ જ લાગણીપ્રધાન, આવેશમય–emotional–અને અસ્થિર મનની જણાય છે. રોઝેટ નામના ગૃહસ્થની પત્નીને આવી ગ્રંથિ હતી અને આને લીધે સુંદર જણાતી ગરદન સૌન્દર્યના ચિહ્ન તરીકે ('Rossetti neck') ઘણા વખત સુધી પ્રચલિત હતી. પરંતુ હવે પુરવાર થયું છે કે એ ગરદન સૌન્દર્યવાળી નહિ પણ રોગ–

ખાપણવાળી–deformity–છે. આ સ્થિતિને Grave's Disease–ગ્રેવ્ઝ ડીસીઝ—ડબ્લીનના પ્રખ્યાત ચિકિત્સક ગ્રેવના નામ ઉપરથી—તરીકે ઓળખવામાં આવે છે. વધેલી થાઈરૉઈડ શસ્ત્રક્રિયાથી કાપી કાઢવામાં આવે છે. આખી ગ્રંથિ નહિ હાં, જેટલો ભાગ વધેલો હોય તેટલો જ ફક્ત કાપવાનો, અને જરૂર હોય તેટલો ભાગ તો રાખવાનો જ. પરંતુ આ શસ્ત્રક્રિયા ઘણી ભયાનક ગણાય છે એટલે આને માટે બીજા કંઈ ઉપાયો અજમાવવા તરફ ધ્યાન ગયું છે. અને ખરેખર આ ઘણું અગત્યનું છે. કારણકે આવા ઘણા કેસો હવે વધવા લાગ્યા જણાય છે.

આ બે સ્થિતિ ઉપરાંત એક ત્રીજી સ્થિતિ પણ આ ગ્રંથિની છે. મોટી ઉમરે આ ગ્રંથિ, કેટલીક વખતે, સુકાવા લાગે છે અને ધીરે ધીરે તદ્દન અદશ્ય થઈ જાય છે. પરિણામે દરદી મૂઢ જેવો, અક્કલહીન, ઘેઘરાયેલી આંખોવાળો, મોં અને ગરદન પણ ફેરફારવાળાં જણાય છે. માથાના વાળ ખરવા લાગે છે અને અકાળ વૃદ્ધત્વ લાગે છે. વિનોદ, નર્મ વગેરે કંઈ સમજી કે માણી શકતો નથી. આ વ્યાધિનું નામ 'મિક્ષીડિમા'–myxaedema–છે.

અલબત્ત, આ વ્યાધિ સૈકાઓથી ચાલ્યો આવતો હશે. પરંતુ તેનું જ્ઞાન કોઈને ન હતું. લાખો મનુષ્યો આ વ્યાધિને લઈને મરણશરણ પણ થયા હશે. પરંતુ ઓગણીસમી સદીના અંત સુધીમાં આ વ્યાધિ કોઈએ પારખ્યો ન હતો. સૌપ્રથમ મિક્ષીડિમાનો કેસ વર્ણવનાર–પારખનાર લંડનની ગાય હૉસ્પિટલનો ડૉક્ટર સર વિલિયમ ગુલ હતો.

આ ડૉ. ગુલ અલૌકિક મનુષ્ય હતો. અત્યંત ગરીબ માબાપને ઘેર તે જન્મેલો. ગુલ જ્યારે દશ વર્ષની ઉમરનો હતો ત્યારે તેનો પિતા મરી ગયો. ગુલની આકૃતિ નેપોલિયન બોનાપાર્ટ જેવી આકર્ષક હતી. નેપોલિયન જેવી જ વિજયની આકાંક્ષા તેના દિલમાં હતી. અથાક પરિશ્રમથી તે છેવટે બેરોનેટ થયો, રાણી વિક્ટોરિયાનો રાજવૈદ્ય બન્યો, પાછળથી પ્રિન્સ ઑફ વેલ્સ અને સાતમા એડવર્ડનો પણ રાજવૈદ્ય થયો. એની નિદાનશક્તિ આશ્ચર્યજનક હતી. એ મર્યો ત્યારે ૩૪૪,૦૦૦ પાઉન્ડની મિલકત પાછળ મૂકી ગયો એવી તેની આવક હતી. આટલી મોટી આવક ચિકિત્સકના ધંધામાં, ખરેખર તાજુબી પમાડનાર જ ગણાય. કહેવાય છે કે લૉર્ડ મોયનીહન નામના સર્જનની પેદાશ આ ચિકિત્સક કરતાં વધારે હતી. પરંતુ સર્જનની વાત જુદી છે. આપણે એનું પ્રયોજન નથી. આવા મશહૂર ડૉ. ગુલનું નામ આ મિક્ષીડિમા નામના વ્યાધિ સાથે જોડાયેલું છે.

કહેવાય છે કે ૫૦ વર્ષની ઉમરે આઠમા હેન્રી રાજાને આ દરદ થયું હતું. આથી જ એનું પરિચિત જીવન આ પાછીનાં વર્ષોમાં શાંતિથી પસાર થયું હતું. આ દરદને લઈને એની કામવાસના શાંત થઈ ગઈ હતી, એનું મગજ બહેર મારી ગયું હતું, અને તેની છેલ્લી રાણી, પુરોગામી રાણીઓના હિસાબે, વધુ ભાગ્યશાળી જીવન ગાળી શકેલી. જો તે વખતે ત્યાંના ડૉક્ટરોને આ રોગની જાણ હોત, હમેશાં બકરા કે ઘેટાના ગળામાંથી આ ગ્રંથિ કાઢી. તેનું સત્ત્વ કાઢી ખોરાક રૂપેની ચાનામાં રાજાને આપવામાં આવ્યું હોત, તો આઠમો હેન્રી રાજા પૂર્વવત્ તેજસ્વી, મેધાવી, રાજકુશલપટુ થાત અને ઈંગ્લંડનો ઈતિહાસ જુદો જ લખાયો હોત !

૧૮૯૦માં ન્યુકેસલ–ઑન–ટાઈનના ડૉ. જ્યૉર્જ મુરેએ પહેલવહેલી આ દવા–થાઈરોઈડ ગ્રંથિસત્વ વાપરીને જગતને બતાવ્યું કે મિક્ષીડિમા સાધ્ય વ્યાધિ છે. ખરેખર આ રોગમાં આ દવા ચમત્કાર જ બતાવે છે. સુકાયલ જણાતો ચહેરો તેજસ્વી બને છે, નિસ્તેજ આંખો તેજસ્વી બને છે. જો દરદી સ્ત્રી હોય તો તેનામાં એટલી તાઝગી જણાય છે કે તેની ઉપર કરતાં તે ૨૦–૨૫ વર્ષ ઉંમરમાં નાની જણાય. રતિ જેટલી દવાથી દરદીમાં અજબ ફેરફારો થાય છે. આ ગ્રંથિનો અભાવ, હદથી વધારે પડતો ગ્રંથિસ્રાવ, ગ્રંથિક્ષય—આ ત્રણુ સ્થિતિમાં ઓછીવત્તી માત્રાથી આ દવા મૂર્ખ જેવા દીસતા મનુષ્યને મહાન બનાવી શકે છે. આથી જ વ્યક્તિત્વ–personality–સાથે ગ્રંથિનું નામ જોડાયેલું છે.

બીજી આવી ગ્રંથિ એડ્રેનીલ છે. આપણા શરીરમાં બે મૂત્રપિંડો છે. બન્ને મૂત્રપિંડોના અગ્રભાગે આ ગ્રંથિઓ આવેલી છે. અંગૂઠાના નખ જેવું તેનું કદ છે. અત્યાર સુધી આ ગ્રંથિઓ વિષે કંઈ પણ જાણવામાં આવ્યું ન હતું. ઠેઠ હમણાં હમણાં જ આ ગ્રંથિઓનું કાર્ય પ્રકાશમાં આવ્યું છે. જીવન માટે—જીવનશક્તિ માટે—આ ગ્રંથિઓ નિતાન્ત આવશ્યક છે.

આપણા શરીરમાંથી હોજરી કાઢી લે, આંતરડાંમાંથી મોટો ભાગ કાઢી લે, મૂત્રપિંડમાંથી કંઈ ભાગ કાઢી લે, બરોળ આખી કાઢી લે–તો યે મનુષ્ય નથી મરતો. પરંતુ આ બે નાની ગ્રંથિઓ શરીરમાંથી કાઢી લેવામાં આવે તો આપણે ન જીવીએ. જીવનનિભાવ માટે આટલી બધી તે અનિવાર્ય છે.

આ ગ્રંથિઓમાં બે જાતના અંતઃસ્રાવી રસો છેઃ (૧) ઍડ્રેનલીન; અને (૨) સુપ્રેરેનિન. ઍડ્રેનેલીન અદ્ભુત સદશ જીવનપ્રદ કાર્ય બજાવે છે; હૃદયની માંસપેશિઓનો સંકોચ એને આધીન છે. આફત વખતે એ બહુ સ્રવે છે, રજ્જતમાં ભળે છે અને આફતથી શરીરને બચાવે છે. ઓચિંતા સંકટ વખતે સામા થવાની, કાં ભાગી છૂટવાની શક્તિ આપણને ઍડ્રેનેલીન આપે છે. આપણી ઉપર દોડી આવતી મોટરથી બચવાની શક્તિ–કૂદીને બાજુ હઠવાની શક્તિ ઍડ્રેનેલીન બક્ષે છે. આત્મઘાત કરવા માટે આ જ ઍડ્રેનેલીન આપણને પ્રેરે છે. કુસ્તીમાં કે વ્યાયામના દારુણ દંગલમાં ઝૂકાવેલું હોય છે ત્યારે આ જ ઍડ્રેનેલીન છેલ્લાં ટીપાં સુધી પોતાનો સ્રાવ ઠાલવીને શક્તિ ટકાવી રાખે છે. ૧૯૦૧માં યુનાઈટેડ સ્ટેટસમાં એક ટેકેમાઇન નામના જાપાની ડૉક્ટરે આ શોધ્યું છે અને આ ડૉક્ટરના નામ સાથે તેનું નામ જોડવામાં આવ્યું છે.

બીજી જાતનો અંતઃસ્રાવી રસ કોર્ટેન–પૌરુષશક્તિ સંરક્ષે છે. આના અભાવથી અથવા અપૂર્ણતાથી સ્ત્રૈણભાવ, ક્લીબત્વ પ્રાપ્ત થાય છે. સ્ત્રી હોય તો આના વધુ પડતા સ્રાવથી તે પુરુષ જેવી બરછટ બને છે. આવી સ્ત્રીઓ મોટે ભાગે વ્યાયામના અદ્ભુત પ્રયોગો, કુસ્તી, ટેનિસ, હૉકી વગેરેમાં નામ કાઢે છે, મોટે ભાગે તેમને મૂછો જેવા આછા વાળ ઊગે છે અને પરણ્યા પછી આવી સ્ત્રીઓને સંતાન થતાં નથી.

સમુદ્ર જેવા દુર્ધર્ષ અને કાલાગ્નિ સમ દુઃસહ–એવા લોકવીરને આપણે પુરુષર્ષભ–પુરુષોમાં ઋષભ–બિરુદથી નવાજીએ છીએ. ઋષભ એટલે આખલો એ પુરુષાતન–પૌરુષ–બલનો પ્રતીક મનાય છે.

આખલાની એ શક્તિ–પૌરુષ એના શરીરમાં મોટી ઍડ્રેનીલ ગ્રંથિઓને આભારી છે.

હરણ જેવાં બામબીત મૃદુ પશુઓમાં એડ્રીનીલ ગ્રંથિઓ ઘણી નાની હોય છે, આ ગ્રંથિની અપૂર્ણતા–deficiency–સાથે ચામડીના રંગને સંબંધ છે. અતિપ્રાચીન મનુષ્યોનો રંગ કાળો હતો એમ મનાય છે અને હવે આપણામાંના ઘણાનો રંગ બદલાયો છે એ બતાવે છે કે, આપણામાં એ પ્રાચીનો–primitive–કરતાં એડ્રીનીલ ગ્રંથિઓનો વિકાસ વધુ થયો છે. ગોરી પ્રજાઓની સાર્વભૌમતા આ એડ્રીનીલની પ્રચુરતાને જ આભારી હશે ?

એક 'એડિસન્સ ડીસીઝ' નામનો રોગ થાય છે. ગોરા મનુષ્યોની શ્વેત ચામડી આ રોગમાં તદ્દન કાળી પડી જાય છે. રોગી અતિદુર્બળ બની જાય છે, એપેન્ડીસાઇટીસના જેવો સખત દુખાવો પેટમાં વારંવાર ઊપડી આવે છે અને મોટે ભાગે વર્ષોમાં મરણ-શરણ થાય છે. મતલબ કે આ રોગથી આજ સુધી આ વ્યાધિના રોગીઓ મરતા હતા પરંતુ હવે આ એડ્રીનીલ ગ્રંથિઓ ઉપરના બાહ્યસ્તર ( outer coat )નું સત્ત્વ આપે રાખ-વાથી–ઇન્જેક્શનથી–આ રોગના દરદીઓનું જીવન નિભાવી રખાય છે, જેમ 'ઇન્સ્યુલીન'ની મદદથી મધુમેહી-દરદીઓનું જીવન નભે છે તેમ.

આ ઇન્જેક્શન્સ શોધવાનું માન બે અમેરિકન ડૉક્ટરોને ગયું છે. જેના નામ ઉપરથી 'એડિસન્સ ડીસીઝ' નામ રાખવામાં આવ્યું છે એ ડૉ. એડિસન આ શોધ વખતે જીવતા હોત તો તેને કેટલો આનંદ થાત ! ૧૯૩૪માં ઉપરોક્ત ઇન્જેક્શન્સ શોધાયાં. આ ડૉ. એડિ-સને ૧૮૬૦માં ગાય હોસ્પિટલમાંથી સર વિલિયમ ગુલ પોતાને કાઢી મૂકશે એ ડરથી આત્મ-હત્યા કરી હતી. આ વાત સાચી હતી જ નહિ, પરંતુ ડૉ. એડિસન અતિશય લાગણી-પ્રધાન માણસ હતા. જ્યારે આ વ્યાધિનું બ્યાન એડિસને તે વખતની લંડનની વૈદ્યસભા–medico-chirusgical society–સમક્ષ કર્યું ત્યારે દુર્ભાગ્યે તે સભામાં સભ્યોએ તેની ઠેકડી કરી. એડિસનનું ભાષણ એ સભાના મુખપત્ર–transactions–માં છાપવાની ચોખ્ખી ના પાડી. અતિશય લાગણીપ્રધાન હોઈ, આ અપમાનિત અને બાગનાશ ડોક્ટરે આત્મહત્યા કરી. વખતની પણ બલિહારી છે. તે સમયના ના પાડનારા કોઈનું નામ સમયપટ ઉપર અંકિત થયું નથી જ્યારે બિચારા ભગ્નાશ એડિસનનું નામ તો હજી યે વિશ્વપટ ઉપરની તમામ વિદ્યાપીઠોમાં ઉચ્ચારવામાં આવે છે જ !

થાયરોઇડ અને એડ્રીનીલ કરતાંય વિશેષ ઉપયોગી એવી એક ત્રીજી અંતઃસ્રાવી ગ્રંથિ 'પિચ્યુટરી'ની લીલા તો ખરેખર અદ્ભુત છે. આથી તો એનું નામ " master gland " સર્વશ્રેષ્ઠ ગ્રંથિ પડ્યું છે, આ ગ્રંથિ વટાણા જેવડી કદમાં છે, ખોપરીમાં મગ-જના તળિયામાં તે આવેલી છે. આટલી નાની અને મગજના એક અંધારા ખૂણામાં પડેલી આ ગ્રંથિ શરીરની બીજી બધી ગ્રંથિઓની સમ્રાજ્ઞી છે. થાયરોઇડ, એડ્રીનીલ, આદિ તમામ ગ્રંથિઓનું નિયમન આ જ ગ્રંથિ કરે છે. એની અગત્યતા જોતાં એની સ્તુતિ કરતાં શેષનાગ થાકે એમ છે, જાણે ચૈતન્યનું સ્થાન–આત્માનું સ્થાન–આ નાનીશી વટાણા જેવડી ગ્રંથિ જ ન હોય એવું એનું વિશિષ્ટ સ્થાન છે.

આ નાનીશી ગ્રંથિના બે ખંડો છે : એક આગલો અને બીજો પાછલો. આગલો ખંડ–anterior lobe–શરીરની વૃદ્ધિ વા વિકાસનું નિયમન કરે છે. આ આગલો ખંડ વધેલો–enlarged–હોય તો મનુષ્ય રાક્ષસ–giant–બને છે, આયર્લેન્ડના ઓ'બ્રાયનનું

નામ ઘણા જાણીતા હશે. એની આ ગ્રંથિ ( આગલો ભાગ ) વિશેષ વધેલી હતી એટલે તેની ઊંચાઈ ૮ ફીટ ૪ ઇંચ હતી. ઓબ્રાયનની ઊંચાઈ ૮ ફીટ અને ૪ ઇંચની હતી એટલે દરેક પ્રદર્શનમાં તેને મોટી ફી આપીને નિમંત્રવામાં આવતો અને આવી જ રીતે તે પોતાનું ગુજરાન ચલાવતો. આવી રીતે તેણે ૭૦૦ પાઉન્ડ બચાવ્યા હતા. એક દિવસ તે સખત દારૂના ઘેનમાં ચકચૂર પડ્યો હતો તે વેળા કોઈ આ પૈસા ચોરી ગયું. આ નિરાશા વિસરવા તેણે ખૂબ દારૂ પીવા માંડ્યો અને એમાં જ તે મરણ પામ્યો! આ રાક્ષસ જેવા અતિ ઊંચા મનુષ્યો બહુ મૃદુ–delicate–હોય છે. તેઓ યુવાન વયે જ મરે છે. ઓબ્રાયનના મૃત્યુ બાદ એનું અસ્થિપિંજર હંટેરિયન મ્યુઝિયમમાં પ્રદર્શન માટે રાખવામાં આવ્યું છે. અસ્થિપિંજર વખતે ઓબ્રાયનની પિચ્યુટરી ગ્રંથિ મરઘીના ઈંડા જેવડી મોટી જણાયેલી.

વટાણા જેવડી નાની ગ્રંથિ! તેના બે વિભાગો! આગલો ભાગ જો વધુ વધેલો હોય તો ઊંચા તાડ જેવો માણસ થાય! અને જો આ આગલો ભાગ જોઈએ તે કરતાં ઓછો–deficient–હોય તો વામન સ્વરૂપ–Dwarf–થાય! ચાર ફીટની ઊંચાઈ કરતાં જેની ઊંચાઈ નીચી હોય છે તેને ' વામનો ' તરીકે ઓળખવામાં આવે છે. વામનજીઓ રાક્ષસ–giant–કરતાં વધુ સુખી હોય છે કારણકે તે બેઠી બાંધણીના, હૃષ્ટપુષ્ટ શરીરના, દીર્ઘાયુષ ભોગવનારા હોય છે. વળી આ વામનજીઓ ઘણા બુદ્ધિશાળી અને આનંદી હોય છે અને આથી જ આજ દિન સુધી રાજાઓના દરબારમાં આવા વામનજીઓને મશ્કરાઓ તરીકે રોકવામાં આવતા હતા. બીરબલની ઊંચાઈની આપણને ખબર નથી, નહિ તો કેટલોક પ્રકાશ પડે ખરો!

આપણી ઊંચાઈ આ ટચુકડી ગ્રંથિ નિયમિત કરે છે! સ્ત્રીઓનું સ્ત્રીત્વ–તેમની જનનશક્તિ–માતૃત્વ આ જ ગ્રંથિનો આગલો ભાગ સંરક્ષે છે–નિયમન કરે છે. આ આગલા ભાગનું આરોગ્ય બરાબર સચવાતું ન હોય તો કાં અકાળે ગર્ભપાતો થાય છે અથવા વંધ્યત્વ પ્રાપ્ત થાય છે. પ્રસવ વખતે વેણ–labour pains–આવે છે તે આ પિચ્યુટરીના સાથને લઈને જ. આથી જ હવે પ્રસવકાલ ભરાઈ ગયો હોય, વેણ એક વખત ઊપડીને બંધ પડી ગઈ હોય–ત્યારે ડૉક્ટરો પિચ્યુટરીના આગલા ભાગનું સત્ત્વ ઇંજેક્ટ કરે છે: તુરત જ વેણ શરૂ થાય છે અને બાળક પ્રસવ થાય છે!

ડીકન્સના ' પિકવીક પેપર્સ 'માં " Fat Boy "નું સંસ્મરણ બધાને હશે જ. પિચ્યુટરી ગ્રંથિની શોધ તે વખતે થઈ ન હતી, છતાંય ડીકન્સે એક વિજ્ઞાનીની ચોકસાઈથી એ જાડા છોકરાનું વામનત્વ સરસ રીતે વર્ણવેલું છે.

કહેવાય છે કે નેપોલિયનમાં આ ગ્રંથિનો સરસ વિકાસ થયેલો હતો. જ્યાં સુધી આ ગ્રંથિનું કાર્ય નિયમિત ચાલ્યા કર્યું ત્યાં સુધી તેણે આખા યુરોપને ધ્રુજાવ્યું હતું. પરંતુ ૪૦ વર્ષની ઉમર પછી એની એ ગ્રંથિનો ક્ષય થવા લાગ્યો હતો અને પરિણામે તે એક પછી એક એવી ભૂલો કરવા લાગ્યો કે છેવટે સેંટ હેલિનામાં કેદી તરીકે પૂરાયો. ડૉ. ગીકી કૉબ ( Geikie Cobb )ના પુસ્તક The Glands of Destiny–"ભાગ્યવિધાતા ગ્રંથિઓ"માં આ વાત તેણે કહેલી છે.

લૈંગિક ગ્રંથિઓ—sex glands—પણ શરીરમાં અદ્‌ભુત કાર્યો કરે છે. લગ્નજીવનનો આનંદ આ ગ્રંથિઓના આરોગ્ય ઉપર જ અવલંબે છે. વાજીકરણશક્તિ, જનનશક્તિ, શૌર્ય, સાહસ—ઇત્યાદિ આ પુનરુત્પાદક લૈંગિક ગ્રંથિઓ પર અવલંબેલું છે. પુરુષોની ષંઢતા—impotency—માટે આ જ ગ્રંથિઓ જવાબદાર છે. બકરાના અંડ—બસ્તાંડનો સૂપ વાજીકરણ માટે ચરકે અનેક જગોએ યોજેલો છે. જે ગ્રંથિની અપૂર્ણતાથી કમતાકાત—નામર્દાઈ આવે છે તે જ ગ્રંથિનું તત્ત્વ શરીરમાં પ્રવેશ કરવાથી તાકાત અને પૌરુષ આવે છે. સ્ત્રીઓમાં જો આ ગ્રંથિઓ નિરોગી નથી હોતી તો અનેક જાતની યોનિવ્યાપદોની તે ભોગ બને છે. સ્ત્રીનું માર્દવ, પ્રેમ માટે મરી ફીટવાની તમન્ના—આ બધું આ ગ્રંથિઓને જ આભારી હોય છે. સ્ત્રીઓને પણ મૂછો ફૂટે છે તે આ લૈંગિક ગ્રંથિઓની અપૂર્ણતાને લઈને. રજોદર્શન, સગર્ભાવસ્થા, પ્રસવ, સ્તન્યપાન—બધા ઉપર, અરે સમસ્ત સ્ત્રીજીવન ઉપર આ લૈંગિક ગ્રંથિઓની અસર છે.

ખૂબી તો એ છે કે આ બધી અંતઃસ્રાવી ગ્રંથિઓ વચ્ચે અદ્‌ભુત સહકાર જોવામાં આવે છે. એકાદ ગ્રંથિનો સ્રાવ ઓછો થતો હોય છે તો તે ખોટ બીજી ગ્રંથિ પોતામાંથી તેટલા પ્રમાણમાં વધુ સ્રાવ પેદા કરી ભરપાઈ કરે છે. નાનપણમાં પુરુષ ગ્રંથિ—male gland—ને નુકસાન પહોંચાડવાથી પિચ્યુટરી વધુ ઉત્તેજિત થાય છે અને પરિણામે આપણે ઊંચા હિજડાઓ જોઈએ છીએ! કોઈ પણ અંતઃસ્રાવી ગ્રંથિઓનો રોગ આખા વ્યક્તિત્વને પલટી નાખે છે. અંતઃસ્રાવી ગ્રંથિઓની 'સંવાદી વીણા' ઉપર જ મંજુલ જીવનસંગીત અવલંબેલું છે એટલું સૌ કોઈ હૃદયમાં કોતરી રાખજો.

આ અંતઃસ્રાવી ગ્રંથિઓ આપણી પાચનક્રિયા પણ નિયમિત કરે છે અને આહારની અપૂર્ણતા આ ગ્રંથિઓ ઉપર અસર પહોંચાડે છે. આમ એકની અપૂર્ણતાની અસર શરીરમાં બધે જ જણાય છે. દાખલા તરીકે, આપણા રોજના આહારમાં આયોડીન જવું જોઈએ. તે ન જાય તો ગલગંડ—ગૉઈટર—નામનો રોગ લાગુ પડે. ગલગંડ રોગ થાઈરૉઈડ ગ્રંથિને ઈજા પહોંચાડે અને થાઈરૉઈડને ઈજા પહોંચતાં તેમાંનો સ્રાવ 'થાઈરોક્ષીન' યોગ્ય માત્રામાં શરીરને ન મળતો રહે તો બીજા અનેક રોગોનો પ્રાદુર્ભાવ થાય! આમ આપણો સ્વભાવ, રીતભાત, આવેગો અને આવેશો, મન અને બુદ્ધિ—આ બધું અંતઃસ્રાવી ગ્રંથિઓની દયા ઉપર જ અવલંબેલું છે. વામનજીઓ કે રાક્ષસો કંઈ પેદી દર પેદી પાકતા નથી. સાધારણ મનુષ્યોનાં સંતાનો જ વામનજીઓ અને ઊંચા તાડો થાય છે!

હું આ લેખની શરૂઆતમાં આનુવંશિક સંસ્કારો વિષે કહી ગયો છું. આનુવંશિક સંસ્કારો, બાહ્ય પરિસ્થિતિ—આ બે બાબતો પણ આપણા વ્યક્તિત્વ ઉપર ભારે અસર ઉપજાવનાર છે. આ બે બાબતોનું અંતઃસ્રાવી ગ્રંથિઓ ઉપર નિયમન છે એટલે એકંદરે અશે મનુષ્યજીવન એક બીજા સાથે કેવું સંકળાયેલું છે એ સમજાશે. સુપ્રજનનશાસ્ત્ર, સુખદ પરિસ્થિતિ, યુક્તાહાર, અંતઃસ્રાવી ગ્રંથિઓ અને શરીરમાં રહેલી બીજી પ્રણાલિકાયુક્ત ગ્રંથિઓ—આ બધાંનો એવો સુયોગ પરમાત્માએ શરીરમાં સાધ્યો છે કે તેનો વિચાર કરતાં આપણી બુદ્ધિ મુંઝાઈ જાય છે! અંતઃસ્રાવી ગ્રંથિઓએ વૈદકીય વિજ્ઞાનને ભારે ઓપ આપ્યો છે. અને હજી યે આવા તો કેટલા યે ચમત્કારો ભગવાને આ નવદ્વારી નગરીમાં ભર્યા હશે તે તો 'દેહી' સિવાય કોણ જાણી શકે છે?

❦

# રંગ ક્યાંથી આવે છે?

ડૉ. સુરેશ એમ. શેઠના એમએસસી., પીએચ. ડી

કુદરત રંગોથી કેટલી ભરપૂર છે! આખું ભૂરું આકાશ, વર્ષાઋતુમાં કેટલાં સુંદર મેઘધનુષ્યો તેમાં દેખાય, અને સૂર્યોદય તથા સૂર્યાસ્ત વેળાએ સોનેરી રાતા રંગોથી કેટલું દેદીપ્યમાન તે બને છે! લીલી લીલી વૃક્ષવેલીઓ વિવિધ રંગનાં ફળો અને પુષ્પોથી કેવી શોભી ઊઠે છે! આકર્ષક રંગનાં પશુપક્ષીઓ—કેટલી મોહક તેમની ચામડી અને પીછાંના રંગો! લાલ રંગની માટી, કાળાશ પડતા પથ્થરો, જ્યાં જુઓ ત્યાં બસ રંગ જ રંગ. જીવનના ઉષઃકાળથી મનુષ્યે પણ કુદરતી મળી આવતી વસ્તુઓમાંથી રંગો મેળવી પોતાનાં જીવનની જરૂરિયાતો રંગી જીવનમાં રંગ લાવવા પ્રયત્નો કર્યા છે. વારતહેવારે તો રંગની છોળો ઊડે છે. રંગબેરંગી કપડાં, રંગબેરંગી સાથિયાઓ, રંગબેરંગી દીવાઓ, જ્યાં જુઓ ત્યાં રંગો નજરે પડે છે. તમારા શહેરનાં બજારોને કોઈક વખત રંગની દૃષ્ટિએ તપાસી જોજો. ખાદ્ય પદાર્થો, ઘરો, કપડાં, ફરનિચર, ચિત્રો, પુસ્તકો, ચોપાનિયાં, વાહનો વગેરે સર્વેને રંગથી વધારે આકર્ષક બનાવવાનો મનુષ્યનો પ્રયત્ન, તમને ડગલે ને પગલે દેખાશે.

રંગનું જીવનમાં શું સ્થાન છે તેનો તમે કદી વિચાર કર્યો છે ખરો? જો સર્વે વસ્તુઓ એક સામટી રંગવિહોણી બની જાય તો પછી જીવનમાં પણ કંઈ રંગ રહે ખરો? જીવનને રસમય બનાવતા આ રંગો ક્યાંથી આવતા હતા, ક્યાંથી આવે છે, તે વિષે જાણવાની ઉત્કંઠા તમને કોઈક વખત તો જરૂર થઈ હશે. રંગનો ઇતિહાસ જાણવા જેવો છે.

૭ હજાર વર્ષો પૂર્વે મીસરવાસીઓએ પિરામીડોમાં જાળવી રાખેલાં પ્રેતો ગળીથી રંગેલાં સૂતરાં કપડાંમાં વિંટાળેલાં મળી આવ્યાં છે. એ પુરવાર કરે છે કે ૭ હજાર વર્ષો પૂર્વે પણ રંગ અને રંગવાની કળા જાણીતી હતી. ઇટલીમાં આજથી બે હજાર વર્ષો પૂર્વે ધરતીકંપમાં નષ્ટ થઈ ગએલી પોમ્પેઈ નગરીનાં મળી આવેલાં પુરાતન અવશેષોની દીવાલો પરની ચિત્રકળા પરથી જણાય છે કે એ સમયે પણ રંગીન કપડાં વપરાશમાં હતાં. હિંદમાં મળી આવતા પ્રાચીન કળાના નમૂનાઓ પરથી રંગના વિષયમાં પણ પ્રાચીન સમયમાં હિંદે ઘણી પ્રગતિ સાધી હોય એમ જણાય છે. હિંદ અને ચીન એ બન્ને દેશોએ રંગવાની કળા પહેલવહેલી કેળવી હતી; ત્યાર પછી ઇજિપ્ત, ઇટાલી વગેરે દેશોમાં તેનો પ્રચાર થયો.

આપણા પૂર્વજો વનસ્પતિ, નાનકડાં જંતુઓ અને ધાતુઓનાં સંયોજનો દ્વારા તેમને જોઈતા રંગો મેળવતા. વનસ્પતિ રંગો ઝાડોની છાલોમાંથી, ઝાડોનાં મૂળિયાંમાંથી, અગર તો પાનો, ફળો અને ફૂલોમાંથી મેળવવામાં આવતા. લાલ રંગ મેળવવા માટે આલ ઝાડનાં મૂળિયાં અને કરડાઈ ઝાડના ફૂલો મોટા પ્રમાણમાં વપરાતાં. કરડાઈનાં ફૂલોમાંથી મળતો રંગ તે વિખ્યાત કસુંબી રંગ. પતંગનાં ઝાડોની છાલ પણ લાલ રંગ મેળવવા માટે વાપરવામાં આવતી. પીળા રંગ માટે મુખ્યત્વે હળદર જ વપરાતી. એ રંગ સહેલાઈથી કાઢી શકાય એવી હોવાથી, તેમજ હળદર સસ્તી પણ હોવાથી લગ્ન વગેરે શુભ પ્રસંગે વસ્ત્રો પીળા રંગવા માટે તે મોટા પ્રમાણમાં વપરાતી. આજે પણ તે ક્યાં નથી વપરાતી! પીળો રંગ

મેળવવા માટે ગુલઅબ્બાસ અને કેસૂડાનાં ફૂલો પણ વાપરવામાં આવતાં. પછી રહ્યો વાદળી રંગ. તેને માટે વપરાતી વસ્તુ કઈ હોઈ શકે ? ગળી જ. બીજી કોઈ વસ્તુની મગદૂર શી કે તેને ટક્કર મારી શકે. હજારો વર્ષોથી ગળીએ માનવજાતને વાદળી રંગ આપ્યો છે. હિંદુસ્તાન તો ગળીના વેપાર માટે જગવિખ્યાત હતું; અને દર વર્ષે અહીંથી લાખો રતલ ગળી પરદેશ મોકલવામાં આવતી. ૧૪ લાખ એકર જમીન ગળીના છોડથી છવાઈ રહી હતી અને હજારો માણસો તે ઉદ્યોગમાંથી પોતાનો નિર્વાહ ચલાવતા હતા. ગળીના છોડનાં પાંદડાંમાંથી આ રંગ મેળવવામાં આવતો; પણ તે મેળવવાની રીત બહુ અટપટી હતી. સત્તરમી સદીમાં ગુજરાતમાં અને પછીથી બંગાળ, સંયુક્ત પ્રાંત અને બિહારમાં ગળીનો ઉદ્યોગ ખીલ્યો હતો. ૧૮૯૭માં તે ફાલેલા વેપાર પર આફત ઊતરી. જર્મનીની એક વિખ્યાત કંપનીએ, વર્ષો સુધી સંશોધન કરી, લાખો રૂપિયા ખર્ચી કૃત્રિમ રીતે ગળી બનાવવાની શોધ કરી. આ ગળી સસ્તે ભાવે મળવા લાગી અને હિંદુસ્તાનનો ગળીનો વેપાર નષ્ટ થયો. અત્યાર સુધી જગતના અનેક દેશોને ગળી પૂરી પાડતું હિંદ હવે જર્મની પાસેથી ગળી વેચાતી લેવા લાગ્યું !!

રંગો કંઈ ફક્ત કારખાનોમાંથી જ મેળવવામાં આવતા એવું ન હતું. કેટલાંક જંતુઓ પણ જાણે મનુષ્યને રંગ આપવા માટે જ ન હોય તેમ પોતાનું જીવન જીવી જતાં. મેડીટરેનિયન સમુદ્રને કિનારે ટીર પ્રદેશમાં મળી આવતી એક જાતની ગોકળગાયના શરીર પર શસ્ત્રક્રિયા કરી તેમની નસમાંથી એક પ્રવાહી મેળવવામાં આવતું. આ પ્રવાહી સુકાયા પછી જાંબુડિયા રંગનું બનતું. આ હતો પ્રખ્યાત રંગ 'ટીરિયન પર્પલ.' તેની કિંમત તમે શું ધારો છો? તેની કિંમત તો હતી રતલના રૂ. ૨૦૦૦થી યે વધુ ! તેથી તે રંગ તો ફક્ત મહારાજાઓ ને મોટા શ્રીમંત ધર્મગુરુઓ જ વાપરી શકતા. 'કોકસ લેક્કા,' 'કોકસ ઈલીસસ' અને 'કોકસ કેક્ટી' નામનાં નાનકડાં લાલ જંતુઓ વડ, અંજીર, બોરડી વગેરે ઝાડો પર ઉછરે છે તેમને સુકવીને લાખ, કોચીનીલ ને કરમીસ નામના ત્રણ રાતા રંગો મેળવવામાં આવતા. આ જંતુઓ એટલાં ઝીણાં ને વજનમાં હલકાં હોય છે કે તેમના કદ પ્રમાણે ૨૦ હજારથી ૭૦ હજાર જેટલાં જંતુઓ ભેગાં થાય ત્યારે એક રતલ વજન થાય. લાખ તો હિંદુસ્તાનમાં ઘણા પુરાણા સમયથી વાપરવામાં આવતી. ચામડું, ઊન અને રેશમ રંગવા માટે તે ખાસ કામમાં લેવાતી. આજે પણ હિંદ લાખના ઉદ્યોગમાં પ્રધાનપદ ભોગવે છે. પણ આજે લાખ રંગ તરીકે ખાસ ઉપયોગી નથી, રેઝિન (resin) તરીકે તે મોટા પ્રમાણમાં વપરાય છે.

પ્રાણિજન્ય અને વનસ્પતિજન્ય રંગો સિવાય લોખંડ, સીસું, જસત વગેરે ધાતુઓનાં ક્ષારો પણ રંગ તરીકે વપરાતા હતા. હિંદમાં સદીઓથી કપડાં રંગવા માટે ગેરુ વપરાય છે. આજે પણ સાધુઓ પોતાનાં કપડાં રંગવા માટે ગેરુ જ વાપરે છે. તમે નહિ જાણતા હો પણ ગેરુ એ લોખંડની ભસ્મ છે. લોખંડની ભસ્મો પીળાથી તપખીરિયા રંગો આપે છે. સીસાની ભસ્મો પીળો અને લાલ રંગ આપે છે. ક્રોમીઅમ અને તાંબાના ક્ષારો લીલા અને ભૂરા રંગો આપે છે. કુદરતી મળી આવતો લીલાશ પડતો લોખંડનો ક્ષાર, જેને આપણે હીરાકસીના નામે ઓળખીએ છીએ તે તો તમારામાંથી ઘણાએ જોયો હશે.

પાણીમાં આનું દ્રાવણ બનાવી તેમાં કપડું બોળીએ અને તે કપડું પછી હરડા, બેહડાં કે આમળાનાં અર્કમાં બોળીએ તો સુંદર ઘેરો ભૂરો રંગ મળે છે—જે વખત જતાં કાળો પડે છે. કપડાંને કાળો રંગ આપવા માટે આ જ રીત વપરાશમાં હતી. આ ઉપરાંત કેટલીક ધાતુઓના ક્ષારો સફેદ રંગ આપતા

વનસ્પતિ રંગો કપડાં પર સહેલાઈથી ચડતા નથી. તે ચડાવી રંગને પાકો બનાવવા બીજાં સહાયક પદાર્થોની જરૂર પડે છે. આવા પદાર્થોને અંગ્રેજીમાં 'મોરડન્ટસ (mordants) કહેવાય છે. ફટકડી આ માટે મોટા પ્રમાણમાં વાપરવામાં આવતી અને હજી પણ તે મોટા પ્રમાણમાં વપરાય છે. હાલ તો બીજા પણ અનેક પદાર્થો ઉપયોગમાં લેવાય છે. કપડાંને પહેલાં આ પદાર્થના દ્રાવણમાં બોળી, પછી રંગના દ્રાવણમાં બોળવામાં આવે છે.

વનસ્પતિ અને પ્રાણિજન્ય રંગો મેળવવામાં અનેક મુશ્કેલીઓ નડતી હતી. ખાસ અનુભવી માણસો જ તે બનાવીને વાપરી શકતા. આથી રંગ અને રંગાટની કિંમત વધુ પડતી તેમાં નવાઈ પણ શી? ઓગણીસમી સદીમાં થએલી શોધોને પરિણામે રંગના ઉદ્યોગમાં અજબ પલટો આવ્યો અને અત્યાર સુધી રંગની દુનિયા જે ફક્ત તવંગરો માટે જ હતી તે હવે ગરીબો માટે પણ ખુલ્લી થઈ—ગરીબોનાં જીવનમાં પણ રંગોએ પ્રવેશ કર્યો. ૧૮૫૬ની સાલની ઇસ્ટરની રજાઓ ચાલતી હતી. બીજા વિદ્યાર્થીઓ રજા માણતા હતા પણ અઢાર વર્ષનો વિલિયમ પરકીન રસાયણનાં ક્ષેત્રમાં મોટી મજલો કાપવા હામ ભીડી રહ્યો હતો. તેર વર્ષનો તે હતો ત્યારે તેણે અનેક વખત સુપ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી હોફમેનનાં ભાષણો સાંભળવા બપોરનું જમણ પણ જતું કર્યું હતું. તે એનીલીન નામના એક પદાર્થ પર રાસાયણિક ક્રિયાથી ક્વીનીન બનાવવા મથતો હતો. એક પ્રયોગ તેણે કર્યો; શુદ્ધ સફેદ ક્વીનીન મળવાને બદલે તેને કાળો, ચીકણો પદાર્થ મળ્યો. જે તેની જગાએ બીજો કોઈ હોત તો તેણે તે પદાર્થ ફેંકી દીધો હોત, પણ પરકીન તો મહાન થવાને સર્જાયો હતો. તેણે તે પદાર્થને દારૂમાં ઓગાળ્યો. તેને જાંબુડિયા રંગનું દ્રાવણ મળ્યું. તે તરત પાસેની એક દુકાનમાં દોડયો અને એક રેશમની પટ્ટી લઈ આવ્યો અને તે દ્રાવણમાં નાખી. તેની અજાયબી વચ્ચે તેણે જોયું કે તે જાંબુડિયા રંગથી રંગાઈ હતી અને વળી રંગ પણ પાકો હતો! આ રંગનું નામ 'માવ' રંગ. કૃત્રિમ રંગોના ઉદ્યોગોનો પાયો આવી રીતે પરકીને નાખ્યો. આ રંગો ડામરના રંગો તરીકે ઓળખાય છે કારણકે તેમની બનાવટ માટે જોઈતાં રસાયણો ડામરમાંથી મળી રહે છે.

તમે કોઈક વખત કોલસાના ટુકડાને કાચની નળીમાં મૂકીને ગરમ કરી જોયો છે? ગરમ કરશો તો પહેલાં અંદરથી વાયુ નીકળતો જણાશે. આને 'કોલ ગેસ' કહેવાય છે. થોડું પ્રવાહી પણ નીકળે છે અને આ છે ડામર. નળીમાં રહેલો પદાર્થ તે કોક, જે બળતણ તરીકે વપરાય છે. ડામરમાંથી બેન્ઝીન, ટોલ્યુઇન, કાર્બોલિક એસિડ, નેપ્થેલીન વગેરે—જેમનાં નામોથી તમે કદાચ અપરિચિત હશો એવા દસ–બાર પદાર્થો છૂટા પાડવામાં આવે છે. આ પદાર્થો પર અનેક રાસાયણિક ક્રિયાઓ કરી રંગો મેળવવામાં આવે છે. આવા સંયોગીકરણથી સેંકડો રંગો બનાવવામાં આવ્યા છે. આજે ઇંગ્લૅંડ, અમેરિકા, જર્મની, સ્વીટ્ઝર્લૅંડ ને જાપાનમાં રંગો બનાવવાનાં અનેક મોટાં મોટાં કારખાનાંઓ ચાલે છે.

કૃત્રિમ રંગો વિવિધ પ્રકારના હોય છે. કેટલાક પાણીમાં ઓગાળી સીધા જ વાપરી શકાય છે. કેટલાકને બીજાં સહાયક રસાયણોની જરૂર પડે છે. કેટલાક રંગો વળી રાસાયણિક ક્રિયાથી કપડાં પર જ બનાવવામાં આવે છે. પહેલાં કપડાંને એક રસાયણનાં દ્રાવણમાં બોળી પછી બીજા પદાર્થનાં દ્રાવણમાં બોળવાથી કપડાં પર જોઈતો રંગ તૈયાર કરાય છે. આ સર્વે રંગોના ગુણધર્મો પણ જુદા જુદા છે. કેટલાકનાં પર તેજાબની અસર ન થાય તો કેટલાક પર ક્ષારોની અસર ન થાય. કેટલાક સાબુથી ધોવાઈ ન જાય એવા, તો કેટલાક પ્રકાશથી ઊડી ન જાય એવા. કેટલાક પાણીમાં ઓગળે, તો કેટલાક તેલમાં જ ઓગળે વગેરે.

કૃત્રિમ રંગો કુદરતી રંગો કરતાં વધારે સારા હોવાનું જણાયું છે. કારણકે તે શુદ્ધ સ્થિતિમાં મેળવી શકાય છે. મોટા જથ્થામાં તે બનાવવામાં આવે છે અને તેથી તે સસ્તા પણ હોય છે. 'ટીરીઅન પર્પલ' રંગ જેની કિંમત એક વખત રતલના રૂ. ૨૦૦૦ થી વધુ હતી તેના કરતાં ઊંચી જાતનો રંગ આજે રતલના ૮–૧૦ આનાની કિંમતે મળી શકે છે! રંગો હવે તવંગરો માટે જ રહ્યા નથી, ગરીબો પણ તે વાપરી શકે છે. વળી જોઈએ તે રંગ સહેલાઈથી વેચાતો મળી શકે છે, બે–ત્રણ રંગોનું મિશ્રણ કરવાની કડાકૂટ રહેતી નથી. કેટલાક કૃત્રિમ રંગો તો જંતુવિનાશક તરીકે પણ કામમાં આવે છે. એક્રિફ્લેવિન, મરક્યુરો ક્રોમ, પિક્રીક એસિડ એ રંગ તેમજ જંતુવિનાશક તરીકે વપરાતા પદાર્થોનાં નામોથી કદાચ તમે પરિચિત હશો. આજે વનસ્પતિ અને પ્રાણિજન્ય રંગો ભાગ્યે જ વપરાય છે.

આપણે કેટલીક વસ્તુઓના કુદરતી રંગો તપાસીએ. વનસ્પતિનાં પાંદડાં લીલાં હોય છે તેનું કારણ તેમાં રહેલો ક્લોરોફીલ નામનો લીલો પદાર્થ છે. લાલ, ગુલાબી, વાદળી અને જાંબુડિયા ફૂલોના રંગો એન્થોસાઈનીન્સ નામના પદાર્થોને લીધે છે. ફળો અને ફૂલોનાં પીળા રંગો ફ્લેવોન્સ, કેરોટીન વગેરે પદાર્થોને લીધે છે. આ રંગો આપણાં વસ્ત્રો રંગવાના કામમાં આવી શકતા નથી. અને મેઘધનુષ્યના રંગો ? એ તો સૂર્યનાં કિરણો જ્યારે આકાશમાં રહેલા પાણીનાં ટીપાંમાંથી અમુક એક ખૂણેથી પસાર થાય ત્યારે એ શ્વેત કિરણોનું સાત જુદા જુદા રંગોમાં વિભાજન થાય છે અને તેથી મેઘધનુષ્ય દેખાય છે. ત્રિકોણિયા કાચમાંથી પ્રકાશનાં કિરણો પસાર થવાથી પણ આવી જ રીતે તેમનું વિભાજન થાય છે તે તો તમે જોયું હશે. પણ મેઘધનુષ્યના રંગો તો મૃગજળ સમાન છે. આપણે કાંઈ થોડા તે છૂટા પાડી વાપરી શકીએ એમ છીએ ?

હિંદુસ્તાન એક સમયે રંગોના ઉદ્યોગ માટે જગવિખ્યાત હતું. આજે તે લગભગ ત્રણ કરોડ રૂપિયાના રંગો પરદેશથી આયાત કરે છે કારણકે આપણા દેશમાં ડામરના રંગો બનાવવાનો ઉદ્યોગ બિલકુલ છે જ નહીં. આપણા દેશમાં દર વર્ષે મોટા પ્રમાણમાં કોલસામાંથી કોક બનાવવામાં આવે છે અને તે દરમિયાન ડામર ઠીક પ્રમાણમાં મળે છે. પણ ડામરમાંથી તેમાં રહેલા પદાર્થો છૂટા પાડવાની શરૂઆત નાના પાયા પર, છેલ્લાં થોડાં વર્ષોથી જ થઈ છે. આપણે આશા રાખીએ કે ભવિષ્યમાં મોટા પાયા પર રંગના ઉદ્યોગની ખીલવણી થશે ને રંગ અને રંગારના ઉદ્યોગની ગત જાહોજલાલી આપણે પાછી મેળવી શકીશું.

# ટાઢિયો તાવ: મેલેરિયા અને તેનાં ઔષધો

ડૉ. એન. એમ. શાહ, એમએસસી, પીએચ. ડી.

હિંદુસ્તાનની પ્રજાની સામાન્ય પ્રજાકીય તંદુરસ્તી અન્ય દેશોની સરખામણીમાં ઊતરતી છે. આપણા દેશનું મરણપ્રમાણ ખૂબ મોટું આવે છે. વસતીનો મોટો ભાગ જાતજાતનાં દર્દોમાં સપડાય છે: પૂરતા પોષણના અભાવે શક્તિ ક્ષીણ થઈ જાય છે અને ઘણીવાર દર્દના સપાટામાં આવતાં તેનો ભોગ થઈ પડે છે. આમ સરેરાશ સાઠ–સીત્તેર લાખ માણસોનો દર વર્ષે ભોગ ધરાય છે. પ્લેગ, કૉલેરા અને બીજાં એવાં દર્દો આપણા દેશમાં ઘણીવાર ફેલાય છે અને વસતીના મોટા ભાગને મોતના મુખમાં ધકેલી દે છે. આમાં મેલેરિયાનો હિસ્સો લગભગ એક લાખ માણસો જેટલો આવે છે. મેલેરિયાને લીધે જો કે મરણપ્રમાણ થોડું લાગે છે, છતાં બીજા રોગો કરતાં તેનો સપાટો વધારે ભયંકર છે. માણસ મરતો નથી પણ મરવાની આળસે જીવતો હોય એવો બની જાય છે. મેલેરિયાના ખપ્પરમાં ભોગ થઈ પડનાર ભલે એક મનુષ્ય હોય: પરંતુ બચી ગયેલા બાકીના માણસો આવી અવસ્થામાં આવી પડે છે. મેલેરિયા તેના ભોગ થઈ પડનારની શક્તિ હણી લે છે; નિર્બળ, કૃશાંગી અને ફીક્કી પડી ગયેલી જનતાનું ચિત્ર પાછળ મૂકું કરે છે; ત્યારે મેલેરિયાની ભયંકરતા અનેકગણી વધારે લાગે છે. આ મેલેરિયા–પીડિત માનવીઓનાં જીવનમાં એક પ્રકારની રૂક્ષતા પ્રવેશે છે; જીવનની કાર્યપણુ પ્રવૃત્તિમાં તેઓ ઉદાસીનતા દાખવતાં થઈ જાય છે. આપણા દેશનાં ગામડાંઓમાં ચોમાસાની ઋતુ પછી ભાદરવા માસમાં ટાઢિયા તાવનો વા વાય છે ત્યારે આવી પરિસ્થિતિ પેદા થાય છે. ગામડાંની વસતીનો મોટો ભાગ મેલેરિયાનો જ ભોગ થઈ પડે છે. ખેડૂતોની શક્તિ હણાઈ જાય છે. આ ઋતુમાં ખેતીનાં કામ માટે મજૂરોની તંગી એટલી બધી પડે છે કે પાક એકઠો કરવા માટે સારા મજૂરો મળી શકતા નથી. પરિણામે ખૂબ નુકસાન થાય છે. એવો અડસટ્ટો કાઢવામાં આવ્યો છે કે આ રીતે લગભગ ચાર અબજ રૂપિયાનું નુકસાન પહોંચે છે! આપણા દેશમાંથી મેલેરિયા નાબૂદ કરવાનો પ્રશ્ન આર્થિક તેમજ પ્રજાકીય તંદુરસ્તીની દૃષ્ટિએ એક મહાઅગત્યનો સવાલ છે. આપણી રાષ્ટ્રીય સરકારે આ પ્રશ્નને સૌ પ્રથમ મહત્ત્વ આપવું પડશે.

૨

'મેલેરિયા' ઇટાલિયન ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ ખરાબ હવા થાય છે. આ હવાને લીધે મેલેરિયા થાય છે એવી માન્યતા સદીઓ સુધી પ્રચલિત હતી. દેખીતી રીતે આ ખરાબ હવા બંધિયાર પાણીવાળાં ખાબોચિયાં, ગંદું પાણી ભરતું હોય કે કોહ્યું ભર્યું હોય ત્યાંથી પેદા થાય છે એટલે આવાં સ્થળો મેલેરિયાનાં ઉત્પત્તિસ્થાનો છે એમ સામાન્ય માન્યતા થઈ. ઉપરાંત, મેલેરિયાને અને ચંદ્રની કળાને સંબંધ છે: ચંદ્રકળા વધે–ઘટે તેમ મેલેરિયા તાવ ચડે–ઊતરે એવા વહેમો પણ ચાલતા.

૧૮૮૦માં લાવેરાને મેલેરિયાના જંતુઓ શોધી કાઢ્યા. તેણે પ્રયોગોદ્વારા બતાવ્યું કે લોહીના રાતા રજકણોમાં આ અમુક જાતના પરજીવી સૂક્ષ્મ જંતુઓની હાજરી મેલે-

રિયાનાં કારણ રૂપ છે. આ પરજીવી સૂક્ષ્મ જંતુઓ ત્રણ જાતનાં છે એમ હવે ચોક્કસ પુરવાર થયું છે: પ્લાઝમોડિયમ વિવેક્ષ, પ્લાઝમોડિયમ મેલેરી અને પ્લાઝમોડિયમ ફાલ્સીપારમ. આ શોધના પરિણામે જૂની માન્યતાઓ અને વહેમો નાશ પામ્યા. પરંતુ એ જંતુઓ મનુષ્યશરીરમાં કેવી રીતે દાખલ થઈ ગયા અથવા થાય છે એ લાવેરાન બતાવી શક્યો નહિ.

૧૮૯૧માં ગ્રાસી અને ફેલેટીએ મેલેરિયાના જેવા જંતુઓની હયાતી પક્ષીઓમાં શોધી કાઢી. ૧૮૯૫માં સર પેટ્રિક મેન્સન નામના એક સંશોધકને શંકા ગઈ કે મેલેરિયાના જંતુઓ કદાચ મચ્છર ફેલાવે છે. અને રોનાલ્ડ રોસે પુરવાર કરી બતાવ્યું કે મેલેરિયા ફેલાવવામાં એનોફીલીસ નામનો મચ્છર અગત્યનો ભાગ ભજવે છે.

મચ્છર-ઉત્પત્તિનાં સ્થળો અટકાવવાથી મેલેરિયા કાબૂમાં આવે છે એ આજે સુવિદિત છે. આમ કરવાથી મચ્છરની ઉત્પત્તિ અટકે છે—મચ્છર જવાથી મેલેરિયા ફેલાતો અટકે છે.

૩

હવે આપણે મેલેરિયાના જંતુઓ મનુષ્યના શરીરમાં કેવી રીતે વધે છે એ સંબંધી જરા વિચાર કરીએ.

મેલેરિયાના જંતુઓનો શરીરમાં જીવનવિકાસ




[ ચિત્રમાં નીચેનો વર્તુલ શીઝોગોની અવસ્થા દેખાડે છે. ડાબી બાજુ ઉપરના ભાગમાં ગામીટોસાઈટ દેખાડયા છે. સ્પોરોઝોઈટ જમણી બાજુ ઉપર દેખાડેલા છે. ]

ચિત્રમાં દર્શાવ્યા મુજબ, પ્રથમ મચ્છર ચટકો ભરે અને મેલેરિયાના જંતુઓ લોહીમાં દાખલ કરે એટલે એ જંતુઓ નાના તણખલા જેવા આકારના હોય છે. આને સ્પોરોઝોઈટ કહેવાય છે. આ સ્થિતિમાં જો તેનો નાશ કરવામાં આવે તો મેલેરિયા થતો અટકાવી શકાય. આમાંથી ગોળ આકારના થાય છે. આ અર્ધ-વિકસિત જંતુઓ બે રીતે પોતાની વૃદ્ધિ કરે છે: એક તો, શીઝોગોની ( Schizogony ) દ્વારા તેમાંથી બીજા બીજા ગોળ જંતુઓ પેદા થાય છે; બીજી રીતે તેમાંથી ગામીટોસાઈટ ( gametocytes ) પેદા થાય છે.

મેલેરિયા જંતુઓના આ વિકાસક્રમમાં કઇ સ્થિતિએ અમુક ઔષધો કાર કરે છે એ સંબંધી જરા વિચાર કરીએ.

૪

મેલેરિયા તાવથી પીડાતા દર્દીઓને સીન્કોના ( Cinchona ) ઝાડની છાલનો ઉકાળો આપવાથી તાવ ઊતરી જાય છે એ લગભગ ત્રણ–ચાર સદીઓ થયાં સુવિદિત છે. આ છાલનો આ રીતે પહેલો ઉપયોગ પેરૂના ગવર્નરનાં પત્નીની માવજતમાં તેના ડોક્ટર જુઆન ડેલ વેગોએ કર્યો હતો. લગભગ ૧૬૪૯માં આ છાલ ઔષધ તરીકે દાખલ કરવામાં આવી અને તેનો ઉકાળો તાવ ઉતારવા માટે આપવામાં આવતો. આ છાલમાં આવેલા પદાર્થોમાંથી કયો પદાર્થ મેલેરિયાના જંતુઓ પર અસર કરે છે એ નક્કી કરવા સીન્કોના છાલનું રાસાયણિક અન્વેષણ આદરવામાં આવ્યું. ૧૮૨૦માં ફ્રાંસના બે વૈજ્ઞાનિકોએ સીન્કોના છાલમાંથી ક્વીનીન અને સીન્કોનીન નામના બે નાઇટ્રોજનવાળા પદાર્થો–આલ્કેલોઇડ–( alkaloids )–જુદા પાડ્યા. આ ઉપરાંત બીજા અનેક આલ્કેલોઇડ આ છાલમાં જુજ પ્રમાણમાં આવેલા છે. ક્વીનીન પાસાદાર શુદ્ધ પદાર્થ તરીકે તૈયાર કરવામાં આવ્યું. ક્વીનીન મેલેરિયાના જંતુઓને નિષ્ક્રિય બનાવવા માટે ખૂબ ઉપયોગી નીવડ્યું. આજે ક્વીનીન મેલેરિયાના નિવારણ માટે રામબાણ ઔષધ ગણાય છે. આપણા પ્રાંતમાં ક્વીનીનને કોયદાન તરીકે સામાન્ય જનતા ઓળખે છે, અને ટાઢિયા તાવમાં તેનો ઉપયોગ ખૂબ થાય છે. સીન્કોનીન કોયદાન કરતાં ઓછું અસરકારક છે. તેનાથી હૃદય પર ખરાબ અસર પહોંચે છે, એટલે તે બહુ વપરાશમાં લેવાતું નથી.

૧૮૬૦માં સીન્કોનાનાં ઝાડનું વાવેતર હિંદુસ્તાન, લંકા, જમૈકા, જાવા વગેરે પ્રદેશોમાં કરવા પ્રયત્નો થયા હતા. જાવામાં આ વાવેતર પુષ્કળ થાય છે અને સફળ નીવડ્યું છે. સંશોધનની મદદ વડે તેમાં ખૂબ પ્રગતિ થઈ શકી છે. દુનિયાને ક્વીનીન પૂરું પાડવામાં જાવા અગત્યનું સ્થાન લે છે. જાપાને આ દેશ પર આક્રમણ કરી તેને જીતી લીધો ત્યારે ક્વીનીન સંબંધી ઊભી થયેલ ગંભીર પરિસ્થિતિ સૌ કોઈની જાણમાં છે. ક્વીનીનના ભાવ બેહદ વધી ગયા. દેશમાં ક્વીનીનની સખત તાણ પડી અને લોકો ખૂબ હેરાન થવા લાગ્યા.

હિંદુસ્તાનમાં સીન્કોનાનું વાવેતર કરવા માટે પ્રયત્નો થયા હતા. અનુકૂળ હવાપાણી મળતાં સીન્કોનાનાં ઝાડ આ દેશમાં ઉછરે છે. અને તેનું વાવેતર પણ થયું હતું. પરંતુ સરકારે જાવાના ક્વીનીન પર આધાર રાખી અહીંનું વાવેતર બંધ કરાવ્યું. આ સંબંધી હિંદુસ્તાનના વૈજ્ઞાનિકોએ સરકારની આ નીતિ પર ખૂબ ટીકાઓ કરી હતી અને કરે છે પણ એ બધું વ્યર્થ નીવડ્યું છે. લડાઈમાં ઊભી થયેલી પરિસ્થિતિને લીધે સીન્કોનાનો પ્રશ્ન પાછો મોખરે આવ્યો. પણ આગ લાગ્યે કૂવો ખોદવા બેસવું એના જેવું આ થયું છે. આપણા દેશની આબોહવા સીન્કોનાના વાવેતરને અનુકૂળ છે એમ પુરવાર થયું છે. આપણી રાષ્ટ્રીય સરકારે આ દિશામાં સક્રિય પગલું વેળાસર ભરવું પડશે, અને સીન્કોનાનાં વાવેતર પાછાં ચાલુ કરવાં પડશે. મેલેરિયા–પીડિત પ્રદેશોમાં જનતાની તંદુરસ્તી સાચવવા ક્વીનીન સહેલાઈથી મળે એવી વ્યવસ્થા કરવી પડશે.

ક્વીનીન કુદરતી રીતે પેદા થતો એક પદાર્થ છે અને સીન્કોના ઝાડની છાલમાં જુજ પ્રમાણમાં હોય છે. એટલે રાસાયણિકોએ તેને બનાવટી રીતે સંયોજીત કરવા પ્રયત્નો કરી

જોયા છે. ૧૮૫૬માં પર્કીને એનેલીન નામના પદાર્થમાંથી ક્વીનીન બનાવવા અખતરા કર્યા હતા પણ તેમાંથી તો ક્વીનીનને બદલે રંગ પેદા થયા. ૧૯૪૪ સુધી ક્વીનીનનું સંયોજન એક સ્વપ્ન રહ્યું. હાલમાં વૂડવર્ડ અને ડોઍરીંગ નામના અમેરિકાના રાસાયણિકોએ આ સંયોજનને સફળતાપૂર્વક સિદ્ધ કરી બતાવ્યું છે. તેઓએ કડવી બદામના તેલ–બેન્ઝાલ્ડીહાઇડમાંથી જુદાંજુદા પ્રયોગોદ્વારા ક્વીનોટોક્ષીન નામનો પદાર્થ બનાવ્યો છે અને તેમાંથી ક્વીનીન બનાવ્યું છે. આ લાંબી અને ગૂંચવણભરી રીતને મોટા પાયા પર મૂકવામાં અનેક મુશ્કેલીઓ રહેલી છે પણ ભવિષ્યમાં કુદરતી ક્વીનીનને બદલે બનાવટી ક્વીનીન બજારમાં વેચાય એ ભવિષ્ય ભાખવું જોખમભરેલું નથી.

હવે ક્વીનીનની મેલેરિયાનિવારણમાં અસરકારકતા વિષે ઉલ્લેખ કરીએ. ચિત્રમાં દર્શાવ્યા મુજબ શીઝોન્ટોની અવસ્થામાં જો મેલેરિયા જંતુઓ આવે તો ક્વીનીન તેને અટકાવી શકે છે. આ મુદ્દો ચિત્રમાં ક્વીનીનમાંથી લીટીઓ દોરી બતાવ્યો છે. પરંતુ બીજી અવસ્થામાં એટલે કે ગેમીટોસાઇટ અવસ્થામાં જંતુઓ દાખલ થાય તો તે તેના પર અસરકારક નીવડતું નથી. ટૂંકામાં, ક્વીનીન મેલેરિયાનિવારણમાં સર્વસંપૂર્ણ ન ગણી શકાય.

૫

૧૮૯૧માં એહરલીક અને ગુટમાન નામના જર્મન રાસાયણિકોએ શોધી કાઢ્યું કે મેથીલીન બ્લ્યુ નામનો રંગીન પદાર્થ મેલેરિયાના જંતુઓનો નાશ કરે છે. ૧૯૧૦માં વિશેષ સંશોધનથી પુરવાર થયું કે સાલ્વરસન નામનો સોમલવાળો પદાર્થ પણ આવી રીતે ઉપયોગી થાય છે. પછી તો અનેક રાસાયણિકો જાતજાતના પદાર્થો બનાવવા મંડી ગયા. અને મેલેરિયાનિવારક ઔષધો તરીકે તેમની તપાસ થવા લાગી.

જર્મનીના ડૉક્ટર સ્લુલેમાન અને તેના સહકારીઓએ અનેક પ્રયોગોની પરંપરા શરૂ કરી, અને પરિણામે પ્લાઝમોક્વીન શોધાયું.

મેલેરિયા મટાડવા માટે ક્વીનીન કરતાં વધારે અસરકારક ઔષધોની શોધ થવા માંડી. બીજી બાજુ ક્વીનીનને બદલે ઉપયોગી થાય એવાં ઔષધો બનાવવા માટે પ્રયત્નો શરૂ થયા. આ બનાવટી ઔષધોમાં પ્લાઝમોક્વીન અને એટેબ્રીન જાણીતાં છે અને ખૂબ વપરાય છે. પ્લાઝમોક્વીનની વિશેષતા એ છે કે તે ગેમીટોસાઇટનો નાશ કરે છે. ચિત્રમાં પ્લાઝમોક્વીનમાંથી લીટીઓ દોરી આ બતાવવામાં આવ્યું છે. આ કામ ક્વીનીન નથી કરી શકતું. એટલે ક્વીનીનને બદલે પ્લાઝમોક્વીન ચાલે એવો દાવો ન કરી શકાય. પરંતુ ક્વીનીનની સાથે પ્લાઝમોક્વીન વાપરવાથી ઘણો ફાયદો થાય. આ રીતે મેલેરિયા–નિવારણ માટે અખતરા કરવામાં આવ્યા અને તેનું પરિણામ ઘણું સારું આવ્યું. બંગાળાના પ્રજાકીય તંદુરસ્તીના નિયામકના અહેવાલ પરથી દેખાઈ આવે છે કે જ્યાં જ્યાં આ અખતરા કરવામાં આવ્યા ત્યાં ત્યાં પ્રજાની તંદુરસ્તીમાં ચોક્કસ ફાયદો થયો છે. ૧૯૩૧માં મેલેરિયાની ઋતુમાં બંગાળાની નિશાળોમાં ૭૦ ટકા હાજરી રહેતી; તે અખતરાનાં વર્ષો દરમિયાન વધતી ગઈ અને ૧૯૩૫માં ૮૫ ટકા સુધી પહોંચી. પણ એકલું પ્લાઝમોક્વીન અસરકારક રોગનિવારક–પ્રોફાઇલેક્ટીક તરીકે વાપરી શકાય એ હજી નક્કી થઈ શક્યું નથી એટલે કે સ્પોરોઝોઇટ પર તે અસરકારક ઔષધ બનતું નથી.

આ પ્લાઝમોક્વીનનો પાયા રૂપ પદાર્થ ક્વીનોલીન (Quinoline) નામનો પદાર્થ છે,

એટલે પ્લાઝમોકવીન ક્વીનોલીનમાંથી ઉદ્ભૂત પદાર્થ છે. ફાર્બેનીંગ વગેરે રાસાયણિકોએ ક્વીનોલીન અને એક્રીડીનના રંગો પર વિસ્તૃત અભ્યાસ શરૂ કર્યો અને તેમાંથી તેમને અનેક મુદ્દાઓ સૂઝી આવ્યા. પરિણામે એટેબ્રીન નામનું કીમતી મેલેરિયા-નિવારક ઔષધ જડી આવ્યું. એટેબ્રીન એક્રીડીનમાંથી ઉદ્ભૂત પદાર્થ છે. એટેબ્રીન પ્લાઝમોકવીન કરતાં ઓછું ઝેરી છે; તે ગેમીટોસાઈટને અસર કરી શકતું નથી. પણ શીઝોગોની અવસ્થામાં જંતુઓને સારી અસર કરે છે. એટલે પ્લાઝમોક્વીનનું સંપૂર્તિ રૂપ થાય છે. એટેબ્રીન લોહીમાંથી મેલેરિયાના જંતુઓનો નાશ કરવામાં ક્વીનીન જેટલું અસરકારક થાય છે. (જુઓ ચિત્ર. એટેબ્રીનમાંથી લીટીઓ દોરી શીઝોગોની અવસ્થામાં જંતુઓ પર તેની અસર બતાવી છે. મેલેરિયાનિવારણમાં એટેબ્રીનનો ઉપયોગ સારો છે એમ અભિપ્રાય પડે છે. પણ એટેબ્રીન આપ્યા પછી ચામડી પીળી પડતી જાય છે. એટલે આ ઔષધ ખૂબ લોકપ્રિય થયું નથી.

ઉપર કહી ગયા તેમ પ્લાઝમોકવીન તેમજ એટેબ્રીન સ્પોરોઝાઈટ ઉપર અસરકારક થતા નથી એટલે મેલેરિયાનિષેધક તરીકે ન વાપરી શકાય. એટલે એક આદર્શ મેલેરિયા-નિષેધક ઔષધ શોધી કાઢવા પ્રયત્નો ચાલુ છે. ચિત્રમાં પ્રશ્નચિન્હ મૂકીને આ દર્શાવ્યું છે. આ સ્થિતિમાં જન્તુ કામાં, જંતુઓને ઊગતાં ડાંભવાની દવા હજી સુધી જડી નથી. રશિયનોએ પ્લાઝ મોસાઇડ નામનું ઔષધ બનાવ્યું છે; તે એટેબ્રીનની હરીફાઇ કરી શકે છે.

૬

હિંદી સરકારના ૧૮૮૫ના અફીણને લગતા કમિશનના ખરીતામાં એવો અભિપ્રાય નોંધાયો છે કે અફીણમાં મેલેરિયાનિવારક ગુણો છે. અફીણમાં આવેલો નારકોટીન નામનો પદાર્થ અને ક્વીનીનના ગુણો અમુક રીતે મળતા આવે છે.

ઉપરાંત, અફીણ વાપરતા પ્રદેશોની પ્રજામાં મેલેરિયા ખૂબ ઓછો પ્રવર્તે છે એ વસ્તુ પણ આ પરત્વે સૂચક છે. ૫૪૬ મેલેરિયાનાં દર્દીઓને નારકોટીન આપવામાં આવ્યું. આમાંથી ૫૪૧ સારા થયા અને માત્ર ૫ મરી ગયા. આ પ્રયોગો મોટા પાયા પર કરવામાં આવ્યા અને પરિણામો સંતોષકારક આવ્યાં. એટલે એમ લાગે છે કે નારકોટીનમાં મેલેરિયાનિવારક ગુણો છે. આ સંબંધમાં હિંદી રાસાયણિકોએ સંશોધન હાથ ધર્યું છે અને પરિણામો સંતોષકારક આવે છે. વિશેષ સંશોધનદ્વારા અફીણમાંથી એક વિશિષ્ટ મેલેરિયા-નિવારક ઔષધ મળી આવવાનો સંભવ છે. જો આમ થશે તો અફીણ જે એક બદીકારક વસ્તુ છે તેનો એક સારો ઉપયોગ થવા માંડશે.

હિંદુસ્તાનમાં અનેક જાતની વનસ્પતિ થાય છે. તેમાંથી મેલેરિયાનિવારક ઔષધિઓ મળવાનો સંભવ છે. આયુર્વેદિક પદ્ધતિમાં અનેક દવાઓ મેલેરિયા માટે વપરાય છે. એ બધા પદાર્થોનો વૈજ્ઞાનિક રીતે અભ્યાસ થવાની જરૂર છે. આજકાલ બજારમાં એક નહીં પણ અનેક મેલેરિયાનિવારક ઔષધો મળે છે, અને એ બધાંના વેપારી પોતપોતાની બનાવટના ખૂબ વખાણ કરે છે. આમાં કેટલું લેવા જેવું છે અને કેટલું કાઢી નાખવા જેવું છે એ તપાસ હાથ ધરવાની જરૂર છે. હિંદુસ્તાનના રાસાયણિકો આમાં પોતાનો ફાળો આપી રાષ્ટ્ર-બજારમાં પોતાનો હિસ્સો આપી શકે એવી આશા રાખવી ખોટું નથી.

હિંદુસ્તાનનો ઉદ્ધાર દેશમાં મળતા કાચા માલમાંથી ઉપયોગી ચીજો બનાવવા ઉદ્યોગો ઊભા કરવામાં છે એમ સૌનો એક મત છે. સરકાર પણ એમાં સંમતિ આપે છે. પણ આ ઉદ્યોગોની સ્થાપનામાં આત્મારૂપ સંશોધન પ્રત્યે ઘણી બેદરકારી પ્રવર્તે છે. સંશોધનકારોનો કોઈ ભાવ પૂછતું નથી. એક આગેવાન રંગના વેપારીએ ટીકા કરી કે "મારે રંગના

પરમાણુઓની લંબાઈ પહોળાઈ માપવામાં પૈસા ખર્ચાવવા નથી.'' સંશોધનનો અર્થ જલદી કાંઈક નવું બતાવી આપો એવો કરવો એ દૃષ્ટિ ટૂંકી અને ઔદ્યોગિક ખીલવણીને વિઘાતક છે.

પરદેશી આક્રમણની ચુંગાલમાંથી બચવા દર વર્ષે શાંતિના સમયમાં પણ સરકારને કરોડો રૂપિયા ખર્ચી લશ્કર રાખવું પડે છે. દર્દના આક્રમણમાંથી પ્રજાને બચાવવા એકાદ કરોડ રૂપિયા ખર્ચાય એ વધારે પડતું છે? એક યુદ્ધ–જહાજ વીસ વર્ષ પછી નકામું ગણાય છે. એ જહાજ બાંધવામાં થતો ખર્ચ પ્રજાની તંદુરસ્તીની સુધારણા અર્થે વપરાય એ શું ખોટનો ધંધો છે? કોઈ એક ભયંકર દર્દના નિવારણ અર્થે શોધાયેલ ઔષધ ભવિષ્યની પ્રજાને એક સ્થાયી વારસાનો અંશ છે.

## મેલેરિયા મટાડવાના વ્યવહારુ ઉપાયો

૧. પાણી મરતું હોય યા પાણીનાં ખાબોચિયાં ભરેલાં રહેતાં હોય તેને સાફ કરાવી નાખવાં. મચ્છરની ઉત્પત્તિ અટકાવવી.

૨. મેલેરિયા તાવ આવે તે પહેલાં ઠંડી લાગે ત્યારે ક્વીનીન લઈ લેવું. પછી થોડા દિવસ સુધી ક્વીનીન લેવાનું ચાલુ રાખવું.

૩. રાતે મચ્છરદાની વાપરવી. અગર, રાત્રે સૂતી વખતે મોં હાથ પગ વગેરે ઉઘાડા રહેતા ભાગો ઉપર યુકેલિપ્ટસ તેલ, કપૂરનું તેલ, લીલી ચાનું તેલ અગર વરિયાળીનું તેલ, ઘાસતેલ, મેંથાલ લગાડવું એટલે તેની વાસથી મચ્છર માણસની પાસે ઓછા આવે છે.

૪. સફેદ, ભૂરો, લીલો અને પીળો રંગ મચ્છરને ગમતા નથી એવી માન્યતા તેથી જ્યાં વધારે મચ્છર હોય તેવા પ્રદેશનાં લોકોએ મચ્છરને ન ગમે તેવા રંગનાં કપડાં પહેરવા–ઓઢવા માટે વાપરવાં.

૫. મેલેરિયાના જંતુઓ લોહીના રાતા રજકણોનો નાશ કરે છે એટલે શરીરમાં ફીકાશ આવે છે માટે પુષ્ટિકારક ખોરાક લેતાં રહેવું.



'પ્રસ્થાન' દર મહીનાની ૧લી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.
લવાજમ : હિંદમાં રૂ. ૫; પરદેશના રૂ. ૭–૮–૦; છૂટક નકલ ૦–૮–૦.

 **પ્રસ્થાન** 

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૪૦ આસો : ૨૦૦૧ અંક ૬

## એક સાંજ

ઉમાશંકર જોષી

છતું ક્ષિતિજવાદળું ન અડકું હથેળી થકી,
અધીર તહીં સાંજનો પ્રબળ માતરિશ્વા વહ્યો.
સુતપ્ત તરુનો સમૂહ હરખાઈ ધૂણી રહ્યો,
દિશોદિશ ઉછાળતી તિમિર ધૂળ ઊડે છકી.
તહીં ક્ષિતિજપારથી પવનને પલાણી ધસે
અગણ્ય ઘનજૂથ મત્ત, ઘડીમાં વીંટીને ધરા
અહો મુશળધાર સર્વ વરસ્યા જ તે પાધરા;
જરી નભખુણેખુણે તણખતી શી વિદ્યુત હસે!

ઉઘાડ નીકળ્યો! ખિલે અવનિરૂપ ત્યાં નીતર્યું.
અને ક્ષિતિજપાર મેઘદલ પાછું વેગે સરે.
ક્ષણેકભર ત્યાં પછી સકલ શાન્ત જંપી ઠર્યું,
કહીંથી ગુલમોરડાળ પર કો કણ્યું બુલબુલ.
ક્વી ઉડી ગયું; ન કૈં ય રહ્યું; તો ય સ્મૃતિ ઊભરે;
વિહંગટહુકો રમી હૃદયમાં રહે સંકુલ.

૨ જુન, ૧૯૪૫

卐

# ભૂત-પૂજા

કિશોરલાલ ઘ. મશરૂવાળા

મનુષ્યમાં વસતી એક મોટી કમજોરી અથવા મંદબુદ્ધિ એ છે કે તેને વર્તમાન કરતાં ભૂતકાળના મહાપુરુષો, તેમનાં કામ, ઉપદેશ, ગ્રંથ બહુ મહાન અને સત્યથી ભરેલાં લાગે છે, અને જેમ જેમ તે પ્રાચીન થતાં જાય છે, તેમ તેમ તેના પ્રત્યેનો આદર વધતો જાય છે. સામાન્ય રીતે માણસો એમ માને છે કે ભૂતકાળમાં સત્યયુગ કે સુવર્ણયુગ હતો અને હવે કળિયુગ જ છે. આમ ભૂતકાળને પૂજવાની ટેવ પડેલી હોવાથી તે પોતાના કાળના બુદ્ધિમાન, વિદ્વાન, ચારિત્રવાન, તથા વીર્યવાન પુરુષોની પૂરી મહત્તા સમજવામાં હમેશાં પાછળ રહી જાય છે, અને ક્યારેક તો, જરાયે સમજી શકતો નથી, તેથી તેમની હયાતીમાં તે તેમનો વિરોધ પણ કરે છે, અને "મૂઈ ભેંસના મોટા ડોળા" પ્રમાણે તે પુરુષના મરણ પછી તેની પૂજા કરવા માંડે છે.

આ જ ભૂલ તેની પછીની પેઢી પણ કરે છે, અને તેથી તે મહાપુરુષની પછી આવનાર મોટા પુરુષનો તેવો જ અનાદર થાય છે.

આમ માણસજાત પાંચ-સાત હજાર વર્ષ પર થઈ ગયેલા વેદો અને વેદર્ષિઓ, રામ અને કૃષ્ણ, બે-ત્રણ હજાર વર્ષ પૂર્વે થયેલા બુદ્ધ, મહાવીર, ઈશુખ્રિસ્ત, ચૌદ-પંદર સો વર્ષ પૂર્વે થયેલા મહમ્મદ, આઠસો-નવસો સાથ પરના શંકર, રામાનુજ વગેરે આચાર્યો, ત્રણસો વર્ષ પરના નાનક, ચૈતન્ય, રામદાસ, વલ્લભ વગેરે, અને સહજાનંદ સ્વામી, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતી વગેરેની તેમના દેહાન્ત પછી એટલી કિંમત આંકે છે કે તેમનામાંના કોઈની પણ સાથે જો કોઈ જીવતા માણસની તુલના કોઈ માણસ કરે, તો તે કલ્પના પણ તેમને સહન થતી નથી.

પણ જો માણસને આગળ ઉન્નતિ કરવી હોય, તો આ કમજોરી અને મંદબુદ્ધિ એણે છોડવી જોઈશે, અને પ્રજાને પણ તે સંસ્કારમાંથી છોડાવવી જોઈશે.

પ્રાચીન કાળમાં થયેલા મહાપુરુષોને અવતાર, ઈશ્વરપુત્ર, પેગંબર, તીર્થંકર, બુદ્ધ વગેરે, અને તેમના ગ્રંથોને ભૂલના સંભવ વિનાના, શબ્દપ્રમાણ તથા ત્રિકાળ માટે લાગુ પડનારા માનવાની શ્રદ્ધા માત્ર માબાપ અને ગુરુજનો પરની શ્રદ્ધાને પરિણામે છે. જો તે શ્રદ્ધાની મદદથી આપણને આપણી સામે વિચરનારા પુરુષોને ઓળખવાની શક્તિ આવે, તો તે એક શુભ અને ઉપયોગી સંસ્કાર છે. નહીં તો તે સાત્ત્વિક દેખાતો જડતાનો સંસ્કાર જ છે.

સેવાગ્રામ
૧૦–૬–૧૯૪૫

卐

# લકવો મટે છે

[ જ્ઞાનતંતુઓનું વિહંગાવલોકન ]

બાપાલાલ ગ. વૈદ્ય

જ્ઞાનતંતુઓનું જ્ઞાન—નાડીવિજ્ઞાન—ખૂબ પ્રગતિ પામ્યું છે. આપણા પૂર્વજોને આવું વિશાળ જ્ઞાન હતું એમ તંત્રસાહિત્ય વાંચતાં જણાય છે. કલકત્તા હાઈકોર્ટના જજ શ્રી વુડ્રૂફ ઉર્ફે આર્થર એવેલોનના અથાગ પરિશ્રમથી ઘણું તાંત્રિક સાહિત્ય આપણી દૃષ્ટિએ પડ્યું છે. આ સાહિત્ય જોતાં આપણા પૂર્વજોએ નાડીતંત્ર ( nervous system) ઉપર જે સૂક્ષ્મ વિચાર કર્યો છે તે આપણને આશ્ચર્યમાં ગરકાવ કરે એવો છે. પરંતુ એ પ્રાચીન નાડીતંત્ર આધુનિક નાડીતંત્ર સાથે સરખાવીને આધુનિક અંગ્રેજી નામો તેને લગાવવાં એ જસ્ટીસ વુડ્રૂફને જેમ ઠીક લાગતું નથી તેમ મને પણ ઠીક લાગતું નથી: કારણકે એ સુષુમ્ણા, ઇડા, પિંગલા, સહસ્રાર, મૂલાધાર, સ્વાધિષ્ઠાન વગેરે નાડીઓ અને ચક્રો એ સ્થૂલદૃષ્ટિએ જોઈ શકાય એવાં છે જ નહિ—તદ્દન સૂક્ષ્મ છે. એ પ્રાણશક્તિના પ્રવાહો બતાવવા માટે, ચૈતન્ય—consciousness—ના પ્રવાહો બતાવવા માટે જ એ પ્રણાલિઓ—ચક્રો નિર્દિષ્ટ છે. એટલે આધુનિક Plexus કે ganglion સાથે એ ચક્રોને સરખાવવાની મહાન ભૂલ કોઈ ન કરે એ જ ઇષ્ટ છે. યોગ સિવાય તાંત્રિક સાહિત્ય-અંતર્ગત નાડીતંત્ર, ષટ્ચક્રનિરૂપણ ઇત્યાદિ આપણાથી સમજી શકાય એમ છે જ નહિ. પરંતુ પ્રાણશક્તિ, ચૈતન્યશક્તિ, ચિચ્છક્તિ, ઇત્યાદિનો જે માર્મિક વિચાર જે વિશદ વિચારણા આપણા પૂર્વજોએ કરી છે તે તરફ નજર નાખતાં આપણે હજી સૂક્ષ્મશરીર વિષે, મન બુદ્ધિ ચિત્ ઇત્યાદિ વિષે—ટૂંકમાં, જે દિવ્ય શક્તિથી સમસ્ત પ્રાણિજગત પ્રાણવન્તું થયું છે એ દિવ્યશક્તિ વિશ્વશક્તિ-cosmic energy—ના જ્ઞાન વિષે આધુનિક નાડીતંત્રનું વિજ્ઞાન—Central-nerve system—હજી પારણામાં પહેલી પૂણી જેવું લાગ્યા વિના રહેતું નથી.

તાંત્રિક સાહિત્યને જવા દઈએ—પતંજલિ યોગશાસ્ત્રને બાજુએ મૂકીએ અને ચરકસંહિતા જેવા આયુર્વેદગ્રંથમાં ડોકિયું કરીએ તો ત્યાં પણ નાડીતંત્ર ઉપર અતિ-સૂક્ષ્મ વિવેચન કરવામાં આવ્યું છે. માત્ર શબ્દનો અર્થ ભાષાંતર કરનારાથી આ સમજી શકાય એમ નથી. વાયુને "तन्त्रयन्त्रधरः", "नियन्ता प्रणेता च मनसः", "सर्वेन्द्रियाणाम् उद्योजकः," "सर्वेन्द्रियार्थानाम् अभिवोढा", "सर्वशरीरधातुव्यूहकरः," "वाचः प्रवर्तकः", "शब्दस्पर्शयोः प्रकृतिः", "श्रोत्रस्पर्शनयोः मूलं," "हर्षोत्साहयोः योनिः," "अग्नेः समीरणः", "स्थूलाणुस्रोतसां भेत्ता," "गर्भाकृतीनाम् कर्ता" ઇત્યાદિ વાયુના વર્ણનમાં વપરાયેલી પરિભાષા જોવાથી મારા કહેવાનો ભાવ સમજાશે.

वायुः आयुः बलं वायुः वायुः धाता शरीरिणाम् ।
वायुः विश्वमिदं सर्वं प्रभुः वायुः च कीर्तितः ॥

આ શ્લોક લખનાર ભગવાન પુનર્વસુએ વાયુ શબ્દમાં કેટલો સંભાર ભર્યો છે એ કુશાગ્રબુદ્ધિઓ સહેલાઈથી સમજી શકશે. આયુષ્ય, બલ, શરીર અને ઇંદ્રિયોનો ધાતા, હર્ષ ઉત્સાહનું ઉદ્‌ગમસ્થાન. શ્રોત્ર અને સ્પર્શશક્તિઓનો નિયામક, ગર્ભની આકૃતિઓનો કર્તા, સકલ શરીરના તંત્ર અને યંત્રને ધારણ કરનાર ( મોટર અને સેન્સરી સેન્ટીસન્સ ), પ્રાણ

( Life force ) અને સંજ્ઞા ( consciousness )નો પ્રવર્તક, મનનો નિયન્તા (અનીપ્સિત અર્થોમાં મન દોડે છે તે ) અને પ્રણેતા ( ઇપ્સિત અર્થોમાં મનની પ્રવૃત્તિ )—આ બધું વાયુ ઉપર અવલંબેલું છે. આ વાયુ એટલે સકલ નાડીમંડળનો અધિષ્ઠાતા—મન, પ્રાણ ઇત્યાદિનો પ્રવર્તક—ટૂંકમાં કહીએ તો, આધુનિકોની central nervous system કરતાં અનેક ઘણી વિશાળ દૃષ્ટિથી આયુર્વેદશાસ્ત્ર સમીક્ષા "પ્રાણશક્તિ"ની આપણા પૂર્વજોએ કરેલી છે. પરંતુ હાલ એ સમજવા જેટલું જગત હજી આગળ વધ્યું નથી એટલે જે કારણથી હાલ ગાલ લેવાય છે તે જ કાટલનો આપણે વિચાર કરવો પડે છે.

આથી કોઈ એમ નહિ માને કે હું આધુનિકોના અપૂર્ણ જ્ઞાન ઉપર કટાક્ષો ફેંકું છું—પ્રહારો કરું છું. એમ કોઈ ન માનશો. આધુનિકોએ એમની રીતે નાડીતંત્ર વિષે જે વિચારો કર્યા છે તે પણ અદ્ભુત છે—આદરણીય છે. સૂક્ષ્મદર્શકયંત્રની સહાયથી જે દર્શન એમને થયું છે અને અનેક અટપટા પ્રત્યક્ષ પ્રયોગોથી જે વિકાસ આ શાસ્ત્રનો સાધ્યો છે તે અલૌકિક (extraordinary) કહી શકાય એવો છે.

કરોડરજ્જુમાં રહેલી ગ્રે મેટર, તેના માર્ગો ( એન્ટિરિયર, પોસ્ટિરિયર લેટરલ કોલ, વગેરે ), સંજ્ઞાવાહક અને સંજ્ઞાપ્રવર્તક ( એફરન્ટ અને ઈફરન્ટ ઇમ્પલ્સીઝ ) નાડીઓ, તેનાં કેન્દ્રો, વિવેણી સંગમો ( crossings ) ઇત્યાદિનો અતિ માર્મિક અભ્યાસ આધુનિકોના અથાગ પરિશ્રમનું ફળ છે અને તેનો ઉપહાસ કરનાર કાં પાગલ હોય કાં જડ હોય. હાલ નાડીવિજ્ઞાને જે અદ્ભુત પ્રગતિ કરી છે અને જે અવનવા રોગોનો અભ્યાસ કર્યો છે તેનું અવગાહન કરતાં વિમલ વિપુલ બુદ્ધિવાળો મનુષ્ય પણ થાકી જાય છે. તો મારા જેવા અલ્પમતિનું તો ગજું જ શું ?

Myasthenia gravis—માયેસ્થેનિઆ ગ્રેવિસ—નામનો એક રોગ થાય છે. આ રોગનું સૂક્ષ્મ નિદાન હમણાં સુધી થયું ન હતું. પરંતુ હાલ આ રોગ ઉપર નવીન પ્રકાશ પડ્યો છે. આ માંસપેશિઓનો રોગ છે—નાડીતંત્રનો રોગ નથી એમ હવે પુરવાર થયું છે. આજ સુધી એમ માનવામાં આવતું કે મગજમાં રહેલું સંજ્ઞાપ્રવર્તક ચક્ર ( મોટર સેન્ટર) બરાબર હોય, કરોડરજ્જુમાં આવેલાં સંગમ વા સંયોજક સ્થાનો ( રેલે સેંટર્સ ) બરાબર હોય, મગજમાંથી માંસપેશિઓને સંદેશા પહોંચાડનાર નાડીઓ બરાબર હોય તો આપણને લકવો કે એને મળતા બીજા રોગો થાય જ નહિ. અને મોટા ભાગના વાતરોગો માટે આ હકીકત બરાબર પણ છે. પરંતુ ઉપરોક્ત વિચિત્ર રોગમાં આમ નથી. દરદી ખૂબ શારીરિક પરિશ્રમ કરે છે. એટલો બધો પરિશ્રમ કરે કે તેથી તેની માંસપેશિઓ ( મસલ્સ ) તદ્દન કામ કરતી બંધ થઈ જાય. આંખનાં પોપચાં બીડવા સિવાય ખુલ્લાં જ રહી જાય, વાચા બંધ અને વધુ બંધ થતી જાય, પગ એટલા થાકી જાય કે પગલું ઉપાડવાની તેમાં શક્તિ ન રહે, ઓફિસમાં કામ કરનાર ગૃહસ્થને તે નોકરી છોડવી પડે. આ છતાંય તેની નાડીઓ ( નર્વ્ઝ ) અને માંસપેશિઓ તદ્દન સારી સ્થિતિમાં જોઈ શકાય એમ કોઈ પણ જોઈ શકે.

આ વ્યાધિનું મૂળ નથી નાડીઓમાં કે નથી માંસપેશિઓમાં, પરંતુ નાડીના અતિ બારીક છેડાઓ ( nerve endings ) માંસપેશિઓ સાથે સંસર્ગમાં આવેલા હોય છે ત્યાં આ વ્યાધિનું સ્થાન છે એમ હવે શોધાયું છે. નાડીઓના બારીક છેડાઓ માંસપેશિઓ પાસે આવેલા છે—સંજ્ઞા લાવવા લઈ જવાનું કામ આખાય શરીરમાં ચાલી રહ્યું હોય છે.

આ વ્યાધિનો રામબાણ ઈલાજ હાલ શોધાયો છે અને એ ઈલાજ શોધવાનું માન લંડનની એક મહિલા ચિકિત્સક ડૉ. મેરી વૉકરને જાય છે. ૧૯૩૪માં આ મહિલાએ પ્રોસ્ટીગ્મીન (Prostigmin) નામની દવા જે કબજિયાત માટે શોધાઈ હતી, તેનો ઉપયોગ આ વ્યાધિમાં કરી જોયો. આ દવાનાં ૩૦ ટીપાં દરદીના શરીરમાં ઈન્જેક્ટ કરવાથી અર્ધા કલાકમાં જ દરદી સુધારા ઉપર આવતો જણાય છે. ઢળેલાં પોપચાં ખીડાવા લાગે છે, વાચા સ્પષ્ટ થતી જાય છે, પ્રાણશક્તિ આવતી જણાય છે. ગાલ ઉપર હાસ્ય સ્ફુરવા આવે છે (જે અત્યાર સુધી મહિનાઓથી બંધ હતું), હાથની માંસપેશિઓ સ્થિર અને કઠિન થવા લાગે છે, પગ લથડતા હવે ટટાર થાય છે. પથારીમાં આળોટતો દરદી બેઠો થાય છે અને ખાસું બે કલાક સુધી કામ કરવાની શક્તિવાળો થાય છે. જાણે કોઈએ જાદૂ કર્યું એમ લાગે છે. આ જાદૂઈ અસર ચાર કલાક સુધી ચાલે છે. ચાર કલાક પછી વળી પાછી મુશ્કેલીઓ પૂર્વવત્ ઉપસ્થિત થાય છે. પરંતુ આ અદ્ભુત ઈલાજ આખી ચિકિત્સક દુનિયાએ અતિહર્ષથી વધાવી લીધો. સર્વ શોધકોએ તેને આવકાર્યો લંડનની કેટલીક હોસ્પિટલોમાં તેની ફિલ્મ ઉતારાઈ ! પરંતુ ચાર કલાક પછી ઉથલા ખાતી સ્થિતિ માટે શું કરી શકાય એનો વિચાર હજી ઘણાને સંતાપી રહ્યો છે.

પર્નિશિયસ ઍનિમિયા–દુષ્ટ પાંડુરોગ–નો ઈલાજ જ્યારે પહેલવહેલો આજથી દશ–બાર વર્ષ પહેલાં શોધાયો ત્યારે હમેશાં લિવર ઍક્સ્ટ્રૅક્ટનાં ઈંજેક્શન્સ મોટી માત્રામાં, પરિસ્થિતિને કાબૂમાં રાખવા માટે, દરદીને આપવામાં આવતાં. હવે એક આખા મહિનામાં એક વાતું લિવર ઍક્સ્ટ્રૅક્ટનું ઈન્જેક્શન બસ થયું છે. આ સરખામણી ઉપરના દરદમાં પણ લાગુ પડો એમ આપણે ઈચ્છીએ. જો એ દર ચાર કલાકે આપવાં પડતાં ઈંજેક્શન્સોને બદલે નવું આરોગ્ય બક્ષનાર યુક્તિ શોધાશે તો ખરેખર દુઃખી જગત ઉપર ભગવાનના આશીર્વાદ જ ઊતરશે !

હવે આપણે લકવા–Paralysis–ઉપર આવીએ. નાડીતંત્રનું જ્ઞાન એટલી ચોકસાઈવાળું થયું છે કે હવે ઘણા વાતરોગો (nervous diseases) માટે સફળ ચિકિત્સા શોધાઈ છે. અરે ! જે નાડી યુદ્ધમાં બેયોનેટના ઘાથી કપાઈ ગઈ હોય છે તે શોધીને તેને સાંધવામાં આવે છે અને યુદ્ધમાં અપંગ બનેલા અનેક શૂરવીરો ફરીથી હરતા ફરતા થાય છે. હજારો શસ્ત્રવૈદ્યો હવે આ કામ કરતા થઈ ગયા છે ! દરેક નાડીનો અરસપરસ સંબંધ, તેનાં કાર્યો જાણવામાં આવ્યાં છે અને આજદિન સુધી અસાધ્ય મનાતા દારુણ રોગો સારા થવા લાગ્યા છે. અનેક સુધરેલા દેશમાં નાડીતંત્રના રોગોના નિષ્ણાતો રાતદિન આવા રોગોનો અભ્યાસ કરી રહ્યા છે.

સેંટ થોમસ હૉસ્પિટલનો સરજન સર ચાર્લ્સ બેલેન્સ જ્યારે રાતદિવસ આ કપાયેલી નાડીઓ કેમ સાંધવી (nerve-grafting) તેનો વિચાર કરી રહ્યો હતો ત્યારે તેને ચક્રમ ગણવામાં આવતો હતો. વિજ્ઞાનપ્રવીણો–સાયન્ટીસ્ટો–એના તરફ હસતા હતા. સાઠ વર્ષની ઉમરે બેલે-ન્સને ઉપરોક્ત હૉસ્પિટલમાંથી પેન્શન ઉપર ઊતરવું પડ્યું. છતાંય તેને આ નર્વ–ગ્રાફ્ટીંગના પ્રયોગો રોયલ કૉલેજ ઑફ સરજન્સ-સમાં જારી જ રાખ્યા અને ઉત્તર અમેરિકાના ડૉ. ડ્યુઅલ સાથે પ્રયોગો કર્યા—મરતાં સુધી એ મહાન સરજને નાડીઓ કેમ સાંધવી તેના પ્રયોગો કર્યા અને તેના મરણ સુધી જે ઉપહાસપાત્ર મનાતો હતો તે

હવે અપૂર્વ માનથી જોવાય છે ! શોધનારા બિચારા ઉપહાસપાત્ર મનાય છે અને શોધોનો લાભ લેનારા શસ્ત્રવૈદ્યો હવે તેમાંથી પૈસા કમાઈને જીવન કૃતાર્થ માને છે !

મગજમાંથી મોં તરફ જતી—હસવું, બોલવું, ચાલવું વગેરે ક્રિયાઓનું નિયમન કરતી એક નાડી છે જેને seventh facial nerve–'સાતમી નાડી' તરીકે ઓળખવામાં આવે છે. હવે આ નાડી ઉપર જ બેલેન્સ મોટે ભાગે કામ કરેલો. કેટલીક કપાયેલી નાડીઓ સાંધવાથી કામ કરતી થઈ જાય છે એમ એણે બીજા અવયવોમાં શોધ્યું હતું. પરંતુ મોંની આ નાડીમાં કાપ થઈ શકે એમ નથી. એટલે બીજી કોઈ નાડીનો પાસેનો છેડો સાંધીને જ આ સાતમી નાડીની ચેતનશક્તિ શરૂ કરી શકાય. જેમ એકાદ વીજળીનો તાર કપાયેલ હોય છે તો એ કપાયેલો છેડો બીજા છેડા વડે જોડવાથી–જો બીટ કપાયેલો હોય છે તો પ્રવાહ ચાલુ થઈ શકતો નથી- પરંતુ મૂળના તારમાંથી આવતો એકાદ છેડો જો તે સાથે સાંધવામાં આવે તો પ્રવાહ શરૂ થાય છે, તેવી જ રીતે બેલેન્સે વિચાર્યું કે સાતમી નાડીનું બંધ પડેલું કાર્ય શરૂ કરવા માટે કોઈ બીજી નાડીનો પાસેનો છેડો, જે મૂળ પ્રવાહ–મગજ–સાથે સંબંધ રાખતો હોય એવા છેડા સાથે સંયોજિત કરવામાં આવે તો જ ચાલુ થાય. પરિણામે તેણે ૧૨મી નાડી (હાઈપોગ્લોસલ નર્વ, જેનાથી જીભની ગતિ નિયમિત થાય છે એ નાડી)માં કાપ મૂક્યો–મગજમાંથી આવતી આ નાડીનો કપાયેલો છેડો મધ્યમાંથી લઈને સાતમી નાડીનો છેડો જ્યાં અંત ભાગમાં કપાયેલો હતો (terminal cut) તેની સાથે સાંધીને સાતમી નાડી (જે મોંની બન્ને બાજુ ઉપર આવેલી છે, મુખની માંસપેશિઓ સાથે સંબંધ ધરાવે છે, ને માંસપેશિઓ તરફ જેના ફાંટાઓ વળેલા છે)ને કામ કરતી બનાવી. પરિણામે મહિનાઓથી બોલી કે હસી ન શકતા સોલ્જરો ફરીથી બોલવા અને હસવા લાગ્યા. મોંનો લકવો મટ્યો ! કેવી અપૂર્વ શોધ ! કેવું અપૂર્વ કાર્ય ! વર્ષોથી અસાધ્ય મનાતો મોંનો લકવો શસ્ત્રવૈદ્યોની આ અદ્ભુત શોધોએ સાધ્ય બન્યો ! જીવતા દોઝખમાંથી જે દરદીઓ આ શોધોને લઈને બચ્યા હશે તેમના આશીર્વાદોનાં મૂલ્ય આંકવાની ધૃષ્ટતા કોણ કરી શકે !

બારમી નાડી–જિહ્વાનિયામિકા નાડી–માં કાપ કરવાથી જીભનો લકવો થઈ જાય. એ તો ઓલામાંથી ચૂલામાં પડ્યા જેવું થાય. મોંનો લકવો મટીને જીભનો થાય. પરંતુ જીભ તરફ જતી મગજની નસ કાપ્યા છતાંય જીભને નુકસાન ન થાય અને જીભની નસ એવી ને એવી જ રહે એવી સફાઈથી ડૉ. બેલેન્સે શસ્ત્રકર્મ કર્યું હતું. જીભની નાડી (૧૨મી નાડી) જીભની બન્ને બાજુએ આવેલી છે. આ નાડીમાં કાપ મૂકવાથી જીભની એક બાજુ તરફ જતી નસ ખલાસ થઈ જાય, પરિણામે અર્ધો જીભનો લકવો થાય. પરંતુ ડૉ. બેલેન્સે જીભ તરફ નાડીમાં એવી સફાઈથી કામ કર્યું કે જીભને નુકસાન થાય નહિ અને મોં સુધરે. એ મહાનુભાવે જિહ્વાનિયામિકા નાડીની જાડાઈ [ધારો કે ૧ ઈંચ જાડાઈ હોય તો તેમાંથી અર્ધો એટલે ૦॥ ઈંચ કાપે અને બીજી અર્ધી પોતાનું કાર્ય બજાવતી રહે.] માંથી અર્ધી જાડાઈ thickness–નો ઉપયોગ કર્યો. પરિણામે જીભને લકવો થયો નહિ, મોં સુધર્યું–મુખગામિકા સાતમી નાડીમાં મગજમાંથી આવતો પાવર પહોંચ્યો ! તમો આ નાડીઓની જાડાઈની કલ્પના કરી શકશો ? રેશમના દોરાથી યે પાતળી આ નાડીઓ હોય છે ! આમાંથી અર્ધો ભાગ જાડાઈનો કાપવો અને સાંધવો ! કેવું બારીક કાર્ય ? દેવો પણ આ ક્રિયા જોવા આકાશમાં વિમાનમાં આવ્યા હશે અને પુષ્પની વૃષ્ટિ કરી હશે ! શિવ વાસુ એ

વખતે વાર્યો હશે, દેવદુંદુભિઓ વાગ્યાં હશે, અપ્સરાઓએ દિવ્ય સંગીત વહેવડાવ્યું હશે!

મનુષ્યો ઉપર આવું બારીક શસ્ત્રકર્મ કરતાં પહેલાં પશુઓ ઉપર કેટકેટલા પ્રયોગો કરવા પડ્યા હશે? કેટલાં યે પ્રયોગો નિષ્ફળ ગયા હશે! શરીરના અન્ય ભાગમાંથી કાપેલી નાડીઓ—જે કાપવાથી નાડીઓના વ્યવસ્થિત કાર્યમાં વિક્ષેપ ન પડે એવી નાડીઓ—થી મોતની નાડીઓના કપાયેલા છેડા પ્રથમ તો સાંધી જોયા. આવી રીતે સાંધેલી નાડીઓ કાર્યસાધક થાય કે નહિ તે પ્રયોગો કરી જોયા હશે જ. બેલેન્સના પ્રયોગોએ ખરેખર કમાલ કરી. અસાધ્ય મનાતો મોંનો લકવો તેણે સાધ્ય બનાવ્યો! શસ્ત્રકર્મકૌશલ્યની પરાકાષ્ઠા જગતે જાણી.

આ તો મુદ્દામાં જે નાડીઓ કપાયેલી હોય કે ચગદાઈને નિષ્પ્રાણ બની હોય તેની વાત થઈ. આ સિવાય પણ બીજા અનેક જાતના લકવા થાય છે અને તે માટે પણ ખૂબ વિચાર કરવામાં આવ્યો છે.

આપણે દિલ્હીથી લંડન ટેલિફોનથી સંદેશો મોકલવો હોય તો તે એકદમ પાધરો નથી પહોંચતો. વચમાં કેટલાંક કેન્દ્રો-સ્ટેશનો હોય છે જ્યાં તે સંદેશાને ઝીલીને, ફરીથી તેને આગળ મોકલવામાં આવે છે. આપણા શરીરમાં પણ સંદેશાઓ મોકલવા માટે આવી જ ગોઠવણ છે. મગજની માંસપેશિઓને એક સંદેશો મોકલવો હોય તો તે સંદેશો ઝીલવા માટે વચમાં થોડાંક સ્ટેશનો—"Relay stations"—રાખેલાં છે. કરોડરજ્જુમાં એક જાતનો ભૂખરો પદાર્થ છે અને આ પદાર્થમાં મગજમાંથી આવતા કે મગજ તરફ જતા સંદેશાઓ મોકલવા કરવાના કેટલાક રસ્તાઓ છે. મગજમાંથી જે સંદેશાઓ આવે છે તે ઝીલવાના રસ્તાનું નામ "એન્ટીરિયર સેરેબ્રોસ્પાઇનલ ટ્રેક્ટ" છે. આ સંદેશા ઝીલતા સ્ટેશનને જો નુકસાન થાય તો પછી પગ હાથને સંદેશો મળી શકતો નથી. અને સંદેશો ન મળે એટલે એ અવયવો બહારથી સારા દેખાવા છતાં ય નકામા થઈ જાય છે. આનું નામ લકવો-પેરેલેસીઝ.

અને "Infantile paralysis" નામના એક જનપદ-વ્યાપક (epidemic) રોગમાં બરાબર આવું જ બને છે. મગજમાંથી આવેલો સંદેશો એન્ટીરિયર હોર્ન સેલ્સોં, એન્ટીરિયર સેરેબ્રોસ્પાઇનલ ટ્રેક્ટમાં ઝીલે છે અને ત્યાંથી આગળ મોકલે છે. એક જાતનું વિષ-વિરસ-આ કોષોને બગાડે છે અને આથી જ કોષો કામ બજાવી શકતા નથી. અહીં યાં—આ રોગમાં—નાડી સાફ કરવાથી કંઈ વળે નહિ કારણકે અહીં નાડી કપાયાથી રોગ થતો જ નથી. અહીં તો એક જાતનું દુષ્ટ વિષ એ કોષોની શક્તિને હરી લે છે એટલે આ વ્યાપક રોગ માટે એ જ વિષનું પ્રતિવિષ-એન્ટિટોક્સિન-શરીરમાં ઘાલવું પડે છે અને દરદી બચી જાય છે. એક વખત આ દરદનો ભોગ થયેલ મનુષ્યના શરીરના લોહીમાં આ પ્રતિવિષ-એન્ટિટોક્સિન રહેલું હોય છે. આ માણસનું લોહી લઇ તેને થોડીવાર ઠરવા દઈ જે પ્રવાહી ભાગ ઉપર રહે (આને "સિરમ" કહેવામાં આવે છે) તેનું દરદીને તુરત જ ઇન્જેક્શન આપવામાં આવે તો આ થતું દરદ તુરત જ વશમાં આવી જાય છે. બેલ્જિયમ અને ઓસ્ટ્રેલિયાના ડૉક્ટરોએ આ રીત અજમાવી જોયેલી છે અને થોડાંક વર્ષો અગાઉ ન્યુયોર્કમાં આ રોગે દેખાવ દીધો હતો ત્યારે આ રીતે અનેક દરદીઓની ચિકિત્સા કરવામાં આવી હતી અને અદ્ભુત પરિણામો આવ્યાં હતાં.

વિજ્ઞાન કોઇ એક દેશની મૂડી નથી. ભૌગોલિક સીમામાં વિજ્ઞાન બદ્ધ રહી શકતું નથી. ચિકિત્સા અથવા ઔષધ એ પણ આંતરરાષ્ટ્રીય છે. એક દેશમાં જે ઔષધની શોધ

થઇ હોય તેને બીજા દેશના ચિકિત્સકો જરૂર વાપરી શકે છે. સદ્ભાગ્યે આ રોગ Infantile paralysis–આપણા દેશમાં જોવામાં નથી આવતો. યુરોપ અમેરિકામાં તો અવાર નવાર બેત્રણ વર્ષે એ દેખા દે છે. નાનાં બચ્ચાંને જ આ રોગ લાગુ પડે છે. આ સંક્રામક–epidemic–રોગ છે. જ્યાં એ થતો ત્યાં હજારો બચ્ચાં મરણશરણ વા કાયમનાં અપંગ થતાં હતાં. નાડીતંત્રનો અભ્યાસ વધતાં આવા તો કેટલા યે દારુણ રોગોનું કારણ સમજવામાં આવ્યું છે અને કારણ સમજાતાં તેની દવા પણ શોધાઇ છે.

આપણા શરીરમાં બે જાતની નાડીઓ–nerves–છેઃ (૧) જે નાડીઓથી આપણને ટાઢ, તડકો, ચૂંટી વગેરેનું જ્ઞાન થાય છે તે; અને (૨) જે નાડીઓ આપણી માંસપેશિઓને કાર્યમાં પ્રેરે છે તે. પહેલી જાતની નાડીઓનું સંવેદન ચામડીમાં રહેલું છે. ચામડી ઉપર સ્પર્શ થયો. સ્પર્શના સ્થાનમાં રહેલી નાડીઓએ મગજના કેટલાક કોષોને તે સંદેશો પહોંચાડ્યો. આ સંવેદના મગજને પહોંચે છે કે ત્યાંથી તરત જ હુકમ છૂટે છે કે ત્યાંથી હાથ ખસેડી લો વા દુઃખ કરતી વસ્તુઓથી એ અવયવને ખસેડી લો આ સંવેદનશક્તિ જો નષ્ટ થઈ હોય તો આપણે અગ્નિમાં કે બરફમાં આપણો એ અવયવ રાખીએ તો ય આપણને ખબર ન પડે.

એક Syringomyelia–સિરિંગોમાયેલીઆ–નામનો રોગ છે. આખી આંગળી બળી જાય ત્યાં સુધી આ દરદના દરદીને કંઈ ખબર પડતી નથી! આ અભાગી દરદીઓની દયા ખાવા જેવી હોય છે! ચૈતન્યનું સ્થાન તો મગજ છે ને? અને મગજમાં જે સંદેશો ન પહોંચે તેનું દરદ શે જણાય? આવા દરદીઓનું દરદ ધીરેધીરે વધતું જ જાય છે અને અજાણપણે તે પોતાના શરીર પર નુકસાન કરતા જાય છે. આ કેન્દ્રાભિગામી નાડીઓ ( sensory nerves ) વા એફ્રન્ટનું કાર્ય સમજવાથી કેટલાક રોગો સહેલાઈથી પારખી શકાય ખરા.

બીજી જાતની નાડીઓ મગજમાંથી જે સંદેશા લઈ જાય છે તે મોટર નર્વ્ઝ અથવા ઈફ્રન્ટ નર્વ્ઝ–કહેવાય છે. આ નાડીઓ મગજમાંથી નીકળી માંસપેશિઓમાં અટકે છે. હાથ ખસેડી લેવો હોય તો મગજમાંથી આ જાતની નાડીઓનો સંદેશો આવે છે, પરંતુ આ જાતની નાડીઓમાંથી એકાદ કપાઈ હોય તો મગજમાંથી મોકલેલો સંદેશો માંસપેશિને મળતો નથી અને પરિણામે એ ભાગ બહેરો થઈ જાય છે. આપણે એને લકવો–અર્ધાંગ, પક્ષાઘાત વગેરે નામોથી ઓળખીએ છીએ. ડૉ. બેલેન્સના પ્રયોગો આ જાતની મોટર નર્વ્ઝ ઉપર થયા હતા તે આગળ કહેવામાં આવ્યું છે જ.

જો એક વખત આ સંદેશા લાવવા લઈ જનાર નાડીઓ, તેનાં સ્ટેશનો (રેલે સ્ટેશન્સ), કરોડરજ્જુની શ્વેત ધાતુમાં રહેલા ત્રણ રસ્તાઓનો પૂર્ણ પરિચય—સમજવામાં આવી જાય તો ઘણાખરા નર્વસ ડીસિઝિઝ–વાત રોગો–નું સમ્યક્ જ્ઞાન આપણને થયા વિના ન જ રહે.

હમણાં હમણાં આ નાડીતંત્રનો ઠીકઠીક અભ્યાસ વધી રહ્યો છે. મગજમાંથી નીકળતી ૧૨ મુખ્ય નાડીઓ, કરોડરજ્જુમાંથી નીકળતી ૩૧ નાડીઓની જોડ–આનો અતિ સૂક્ષ્મ અભ્યાસ થઈ રહ્યો છે. આપણે આશા રાખીશું કે આ વધતા જતા નાડીતંત્રનો અભ્યાસ આપણને આપણા આવેશો–emotions–ઉપર કાબૂ મેળવવામાં સહાયભૂત થશે જ. મગજ, મન, આત્મા–બુદ્ધિ–ઇત્યાદિના ગહન પ્રદેશો વિજ્ઞાન જ્યારે સર કરશે ત્યારે આ પૃથ્વી ઉપર સુવર્ણદિન ઊગ્યો ગણાશે.

☆

# ગામડાં

ગોવિંદભાઈ ક. અમીન

હું ડૉક્ટર છું. ગામડાંનાં લોકો માટે મારામાં પહેલેથી લાગણી અને પ્રેમ છે. તેઓ માટે કંઈ થઈ શકે તો તે કરવામાં હું જીવનનું શ્રેય માનું છું. અત્યારે ગ્રામોદ્ધારની યોજનાઓ ચર્ચાય છે ત્યારે મારો એક અનુભવ કહું તો ચર્ચામાં રસ જામશે.

પરીક્ષા પાસ કરી, અનુભવનો વખત પસાર કરી મેં ગામડામાં નોકરી માગેલી. ઓછી આવક અને જીવનની મજાઓ ગામડાંમાં નહિ એટલે ડૉક્ટરો ત્યાં જવા ભાગ્યે જ કબૂલ થાય છે. સરકાર એવી જગાઓ માટે ડૉક્ટરોની તાણમાં હોય છે. મને નિમણૂક મળતાં વાર લાગેલી નહિ.

દવાખાનું મને સોંપાયું ત્યારે તેમાં થોડી દવાઓ, નહિ જેવાં સાધનો અને એક વૃદ્ધ કંપાઉન્ડર હતાં. થોડું અંગત ખર્ચથી, થોડું ગામલોકોમાં લખણીથી, થોડું સરકારમાં લખાપટ્ટીથી એમ મેં દવાખાનાની અપૂર્ણતાઓ પૂરેલી. કંપાઉન્ડરને જાગ્રત રાખવો શરૂ કરેલું. મારે કુટુંબ જેવું કંઈ હતું નહિ એટલે ગામને જ કુટુંબ માની હું ફરતો.

ડૉક્ટર પરણે નહિ અને તેની દૃષ્ટિ પવિત્ર રહે તો ધર્મગુરુ કે શિક્ષક કરતાં તે વધુ જનકલ્યાણ કરી શકે છે. થોડા વખતમાં હું ગામનો અંગત માણસ બની ગયો. ગામડાના રીતરિવાજ સમજવા લાગ્યો. ગામની બીજી પ્રવૃત્તિઓમાં પણ રસ લેતો. ધીરે ધીરે ગામલોકો તેમનાં શરીર માટે જ નહિ પણ લગ્ન, ધર્મ, શિક્ષણ, કાયદાઓ બધામાં મારી સલાહ લેવા લાગ્યાં. એ રીતે એમનો પરિચય વધતો. અને વધુ પરિચયને લીધે તેમનું સ્વાસ્થ્ય હું વિશેષ સમજી શકતો.

એક દિવસ સવારનું ફરવાનું પૂરું કરી હું પાછો આવતો હતો. દવાખાનાના દરવાજા આગળ એક ગાડું, આજુબાજુ થોડાં સ્ત્રીપુરુષો, નજીકમાં ત્રણ સિપાઈ, એટલું મને દૂરથી દેખાયું. મારામારી થતી ત્યારે ઘાયલોને ગાડામાં નાખી આ રીતે લાવવામાં આવતા. પણ આવા બનાવ સાંજના જ બનતા. સવારમાં આવું ગાડું જોઈ હું વિસ્મય પામતો ઉતાવળે ડગલે ગાડા પાસે ગયો.

ત્યાં ઊભેલાએ મને જોઈ સલામો કરી. તેમના તરફ જોયા વિના સલામો ઝીલી હું ગાડામાં જોવા લાગ્યો. એક સોળ–સત્તર વરસની યુવતી મરેલી પડી હતી. ગળે ફાંસો ખાઈ, ઇચ્છાપૂર્વક મરી ગઈ હોય તેમ તેના કપાળે કંકુની આડ હતી, આંખો ફાટી ગયેલી હતી, શરીર પર ઘાની નિશાની હતી નહિ. શરીર ખૂબ તંદુરસ્ત લાગતું. આનો જીવ કેમ ગયો હશે એ વિચાર આવતાં મને કંપારી આવી. ભરયુવાનીમાં થતાં આવાં મૃત્યુ હંમેશ મારામાં ગ્લાનિ ઉત્પન્ન કરતાં.

"શું બન્યું છે?" બાજુમાં ઊભેલા સિપાઈને મેં પૂછ્યું.

"સાહેબ, એ તો તમે તપાસો ત્યારે સમજાય. ચીરી તપાસવા માટે ફોજદાર સાહેબે તમારી ઉપર મોકલ્યું છે." તેણે ફોજદારે આપેલા કાગળો મને આપ્યા.

મારી ગ્લાનિ વધતી હતી. ફૂલ ખીલે તે પહેલાં જ રહેંસાઈ ગયું હતું. એ રહેંસાયેલાં ફૂલને મારે ફેંદવાનું હતું. સામાન્ય રીતે અહીં શબ ફેંદવાનું મારે માટે બહુ બનતું નહિ.

ામાં કોઈનું ખૂન કે આવું મરણ થાય તો વાત સરકારમાં જાય તે પહેલાં જ શબને ી નાખવામાં આવે છે. મરેલાને બાળવા માટે ત્યાં કોઈ જાતની પરવાનગીની જરૂર હોતી . શબના સંબંધીઓ બાળવા ગયા હશે અને પકડાયા હશે કે મરનારનું કોઈ હશે નહિ ો તેનું શબ ચૂંથાવા વખત આવ્યો હશે અથવા ફોજદાર–મુખીને પૈસા ઓછા પડ્યા. , ગમે તે હો મારે આજે આખું શબ ફેંદવાનું હતું અને તે પર અહેવાલ લખવાનો હતો!

શબ ચીરવાની ઓરડીમાં શબને મૂકાવી મેં સવારનું નિત્યકર્મ પૂરું કર્યું. થોડા ોઓને તપાસ્યા, થોડાને દવા આપી, બપોરનું જમણ લીધું. પછી નિરાંતે શબ ચીરવાનું કર્યું. આ કામ લાંબો વખત લે છે અને જવાબદારી ભરેલું છે એટલે આમ નિરાંતથી ાનું હોય છે.

ચૈતન્યની એક ખૂબી છે. તે હોય છે જરા જેટલું પણ તેના ગયા પછીની ગમે ી મોટી ચીજ સુકાવા, કહોવાવા કે ગંધાવા માંડે છે. માટીના આસાદમાં ચૈતન્યનું મહત્ત્વ ું વિશેષ છે તે આ દર્શાવે છે. નાક અને મોએ પાટા બાંધી ગંધને શરીરમાં જતી ક્વા પ્રયત્ન કરતો હું શબ કાપવા લાગ્યો. ગળાની નળી કેમ દબાઈ છે, ફેફસાં કેવાં છે, ્રમાં લોહી રહ્યું છે, હોજરીમાં કયા કયા પદાર્થો છે, આંતરડાંમાં કંઈ છે કે નહિ, ગર્ભા- ્ર કેવું છે આ બધું જોતો ગયો અને કમ્પાઉંડર પાસે લખાવતો ગયો. આપઘાતનું કારણ ણવા મારું કુતૂહલ ખૂબ ઉશ્કેરાયેલું રહેતું હતું. હજુ સુધી સમજાયું ન હતું કે આપઘાત ાથી કરવામાં આવ્યો હશે. ગર્ભાશય ચીરતાં તેમાંથી ત્રણચાર માસનો નાનો ગર્ભ નીકળી વ્યો! મેં ઝડપથી આની નોંધ લીધી. હવે મારા મગજમાં પ્રકાશ પડવા લાગ્યો. યુવતી ાારિકા હોય અને ગર્ભ રહ્યો હોય તો માબાપ કે સમાજની બીકથી આપઘાત કર્યો હોય; થવા તે પરિણીત હોય અને ગર્ભ બીજા કોઈથી હોય તો તેના પતિએ તેને આપઘાત ્વા ફરજ પાડી હોય. એમ પણ હોય કે પતિએ જ તેને મારી નાખી હોય અને આપઘાત ાં એવો દેખાવ કર્યો હોય. શબ તોડ્યું હતું તેમ સીવી લઈ, હતું તેવું ઢાંકી હું ઓરડી હાર નીકળી ગયો.

શબની ગંધથી તો તોબાહ! મોં નાક ગળું ખૂબ પંખેરી–ને ધોયાં, બેત્રણ વખત ણ ચોળી સ્નાન કર્યું, દવાઓ સૂંઘી પણ જ્ઞાનતંતુને ચોંટેલી ગંધ જતી ન હતી. ગંધ ન ાવાનું કારણ તેની સ્થિરતા હોય કે ઉદાર્મેલા ભરત યૌવનથી ઊભી થતી મનની ગ્લાનિ ાય. શબનાં સ્નાયુ અને હાડ એટલાં મજબૂત હતાં કે તે કાપતાં મારાં ઓજારો નકામાં ઈ જતાં. મજબૂત શરીરનો વિચાર કરતાં થયું કે ઓછાંમાં ઓછાં પાંચ–સાત બાળકો ો તેની જનેતા પૃથ્વીને ભેટ આપ્યાં હોત અને સીત્તેરથી એંસી વરસ તે જીવી હોત! ાનતંતુને કુદરતનું વાતાવરણ અને તાજી હવા મળે તો મગજમાંથી ગંધ જાય માની, હું હાર ફરવા જવા નીકળી પડ્યો.

ચોમાસાની શરુઆત હતી. તાજા વરસાદથી ધરતી મહેકતી હતી. ગર્ભવતી સ્ત્રીને રતી ખાવા મન થાય તેવી તે સુગંધ હતી. ધરતી પરનાં વૃક્ષ–ઝાડાં ખીલી ઊઠ્યાં હતાં, ાણે એ સુગંધથી નાક ન ફૂલાવતાં હોય! એ સુગંધે મારામાં પણ સ્ફૂર્તિ આવવા લાગી. કુદરતના વિચાર કરવા લાગ્યો. ધરતીમાંએ એ ચૈતન્યનું તત્ત્વ કેટલું બધું છે! થોડા જ રસાદે તેમાંથી કેટલા ફણગા ફૂટી નીકળ્યા છે! ગામડાની સ્ત્રી પણ ધરતી જેવી છે. તેને

મહેકતાં વાર નહિ, ખીલતાં વાર નહિ, ફળતાં વાર નહિ! જો થોડું પોષણ મળે, અકાળે મૃત્યુ થાય નહિ, તો તેઓ ખીલી ક્યાં જઈ ન અટકે!

મને પાછી પેલી સુવતી યાદ આવી. તેનું મૃત્યુ કેમ થયું તે જાણ્યા વિના મનને સંતોષ વળે તેમ લાગ્યું નહિ. ફોજદારે શી માહિતી ભેગી કરી છે તે જાણવા ઇચ્છા થઈ. ફરવાના રસ્તા પરથી સીધો હું ગામના ચોરા તરફ ચાલ્યો.

ગામડામાં ફોજદારનું આવવું મોટા રાજા-મહારાજાના આવવા બરાબર બનતું. મુખી, તલાટી, ઉઘરાતદાર, વરતણીઆ, વેઠીઆ વગેરે હાજરાહજૂર રહેવાના. વાણીઆને ત્યાંથી સીધું આવે તે મંદિરનો મહારાજ પકવે. એક વૃક્ષે ખાટલા ઉપર ફોજદાર સાહેબ આડા પડેલા હોય, ધમકારા હુંકારા ચાલતા હોય, ગામલોકો કે ગુનેગારો સલામો ભરતા હોય, હોકાની નળીમાંથી ધુમાડો નીકળતો હોય, વારાવાળો હજામ પગ દાબતો હોય! મને આવેલો જોઈ ફોજદારે મારું ભાવથી સ્વાગત કર્યું અને મને ખાટલા પર બેસાડ્યો.

ગામડામાં રહેતા કે ભળતા સરકારી નોકરો વચ્ચેનો સંબંધ મીઠો હોય છે, તેનું મુખ્ય કારણ એકસંપી થઈ જે લૂંટ મળે તે વહેંચી ખાવાનું હોય છે. બીજું કારણ સોબત પણ છે. અમલદારવર્ગ એટલે શિક્ષિતવર્ગ, પોતાને સુધરેલો કહેવડાવે એવો શોખીનવર્ગ, તેને પોતા જેવી જ સોબત જોઈએ. ગામે ગામે આવા વર્ગની મંડળીઓ જામેલી હોય છે. ફોજદાર અને મારો સંબંધ મીઠો હોવાનું કારણ સોબત હતી તેમ બીજું પણ એક હતું. મારફાડ, ખૂન, આપઘાત એવા બનાવોમાં પૈસા ખાવા હોય તો તેમને મારી સંમતિ જોઈતી. જ્યાં આવા બનાવોમાં આગળ જવાથી કંઈ લાભ થવાનો ન હોય ત્યાં હું મારી સંમતિ આપતો. અને આ સંમતિ લૂંટમાં ભાગ માગ્યા વિના આપવામાં આવતી. ફોજદાર હંમેશ મારા તરફ માનથી વર્તતા.

"શું ડૉક્ટર સાહેબ, શબની તપાસ કરીને?" ચાપાણીનો હુકમ અપાયા પછી ફોજદારે મને પૂછ્યું.

"કરી."

"પેટમાંથી બાળક નીકળ્યું ને?"

ફોજદારની સમજશક્તિ માટે મને માન હતું. એક નાના સિપાઈ તરીકે નોકરીની શરૂઆત કરી તે ધીરધીરે આ પદે આવ્યા હતા. તેમનો અનુભવ કહે તે મોટે ભાગે ખરું પડતું. મેં કહ્યું: "તમારી ધારણા સાચી છે."

"ખૂનીએ ખૂનનો એકરાર પણ કર્યો છે."

"એમ, તો ખૂન આ રીતે શા માટે કર્યું?"

"પહેલાં ઇચ્છા એમ હશે કે આમ કરવાથી આપઘાત ઠરશે, પછી ગૂંચવાઈ ગએલો એટલે કબૂલ કરી દીધું. અમારા ભારથી ગુનેગાર જેટલો ડરે છે તેટલો જન્મટીપથી પણ ડરતો નથી. ફાંસીની સજાની જ તેણે તો માગણી કરી છે."

અમુક હોય તો આમ થાય, અમુક બને તો આમ હોવાથી, એવી ચોક્કસ વિચારસરણીવાળા જીવનની સામાન્ય બાબતોમાં સાચા પડે છે. પણ કોઈક વખત તે મહત્ત્વની બાબતમાં ગંભીર ભૂલ પણ કરી બેસે છે. ચૈતન્ય ચીપિયાથી પકડી શકાતું નથી. પૈસા મીરવા તે

લખાવી લઈ આપવા સમજાવ્યું છે પણ પત્ની કે પિતા પાસે તેમ કરવાથી પૈસા તો જાય છે અને સંબંધ પણ જાય છે. મને ફોજદારની સમજમાં હવે દોષ દેખાવા લાગ્યો. મેં માગણી કરી: "મને કેદી જોવા મળશે?"

"ખુશીથી જુઓને, ઉપરની ઓરડીમાં છે! અરે કોણ છે? ડૉક્ટર સાહેબને કેદી પાસે લઈ જાવ!"

મેં ચા પૂરી કરી હતી એટલે તરત એક સિપાઈ સાથે કેદી પાસે ગયો. ખૂણામાં નીચે મોઢે બેઠેલો કેદી મને જોઈ ઊભો થઈ ગયો અને નમન કર્યું. હજુ તેને બેડીમાં નાખ્યો ન હતો. મેં તેને ઓળખ્યો. તે ગામના એક આગેવાન કુટુંબનો હતો. દરેક હોળીની રમતોમાં તે સૌથી આગળ રહેતો. કદાવર શરીર માટે તે આખા પ્રદેશમાં અજોડ હતો. ચોરી, લૂંટ, આગ એવા ગામના સંકટના પ્રસંગોમાં તે સાહસ દર્શાવતો. મને તો શું, આખા ગામને તેના માટે માન હતું. તેનાથી આવા કામમાં ભાગ લેવાઈ ગયો જાણી મને શોચ થયો.

"કેમ ભાઈ, ઓળખે છે ને?" મેં તેને પૂછ્યું.

"ડૉક્ટર સાહેબ, તમને કોણ ન ઓળખે?" તેણે સામું કહ્યું.

"તને ખરાબ ન લાગે તો પૂછું. આ બધું કેમ થયું?"

"થઈ જાય કોઈ વખત, માણસનું મન કોઈ વખત કેમ વરતે છે તે કેમ કહી શકાય!"

"તારા જેવા મરદ, શિક્ષિત માણસનું મન આમ વરતે તે મનાય નહિ."

"સાહેબ, વાત કહેવા જેવી નથી. તમે સજ્જન માણસ છો અને અંગત રસ લો છો તો કહું છું. પણ બહાર પાડવાની નહિ એવું વચન આપો."

"ભલે."

"સાંભળી લો, તમારો વખત બગડશે."

"કંઈ વાંધો નહિ. તે સાંભળવા જ હું અહીં સુધી આવ્યો છું. તારે કોઈ જાતની મદદ જોઈશે તો તે પણ હું આપીશ."

"મદદ માટે જોઈતી નથી. તમારા જેવા આગળ ઊલટના બે શબ્દ બોલી જઈશ તો મનને ઠીક રહેશે. તમે બેસવા ખુરશી મંગાવો, હું કહું છું."

ખુરશી મંગાવી હું બેઠો. તે સામે નીચે બેઠો.

"ડૉક્ટર સાહેબ," સિપાઈ બહાર ગયા પછી તેણે શરૂ કર્યું: "મારી પત્નીના મૃત્યુનું કારણ અને તેની પાછળ થવાના મારા મૃત્યુનું કારણ બન્ને જુદાં છે. આટલી રહી તમે અમારા સમાજનાં અનિષ્ટો જોયાં હશે. તેમાંનું એક, કોઈને મદદ કરવા જતાં તેના શિકાર તરીકે ભોગ બનવું એ છે. એક બાજુ બધી ભોળી જનતા છે, બીજી બાજુ તેના ભોળપણ અસમજણનો લાભ લેનારા દુષ્ટો છે. ગામડાંના આખા સમાજની રચના આ રીતે થયેલી છે. મારી પત્ની એની મોટી બહેનને ઘેર ગઈ હતી. ગામડામાં સુવાવડ અન્યોન્ય મદદથી થાય છે એ તમે જાણો છો. ઘરમાં સુવાવડ હોય ત્યાં પુરુષને એક જાતની અનુકૂળતા રહે છે, તેની પત્નીની નજર તેના ઉપર રહેતી નથી. સુવાવડ કરવા આવી હોય તેની સાથે એકાંત મળે છે. પરાણે પાળેલા સંયમથી તેની વૃત્તિઓ ઉશ્કેરાયેલી હોય

છે. ઠરેલ માણસ હોય તો જુદી વાત છે, દુષ્ટ હોય તો સોએ નવાણું ટકા વ્યભિચાર કે બળાત્કાર થવાનો. મારી પત્ની સ્વભાવે નિર્દોષ, દેખાવે હસમુખી એટલે તેના અનેરીએ હિંમત કરેલી; તેની એકાંત સ્થિતિનો લાભ લઈ રાતે તેની પર તેમણે બળાત્કાર કર્યો. આમાંથી પત્નીને દિવસ રહી ગયા !

"સુવાવડ કરી તે મારે ત્યાં આવી ત્યારે ગભરાએલી જેવી લાગતી. કોઈ રીતે મારી કૃપા ચાલુ રહે તેમ વર્તતી. અમારાં લગ્ન એ પ્રેમલગ્ન હતાં. ગામડાંમાં અમને સહચાર તો જોઈએ તેટલો મળે છે. તે બાજુના ગામની હતી અને તે ગામમાં જતાંઆવતાં અમારો મેળાપ થતો. જાતે કરેલું લગ્ન જૂનવાણી કુટુંબીઓને કે માબાપને નહિ ગમે એ જાણવા છતાં તેમની ઉપરવટ થઈ લગ્ન કરેલું. દેખાવે, સ્વભાવે, તંદુરસ્તીએ અમે એવાં સમાન હતાં કે અમારું લગ્ન જાણી કોઈ પણ રાજી થાય ! અલબત, કુટુંબીઓ વિના ! લગ્ન થયાંને એક વરસ પૂરું થયું ન હતું ત્યાં આ મહોકાણ આવી ઊભી રહી !

"તે મૂંઝાતી—ગભરાતી. હું પૂછતો તો કંઈ જવાબ આપતી નહિ. કોઈ વખત મને ગળે વળગી પડી રડતી. એક દિવસ ઊંઘમાં તે મને વળગી પડી અને રડતાં રડતાં બોલવા લાગી, 'વહાલા, મને માફ કરશો !—મને માફ કરશો !' મેં તેને જગાડી સ્વસ્થ કરી તેના મનની વાત કહેવા કહ્યું. તે કંઈ બોલી નહિ પણ મારા ખોળામાં માથું નાખી છાતીફાટ રડવા લાગી. મેં ખૂબ આશ્વાસન આપ્યું; જે કંઈ તેના મનમાં હોય તે કહેવા કહ્યું; તેણે કંઈ પણ ભૂલ કરી હશે તે માફ કરવા વચન આપ્યું ત્યારે તેણે તૂટક શબ્દોમાં પોતાની કથની કહી. પછી મારા મુખ પરનો ભાવ જોવા તાકી રહી.

"ધારવા જેટલું મારું મોં ઉદાર ન નીકળ્યું. જાણે મારામાંથી આખું જીવન સોસાઈ ગયું હોય તેમ તે કાળું પડી ગયું હતું. તે વળી વળી મને કહેવા લાગી: 'વહાલા, માફ કરો !—માફ કરો !' પણ તેના આ શબ્દો મને સંભળાતા ન હોય તેમ મારામાં રોષ દેખાવા લાગ્યો. મારી પ્રિયાની પવિત્રતા ગઈ એ વિચારે જ મને હલાવી નાખ્યો હતો. મેં એને એટલું જ કહ્યું: 'તે વખતે અનેરીનું માથું ટૂંપી કેમ ન નાખ્યું !—અને તે ન થયું તો તારે તારી જીભ કરડી ખાવી હતી !' હવે મારે મન જીવ વિનાના માટીના પૂતળા જેવી તે હતી. તે જ વખતે પથારી છોડી હું બહાર નીકળી ગયો.

"થોડા દિવસ હું ગાંડો જેવો બની ગયો. જાણે તેની સાથે મારે કંઈ સંબંધ ન હોય તેમ તેના તરફ તો હું જોતો જ નહિ. થતું કે એક વખત સાધુ પાસે જઈ લઈ આવું. પણ મારી, કુટુંબની આબરૂ જવાની બીક લાગતી. હું સમસમી બેસી રહ્યો.

"પ્રેમી તરીકે તો અમારું જીવન નષ્ટ થયું હતું. હવે મને વિચાર આવતો: તેના પેટમાંના બાળકનો. જો તે ઉછરે અને તેનું મુખ સાધુ જેવું હોય તો તે આખી જિંદગી હૃદયમાં ખીલા માફક ખૂંચ્યા કરવાનું. એક દિવસ કતરાતે સ્વરે મેં તેને કહ્યું: 'પેલું પેટમાં છે એનું શું કરવાનું છે ?' તે ધીરેથી બોલી: 'મોટીબહેને દવાઓ તો બહુ પાઈ હતી પણ કંઈ વળ્યું નહિ !' 'હં...તો એની બહેન જાણતી હતી ખરી, કાદવ મહેનત કરેલી પણ ફાવેલાં નહિ.' મારાથી બોલાઈ ગયું. 'મહેર્યાં—ટાળ્યું કરો કે ન કરો, હું મરેલી છું! હજી બનતું હોય તો કંઈ કરો. હું એ પાપથી છૂટવા માગું છું' તેણે કહ્યું.

"મેં એને કેવી ઝેરી દવાઓ આપી છે તે હું જ જાણું અને એનું જ શરીર સહન

કરી શકે! ગામડામાં લોકો એવાં કામ માટે કેવી કેવી દવાઓ વાપરે છે એ તો તમે જાણો છો. બધી દવાઓ વપરાઈ ચૂકી, એ અધમૂઈ થઈ ગઈ, પણ બાળક નીકળ્યું નહિ. મરત મૌતને પકડેલું બાળક કેમ છૂટે? હું થાક્યો, એ પણ થાકી હતી, આંખો મીંચી અમે દિવસ કાઢવા લાગ્યાં.

"તેનું શરીર વધતું હતું, કૂખ થોડા વખતમાં વધવાની હતી; તે નીચું જોઈ ચાલતી હતી, હું નીચે જોઈ ચાલતો હતો: શું બને છે એ અમને સમજાતું નહિ. એક વાત સ્પષ્ટ હતી. અમે એકબીજાથી ખૂબ ખૂબ દૂર જઈ રહ્યાં હતાં. આ દૂર જવું મૃત્યુથી જ અટકશે એમ લાગતું ત્યારે અમને કંપારી આવતી. પેટમાં બાળક ન રહ્યું હોત તો જુદી વાત હતી. એક દિવસ એવો આવવાનો હતો જ્યારે તે બાળકને જન્મ દેવાની હતી, બાળકનો ચહેરો સાહુ જેવો હોવાનો હતો, સાહુ મુખમાં મારા તરફ હસવાનો હતો. ગામલોકો બાળકનો ચહેરો જોતાં અમારા તરફ આંગળી કરવાના હતા. આટલે એ વાત પૂરી થવાની ન હતી. એ બાળકને અમારે ઉછેરવાનું હતું; અમારી માલમિલકત, વંશપરંપરાથી ચાલુ આવતી માલમિલકત તેને જવાની હતી; એના બાપ જેવો બાળક દુરાચારી નીકળે તો અમારા ઘડપણમાં ધૂળ પડવાની હતી. એક નાની બાબત પર કેટલી મોટી ઈમારત! જરા ભૂલનું કેવું મોટું પરિણામ! હા, પણ જીવનમાં આમ ક્યાં બનતું નથી: ટીપું ઝેર જીવ ક્યાં લેતું નથી?

"ફરીથી મારા માટે વ્યથાના દિવસ શરૂ થયા. કામકાજમાં રસ રહે નહિ, કોઈ ચીજ ગમે નહિ, હું રખડયા કરતો. પત્ની બિચારીને તો ફરવાનું પણ સાધન ન હતું. તે ઘરમાં ખાંડયા કરતી. હું તેના મનની સ્થિતિ સમજતો પણ ઉદાર થઈ બોલી શકતો નહિ કે હશે ભૂલ થઈ તેમાં શું! બિચારીને પેટની વ્યથા (તમે જાણો છો સ્ત્રીને પહેલી સુવાવડના શરૂઆતના મહિનામાં કેવી માંદગી રહે છે), આખો દિવસ ઘરમાં કામ અને મારા તરફનું જરા આશ્વાસન નહિ. મને રખડતો જોઈ, કામકાજમાં રસ નહિ લેતો જોઈ તે અધી થઈ જતી પણ કંઈ કહી શકતી નહિ. આપત્તિનો ઉપાય શોધતી હોય તેમ, અગ્નિ વચ્ચે ઘેરાએલા મૂંગા પ્રાણી જેવી તે બાબરી નજરે બધે જોતી.

"બસ, ડૉક્ટર સાહેબ, હવે મારી વાર્તાનો છેલ્લો મણકો આવે છે. મેં તમને ખોટી હર્યા માટે માફ કરશો. હવે વધુ નથી: એક દિવસ સાંજના તેણે નવાં કપડાં કાઢ્યાં, જણસો પણ કાઢી. મેં પૂછ્યું. 'શો વિચાર છે?' આંખમાં આવેલાં આંસુ લૂછી નાખવા આડું જોઈ તેણે કહ્યું, 'એક દિવસ પિયર જઈ આવું.' પિયર શબ્દથી મારામાં અગ્નિ જાગ્યો. 'કેમ, બનેવીને મળવું છે?' મારા મોંમાંથી વાક્ય નીકળી પડ્યું. 'જે કહેવું હોય તે કહો, ફરી કહેવા તક મળવાની નથી!' એવું આત્માનાં આંસુ હોય તેમ જોરથી તેના આંખોમાંથી તે નીકળવાં લાગ્યાં, 'દુનિયા તો મને માફ ન કરે, પણ વહાલા, તેં પણ મને માફ ન કરી!' પરાણે એટલું બોલી તે ઘરકામમાં પરોવાઈ ગઈ. તેના મનમાં શું રમી રહ્યું હતું તે મને સમજાયું નહિ. ઝેરથી મારું શરીર એટલું કરાઈ ગયું હતું કે અમૃતનો એક છાંટો તે સ્વીકારવા તૈયાર ન હતું. મોડી રાતે હું બહારથી રખડતો અંદર આવ્યો ત્યારે પણ તે તેના શણગારની તૈયારી કરતી હતી. મને થયું, શું સ્ત્રીને બધી ચીજો કરતાં પિયર વહાલું હશે! પણ હું થાકેલો હતો એટલે કંઈ કટાક્ષ કર્યા વિના સૂઈ ગયો.

"હું ઊંઘ્યો; ખૂબ ઊંઘ્યો! પાછલા પહોરની ઊંઘમાં મને લાગ્યું કે કોઈ મારા પગના અંગૂઠાઓને કરડી રહ્યું છે. ઉંદર હશે માની મેં લાત ફેંકી. કોઈની છાતીમાં તે વાગી. કોઈએ તે પગ પકડી રાખી છાતી સાથે દબાવી રાખ્યો, ચૂમ્યો, ઉપર તેની પર ઊનાં આંસુ પડવા લાગ્યાં. મને થયું તે પિયર જતી હશે ને છેલ્લા ઢોંગ કરતી હશે. હું આંખો ઉઘાડ્યા વિના પડી રહ્યો. ફરી મારી પર ઊંઘનું સામ્રાજ્ય ફેલાઈ ગયું.

"વહેલી સવારે નોકરની ચીસથી હું જાગી ઊઠ્યો. મારી પથારીની સામે મારી પત્નીનું શબ લટકતું હતું. રાતનો પ્રસંગ યાદ આવ્યો. હાય, મરવા પહેલાંની જ આ બધી તૈયારી હતી. મારામાંનું ઝેર ચાલી ગયું, આળસ, ચાલી ગઈ, હું કૂદી ઊભો થઈ ગયો. મારાં માતાપિતા પણ તેમના ખંડમાંથી દોડી આવ્યાં હતાં. અમે બધાંએ થઈ તેને ખીંટી પરથી ઉતારી. આંખો ફાટી ગઈ હતી, કપાળે કંકુની આડ હતી, શરીર પર જણસો અને અધોચાં કપડાં હતાં. આવી તૈયારી કરી મરેલી વહુના મોતનું કારણ પૂછતાં હોય તેમ માતાપિતા મારા તરફ જોઈ રહ્યાં. મારાથી બોલાઈ ગયું, 'મા, બાપા, મેં જ તેને મારી છે!—ખૂનની સજા ફાંસી માટે હું તૈયાર છું!' તેઓએ મને બધું સમજાવવા કહ્યું, હું વધુ શબ્દ બોલ્યો નહિ. પુત્રપ્રેમને વશ થઈ આ મરણ રોળી મારવા તેઓ તૈયાર હતાં પણ હું મક્કમ રહ્યો અને શબ સાથે સ્મશાને શરણે થયો. ડૉક્ટર સાહેબ, આ મારી આખી વાત છે. તમે અહેવાલમાં લખજો કે મરણ આપઘાતથી નહિ પણ ખૂનથી છે. આ બધું બન્યા પછી તમે સમજી શકશો કે મરણ વિના મારે માટે બીજી દશા નથી!"

મેં તેને કહ્યું: "અહેવાલ મેં લખી દીધો છે. તેમાં આપઘાત જ લખ્યો છે. હવે તે ફરે નહિ. અને ફેરવીએ તો પણ લાભ શો છે? તારાં માતાપિતાનો વિચાર કર. તારા જેવા સશક્ત તંદુરસ્ત ભણેલા યુવાનો તો ગામડાંનું, દેશનું, પ્રજાનું ધન છે. આ શરીર જવા ન દે. અમે ડૉક્ટરો જીવનમાં પ્રથમ પદ શક્તિ અને તંદુરસ્તીને આપીએ છીએ. એ હોય તો બધું આવી રહે, ન હોય તો બધું જાય! આવું જરા જરામાં મળતું નથી. હું તને નહિ મરવા દઉં!"

"ડૉક્ટર સાહેબ," તેણે કહ્યું, "મારી તંદુરસ્તી અને શક્તિની વાત કરો છો, તેની તંદુરસ્તી કે શક્તિ ક્યાં ઓછાં હતાં? એ જીવને મરતાં શું થયું હશે તે તો ઈશ્વર જાણે કે હું જાણું. મારો કે મારા સાહુ જેવા પાંચસાતનો ભોગ લેવાશે ત્યારે એ જીવ ભૂત થતો અટકશે. ડૉક્ટર સાહેબ, મારા ધ્યેયની સિદ્ધિ વચ્ચે ન આવશો. અમે સશક્ત મનુષ્યો ભૂખ થાક તરસ વેઠી શકીએ; અંતરની વેદના અમારાથી સહન ન થાય!"

"મૃત્યુ તાજું છે એટલે તને આટલું લાગે છે. વખત જતાં આઘાત ઓછો થઈ જશે, ત્યારે સમજાશે કે જીવતો રહ્યો તે સારું કર્યું. દુઃખ ભૂલવાના હજાર રસ્તા છે. તારી પત્ની જેવા બીજા પ્રસંગો ન બને તે માટે સમાજસુધારાની હિમાયત કર. તારા જેવા ભણેલા યુવાનો ગામડામાં થોડા છે. તેઓ કરવા ધારે તો નક્કી કંઈ થઈ શકે. તેં ગામડાઓના શાપતાનોની વાત કરી તે મારા માન્યામાં બરાબર આવી ગઈ છે. એવાઓને દૂર કરવા, રીબાતાં—ચૂસાતાને મુક્ત કરવા કમર કસ! મારો તને સાથ રહેશે. તારું જોઈ બીજા યુવાનો જાગશે. થોડા વખતમાં આપણે ગામમાં અજબ પરિવર્તન લાવી દઈશું. વહેલું મોડું

મરવાનું બધાને છે, કંઈ કરીને મરીએ તો જીવન ધન્ય થાય. રોતલ ન બન, ભેગો થા, હું તને છૂટો કરાવું છું !"

તે કંઈ બોલવા ગયો પણ તેને સાંભળ્યા વિના હું ફોજદાર પાસે ગયો. તેમને બધો ઇતિહાસ કહ્યો. કેસ ગોળી મારવા અને યુવાનને છૂટો કરવા કહ્યું.

ફોજદાર હસ્યા. "હવે એને છૂટો કરવો સહેલું નથી. તમે કાગને બાળવા દો કે હું કાગળો બાળી નાખું પણ આખું ગામ આ વાત જાણી ગયું તેનું શું! આમ કરતાં તેને થવાની હશે તેથી વધુ શિક્ષા થશે અને આપણ બનેની નોકરી જશે તે નફામાં!"

"ગામલોક ખુશ હોય તો !"

"તમે મારા જેટલા આ લોકોમાં જૂના નથી. સૌને લાયકાત હોય તે રીતે જ બધું મળી રહે છે. ગામડાંના લોકો દુઃખી થાય છે તેમાં ખોટું નથી. તમને અનુભવ પછી સમજાશે. મારે પૈસા ખાવાનો સ્વાર્થ નથી: ખાવા ખાવામાં ફેર હોય છે. કેદીને છૂટો કરવામાં તમે ગામલોકોની સંમતિ લઈ આવો. છોકરીના મૃત્યુ બાબતમાં ગામના પાંચ પ્રતિષ્ઠિત માણસો પાસે પંચક્યાસનામામાં સહી લાવો. હું એને છૂટો કરીશ. થયું?"

કામ મને સહેલું લાગ્યું. હું ગામનો ડૉક્ટર એટલે ગામનો દરેક મનુષ્ય મારા આભાર નીચે અને આમાં કોઈનું બૂરું થવાનું હતું નહિ. સારા ઘરનો, ભણેલો, ગામને મદદરૂપ થાય તેવો એક યુવાન બચવાનો હતો. મારા કામમાં સૌ કોઈ મદદ આપશે એમ ધારી હું ગામમાં નીકળી પડ્યો.

પહેલો હું કેદીનાં કુટુંબીઓને મળ્યો. મેં ધાર્યો હતો તેવો શોક ત્યાં દેખાયો નહિ. આ બધા સમય દરમ્યાન એક પ્રશ્ન મારા મનમાં ઉપસ્થિત થયા કરતો હતો તેણે વધુ જોર પકડ્યું. કેદી આગેવાનનો પુત્ર હતો, ગામમાં જાણીતો હતો, છતાં તેના પક્ષના માણસો શબ સાથે કે ચોરામાં ખાસ દેખાતા કેમ નહિ હોય? શું કુટુંબીઓમાં કેદી અણમાનીતો હશે, કે કુટુંબ પર તેણે આવું કલંક આણ્યું તે માટે સૌ અંતરમાં રોષિત હશે? સાચી વાત તેઓ જાણતા નહતા એટલે આમ બને. મેં તેમને ભેગા કરી સાચી વાત સમજાવી અને કહ્યું કે કેદીને બચાવવા હું યત્ન કરું છું, ગામની મદદ મળશે તો તે બચી જશે!

"દાક્તર સા'બ," તેઓમાંથી એકે કહ્યું, "અમે જ્યારે એને શરૂઆતમાં બચાવી લેવા કહ્યું અને કુટુંબની આબરૂ સાચવવાની વાત કરી ત્યારે તેણે ચોખ્ખી ના કહી હતી. હવે તે ક્યાંથી ડાહ્યો થાય છે!"

"ત્યારે તે લાગણીના આવેશમાં હતો."

"જવા દો એ વાતો! ફરી એવો આવેશ આવશે નહિ તેની શી ખાત્રી! માણસ ભણ્યો એટલે અક્કલ ગુમાવવાનો. એ પરણ્યો ત્યારે જ અમે કહ્યું હતું કે એવા ન જાણીતા કુળની કન્યા ના લવાય. અમારું માન્યું નહિ અને આ બૈરી લાવ્યો. બીજું, બૈરી ગઈ તે પાછી આવવાની ન હતી, લાગણીવેડા કરવાથી શું હાથમાં આવવાનું હતું કે કુટુંબની આબરૂ બગાડી! સારા ઘરની કન્યા અમારે ત્યાં હવે આવશે નહિ કે અમારી કન્યા કોઈ સારા ઘરનો લેશે નહિ!—અને હવે અમારે ફજેતી કરવાની રહી ગામના અમારા વિરોધીઓની કે જે પંચક્યાસનામા પર સહી કરી આપે અને આગળ અરજી કરે નહિ!"

"એ બધા પાસે સહીઓ હું કરાવીશ. હું તો એ કામમાં તમારી સંમતિ લેવા આવ્યો છું. પુત્રનો જીવ બચશે જાણી માબાપને આશ્વાસન પણ રહે!"

"મળ્યું આશ્વાસન! બન્ને એવાં મૂંઝાઈ ગયાં છે કે સાનભાન વિના અંદર બેસી રહ્યાં છે! તમે ગામના બીજાની સહીઓ લઈ આવો, એ ઠબવાનો હશે તો અમે મરવા દેવાના નથી!"

"તમે સાથે આવો તો મદદરૂપ બનો!"

"અમને સાથે લેશો તો કોઈ સહી કરી આપશે નહિ. અમારા ઘરાણમાં બધા રોકી રહેવાના. ડાક્તર સા'બ, તમે શહેરના છો એટલે ગામડાંની વાતો સમજો નહિ. તમે એકલા જશો તો કંઈ બનશે, અમે સાથે હશું તો કંઈ નહિ."

મારે કામ ઝડપથી પૂરું કરવાનું હતું એટલે આગળ બોલ્યા વિના, તેઓના શબ્દો વિચારતો હું ગામમાં નીકળી પડ્યો. ગામમાં એક ઘરે ગયો, બીજા ઘરે ગયો, કોઈ આગેવાન ઘેર મળે નહિ! મને આશ્ચર્ય થયું કે આ વખતે ગામના બધાએ આગેવાનો એકી સાથે ક્યાં ચાલ્યા ગયા હશે! મેં તપાસ કરી, પૂછ્યું, પણ કોઈ જગાએથી સીધો જવાબ ન મળ્યો. ગામની મધ્યમાં એક મંદિર હતું તેના ઓટલા આગળ ઊભો રહી હું વિચારવા લાગ્યો. મંદિરના વૃદ્ધ પૂજારીને મારી દયા આવી હોય તેમ લાગ્યું. તેણે મને ઈશારત કરી મંદિરમાં બોલાવ્યો.

"ડાક્તર સાહેબ, તમારા જેવા ભલા માણસ દુઃખી થતા જોવાતું નથી માટે કહું છું. વાત બહાર ન જાય તે તમારે જોવાનું." તે ધીમેથી બોલવા લાગ્યો: "તમે પૈસા ભાઈને છોડાવવા ફરો છો તેની ગામમાં જાણ થઈ ગઈ છે. અને તેથી જ આ આગેવાનો ઘેરથી ભાગી ગયા છે. ગામડાની ખટપટ છે. જે કુટુંબના તે ભાઈ છે તે ગામમાં સૌથી જૂનું અને સધ્ધર કુટુંબ છે. એમાં આ ભાઈ જન્મ્યા, ભણ્યા અને નામના કરે એવા દેખાયા. એમને શિક્ષા થાય ને કુટુંબ પાયમાલ થાય એટલે કુટુંબ બધા જેવું સામાન્ય બની જાય. ગામના બધા આગેવાનો એ ભાઈને શિક્ષા થાય એમ ઇચ્છે છે. તમે કોઈને મળવા મહેનત કરશો નહિ. કાયદાની રીતે જ જે થાય તે કરો."

મારા કાન ખૂલી ગયા. ગામડાંમાં તેજોદ્વેષના બનાવ બનતા પણ આવા નહિ. યુવાન, નિર્દોષ, આદર્શ બની રહે એવા એક યુવાનનો જીવ જ્યારે જોખમમાં છે ત્યારે ગામલોકો તેને બચાવવા મદદ ન કરે એ આશ્ચર્યની વાત. હા, પણ તેનાં કુટુંબીઓ પણ ક્યાં લાગણી દર્શાવતા હતા! તેમને માન અને આબરૂની પડી હતી. તો બીજા લોકો આવું કરે તેમાં નવાઈ શી! મને ફોજદાર આપેલી સલાહ યાદ આવી. કાયદાના રસ્તે જ બચાવ કરવાનું હવે બાકી રહ્યું. તે મારે બને તે કરવું, એવા વિચાર કરતો હું ઘેરે પાછો આવ્યો.

ફોજદાર તરફથી મદદની આશા હું રાખતો હતો ત્યાં મને એક નવું નાટક જોવા મળ્યું. મરેલીનાં માબાપ તેમના ગામથી આવી ગયાં હતાં અને મરેલીના નામે પોક મૂકી રડતાં હતાં. અહીં આવી આમ રડવાનું તેમનું પ્રયોજન મેં પૂછ્યું તો થોડી વાર પછી જાણવા મળ્યું કે તેમની પુત્રીને મારી નાખવા માટે તેઓ જમાઈ પર આપ વરસાવતાં હતાં!

મારા હૃદયમાં ચિરાડા પર ચિરાડા પડતા હતા. શો ગામડાનો સમાજ અને તેમાં ભોળા, સીધા, આદર્શવાદીની શી સ્થિતિ ! આમનું રૂદન કેદીથી અંદર કેવી રીતે સહન થતું હશે ! પણ કેમ થયું તે મેં રડતાંને સમજાવ્યું અને વધુ રડવા તેઓને ના કહ્યું. તેઓએ મારું માન્યું નહિ એટલું જ નહિ પણ વધારામાં કહ્યું કે અમારી છોકરીને મારી નાખવી હતી તેથી જ કેદી પરણી ગયો હતો. તેમનો મોટો જમાઈ તો લાખ રૂપિયાનું માણસ છે. તે એવું કરે નહિ. આ તો બધી મારનારની બચવા માટેની બનાવટી વાતો છે ! તેઓ વધુ રડવા લાગ્યાં અને કેદી તેમજ તેનાં માબાપ પર વધુ શાપ વર્ષાવવા લાગ્યાં.

અંદર કેદી હતો તે અમારી વાતો સાંભળતો હતો. તેણે મને અંદર બોલાવ્યો. ગામમાં હું નિષ્ફળ થઈશ એ તેણે ધાર્યું હશે. સાથે સાસુસસરાનો કલહ હતો. તેણે મને કહ્યું: "ડૉક્ટર સાહેબ, હું મરું તો કેટલા લોકોને શાંતિ થશે ! શા માટે તમે વૃથા મહેનત કરો છો ! જે લોકોની સેવા કરવા તમે મને જીવાડવા ઇચ્છો છો તેઓને તો હું જોઈતો નથી; મારે કોની સેવા કરવી ! અને સેવા કર્યે શું આ લોકો સુધરવાના છે ? હું કેટલું ભણેલો આદર્શવાદી એમને સુધારી શક્યો નહિ, તો તેઓ ક્યાંથી સુધરે ! મેં મારી બૈરીને મારી આપી નહોતી, તેઓ મને ક્યાંથી આપે ! ડૉક્ટર સાહેબ, મને મરવા દો !"

શરીરે થાકેલો, મનથી ભાંગેલો, હૃદયે નિરાશ હું દવાખાને પાછો ગયો. રોજરોજનું જીવન કોઈ યાતનાનું જીવન હું ગામડામાં જીવી રહ્યો હતો તે શું નકામું હતું ? મારા જેવા દવાદારૂ કરનારા કે નિશાળ ચલાવનારા કે ખેતી સુધારનારા બેચાર જણ ગામડામાં જઈ બેસે તો શું કરી શકે ! આજની સંસ્કૃતિની માફક તે સુધારો ફક્ત ચામડી ઉપરનો જ હતો. અંદરના પરિવર્તન માટે કોઈ ભયંકર ઝંઝાવાતની જરૂર હતી: થયું કે દેશની ભૂમિ ઉપર યુદ્ધ કેમ ન થયું !—ધરતીકંપ કે જ્વાળામુખી કેમ આવતા નથી !

કેદીને મરવા દેવું મને યોગ્ય ન લાગ્યું. મારા પૈસાનો વ્યય કરીને પણ તેને બચાવવા હું વિચારવા લાગ્યો. પણ આવા સમાજમાં એવો મનુષ્ય જીવે તો દૈવ લાજે ! તે જ દિવસની રાતે કેદીએ ચોરામાં આપઘાત કર્યો અને બીજે દિવસે સવારમાં મારે તેનું શબ ચીરવાનું થયું ! મારા જીવનમાં એ પ્રથમ જ પ્રસંગ જે વખતે હું કર્તવ્યભ્રષ્ટ થયો હોઉં. મેં કેદીનું શબ ચીર્યું નહિ. પત્ની ગઈ તેમ પતિ ગયો એમ લખ્યું અને બંનેને સાથે બાળવા છૂટ આપી.

સ્મશાનયાત્રામાં હું ગયો હતો. બધાંયનાં મોં કાળાં હતાં. ઘણાએ મારી પાસે આવી દિલગીરી પણ દર્શાવી. હું કંઈ બોલ્યો નહિ. મારું મન વિચારી રહ્યું હતું: મારે આ લોકોની સેવા કરવી ચાલુ રાખવી કે રાજીનામું આપવું ! હવે તો તે લોકો ભલા અને નિર્દોષ લાગતા હતા. શું તેઓમાં કોઈ વખતે ભૂત આવતું હશે કે તેઓથી વિલક્ષણ વર્તન થઈ જતું હશે ! દુનિયાના બીજા લોકોને આવાં ભૂત નહિ આવતાં હોય ! ગનીબીએ [illegible] કર્યો ત્યાંથી સાસુસસરો શાપ વર્ષાવવા આવ્યાં ત્યાં સુધીના બધા પ્રસંગો મેં યાદ [illegible] એમાં મનુષ્યસ્વભાવની મૂળભૂત વૃત્તિઓ આવી જતી ન હતી ! [illegible] ગામડાના લોકો દોષ દેવો તે ખોટો. મારે મારું કામ ચાલુ રાખવું જોઈએ.


સુંદર મનહર કપડાં
મીઠા મધુરા રંગો
સારી અનેરી ભાત
રેશમ જેવી કુમાશ
ધી સારંગપુર કોટન મી. કં. લી.
અમદાવાદ

# ડુંગરના દશ છાડતા

રામપ્રસાદ શુક્લ

—ખંડ પહેલો—

[ મિશ્રોપજાતિ–શાલિની–મન્દાક્રાન્તા ]

૧

હે ચન્દ્રલેખા !
રેખા ધરી બંકિમ અદ્રિશીર્ષે
ઝૂલી રહી ઊગ્ર કટાર જાણે,
શિલાસમૂહોતણી લેખડોનાં
ભેદી હૈયાં, સોંસરી માંહી જાવા,
તોડીફોડી પાધરી માંહી પેસવા,
ઊંડા રહસ્યો સઘળાં ઉકેલવા,
ઘણાય ભેદોનું સ્વરૂપ પામવા
( પૃથ્વી કેરા પ્રાણને પીંખી પીંખી
લેવાનું શું ગૂઢ છે દેખી દેખી )
મથી રહેલી ગહુવેળ મેં લહી;
ધારી ધારી અંતરે ચે ઉતારી,
મારી ભારી મહીંથી નિરખી રાજપૂતી કટારી,
વર્ષો મેં કૈંક ગાળ્યાં તુજ પ્રણયતણો એક આધાર પ્યારી.

૨

કો વેળા તો અદ્રિથી અદ્રિ કેરું
મથી રહી અંતર માપવાને
દેવી જાણે વેંત કો દેવસુંદરી
–તણી સરે મંદ સુમંદ એવી.
ક્યારે સરાણે સમશેર નાખી,
અદષ્ટ ઊભો રહીને સરાણી
ઘસી રહ્યો પર્વતના શિરે. તને.
ને કોઈ વેળા વળી હોડલી તરે
આકાશનાં શુભ્ર અફાટનીરે
મહીં પડી ભેખડ શી કરાડો
–થકી ભગી સાચવી નાવ ચાલતી.
ન્યારાં ન્યારાં રૂપ તારાં નિહાળ્યાં,
ચક્ષુઓમાં કાળજે રમ્ય ઢાળ્યાં;

સંચી સંચી મધુ ઉભરતાં એ સુધાધાર કેરાં,
દુઃખોને ધોળી ધોળી નિતનિત નવલાં સારવ્યાં સત્ય સારાં.

૩

યદા ધરે અમૃત કુંભ કેરું
સ્વરૂપ તેજસ્વી રસે મઢેલું
ધરી તને શીર્ષ પરે હુલાસથી
જાણે પધારી નગસુંદરીઓ
માંહોમાંહે આપતી એક અન્યને
સોહી રહેતી સર્વ એ ધન્યદર્શને.
ખીણો, કરાડો, ગિરિટોચ સર્વે
ધોળા ધોળા શુભ્રતાનાં ફુવારા
ઝીલી ઝીલી, ચાંદનીના સુંવાળા
સ્પર્શે બધાં પોઢી જતાં જ નીંદમાં;
ત્યારે મારી બારીમાં કે પથારીમાં
પડ્યો પડ્યો દેખી રહું જ પ્યારમાં;
તારી સંગે ગગન ભમતી કલ્પના કેરી ધારી
તન્દ્રાના તાર સાથે નયન નચવતી દેવની, હે! દુલારી?

૪

દેવો કેરી ફાંકડી, હે દુલારી?
આત્મા કેરી તું પ્રતિષ્ઠા જ મારી
તારી હૂંફે હાથકો એક ગાળ્યો,
ગયો, ગયો તે નવ ક્યાંય ભાળ્યો.
આ ડુંગરોની વચમાં રહીને
અનાથ શી એકલતા ગ્રહીને,
હૈયે, મ્હોંએ મારિયાં વજ્રતાળાં,
ફૂલેવા બીજે તું વિના ક્યાં ઝરણાં?
તેં અમૃતથી ઉર આ પખાળ્યાં.
ત્યારે મારે જીવને ભસ્મ આશા
કેરી રહીતી ઉરને નિરાશા;
અનેક વંટોળ ચડી ચડીને
ભાંગ્યું તું આ ચિત્ત આખું રડીને.
તારી કેવી ભવ્યતા, ઓ ઋતંભરા?
એકાકીના ઉપર વરસી સ્નેહ સૌજન્ય ધારા,
ઉત્કર્ષોથી ઉજાળી હૃદય મહીં ભર્યાં તેજ કેરા અગારા.

૫

પૂરી થાતી એ તપસ્યા જણાય
માનું તેથી અંજળે પૂરી જાય
જરૂર ના છે મુજને સહારા
—તણી હવે પ્રકૃતિ કે તમારા.
મારાં હશે એક નવીન તેજ
આવી વસ્યું છે, મુજને અભેદ
સંસારની સર્વ વિટંબણામાં
સીધેસીધું દોરી જશે સ્વતંત્ર.
શકે ઘવાઈ નહિ ક્યાંય ચિત્ત
રૂઝાયા છે કાળજૂના ય જખ્મ.
વિહાય તેથી લઉં હર્ષભેર
અદ્રિગુહાથી ફરતો જ ઘેર.
મેદાનોમાં ધારીને ધન્યરૂપ
હું દેખાશે, પણ સ્મરી રહું અદ્રિશૃંગે જ્વલંત
સંસ્પર્શે પ્રાણપુષ્પો મલકી મરકતી તેજધારા અનંત.

૬

આ જિન્દગી છે પથમાં ઉતારો
ઘડી ઠરી, સર્વ પછી પધારો.
સંયોગ સાથે ય વિયોગ કેરો
વિષાદ છૂપો વસતો જ ઘેરો.
વિમૂઢ એથી રડશે, ન પ્રાજ્ઞ
તેં કીધું છે હૈયું મારું ય સુજ્ઞ.
આવી લાગ્યો આજ સંદેશ ગૂઢ,
આ હું ચાહ્યો વેરતો પ્રેમપુષ્પ.
ના ના હવે રાખવું કાંઈ બાકી
તેં આપેલું વેરવું સર્વ નક્કી.
વિઘ્નોને ના દેખવાં ક્યાંય સ્વરૂપ
તૂટે બંધો હૃદયમનના ધ્યેયનો આ પસારો,
જ્હોંચી જાવું પ્રવાસે અખિલ જગતની મુક્તિનો એક આરો.

તો છેલ્લી ઝંખા,
ઓ ચન્દ્રલેખા! પળવાર દેખા
અદ્રિશીર્ષે સોહી રૂડે રમ્ય રેખા.

卐

# ચેતનાનું અવતરણ

મૂળ લેખક : **શ્રી નલિનીકાન્ત ગુપ્ત**
અનુવાદક : **જયન્તીલાલ આચાર્ય**

૨

**આગળ** આપણે જે બે અવતરણની વાત કહી તે ચેતનાનાં સાધારણ અથવા 'વ્યક્તિત્વ વગરનાં અવતરણની વાત થઈ. આ ઉપરાંત વળી ચેતનાનું એક વિશિષ્ટ વ્યક્તિત્વ વાળું અવતરણ પણ છે. ચેતના કેવળ ચેતના નથી, પરંતુ સાથે સાથે ચિન્મય પુરુષ પણ છે.

ચેતનાની જે બધી શક્તિની ધારાઓ સત્તાના કે સૃષ્ટિના અનેક સ્તરોમાં કાર્ય કરે છે તે બધી કેવળ નિરાકાર નિરવયવ વ્યક્તિત્વ વગરની શક્તિની ધારાઓ નથી, પરંતુ સાકાર અવયવવાળી—સ્થૂળ નહિ પણ સૂક્ષ્મ—વ્યક્તિત્વવાળી શક્તિ છે. આદિ મૂળ સત્ય, એટલે કે સચ્ચિદાનંદ, કેવળ કોઈ એક તત્ત્વ નથી; તે વળી સચ્ચિદાનંદમય અને સચ્ચિદાનંદમયી છે. સત્–ચિત્–આનંદનું માત્ર સમષ્ટિ સ્વરૂપ સચ્ચિદાનંદ નથી, તે છે પુરુષોત્તમ અને પરાશક્તિ, આદ્યાશક્તિ. આ આદ્યાશક્તિની ઇચ્છાનો આવેગ છે સૃષ્ટિ કે આવિર્ભાવ; આ ઇચ્છાને પુરુષોત્તમની અનુમતિ, તેમનું અનુમોદન ધારણ કરી રહ્યું છે, સમર્થન કરી રહ્યું છે, અનુપ્રાણિત કરી રહ્યું છે, આદિ વ્યક્તિરૂપો થયાં ભગવાન અને ભગવતી, આદિપિતા અને આદિમાતા.

જેમ જડ તરફ ધપતી ગતિની ધારાથી સત્તા ખંડિત તેમ જ બહુલ થતી જાય છે, ચેતના ક્રમશઃ લુપ્ત થતી કેન્દ્રે કેન્દ્રે અનન્યમુખી થતી જાય છે, તેમ વ્યક્તિરૂપ પણ સાથે સાથે સીમાબદ્ધ થતું ક્ષય પામતું વિકૃત બનતું જાય છે. સર્વપ્રથમ છે પૂર્ણપુરુષ, પરમ વ્યક્તિ, એટલે કે ભગવાન અને ભગવતી. ત્યાર પછી છે વિજ્ઞાનમય લોક, જ્યાં સૃષ્ટિના સત્ય સ્વરૂપનો પ્રથમ પ્રકાશ થાય છે, બહુત્વનાં બીજનો આવિર્ભાવ થાય છે; જ્યાં એક બહુ હોવા છતાં પણ એક રહે છે અને બહુ બહુ હોવા છતાંય એક હોય છે; જ્યાં પ્રત્યેકના અંતરમાં એકની સમગ્રતા સમાનભાવે અને સંપૂર્ણરૂપે વિવિધ રીતે પણ પ્રગટભાવે સક્રિય છે. આ વિજ્ઞાનમય લોકમાં વ્યક્તિનું મૂળ સ્વરૂપ, તેમનો આદિ પ્રથમ પ્રકાશ છે. આ થયાં ભગવાન અને ભગવતીનાં પોતાનાં ભિન્ન સ્વરૂપ કે વિગ્રહ. ભગવાનનાં જે ચતુર્વ્યૂહ (વૈષ્ણવ શાસ્ત્ર પ્રમાણે શ્રી અરવિંદે તેમનાં નામ **મહાવીર, બલરામ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ** આપ્યાં છે) અને ભગવતીની જે ચતુઃશક્તિ (**મહેશ્વરી, મહાકાલી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી**) છે, તેમનું સ્વધામ કે કર્મભૂમિ કે પાદપીઠ અહીં છે. ત્યાર પછી અધિમાનસ. આ અધિમાનસની જે અધિષ્ઠાત્રી વ્યક્તિશક્તિઓ છે તેને જ આપણે સામાન્ય રીતે દેવતા તરીકે જાણીએ છીએ. વૈદિક ઋષિઓએ કદાચ આ દેવતાઓનું જ સંધાન મેળવ્યું હતું અને તેમની સાથે જ પોતાનો સાક્ષાત જીવંત સંબંધ સ્થાપી શક્યા હતા. અહીં પણ, અધિમાનસના ઉત્તર સ્તરનો મંત્ર છે—

एकं सद् विप्रा बहुधा वदन्ति
अग्निं यमं मातरिश्वानमाहुः । (ઋ. વે. ૧–૧૬૪–૪૬)

અહીં પણ વિશ્વદેવતા એક જ દેવની અનેક ક્રિયામૂર્તિ છે, એક જ દેવ સહસ્રશીર્ષ સહસ્રપાદ છે. આમ છતાં દેવતાઓ ઠીક ઠીક પૃથક થયા છે, તેમણે પોતપોતાની વિશેષતા અને સ્વાતંત્ર્ય મેળવ્યાં છે, પૂજાઅર્ચનાનાં સ્તવસ્તુતિદૃષ્ટિ વગેરે સ્પષ્ટ થયાં છે. પુરોપના

વિદ્વાનોએ જેને henotheism એટલે કે જે દેવતાની પૂજા થાય તે વખતે તે જ દેવતા સર્વપ્રધાન સર્વમય ગણાય,—કહ્યું છે. ત્યાર પછી મનોમય સ્તરમાં આવતાં દેવશક્તિના બે ભાગ પડ્યા : સુર અને અસુર (પૌરાણિક દૃષ્ટિથી દેવ અને દાનવ). જેમણે પૂર્વની એકાત્મક ઊર્ધ્વતર ચેતનાની સ્મૃતિ જાળવી રાખી તે સુર ગણાયા; અને જેમણે તે સ્મૃતિને વાળી મૂકીને પોતાનું સ્વાતંત્ર્ય, પોતાની સ્વૈરતા, પોતાનો અહંકાર બહાર આણ્યાં તે અસુર ગણાયા. એક કહેવાયા અદિતિનાં સંતાન, બીજા દિતિનાં સંતાન. અદિતિ એટલે અખંડતા, અભિન્નતા, અવિચ્છિન્નતા; દિતિ એટલે ખંડતા, વિચ્છિન્નતા.

બધાય પ્રાચીન ધર્મોના ઈતિહાસોમાં આ તત્ત્વનો ઉલ્લેખ અનેક પ્રકારનાં રૂપકો કે કાહિનીઓની પાછળ છુપાયેલો જણાય છે. પારસીઓના આહ્રિમાન અને અહુરમઝદ, યહૂદીઓના જિહોવા અને શયતાન, ગ્રીકોનાં ઑલિમ્પિયાન અને ટાઈટન, — આ બધા અદિતિ અને દિતિ, પ્રકાશ અને અંધકારનાં જ દ્વંદ્વરૂપો થયાં. ગ્રીક ઈતિહાસમાં ટાઈટન પ્રોમેથિઉ (Prometheus) સ્વર્ગમાંથી મનુષ્યોની સેવા માટે અગ્નિ લઈ આવ્યો એવી વાત આવે છે. યહૂદીઓ કહે છે કે આદિમનુષ્ય આદમ સ્વર્ગના ઉદ્યાનમાં નિર્દોષ હતો, પરંતુ શયતાને તેને જ્ઞાનનું ફળ ખવરાવીને પ્રથમ પાપનો સ્વાદ ચખાડ્યો. આ બધી ગાથાઓનો અર્થ આપણે ઉપર ચેતનાનું જે અવતરણ કે અવનતિ કહ્યું તે જ થયો. ઐક્યાત્મક માનસોત્તર રાજ્યમાંથી ખંડતાવાળા માનસમાં સત્તાનું, ચેતનાનું ક્રમિક નિમજ્જન થયું, અને પરિણામે અહંનો, અંધતાનો આવિર્ભાવ થયો. અહીં આપણે સાંખ્યોનાં તત્ત્વોનો ક્રમ યાદ કરવો જરૂરી છે: મહત્ તત્ત્વની પછી અહમ્. મહત્ એટલે સર્વવ્યાપક અખંડ ચેતના; આ ચેતના જ્યારે ખંડિત, સંકીર્ણ અને એકમુખી થાય ત્યારે જન્મે અહમ્.

મનનાં એકાંત નિરાળા રાજ્યમાં મનોમય દેવતાઓ રહેલ છે, એકમુખી એકરંગી દૃષ્ટિ, સિદ્ધાંત, સાંપ્રદાયિક મત,—આ બધાંનું મૂળ અહીં છે. આ પુરુષોનો પ્રકાશ છે, પરંતુ તે સીમાબદ્ધ છે, પોતે પોતાને વીંટી રહ્યો છે. પ્રકાશની જે રેખાથી પોતે પ્રકાશિત છે તેને સર્વમયથી અળગી રાખે છે. જ્યારે તે વિશ્વને ભેટવા મથે છે ત્યારે વિશ્વને ખેંચીને પોતાના વર્તુળમાં પૂરી રાખવા ઈચ્છે છે, પોતાને પ્રસારીને વિશ્વનું આલોક્ય પ્રાપ્ત કરતા નથી.

હવે ચેતના મનમાંથી પ્રાણમાં ઊતરી આવે છે. આ સંધિસ્થળે જેમને આપણે અસુર કહીએ છીએ તેઓ આવેલા છે. આ બધા પ્રાણમય જીવો છે, મનના રાજ્યમાં મનનો એકાંગી આત્મસર્વસ્વ ધર્મ માને છે. તેઓમાં છે અહંની પ્રતિષ્ઠા, પ્રતિપત્તિ, એકછત્ર રાજ્ય.

જ્યારે ચેતના પ્રાણમાં ઊતરે છે ત્યારે તે વધારે ગાઢ, વધારે આચ્છન્ન, વધારે આત્મભોગપરાયણ થાય છે. અહીંયાં જે સત્તા કે પુરુષ કે વ્યક્તિનું ઘડતર થાય છે, તેનું જે રૂપ પકડે છે તેમાંની એક મુખ્ય શ્રેણીનું નામ રાક્ષસ છે. જો કે આ પ્રાણમય જગતમાં જ એક બીજી દિશાથી, કોઈ એક ઉચ્ચતર ગૂઢતર સ્પર્શ અને પ્રભાવને પરિણામે, રસાનુભવનું સૌન્દર્યલિપ્સાનું એક ક્ષેત્ર તૈયાર થાય છે જેને આપણે ગંધર્વલોક કહીએ છીએ. યક્ષ, રક્ષ, ગંધર્વ, કિન્નર વગેરે પ્રાણજગતના જુદા જુદા રાજ્યના અધિવાસી છે.

ઉપર કહી તે પ્રાકૃત ઉત્ક્રાંતિની વાત થઈ. આપણા અધમ અંગમાં ચેતના સૌથી વધારે વિચ્છિન્ન, સંકીર્ણ, મોહાચ્છન્ન અને તમસથી ઘેરાયેલી હોય છે. માનવની વ્યક્તિગત ચેતનામાં જે લાલસા, લુબ્ધતા, ક્રૂરતા, નિષ્ઠુરતા વગેરે જે કાંઈ હીન દીન નીચ મલિન કુત્સિત જણાય છે તે બધાંની બીજભૂમિ અહીં છે. અહીંનાં અધિવાસી છે પિશાચ, જિન વગેરે. આથી પણ નીચે જ્યાં પ્રાણ જડને સ્પર્શે છે ત્યાં પણ તેને યોગ્ય જીવો કે વ્યક્તિસત્તા જણાય છે. જેવી તેમની ચેતના ક્ષુદ્ર હોય છે તેવી તેમની શક્તિ અને આકાર પણ

ક્ષુદ્ર હોય છે. પશ્ચિમમાં આ બધાંનાં નામ છે Gobbin, imp, elf, fairy, dryad, naiad ઇત્યાદિ. આપણે સામાન્ય રીતે જેમને જડાભિમાની દેવતાઓ કહીએ છીએ તેમની ઉત્પત્તિ અને લીલાનું સ્થાન અહીં છે. જડની તદ્દન નિકટમાં એવી વ્યક્તિસત્તા હોય છે જેમનું આયુષ્ય ઘણું ટૂંકું હોય છે, જેમનું જીવન જડની એક પ્રકારની ભંગુર સામ્યાવસ્થા પર નિર્ભર હોય છે. આ સામ્યાવસ્થામાં સહેજ પણ ફેરફાર થવાથી વ્યક્તિચેતના નાશ પામે છે, તેનું ઉપાદાન ભાંગીને ચૂરો થઇ જાય છે. અંતે જડની દશામાં વ્યક્તિસત્તા જેવું કાંઇ જ હોતું નથી.

ઉપર આપણે જોઈ ગયા કે વ્યક્તિચેતના, વ્યક્તિસત્તા અને વ્યક્તિરૂપ કેવી રીતે અવતર્યાં. આ વ્યક્તિત્વ ક્રમશઃ ખંડિત થતું, સંકુચિત બનતું, સંકીર્ણ થતું અને સાથે સાથે આચ્છન્ન, ગાઢ, ઘન થતું ચાલ્યું હતું. ચેતના આમ થતાં અંતે જડમાં જેમ લુપ્ત થઈ ગઇ, તેમ વ્યક્તિત્વ પણ નષ્ટ થતું જડાણુમાં ભળી ગયું.

ત્યાર પછી શરૂ થયું વિવર્તન, ચેતનાનું ક્રમિક સ્ફુરણ. ચેતના જેમ જડમાંથી વિકસિત થવા લાગી, તેમ વ્યક્તિત્વ પણ એક નવી આકૃતિમાં, નવી પ્રકૃતિમાં ઘડાતા લાગ્યું. વ્યક્તિત્વનો ક્રમિક વિકાસ તેમજ તેનું ઘડતર એ સૃષ્ટિનું એક મુખ્ય રહસ્ય છે, સૃષ્ટિની સાર્થકતાનું તે એક અંતરંગ તત્ત્વ છે, સૌથી મુખ્ય ઉપાદાન છે.

વ્યક્તિનો રૂપબંધ કેવી રીતે ઘડાયો ? આપણે ઉપર જોઈ ગયા કે જડમાં વ્યક્તિત્વ નથી,—અરે, વ્યક્તિત્વ તો શું, પણ વ્યષ્ટિત્વ સુદ્ધાંત નથી (પછી ભલે ને આધુનિક વિજ્ઞાન પરમાણુની સ્વૈરગતિની ગમે તેટલી વાતો કરે!) વ્યષ્ટિત્વનો મૂળ ધર્મ અને તેની વિશેષતા તેની એક પ્રકારની અખંડતા, સામાન્ય કોઇક આકાર છે. જેને નિરંતર ખંડિત કરી શકાય તે થયું જડ. પરંતુ વ્યષ્ટિને ખંડિત કરવાથી તેનું વ્યષ્ટિત્વ નષ્ટ થાય છે. (અહીં વ્યષ્ટિને માટેનો અંગ્રેજી શબ્દ individual, જેનો વ્યુત્પત્તિ પ્રમાણે 'જેનો ભાગ કરી શકાય નહિ' એવો અર્થ થાય છે, તે ધ્યાનમાં લેવો જરૂરી છે)

પ્રાણના આરંભથી વ્યષ્ટિનો આરંભ થાય છે. વ્યષ્ટિનો કેન્દ્રગત ગુણ સ્વકીયતા છે, અર્થાત પ્રત્યેક વ્યષ્ટિ એક એક વિશિષ્ટ સત્તા છે, પ્રત્યેકને પોતપોતાની ચાલચલગત છે, પ્રત્યેક બહારનાં દૂર કે પાસેનાંની જોડે સંબંધ સ્થાપે છે, પ્રત્યેક પોતાના અંતરમાંથી પ્રતિક્રિયા કરી શકે છે અને પોતપોતાની વિશિષ્ટ રીતે પોતાને પ્રગટ કરે છે. અલબત્ત, આ પ્રકારની વિશેષતા પ્રાણના આદિ સ્વરૂપમાં તેટલી સ્ફુટ કે સ્પષ્ટ થતી નથી જેટલી વિવર્તનની વધુ ઉચ્ચ અવસ્થામાં સ્ફુટ કે સ્પષ્ટ થાય છે. આ વ્યષ્ટિત્વ પ્રાણીમાં સ્પષ્ટ જણાઈ આવે છે. આમ ઉચ્ચતર પ્રાણીઓમાં વ્યષ્ટિત્વ સ્ફુટ થયાં છતાં વ્યક્તિત્વ ક્યાંય પ્રગટ્યું છે કે નહિ તે સંદેહવાળી વાત છે. વ્યક્તિત્વ માનવની વિશેષતા છે.

મનુષ્યના આવતાં સુધીમાં જે વ્યષ્ટિત્વ જન્મ્યું હતું અને ક્રમશઃ પુષ્ટ થતું આવ્યું હતું તેનો ઉદ્દેશ એવું એક ખોખું તૈયાર કરવાનો હતો જેમાં વ્યક્તિત્વ પોતાનો આધાર જમાવીને કાર્ય કરી શકે. આ પ્રમાણે મનુષ્યનો સમુન્નત અને સુસંગઠિત દેહ પણ પ્રકૃતિના લાંબા સમયના પ્રયાસના અને સાધનાના પરિણામ રૂપે થયો છે. પરિપુષ્ટ દેહમાં પરિપુષ્ટ વ્યષ્ટિત્વ (અર્થાત્, માત્ર દેહ નહિ. પરંતુ દેહ, પ્રાણ અને મનનું એક વિશિષ્ટ સંગઠન) પ્રગટ્યું. આ પરિપુષ્ટ વ્યષ્ટિત્વમાં વ્યક્તિત્વનો આવિર્ભાવ થયો. દેહને જો આપણે વ્યષ્ટિત્વનો આધાર ગણીએ તો વ્યષ્ટિત્વ વ્યક્તિત્વનો આધાર ગણાય. ત્યારે આ વ્યક્તિત્વ શું છે ? એટલે કે આધારનું આધેય શું છે ? અહીં આપણે ચેતનાના એક આગળના અવતરણની, ચોથા અવતરણની વાત કરવી પડશે.

# અનાજ, ફળ અને શાકભાજી

[ આપણા આહારમાં તેમનું સ્થાન અને ઉપયોગિતા ]

ડૉ. એન. એમ. શાહ એમએસસી., પીએચ. ડી.

આપણા દેશમાં વસતીનો મોટો ભાગ માંસાહારી નથી. કેવળ માંસાહારીને પણ વનસ્પતિમાંથી પેદા થયેલો ખોરાક થોડો ઘણો લેવો પડે છે. શાકાહાર વિરુદ્ધ માંસાહારનો સવાલ સામાન્ય હિંદીની દૃષ્ટિએ એક ઘણો અગત્યનો ચર્ચાસ્પદ પ્રશ્ન છે. આ પ્રશ્ન પરત્વે જુદી જુદી ખાદ્ય–વસ્તુઓનું સંયોજન હિમાયત કરતા મતો અને સંપ્રદાયો પુષ્કળ છે. પ્રથમ, એવા ચુસ્ત શાકાહારીઓ પડયા છે કે જેઓ ઈંડાં, મચ્છી કે માંસને ખોરાકમાં અડકતા પણ નથી. એ ખાસ નોંધવા જેવું છે કે જાપાનમાં ચુસ્ત બૌદ્ધ દૂધ પણ તેના ખોરાકમાં લેતો નથી કારણ કે તે પ્રાણિજ છે. બીજું, યુરોપમાં શાકાહારીનો એક વર્ગ એવો છે કે જેને ઈંડાંનો વાંધો નથી પણ તે મચ્છી અને માંસનો નિષેધ કરે છે. બનોર્ડ શૉ આ વર્ગમાં મૂકી શકાય છેવટે, પ્રામાણિક માંસાહારીઓનો વર્ગ. આ વર્ગ ધાર્મિક માન્યતા, અંગત સ્વાદ કે સગવડ મુજબ ફેરફાર કરી જુદી જુદી જાતના માંસાહાર લે છે. દાખલા તરીકે, હિંદુ માંસાહારી ગાયનું માંસ નહીં લે: મુસલમાન સૂવરના માંસને નહીં અડે. વાંદાં અને દેડકાં લેનારા ચીનો અને મનુષ્ય–માંસ વિના જેને કોઈ પણ જાતનું માંસ ખપે છે—આ બધાં આ વર્ગમાં મૂકી શકાય. અલબત્ત, મનુષ્ય–માંસાહારી પણ તેના ખાસ વર્ગમાં આવે.

આ ખોરાકના પ્રશ્નની અસરકારકતા બુદ્ધિપૂર્વક તપાસીએ તો, ત્રણ અગત્યના મુદ્દા એમાં સમાયેલા છે: પ્રથમ તો, પ્રાણિદયા; બીજું તેની વૈજ્ઞાનિક બાજુ, જેમાં ખોરાકની ઉપયોગિતાની તપાસનો સવાલ પણ આવી જાય છે; અને ત્રીજું, આર્થિક દૃષ્ટિએ ખોરાકની ઉપયોગિતાનો મુકાબલો. ત્રીજો મુદ્દો એટલે ખોરાકની કિંમત અને ઉપયોગિતા તપાસતાં, એમાં જરા પણ શંકા નથી કે યુરોપમાં કે બીજા દેશોમાં મળતો માંસાહાર ઘણો મોંઘો હોય છે. કિંમતની દૃષ્ટિએ કે બીજી રીતે પણ શરીરને સરખી શક્તિ આપતો શાકાહાર માંસાહાર કરતાં દરેક રીતે વધારે સસ્તો અને તંદુરસ્તીદાયક છે. હિંદુસ્તાનમાં માંસાહારી ખોરાકને લગતાં જોખમ ઘણાં છે. શાકાહાર ઓછો જોખમકારક અને હમેશાં સહેલાઈથી અને પ્રમાણમાં ઘણી સસ્તી કિંમતે મળે છે અને શરીરને મળતી શક્તિના હિસાબે ગેરલાભ ઊતરતો નથી. પશ્ચિમના દેશોમાં પુરવાર થયું છે કે માંસાહારથી અનેક દર્દો ફેલાય છે. માંસમાં આવેલા પથ્ય નાઈટ્રોજનવાળા ભાગ–પ્રોટીન મનુષ્યશરીરને ખૂબ અગત્યના છે. પણ દૂધ, જુદી જુદી દાળ, કઠોળ, વટાણા ઈત્યાદિ વસ્તુઓમાંથી પણ એટલું પ્રોટીન–પ્રમાણ મળી શકે છે એ વસ્તુ શાકાહારીની તરફેણમાં છે. વનસ્પતિના પ્રોટીન પચાવવા જરા મુશ્કેલ છે અને માંસાહારી ખોરાકમાં આવેલા પ્રોટીન જરા સહેલાઈથી પચી જાય છે. પરંતુ વનસ્પતિના ખોરાકને બરાબર ઉકાળીને કે બીજી ક્રિયાઓ કરીને તેમાં રહેલ પ્રોટીન માંસાહારી ખોરાક જેટલાં પાચ્ય બનાવી શકાય. લડાઈના વખતમાં વનસ્પતિના પ્રોટીન પર જર્મનો પોતાનું લશ્કર નભાવતું એવી નોંધ દફતરોમાંથી મળી આવે છે. આ લેખમાં આપણા રોજિંદા ખોરાકમાં વપરાતી ચીજોનો વિચાર કર્યો છે.

આપણા દેશમાં મળતી નિરામિષ ખોરાકી ચીજોના મુખ્યત્વે ત્રણ વિભાગ કરી શકાય: (૧) અનાજ, કઠોળ અને તેની દાળ; (૨) શાકભાજી; અને (૩) ફળ. આ સંબંધી વિશેષ વિચાર કરીએ.

**અનાજ અને કઠોળ વિભાગ:** આપણો દેશ એટલો બધો વિસ્તારમાં મોટો છે કે પ્રાંતવાર અનાજ અને કઠોળ જુદા જુદા હોય છે. દાખલા તરીકે, બંગાળ અને મદ્રાસ ઇલાકામાં વસતીનો મુખ્ય ખોરાક ચોખા છે. પંજાબમાં ચોખા દઈને આપવા યોગ્ય હલકી વસ્તુ લેખાય છે. ઘઉં અને કઠોળ—જેમાં પ્રોટીન ખૂબ હોય છે—તવંગર અને ગરીબ સૌ કોઈ પંજાબમાં સામાન્યતઃ વાપરે છે. દક્ષિણ હિંદના ભાગોમાં ઘઉંની વાનીઓ માત્ર તહેવારના દિવસોમાં જ બનાવાય છે. મહારાષ્ટ્ર અને તેની આજુબાજુના પ્રદેશમાં ઘઉંને બદલે વિશેષતઃ જુવાર વપરાય છે. મૈસુરમાં રાગી—બાજરીની એક જાત—વપરાય છે. ગુજરાત—કાઠિયાવાડમાં ઘઉં અને બાજરી સામાન્ય રીતે વપરાય છે. કાઠિયાવાડમાં બાજરી વિશેષતઃ વપરાય છે. સુરત જિલ્લામાં જુવારની વપરાશ વિશેષ થાય છે. ગુજરાતી કુટુંબોમાં ઘણે ઠેકાણે ચોખા ઓસાવી નાખવાની રીત હોય છે. ઓસા રાંધેલા ચોખા ગમતા નથી. આ રિવાજ ખૂબ જ હાનિકારક છે કારણકે એથી ચોખાનાં પૌષ્ટિક તત્ત્વો ફેંકી દેવાય છે. ચોખા હંમેશાં ઓસા રાંધેલા ખાવા આરોગ્યની દૃષ્ટિએ હિતાવહ છે.

હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં મકાઈ ખાવામાં આવે છે. લગભગ બધે હમેશાં તુવેરદાળ, ચણા વગેરે કઠોળ ખોરાકમાં લેવાય છે. ઉપરાંત વટાણા, વાલ, અડદ, મસૂરની દાળ પણ વપરાય છે. આ ચીજોમાં અનાજ કરતાં વધારે પ્રમાણમાં પોષક તત્ત્વો આવેલાં છે. હિંદુસ્તાનના અમુક ભાગોમાં લોકો કઠોળ વાવતા નથી અને પૂરતા પ્રમાણમાં આવી ચીજો ખાતા નથી. એટલે, શરીરને જોઈતાં પ્રોટીન મળી શકતાં નથી. અડદમાં નાઈટ્રોજનવાળાં તત્ત્વો પુષ્કળ હોય છે. એમાંથી અમુક ભાગ જ શરીરને ઉપયોગી થાય છે. અડદ શરીરને ખૂબ મજબૂત બનાવે છે. અડદ વનસ્પતિ—આહારીઓને માંસ કરતાં પોષણની દૃષ્ટિએ જરા ય ઊતરતા નથી. મગ અને તેની દાળ પચવામાં સહેલો છે. ધોયેલી કે છડેલી દાળ કરતાં આખી દાળ વધારે સારી છે. મગ બાફીને તેનું પાણી માંદા માણસને પણ પથ્ય થાય છે. મગ પણ સહેલાઈથી પચી જાય છે.

**શાકભાજી:** શાકભાજીની બાબતમાં પણ અનાજના જેવી વિવિધતા પ્રવર્તે છે. ગંગાની ખીણના પ્રદેશોમાં અને પંજાબમાં કેટલાંક સર્વોત્તમ અને સસ્તાં શાકભાજી પુષ્કળ થાય છે. વિલાયતમાં પણ આવાં સરસ શાકભાજી થતાં નથી. હિંદુસ્તાનના બીજા ભાગોમાં અને ખાસ કરીને દક્ષિણ હિંદુસ્તાનના પ્રદેશોમાં આવાં શાકભાજી પૈસા ખર્ચતાં પણ નથી મળી શકતાં. હિમાલયના પર્વતપ્રદેશમાં અને કેટલાંક અગત્યનાં હિલ-સ્ટેશનોમાં શાકભાજી વિલાસની વસ્તુ ગણાય છે, કારણકે નીચેના પ્રદેશોમાંથી ઉપર ચડાવીને ખૂબ આકરી કિંમતે તે વેચાય છે. મહારાષ્ટ્રના વિભાગોમાં અને દક્ષિણમાં મદ્રાસના પ્રાંતોમાં પેદા થતાં શાકભાજી હલકી જાતનાં થાય છે અને ઉત્તર હિંદુસ્તાનને મુકાબલે તે મોંઘાં હોય છે. યુરોપમાં બટાટા સસ્તું અને સામાન્ય રોજિંદુ શાક ગણાય છે. હિંદુસ્તાનમાં બટાટા વિના કેટલાય મહિનાઓ સુધી ચલાવી લેવાય છે. આખા દેશમાં લગભગ બધેય ટમેટાં થાય છે.

લીલાં પાંદડાંવાળી ભાજીઓમાં વિટામીન 'એ', 'બી', અને 'સી' પુષ્કળ હોય છે. વિટામીન 'સી' પર ગરમીની અસર સહેલાઈથી થાય છે અને તેની ઉપયોગિતા નષ્ટ

થાય છે, એટલે રાંધ્યા વિનાના ભાજીપાલાની પૌષ્ટિકતા ખૂબ છે એ સ્પષ્ટ છે. કાકડી, પાકાં રાતાં ટમેટાં એમને એમ ખાઈ શકાય. શિયાળામાં મળતાં કેટલાંક શાકભાજી જેવાં કે મૂળા, મોગરી વગેરે કાચાં ખાઈ શકાય.

વિટામીન ઉપરાંત લીલી ભાજીમાં ખનીજ તત્ત્વોવાળા ક્ષાર પુષ્કળ રહેલા છે. વિટામીન અને ખનીજ તત્ત્વોની વિપુલતાને લીધે અને તેમાં આવેલા પ્રોટીનની વિશિષ્ટતાને લીધે (જો કે તેનું પ્રમાણ જૂજ હોય છે) મુખ્યત્વે અનાજમય ખોરાકમાં વધારાની વાનીઓ તરીકે ભાજી ખાવાની ખાસ જરૂર રહે છે. જેમ એકલા અનાજની બનાવેલી ખોરાકી ચીજોની ખામીઓ–સ્વાસ્થ્યની દૃષ્ટિએ—ઉરવાકની જાતિઓમાં દૂધ અને તેમાંથી બનાવેલ વસ્તુઓ લઈને દૂર કરવામાં આવે છે, તેમ લીલી શાકભાજી લેવાથી કેટલાક સંજોગોમાં ખોરાકની અમુક ખામીઓ સુધારી શકાય છે. દાખલા તરીકે, એકલા ચોખાના ખોરાકની ખામીઓ પુષ્કળ ભાજી લેવાથી મોટે ભાગે દૂર કરી શકાય છે. એટલે સપ્રમાણ (well-balanced) ખોરાકની રચનામાં શાકભાજીને અગત્યનું સ્થાન છે.

ફળો : હવે ફળો સંબંધી વિચાર કરીએ. હિમાલયની ખીણોના પ્રદેશોમાં અને કાશ્મીરમાં મીઠાં અને ખાટાં સફરજંદ પુષ્કળ થાય છે. પણ એ પ્રદેશોમાં વ્યવહાર એટલો મુશ્કેલ છે અને રેલવેની સગવડ એટલી બેદરકારીભરી છે કે જાપાન અને અમેરિકાથી આયાત થતાં સફરજંદ દેશભરમાં પુષ્કળ અને સસ્તાં વેચાય છે.

કેળાંનું વાવેતર મુંબઈ અને બંગાળમાં પુષ્કળ થાય છે. પંજાબ અને સંયુક્ત પ્રાંતોમાં કેળાં મોંઘાં મળે છે.

મધ્યપ્રાંત અને આસામની નારંગી આખા દેશમાં પ્રખ્યાત છે. નાગપુરી સંતરાં–મોસંબી મશહૂર છે. પૂનાની લીલી અંજીર ત્યાંની વિશિષ્ટતા છે. મુંબઈ ઇલાકા સિવાય બીજા પ્રાંતોમાં તાજાં લીલાં અંજીર મળવાં મુશ્કેલ છે. ઉપરાંત પોપૈયાં, જામરૂખ, દાડમ ગુજરાત કાઠિયાવાડમાં થાય છે. કાબૂલી દાડમ શ્રેષ્ઠ ગણાય છે.

બલુચિસ્તાન, કાશ્મીર અને કુલ્લુ આખા હિંદુસ્તાનને દ્રાક્ષ, ચીકુ, બદામ અને અખરોટ પૂરાં પાડે છે. ગુજરાતમાં પણ સારાં ચીકુ થાય છે. નાસિકની લીલી દ્રાક્ષ પણ મુંબઈ અને આજુબાજુ આવે છે.

ફળોમાં કેરીનું સ્થાન વિશિષ્ટ છે. કેરી સ્વાદિષ્ટ ફળ છે અને હિંદના જુદા જુદા પ્રાંતોમાં કેરીની મોસમમાં એ સૌ કોઈને સુપ્રાપ્ય ફળ છે. કેરીની અનેક જાતો થાય છે. 'હાફુસ' ઉત્તમ ફળ ગણાય છે.

હિંદુસ્તાનની રેલવેઓએ ફળના વ્યવહાર સંબંધી બહુ જ ઓછું ધ્યાન આપ્યું છે: ખાસ ડબ્બાઓ તૈયાર કરીને ફળ બધે મોકલી શકાય એવી સગવડ પણ ઓછી છે. જનતાને શાકભાજી ફળાદિ સસ્તે ભાવે મળી શકે એવી ગોઠવણ અને સગવડ કરવા વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. આ પ્રશ્ન પ્રજાકીય તંદુરસ્તીની સાથે નિકટનો સંબંધ ધરાવે છે. એ ખાસ યાદ રાખવું જોઈએ કે શાકભાજી અને ફળ સપ્રમાણ ખોરાકની રચનામાં ખૂબ અગત્યનો હિસ્સો આપે છે. આપણી પ્રજાની તંદુરસ્તીનું ધોરણ ઊંચે લાવવા માટે આ પ્રશ્ન ખાસ અગત્યનો છે.

ફળની વિશેષ પૌષ્ટિકતા તેમાં આવેલ વિટામીન 'સી'ના પુષ્કળ પ્રમાણને આભારી છે. ઉપરાંત ફળોમાં ખનીજ તત્ત્વો હોય છે. જુદાં જુદાં ફળોમાં વિટામીન 'સી' એક જ પ્રમાણમાં

હોતું નથી. લીંબુની જાતનાં ફળોમાં જેવાં કે લીંબુ, મોસંબી, સંતરામાં વિટામીન 'સી' પુષ્કળ પ્રમાણમાં હોય છે. વિટામીન 'સી'ને લીધે ટમેટાં પણ ખૂબ કિંમતી ફળમાં ગણી શકાય. અહીંઆં આમળાંનો ખાસ ઉલ્લેખ થવો ઘટે છે. તંદુરસ્તી માટે આમળાં સરસ છે. એ નારંગીમાં હોય તેટલા પ્રમાણમાં એક નાના આમળામાં વિટામીન 'સી' હોય છે. ઉપરનાં ફળોના મુકાબલે દ્રાક્ષમાં વિટામીન 'સી' જૂજ હોય છે. ખોરાકમાં આ વિટામીનના અભાવે રક્તપિત (scurvy) નામનું દર્દ થાય છે. આ દર્દ જેમ જેમ વધતું જાય છે તેમ તેમ શરીરના કોઈપણ ભાગમાંથી લોહી નીકળે છે અને સખ્ત દર્દ થાય છે; પેઢાં સૂઝી જાય છે અને દાંત ઢીલા થઈ જાય છે; નાનાં બાળકોમાં હાડકાંને ગંભીર નુકસાન થાય છે. ખોરાકમાં સખ્ત નિયમન કરવાથી દશ્ય રક્તપિત (florid scurvy) થાય છે; પણ એવો પુરાવો છે કે ઓછા પ્રમાણમાં વિટામીન સી લેવાથી સામાન્ય તંદુરસ્તીમાં ફેર પડે છે; આનું કારણ સહેલાઈથી શોધી શકાતું નથી.

વિટામીન સી ગરમીથી એકદમ નષ્ટ થાય છે, એટલે ફળોના મુરબ્બા અને એવી ચીજોમાં આ વિટામીન શૂન્યવત્ હોય છે. છતાં આવા સાચવી રાખેલા ફળની પૌષ્ટિકતા તેમાં આવેલા ખનીજ ક્ષારોને આભારી હોય એ સંભવિત છે.

નારંગીમાં કેલ્શિયમ (Ca)ના ક્ષાર અને દ્રાક્ષમાં લોહના ક્ષાર પુષ્કળ હોય છે. સામાન્યતઃ ફળ લેવાથી શરીરને ખનીજ ક્ષારનાં તત્ત્વો મળી રહે છે એ ફળાહારની ખાસ ઉપયોગિતા છે. પીળા રંગનાં ફળ જેવાં કે નારંગી ટમેટાં ઇત્યાદિ વિટામીન 'એ' મેળવવામાં શરીરને ઉપયોગી થાય છે, કારણ કે તેમાં રહેલા કેરોટીન નામના પદાર્થનું વિટામીન 'એ'માં સહજ રૂપાંતર થાય છે.

એ નવાઈની વાત છે કે હિંદુસ્તાનમાં પાકતાં જુદાં જુદાં ધનધાન્યને લગતી માહિતી બરાબર મળી શકતી નથી. આ ખોરાકની ચીજોમાં આવેલ પ્રોટીન, તેનું પૌષ્ટિક પ્રમાણ ઇત્યાદિ સંબંધી શોધખોળનું કામ ખાસ કરીને પરદેશી વિજ્ઞાનશાસ્ત્રીઓએ કરેલ છે. હવે આ દિશામાં આપણા દેશમાં ખૂબ ધ્યાન આપવામાં આવે છે. એ ખાસ નોંધવું જોઈએ કે છેલ્લાં થોડાં વર્ષો થયાં હિંદુસ્તાનમાં વપરાતી ખાદ્ય ચીજોને લગતી શોધખોળ સારા પાયા પર ચાલે છે.

ગુજરાતીઓની સામાન્ય તંદુરસ્તી મુકાબલે ઘણી ઊતરતી છે. ખાસ કરીને બીઓનું આરોગ્ય નબળું પડયું છે. આમાં ખોરાકની ખામીઓ ખાસ કારણભૂત છે. આપણા ગુજરાતી ખોરાકમાંની મુખ્ય ખામીઓ આ પ્રમાણે ગણાવી શકાય : (૧) કુલ પ્રોટીન ઓછું લેવાય છે; (૨) પ્રાણિજ પ્રોટીનનું પ્રમાણ ઓછું છે; (૩) વિટામીન 'એ' ઘણું ઓછું લેવાય છે; (૪) ચરબીવાળા પદાર્થો જેવાં કે ઘી તેલ જોઈએ તેના કરતાં વધારે ખવાય છે; અને (૫) શરીરને જોઈએ તેના પ્રમાણમાં આહાર થોડો લેવાય છે. ગુજરાતી મધ્યમ વર્ગની પ્રજાનો બાંધો, કામકાજ અને રહેણીકરણી જોતાં ૭૫ ગ્રામ જેટલું પ્રોટીન રોજ મળે અને તેમાં ૨૦ ગ્રામ જેટલું પ્રાણિજ પ્રોટીન મળે તે ઘણું સારું કહેવાય. તેને બદલે હાલમાં ફક્ત ૫૦–૬૦ ગ્રામ જેટલું જ પ્રોટીન મળે છે અને તેમાં પ્રાણિજ પ્રોટીનનો ભાગ માત્ર ૭–૧૦ ગ્રામ કરતાં વધારે નથી (૧ ગ્રામ=૧૫.૫ ગ્રેન; ૧ પૌંડ = ૪૫૩ ગ્રામ). ટૂંકમાં, ખોરાકમાં મુખ્ય પોષક તત્ત્વોની ઊણપ છે. આથી જ સશક્ત અને સુદૃઢ શરીરવાળાં ગુજરાતીઓની સંખ્યા કમી રહે છે.

આપણા ખોરાકમાં બીજી મોટી ઊણપ વિટામીન 'એ'ની છે. આ ઊણપને લીધે બે જાતની હાનિ થાય છે : (૧) શરીરની વૃદ્ધિ બરાબર થતી નથી; (૨) શરદી–સળેખમ જેવા ચેપી રોગોમાંથી બચવાની શક્તિ કમી થઇ જાય છે, એટલે સાધારણ નબળાઈ અને દર્દની સામાન્ય ફરિયાદો વધી પડે છે. આથી સખ્ત કામ કરવાના ધંધામાં ગુજરાતીઓ આગળ પડી શકતા નથી. કોડલીવર તેલ યા શાર્કલીવર તેલ લેવાથી વિટામીન એની ઊણપ મટાડી શકાય.

પૈસા વધારે ખર્ચવાથી અને સારી સ્થિતિમાં રહેવાથી સારો ખોરાક લઈ શકાય છે એવું નથી. પૈસાદાર કુટુંબોમાં ઓછી તંદુરસ્તીવાળા માણસો વધારે સંખ્યામાં મળી આવે છે.

આ સ્થિતિ સુધારવા આપણા ખોરાકમાં ફેરફાર કરવાની જરૂર છે. પોતાની આવકના પ્રમાણમાં પૌષ્ટિક તત્ત્વોવાળો ખોરાક મળે એવી ગોઠવણ કરવી જોઈએ. માત્ર જીભને સ્વાદિષ્ટ વસ્તુઓનો ખર્ચ ઓછો કરી દૂધ, ફળ ઇત્યાદિ ખોરાકમાં લેવાય એવી ગોઠવણ કરવી જોઈએ. ટૂંકમાં, તંદુરસ્તીનો આધાર આપણા ખોરાક પર રહેલો છે એટલે ઓછામાં ઓછા ખર્ચે દરેક તત્ત્વ જોઈતા પ્રમાણમાં શરીરને મળી રહે એવો ખોરાક દરરોજ મળે એ જોવું તે દરેકની ફરજ છે. ભવિષ્યની પ્રજાની તંદુરસ્તી ખાતર આ દિશામાં તત્કાળ પગલાં ભરવાની જરૂર છે.

---



---

# નવ-સૃષ્ટિ

ઉમેશ કવિ

ઉઘાડી જોઉં તો દીઠો, વાળેલો હાટ સામટો;
કિમ્મતી પુસ્તકો કોરી, ખાધેલાં ખંતથી બધાં.

રહ્યાં અસબાબ પડેલ ગોઠવ્યાં
હતાં અગાઉ, હવડાં ત્યજાયેલાં
છતાં સુરક્ષાર્થ પૂરાઈ પિંજરે
હતાં હણાતાં અવમાનનાં મર્યાં–
ગળી જવી, બંધન–આવર્યાં બધાં
પૂરાં પીડાતાં પ્રતિ–પ્રીત માનુષી
અપૂજ્ય મૂર્તિ સમ ભગ્નમંદિરે
ગૃહે હતાં શોભન–સાજ દૈ પૂર્યાં.

જમી હતી જબ્બર જોરશોરથી
વસાહતો ત્યાં વગદાર વેગે
ફેલ્યાં હતાં પુણ્ય સુખાર્થિ જીવનાં
ફૂલી હતી વેલ રહેલ વંશની.

કંસારી, ઉંદરો, વાંદા : સંપે જંપે સુખેદુઃખે
દોહલી જિંદગી કેરા, લ્હાવા લેતાં હતાં ત્યહીં.

થયાં ટપોટપ્પ વિખેરવેર સહુ
ભયાર્ત શોકાકુલ છિન્ન નાસી,
પડી રહ્યાં બે નવ અર્ભકો ત્યહીં
અપંગ તાજાં કુમળાં કલેવરે;
મીંચેલ આંખે કરતાં જતાં તિણાં
ચિત્કાર પૂરું સમજ્યાં વિના કંઈ
દટાયલાં ખમ્મણ–પુસ્તકોની નવીન
આ વૃ ત્તિ સ મી–પ થા રી.
કર્યું બધું સાફ સમારતાં જઈ
ઝુડી વળી ઝાપટી ધૂપિયું ધરી
તથા મૂકી ડામર ગોળિયો અને
વળી બધાં પુસ્તક ગોઠવ્યાં ફરી.
"અહો ! ગતિ લેખકવૃંદ એ બધા
ગ્રંથો તણાની" નવ કલ્પનાભર્યો
રમાડતો પૂંછડિયે ટિંગાડી શિશુ–
નવો પુસ્તક–ભાષ્યકાર શું !

☆

# શ્રીમતી સરોજિની નાયડુ

## [જીવન અને કવન]

કૃષ્ણવદન જેતલી એમ. એ., બી. ટી.

૧

**ઓક્ટોબર માસમાં** જયપુરમાં હિંદના સાહિત્યનાં પંખીઓ P. E. N.ના (Poets–કવિઓ, Essayists–નિબંધકારો અને Novelists ઉપન્યાસકારો) ઉપક્રમ નીચે ભરાનાર સાહિત્યમેળામાં તેમના વિવિધ સૂરોથી કલરવ કરશે અને તેમનું પ્રમુખસ્થાન 'હિંદનાં બુલબુલ'નું બિરુદ પામેલ શ્રીમતી સરોજિની નાયડુ લેશે અને બહુ વર્ષો બાદ ગાંધીજીના છત્ર નીચે મહાસભાવાદી રાજકારણમાં આઝાદીપ્રેમી પંખીથી ફફડાટ કરતું એ પંખી પોતાની મધુર કાવ્યમય વાણીના સંગીતમય સૂરો રેલાવશે. શ્રીમતી સરોજિની અદ્ભુત વક્તૃત્વ ધરાવનાર અગ્રગણ્ય મહાસભાવાદી નેત્રી છે અને એમનાં વ્યક્તિત્વ પાછળ રહેલ કવિહૃદયને આપણે લગભગ ભૂલી ગયાં છીએ. કેટલાક મહિનાઓ પહેલાં જ તેમનાં અંગ્રેજી કાવ્યોના જુદા સંગ્રહો એક સંગ્રહમાં *The Sceptered Flute* નામે પ્રસિદ્ધ થયા છે. તે કવિ છે એમ જાણવા છતાં આપણે તેમનાં કવનનો આસ્વાદ પૂર્ણ રસપૂર્વક ભાગ્યે જ માણ્યો છે. તેમનાં કાર્યશીલ જીવન અને પ્રેરણાદાયી વ્યક્તિત્વની સમીક્ષા કરી આપણે એ બુલબુલનાં ગાનની રસચર્ચા કરીશું.

શ્રીમતી સરોજિનીએ યુરપ, અમેરિકા અને આફ્રિકાના પ્રવાસ દરમિયાન કરેલાં ભાષણો તથા તેમનાં અંગ્રેજી કાવ્યો દ્વારા પરદેશમાં પણ કીર્તિ સંપાદન કરેલી છે. ૧૯૨૫માં તેમણે હિંદી રાષ્ટ્રીય મહાસભાનું પ્રમુખપદ શોભાવ્યું હતું. ૧૯૩૦, ૧૯૩૨, ૧૯૪૦ અને ૧૯૪૨માં હિંદની આઝાદીની લડતમાં સક્રિય ભાગ લઈ તેમણે જેલવાસ કરવાની હિંમત પણ બતાવી હતી. હિંદ સ્વાતંત્ર્યની લડત, હિંદુ મુસ્લીમ ઐક્ય અને સ્ત્રીઓના હક્કો માટે આ વીર નારી જે અથાગ પ્રયત્નો કરી રહી છે, તે ખરેખર હિંદની સ્ત્રીઓને માટે ગૌરવ સાથે પ્રેરણા અનુભવી, જીવનોન્નતિ કાજે સતત કાર્યરત રહેવાનો એક અત્યુત્તમ પદાર્થપાઠ છે.

સરોજિની નાયડુએ હિંદના રાજકારણમાં ઝંપલાવ્યું તે પહેલાં, તેમણે સુંદર અંગ્રેજી કાવ્યો લખી, અંગ્રેજી કાવ્યોમાં હિંદી હૃદયની સૌરભ રેડી, પરદેશી વાચકોને પોતાના મંજુલ રવે મુગ્ધ કર્યાં હતાં. ૧૯૧૭થી રાજકારણમાં જ પોતાનું જીવનધ્યેય માની તેમણે પોતાની કાવ્યપ્રવૃત્તિને શિથિલ કરી, તદપિ તેમનું હૃદય તો સંવેદનશીલ કવિનું જ રહ્યું છે. તેમના પહેલાં કુમારી તરુ દત્તે અંગ્રેજી કાવ્યો અને ફ્રેંચ કાવ્યોના અંગ્રેજી અનુવાદોથી અંગ્રેજોનું ધ્યાન ખેંચ્યું હતું, પણ ૩૦મી ઑગસ્ટ ૧૮૭૭ને દિને ૨૨ વર્ષની ટૂંકી જિંદગીમાં જ આ કાવ્યકલિકા પ્રફુલ્લિત બનતાં પહેલાં જ મુરઝાઈ ગઈ. તરુ દત્તનાં કાવ્યોમાં મૃદુતા છે, માધુર્ય છે, છતાં ક્યાંક છે અને તેમાં એકલવાયા ટૂંક કરુણ જીવનની ઝાંખી થાય છે. પણ તેના જ એક ફ્રેંચ કાવ્યના અનુવાદ દ્વારા કહીએ તો:

> "Thus dies and leaves behind no trace
> "A bird-song in the leafy wood;
> "Thus melts a sweet smile on a face."

"આ રીતે જ ગીતપંખી વનમાં પાછળ કોઈ ચિહ્ન મૂક્યા વિના જ મૃત્યુ પામે છે; આ રીતે જ મુખ પર મધુર સ્મિત ઓસરી જાય છે." સરોજિની નાયડુ તરુ હતનું કાર્ય પૂરું કરવા જ જાણે પ્રભુ પાસેથી નવીન શક્તિ મેળવી આવ્યાં નહિ હોય ?

દક્ષિણ હૈદ્રાબાદમાં ૧૩મી ફેબ્રુઆરી ૧૮૭૯ને દિને ડૉ. અઘોરનાથ ચટ્ટોપાધ્યાયની પત્ની વરદાસુંદરીએ સરોજિનીને જન્મ આપ્યો હતો. ડૉ. અઘોરનાથે એડિનબર્ગ વિદ્યાપીઠની વિજ્ઞાનની ઉપાધિ મેળવી હતી અને બેક્સ્ટર તથા હોપ ઇનામો મેળવ્યાં હતાં. હિંદ આવી તેમણે હૈદ્રાબાદમાં નિઝામ કૉલેજ સ્થાપી. સરોજિનીએ પિતાને આપેલ અંજલિ જ તેમનું વ્યક્તિત્વ દર્શાવે છે:

"Farewell! Farewell! O brave and tender sage,
Selfless, serene, untroubled, unbeguiled
By trivial snares of grief and greed or rage,
O splendid dreamer in a dreamless age
Whose deep alchemic vision reconciled
Time's changing message with the undefiled
Calm wisdom of the Vedic heritage."

આ 'શિક્ષણના પિતા'ને પુત્રી સરોજિનીને વૈજ્ઞાનિક શિક્ષણ આપવાની ઇચ્છા હતી. તેમણે સરોજિની માટે બચપણમાં એક અંગ્રેજ અને એક ફ્રેંચ ગવર્નેસ રોખી હતી. તેના માટે જુદો ખંડ, પુસ્તકાલય વગેરેની સંપૂર્ણ સગવડવાળી તૈયારીઓ કરી હતી. અઘોરનાથ અને તેમનાં પત્ની બંગાળી બોલતાં, પણ બાળકો ઉર્દૂ બોલતાં. સરોજિની ફારસી ભાષા શીખી ૧૨ વર્ષની વયે જ મદ્રાસની મેટ્રિક પાસ થઈ હતી. શેલી, બ્રાઉનિંગ અને ટેનિસન તેના પ્રિય કવિઓ હતા.

તે અગિયાર વર્ષની હતી ત્યારે એક દિવસ તેને બીજગણિતનો દાખલો ખૂબ મૂંઝવતો હતો. પણ એકાએક ગણિતને બદલે એક કાવ્ય લખાયું અને ત્યારથી તેની કવિ તરીકે શરૂઆત થઈ. તેર વર્ષની ઉંમરે તેણે વૉલ્ટર સ્કૉટના કાવ્ય *The Lady of the Lake*ના અનુકરણમાં ૭ દિવસમાં ૧૩૦૦ પંક્તિઓનું કાવ્ય લખ્યું અને તેની બિમારીમાં પુસ્તકને સ્પર્શ કરવાનો પ્રતિબંધ કરનાર ડાક્ટરને ચીડવવા ૨૦૦૦ પંક્તિનું નાટક લખ્યું ! ૧૪થી ૧૬ની ઉંમરમાં તેણે ઘણું વાંચી નાખ્યું હતું, એક નવલકથા લખી હતી અને ઘણી મોટી નોંધપોથીઓ લખી હતી. ૧૮૯૫માં તેના Meher Muneer નામના અંગ્રેજીમાં લખેલા ફારસી નાટકની છપાવેલી પ્રત નિઝામને ભેટ આપવામાં આવી અને તેના પ્રયાસથી ખુશ થઈ નિઝામે તેને વર્ષે ૩૦૦ પૌંડની શિષ્યવૃત્તિ અને પ્રથમ વર્ગની ટિકિટ કઢાવી ઇંગ્લૅંડ મોકલી. પંદર વર્ષની વયે તે ડૉ. નાયડુના પ્રેમમાં પડી અને પાછળથી ૧૮૯૮માં ડિસેમ્બરમાં તેમની સાથે લગ્ન કર્યું. વરવધૂની જ્ઞાતિના ભેદને કારણે બંને પક્ષો તરફથી ખૂબ વિરોધ થયો હતો.

ઇંગ્લાંડમાં તે મિસ મેનિંગની દેખરેખ નીચે રહેતી હતી. અહીં તેને સર એડમન્ડ ગૉસે નામના જાણીતા અંગ્રેજ લેખક અને વિવેચક સાથે પરિચય થયો. કેમ્બ્રિજની કોઈ પણ કૉલેજમાં ૧૮ વર્ષની નીચેનાને દાખલ કરવામાં આવતાં નહિ, તેથી ૧૬ વર્ષની સરોજિનીને લંડનમાં થોડો વખત કિંગ્સ કૉલેજમાં અભ્યાસ કરવો પડ્યો. પછી તે

કેમ્બ્રિજમાં ગિરટન કૉલેજમાં દાખલ થઇ, પણ તેને ત્યાંના જીવને અને શિસ્તે કંટાળો આપ્યો અને થોડાક મહિનાઓમાં તે માંદી પડી. તેણે ૧૮૯૭માં સ્વીટ્ઝર્લૅન્ડ અને ઇટાલીમાં પ્રવાસ કર્યો. સ્વીટ્ઝર્લૅન્ડના મનોહર, રમણીય પ્રકૃતિસૌંદર્યે તેના હૈયાની વીણાની વાણી જગાડી અને ઇટાલીનાં સૃષ્ટિસૌંદર્ય અને દાન્તે એન્જેલોનાં કાવ્યો અને ચિત્રો તથા મૅઝિની અને ગેરીબાલ્ડીની દેશદાઝની ભાવનાઓ, કાવ્યોરૂપે વ્યક્ત થવા લાગી. લંડનમાં તે એડમન્ડ ગોસેના કુટુંબમાં ખૂબ હળી ગઈ હતી અને તેમની આગળ તેણે પોતાનાં કાવ્યોનો થોકડો રજૂ કર્યો. એડમન્ડ ગોસેએ તેને સાચી સલાહ આપીઃ એ કાવ્યોને કચરાની ટોપલીમાં પધરાવવા સૂચવ્યું! તેમણે કહ્યું છેઃ 'સરોજિનીએ મને આપેલાં કાવ્યો રચનામાં, વ્યાકરણ અને ઊર્મિની બાબતમાં શુદ્ધ હતાં, પણ તેમાં જરા યે વ્યક્તિત્વ ન હતું. તે પાશ્ચાત્ય લાગણી અને કલ્પનાથી તરબોળ હતાં અને ટેનિસન તેમજ શેલીની યાદ આપતાં.' તેમને તો જોઈતાં હતાં–હિંદનું હૈયું અને તેના ધર્મના સિદ્ધાંતો, તત્ત્વજ્ઞાન, મંદિરો અને દરગાહો અને તેમાં ધબકતી ઊર્મિઓ અને ચમકતા રંગોને કલ્પનાથી સહજ રીતે આલેખનાર હિંદી કવિની પ્રતિભા. આ સલાહ સરોજિનીએ માન્ય રાખી અને આ સોનાના સોપાનદર્શકને તેમણે પોતાનો પ્રથમ કાવ્યસંગ્રહ *The Golden Threshold* (૧૯૦૫) અર્પણ કર્યો. આ કાવ્યોને મિલ્ટન બ્રોનીએ 'શુદ્ધ સુવર્ણનાં કાવ્યો' કહ્યાં છે. અને 'ધ ટાઈમ્સે' તેની આલોચના કરતાં લખ્યું છેઃ " Her poetry seems to sing itself as if her swift thoughts and strong emotions sprang into lyrics themselves.—તેનું કવન જાણે તેના ગતિમય વિચારો અને તીવ્ર લાગણીઓ જાતે જ ઊર્મિગીતોમાં ફૂટી નીકળ્યાં હોય તેમ ગાય છે." સાચું સુંદર કાવ્યતત્ત્વે, અનોખા વ્યક્તિત્વે અને પૂર્વના જાદુઈ આત્માએ આ કાવ્યોને સરોજિનીની પ્રથમ યશકલગી રૂપ બનાવ્યાં. તે અલ્પ સમયમાં જ પ્રખ્યાત કાવ્યલેખિકા બની ગઈ. ૧૯૧૨માં *The Bird of Time* –'કાળપંખી' નામે કાવ્યસંગ્રહે અને ૧૯૧૭માં *The Broken Wing*–'તૂટેલી પાંખ' ના સંગ્રહે તેની કીર્તિમાં વધારો કર્યો. 'કાળપંખી'માં મુગ્ધત્વના આનંદની જગ્યા ગંભીર સંગીતે લીધી છે અને છેલ્લા સંગ્રહમાં 'નિશ્ચિત હેતુ અનુભવને કલ્પના દ્વારા ઘુટી સમૃદ્ધ સંગીત અને લાવણ્ય દ્વારા વ્યક્ત થાય છે.' તેનો આત્મા હિંદની મૂળ લાગણીઓને સંબોધે છે અને તેનાં કાવ્યો એવાં ઉજ્જવળ છે કે પૂર્વના તિમિર પ્રદેશ પર કોઈ અભ્યાસી કે ઇતિહાસકાર પાડે એવો પ્રકાશ પાથરે છે. ગોસે તે વિશે કહે છેઃ " They have the astonishing advantage of approaching the task of interpretation from inside the magic circle, although armed with a technical skill that has been cultivated with devotion outside of it.–કડકમાં કડક ટીકાકાર પણ તેમાં ખામી શોધે એવું હવે કાંઈ રહ્યું નથી. "

શ્રીમતી સરોજિનીનું ડૉ. એમ. ગોવિંદરાજુલુ સાથેનું દામ્પત્યજીવન સરોજિનીની નાજુક તબિયત અને નાની બિમારીઓ બાદ કરતાં સુખી હતું. તેમણે ૧૯૦૪માં આર્થર સ્યમોન્સને પત્રમાં લખ્યું છેઃ

" તમે જાણો છો મારી હવામાં કેટલાંક સુંદર કાવ્યો તરી રહ્યાં છે; અને જો દેવો કૃપા કરશે તો હું મારા આત્માની જાળ ફેંકી તેમને આ વર્ષે ઝડપી લઈશ. જો દેવો કૃપા

રે અને મને જરા સ્વાસ્થ્ય બક્ષે તો. મારા જીવનને સંપૂર્ણ બનાવવા માટે આટલી જ જરૂર છે, કારણ શેલીએ વર્ણવેલું 'આનંદનું ચૈતન્ય' મારા નાનકડા ઘરમાં જ વસે છે, બાગમાં પંખીઓનાં ગીતો ભર્યાં છે અને લાંબી કમાનદાર પરસાળમાં બાળકોનાં.

સરોજિની બે પુત્રો અને બે પુત્રીઓની માતા થયાં છે.

સરોજિનીનું ઘર એટલે સુખ, સગવડ અને સૌંદર્યના આનંદનો સમન્વય. સુંદર પડદાઓ, કલાત્મક શેતરંજીઓ, ફૂલો અને ચિત્રો સાથે આરામદાયક રાચરચિલું તેમની સંસ્કૃતિની સાખ પૂરે છે. સરોજિનીના સંભાષણમાં પણ રસ અને ચતુરાઈ વારંવાર ડોકિયાં કરી આનંદના વાતાવરણને ઉત્તેજિત રાખે છે. તેઓ આદર્શ પત્ની અને માતા છે.

રાજકારણમાં પડ્યાં પહેલાં સરોજિની જરૂર પડ્યે રાષ્ટ્રીય અને સામાજિક કાર્યમાં રસપૂર્વક ભાગ લેતાં. ગોખલેએ તેમને દેશસેવા અને રાષ્ટ્રીય રાજકારણમાં ભાગ લેવા પ્રેર્યાં. એક સાંજે ગોખલેએ તેમને કહ્યું :

"Stand here with me, with the stars and hills for witness, and in their presence consecrate your life and your talent, your song and your speech, your thought and your dream to the Motherland. O poet, see visions from the hill-tops and spread abroad the message of hope to the toilers in the valleys.—મારી સાથે અહીં ઊભાં રહી આ તારાઓ અને ટેકરીઓની હાજરીમાં–સાક્ષીમાં, તમારાં જીવન અને બુદ્ધિને, ગીત અને વાણીને, વિચાર અને સ્વપ્નને માતૃભૂમિ માટે અર્પણ કરો. ઓ કવિ, ટેકરીઓની ટોચે ઊભાં રહી આદર્શ દર્શન કરી તેનો આશાવંત સંદેશ ખીણમાંના શ્રમજીવીઓને પાઠવો."

આ ઉદ્બોધનને માનપૂર્વક સ્વીકારી તેમણે દેશમાં પ્રવર્તી રહેલ હિંદુ મુસ્લીમ વિસંવાદ અને મવાલ તથા ઉદ્દામવાદીઓ વચ્ચેના સંઘર્ષણને દૂર કરી સૌને દેશસેવામાં કાર્યશીલ બનવા પ્રેર્યાં. લખનૌમાં ૨૨મી માર્ચે ૧૯૧૩માં મળેલ મુસ્લીમ લીગની ઐતિહાસિક બેઠકમાં રાષ્ટ્રીય પ્રગતિ અર્થે બીજી કોમો સાથે સહકાર સાધવા બંધારણમાં ફેરફાર કરાવવાની ચળવળમાં તેમણે મુસ્લીમો સમક્ષ કોમી ઐક્ય પર પ્રથમવાર જાહેર ભાષણ કર્યું. ૧૯૧૫માં મુંબાઈમાં શ્રી સિંહાના પ્રમુખપદે મળેલ રાષ્ટ્રીય મહાસભામાં તેમણે પ્રથમ વાર સ્વરાજ્યના ઠરાવને ટેકો આપતું ભાષણ કરી, અંતમાં સંગઠિત હિંદનું આદર્શદર્શન કરાવતું કાવ્ય ગાયું. ૧૯૧૭માં કલકત્તામાં મિસિસ બેસન્ટના પ્રમુખપદે મળેલ મહાસભાની બેઠકમાં 'જુસ્સાદાર' ભાષણને અંતે તેમણે કહ્યું :

"હું તો ફક્ત એક સ્ત્રી છું અને તમને હું જણાવવા માગું છું કે જ્યારે તમારો સમય આવે, જ્યારે તમને દોરવા તમારે મશાલધારીઓની જરૂર પડે, જ્યારે તમારો ઝંડો ઊંચે ફરકતો રાખવા તમારે ઝંડાધારીઓ જોઈએ, અને જ્યારે તમે શ્રદ્ધા ગુમાવી મૃત્યુ પામો ત્યારે હિંદનું નારીત્વ તમારી પડખે તમારા ઝંડાધારી અને તમારા ચૈતન્યને ટકાવનાર હશે. જો તમે મૃત્યુ પામો તો યાદ રાખજો હિંદના પૌરુષ સાથે ચિતોડની પદ્મિનીનો જુસ્સો સ્મરણમંદિરમાં બિરાજે છે."

૧૯૧૮ના મે માસમાં કોંજીવરમમાં મદ્રાસ પ્રાંતીય પરિષદના કોંગ્રેસના ઇતિહાસમાં સૌથી તોફાની વાતાવરણમાં પ્રમુખપદેથી શક્તિપૂર્વક વ્યવસ્થા જાળવી સરોજિની દેવીએ પરિષદનું સફળ સૂત્રસંચાલન કર્યું. તેમણે ત્યાં કરેલા ભાષણમાં પોતાનો કાવ્ય અને સ્વપ્નના આશ્રમનો ત્યાગ અને રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ સુયોગ્ય ઠરાવતાં કહ્યું :

"તમારી સમક્ષ ઊભા રહી, આજે હું હવેથી તમારી સાથે નહિ, પણ તમારામાંની એક છું, એમ કહેતાં હું ગર્વથી આનંદ અનુભવું છું. આ મહાન શહેરમાં ફરીથી એક વખત હું જેને મેં જીવન અર્પણ કર્યું છે એવા સુંદર આદર્શ–સ્વપ્નને જોઉં છું. વારંવાર મને કહેવામાં આવ્યું છે: 'તમારાં સ્વપ્નોનાં અલૌકિક આવાસમાંથી તમે બજારમાં શા માટે આવ્યાં છો? શા માટે કવિની બંસરી કે વીણાને તરછોડી, રાષ્ટ્રને યુધ્ધે ચડવા હાકલ કરતા ઉભેલાની સિંધુડાની સૂર વહાવતી શરણાઈ બન્યાં છો?' કારણ* કવિનું કાર્ય તેના ગુલાબના બગીચામાં આવેલ સ્વપ્નના મહેલમાં એકલા પડયા રહેવાનું નથી, પણ તેનું સ્થાન જનતા સાથે છે; ધોરી રસ્તાની ધૂળમાં અને યુદ્ધની મુસીબતોમાં કવિનું ભાવિ-ધ્યેય છે. કવિનું કવિત્વ આફતના સમયે, પરાજય અને નિરાશાના વખતે, સ્વપ્નાં સેવનારને કહેવામાં રહેલું છે કે જો હું સાચો સ્વપ્નશિલ્પી હો તો બધી મુશ્કેલીઓ, બધી ભ્રાંતિ-ભ્રમણાઓ, બધી નિરાશા એ માયા સિવાય બીજું કાંઈ નથી. ફક્ત આશા એ જ મહત્ત્વની વસ્તુ છે. અહીં હું તારાં ભવ્ય સ્વપ્નો, તારી અજોડ હિંમત અને તારા અજેય વિજયો સાથે તારી સમક્ષ ઊભો છું.* તેથી જ આજે સંઘર્ષના સમયે જ્યારે તમારા હાથમાં હિંદ માટે વિજય મેળવવાનું કાર્ય પડયું છે, ત્યારે હું એક અબળા, મારા ઘરમાંથી બહાર આવી છું. હું સ્વપ્નો સેવનારી બજારના ચોકમાં આવી છું અને કહું છુંઃ 'આગે બઢો, બિરાદરો, ફતેહ તરફ આગે બઢો.'

તેમણે ૧૯૧૯ની રોલેટ–કાળા–કાયદાની વિરુદ્ધ ગાંધીજીની સત્યાગ્રહની ચળવળનો પ્રચાર કર્યો અને છઠ્ઠી એપ્રિલે મુંબાઈમાં પ્રતિબંધિત–જપ્ત સાહિત્ય શેરીઓમાં વેચ્યું.

હિંદી વજીર મોન્ટેગ્યુની નવા ભાવિ અંધારણ અંગેની હિંદની મુસાફરી દરમ્યાન સરોજિનીએ અખિલ હિંદની મહિલાઓની પ્રતિનિધિ તરીકે સ્ત્રીમતાધિકારનો પ્રશ્ન તેમની સાથે ચર્ચ્યો. બ્રિટિશ પાર્લામેન્ટરી કમિટિ સમક્ષ સુધારાના કાયદા અંગે ચર્ચા કરવા સરોજિની અખિલ હિંદ હોમ–રૂલ (સ્વરાજ્ય) લીગ તરફથી પ્રતિનિધિ તરીકે ઇંગ્લાંડ ગયાં. તેમનો સ્ત્રીઓનો રાજકીય સમાનતા અને મતાધિકાર આપવાનો દાવો એ સત્ય હકીકતના ગર્વ સાથે આદર્શના કાવ્યનો ગણનાપાત્ર મેળ દર્શાવતું લખાણ છે. કમિટિના પ્રમુખે પણ કહ્યું કે તે તેમના 'ગદ્યાત્મક સાહિત્યને કાવ્યમય સ્પર્શથી ઉજ્જવળ કરે છે.'

---

* "The function of a poet is not merely to be isolated in ivory towers of dreams set in a garden of roses, but his place is with the people; in the dust of the high-ways, in the difficulties of battle is the poet's destiny. The one reason why he is a poet is that in the hour of danger, in the hour of defeat and despair, the poet should say to the dreamer : 'If you dream true, all difficulties, all illusions, all despair are but Maya : the one thing that matters is hope. Here I stand before you with your higher dreams, your invincible courage, your indomitable victories."

સરોજિનીએ મહાત્મા ગાંધીને હિંદના એક આદર્શ રાજકીય નેતા ગણી પોતાના રાજકારણના ગુરુ તરીકે સ્વીકાર્યા. ૧૯૨૦માં પોતાની તંદુરસ્તી અર્થે તેઓ ઇંગ્લાંડ હતાં, ત્યારે તેમણે લંડનમાં કિંગ્સવે હૉલમાં 'પંજાબની વેદના અને શરમ' પર ભાષણ આપ્યું. તેથી હિંદી વજીર મોંટેગ્યુ ફફડી ઊઠયા અને તેમના નિવેદનને સાબિત કરવા પડકાર કરવા બીડું ફેંક્યું. શ્રીમતી સરોજિનીએ બીડું ઝડપી તેમને ભયંકર હકીકતોથી હારી દે તેવો જવાબ આપ્યો. મલબારમાં મોપલાના બંડ અંગેના લશ્કરી કાયદાના સમયમાં સૈનિકોએ ગુજારેલા ભયંકર અત્યાચારોની હેવાનિયત ખુલ્લી પાડતું ભાષણ તેમણે કાલિકટમાં ૧૯૨૨ના માર્ચમાં કર્યું. મદ્રાસ સરકારે તેમને નોટિસ આપી હકીકત પુરવાર કરવા, અગર જો માફી નહિ માગે તો કાયદેસર પગલાં લેવાની ધમકી આપી. પણ વર્તમાનપત્રોમાં આ ધમકીની પોકળતા ખુલ્લી પાડતા અનેક ભયંકર સત્ય હેવાલો પડયા અને સરોજિનીના નિવેદનને સમર્થન મળ્યું. સરોજિનીએ તેમના નિવેદનનો એક પણ શબ્દ પાછો ન ખેંચ્યો, છતાં સરકારે ચુપકિદીમાં જ લાભ જોયો. ૧૧ મી માર્ચે (૧૯૨૨) ગાંધીજી પકડાયા અને દેશ પર શોકનું વાતાવરણ છવાઇ ગયું. ૧૮મીએ અમદાવાદમાં તેમના પર ચાલેલા ઐતિહાસિક કેસનું સજીવ વર્ણન તે વખતે હાજર રહેલાં સરોજિનીએ આપણને આપ્યું છે. ગાંધીજીથી અનેક સહકાર્યકર્તાઓ જુદા પડયા, પણ સરોજિની તેમને વફાદારીથી વળગી રહ્યાં. દાંડીકૂચ વખતે ગાંધીજીની 'તમે તો વરરાજા જેવા લાગો છો' એવી મીઠી મજાક તેમણે કરી, ત્યારે ગાંધીજીએ 'કન્યા સામે જ છે' એમ મજાકમાં જવાબ આપ્યો હતો, એ જ બંનેની ગાઢ મૈત્રી બતાવે છે.

જન્મે હિંદુ પણ મુસ્લીમ શહેરના મુસ્લીમ સહવાસમાં રહેલ સરોજિનીએ ઇસ્લામની સંસ્કૃતિ પણ પિછાની છે અને તે સહિષ્ણુતા અને પ્રેમના બંધનથી બંને કોમોને સંગઠિત કરવા ઇચ્છા સેવે તેમાં નવાઇ નથી. તેમના એક ભાષણમાં તેમણે કહ્યું છેઃ

"ઇટાલીના સ્વાતંત્ર્યને લક્ષમાં રાખી કહેવાનું કે મૅઝિની એકલો સ્વપ્નશિલ્પી હતો અને ગૅરીબાલ્ડી એકલો લડવૈયો હતો અને બેમાંના એકે એકલા રહી કાર્ય કર્યું હોત તો સ્વાતંત્ર્ય પામેલ મહાન ઇટાલી ન સર્જાયું હોત. પણ એ મૅઝિનીની પ્રતિભા હતી કે તે સ્વપ્નશિલ્પી ગૅરીબાલ્ડીનું કાર્ય બન્યો અને ઇટલી સ્વતંત્ર થયું. એ પ્રમાણે જ આપણા રાષ્ટ્રીય ઇતિહાસની ઉત્ક્રાંતિનું છે. હિંદુઓ મૅઝિની છે અને મુસ્લીમો ગૅરીબાલ્ડી છે. આદર્શ સ્વપ્નશિલ્પીનું મુસદ્દી અને લડવૈયા સાથેનું મિલન, ગહન પ્રતિભાનું પૌરુષની શક્તિ સાથે સંમિશ્રણ—એ જ આપણે આજે આપણા મહાન હિંદમાં ઝંખી રહ્યાં છીએ."

આ પ્રમાણે સાહિત્યના સુંવાળા, ગુલાબી, સ્વપ્નમય પ્રદેશને છોડીને રાજકારણના કઠોર ક્ષેત્રમાં પડવા છતાં શ્રી સરોજિનીદેવીએ કાર્યમાં રાજકારણ, પણ વાણીમાં કાવ્ય જ રાખ્યાં છે. રાજકારણે એ કવિના મૃદુ હૃદયને કઠોર નથી કર્યું. અલબત્ત, ઘણી વખત હિંદના દુઃખે તેને રોષયુક્ત કર્યું છે, પણ એ રોષમાંયે વીરાંગનાની પ્રજ્વલિત બાની વીર-રસરૂપે વહે છે. આંતરરાષ્ટ્રીય સાહિત્ય સંસ્થા P. E. N ના હિંદી સંમેલનના પ્રમુખ-પદેથી ફરીથી આપણે તેમની સાહિત્યવીણાના સૂરો સાંભળી સાહિત્યને દેશસેવાના કાર્યમાં યોજવાની નવીન પ્રેરણા પામીશું.

[ શ્રીમતી સરોજિની નાયડુના જીવનનો પરિચય આગળ ઉપર આપવામાં આવશે. ]

# જૂનો પ્રશ્ન

સરોજિની મહેતા

રામનો સીતાત્યાગ એ બહુ જૂનો અને બહુ ચર્ચાયેલો પ્રશ્ન છે. બીજા અનેક પ્રશ્નો પેઠે આમાં પણ ભિન્ન મત ધરાવનારાઓ કદી પણ સામાનું દૃષ્ટિબિન્દુ કબૂલ રાખી શકતા નથી. છતાં હમણાં એક પુસ્તકમાં આ સંબંધી (પુસ્તકના પોતાના વસ્તુ માટે અસંબદ્ધ એવી) લાંબી ચર્ચા વાંચી આ લખવા પ્રેરાઉં છું.

પ્રથમ તો સીતાની અગ્નિપરીક્ષા જ મારી દૃષ્ટિએ તો અપમાનકારક હતી. જો દંપતીને અન્યોન્યમાં દૃઢ વિશ્વાસ ન હોય તો એ સહજીવન જ અર્થહીન છે. લોકલાજ ખાતર સાથે રહેવું પડે એટલું જ. રામને તો સીતામાં સંપૂર્ણ વિશ્વાસ હતો, માત્ર લોકોના સંતોષ ખાતર અગ્નિપરીક્ષા કરાવી, એ દલીલમાં કશું વજૂદ નથી. કોઈ અર્વાચીન યુવક હરિજનો કે પરધર્મીઓ સાથે સહભોજનમાં ભાગ લઈને અથવા જેલવાસમાં ગમે તેવું ખાઈને પછી ન્યાતીલાને સંતોષવા પ્રાયશ્ચિત્ત કરે તેના જેવું જ એ છે. એ યુવક કે એનાં માબાપ પણ કહી શકે કે અમે તો એમાં કશું પાપ જોતાં નથી, પણ વ્યવહારમાં રહેવું છે એટલે ન્યાતીલાઓને રાજી-રાખ્યા વગર છૂટકો નથી.

રામ એ પ્રથમ રાજા અને પછી પતિ, એ વસ્તુ પર ખાસ ભાર મૂકવામાં આવે છે. પિતાના વચન ખાતર પ્રજાને કકળતી મૂકી ચૌદ વરસનો વનવાસ સ્વીકારતી વખતે પ્રથમ રાજા અને પછી પુત્ર એવી દલીલ કેમ આગળ ન આવી? સીતા અધીન સ્ત્રી હતી. એટલે એનો ત્યાગ કરવામાં વાંધો નહિ એવો જ અર્થ નીકળે છે.

સીતાનો ત્યાગ એક ધોબીની નિંદાથી પ્રેરાઈને નહિ પણ સમસ્ત પ્રજાનો મત લઈ કરવામાં આવ્યો હતો, એમ કહેવામાં આવે છે. હમણાં 'રામરાજ્ય'ની ફિલ્મમાં આ દૃશ્ય જોતાં મારી પાસે બેઠેલાં એક સંસ્કારી (જો કે તદ્દન જૂના વિચારો આચાર વચ્ચે ઉછરેલાં) બહેને કહ્યું: "જોયું, મત આપનારમાં એકે સ્ત્રી છે! બધા પુરુષોનો જ મત લીધો તે તો રામને હા એ હા જ ભણેને!" આ ઉપર વિશેષ વિવેચન કરવાની જરૂર નથી.

વળી રામને સીતાનો ત્યાગ આવશ્યક લાગ્યો તો પણ એને ખોટું કહી વનમાં મોકલી એનો તો કશો જ બચાવ નથી. સામે મોઢે કેમ ન કહ્યું કે હું લોકાપવાદને જીતવા અસમર્થ છું તેથી મારે ત્યાગ કરવો પડશે. જીવન પર્યંત અનન્ય નિષ્ઠાથી સેવા કરનાર પત્નીને છેતરીને વનમાં મોકલી દેવી તે ક્ષત્રિયની હિંમતને ઉચિત હતું? વળી સગર્ભા સ્ત્રીનું વનમાં શું થશે એનો ખ્યાલ માત્ર નહિ આવ્યો હોય? રામના અનન્ય ભક્ત તુલસીદાસે ધર્મનાં મૂલ રૂપ ગણાવેલી દયા ક્યાં ગઈ હતી? હાલના જમાનામાં કોઈ પુરુષ સગર્ભા સ્ત્રીને વનમાં કે રસ્તામાં રઝળતી મૂકી દે (માબાપની કે ન્યાતીલાની ઇચ્છાને માન આપી) તો આપણે તેને માટે શું ધારીએ? ત્યાગ કરવો જ યોગ્ય લાગ્યો તો જાતે જ કોઈ ઋષિના આશ્રમમાં મોકલવાની વ્યવસ્થા કરવી ઘટિત નહોતી? વાલ્મીકિએ સીતાનું રુદન સાંભળ્યું અને તેને પોતાના આશ્રમમાં લઈ ગયા એ તો અકસ્માત હતો. એ ન બન્યો હોત તો સીતા સગર્ભાવસ્થામાં જ વનમાં ભૂખે તરસે મરી જાત-અથવા તેના પુત્રો જન્મ્યા પછી ત્રણે જણ મરણ પામ્યાં હોત તો એનું પાપ કોને શિરે લાગત?

